॥ ॐ तत्सत् ॥



# अर्पण पत्रिका.

અકથ્ય! અગોચર! અનીહ! અરૂપ! અસંગ! અક્રિય! અખંડ! અનિર્દેશ્ય! અકલ્પનીય! નિર્ગુણ! નિરાકાર! સચ્ચિદાનંદ! પરબ્રહ્મ! ગોબ્રાહ્મણ પ્રતિપાલ! શરણાગતવત્સલ! સજ્જનપાલક! ભક્તોદ્ધારક! દુષ્ટ-વિદારક! સનાતન ધર્મસેતુ સંરક્ષક! ઈત્યાદિ અનેક અલૌકિક વિશેષણ વિશિષ્ટ શ્રીમત્પૂર્ણ પુરુષોત્તમ મર્યાદાવતાર રઘુકુલ મુકુટમણિ દશરથનંદન શ્રીમદ્ રામચંદ્રજી ભગવન્!

આપ શ્રી 'વેદ શાસ્ત્રાદિના આક્ષિપ્ત અર્થ અનુસાર' સૂર્યના પૌત્ર એવં વૈવસ્વત મનુના જ્યેષ્ઠ પુત્ર ઇશ્વાકુના વંશમાં ઉત્પન્ન થયેલા રઘુ રાજાના વંશજ છો.

આપશ્રીએ કુમારાવસ્થામાંજ આરોપિત અજ્ઞતાએ કરી સર્વ કર્મોનો સ્વરૂપતઃ ત્યાગ કર્યો હતો.

આપની ઉકત ' અજ્ઞાતાને' લોકદયયા દૂર કરવા નિમિત્તે આપશ્રીને, પરમગુરૂ વસિષ્ઠજીએ આત્મસાક્ષાત્કાર વિષયક ઉપદેશ આપ્યો હતો. અને જ્ઞાનોત્તર કર્મની લોકકલ્યાણ માટે આવશ્યકતા દેખાડી હતી. તદનુકૂલ વર્તન કર્યા પછી આપ શ્રીમાનમાં સર્વ પ્રકારે આદર્શ પુરુષોત્તમ કિંવા આદર્શ અવતારી તરીકેની પ્રતીતિ થઇ છે.

આપશ્રીના કુલગુરૂ એવં 'અમારા ગોત્ર[1]' બ્રહ્મર્ષિ વસિષ્ઠજીની યોગ્યતા કેવા શબ્દોમાં કહું વારુ? યોગજ શક્તિએ કરી સકલ પદાર્થોનો સાક્ષાત્કાર કરવા ઉપરાંત અધ્યાત્મનિષ્ઠાના સામર્થ્ય વડે તેમને સમગ્ર વિશ્વ લોષ્ઠ કરતાં પણ તુચ્છ સ્વરૂપમાં પ્રતીત થતું હતું; માત્ર લોકસંગ્રહ અર્થેજ તેમની કર્મોમાં પ્રવૃત્તિ હતી.

આપના પિતાશ્રી રાજા દશરથજી માં સાંપત્તિક, શારીરિક અને ધાર્મિક બળ કરતાં નૈતિક બળ અદ્ભુત હતું. અને સર્વ કરતાં પણ ભક્તિ વિષયક સામર્થ્ય તો અસીમજ હતું. આપશ્રીનાં માતાજી પતિવ્રત ધર્મમાં પણ આદર્શરૂપા હતાં.

---

૧ અમારૂં વસિષ્ટ ગોત્ર છે, તથા વાસિષ્ટ, ઇંદ્રપ્રમદ અને આભરદ્વસુ એ ત્રણ પ્રવર છે.

આપ શ્રીમાનના શ્વશુર—મૈથિલ દેશાધિપતિઃ નિમિ રાજાના વંશજ મહારાજા જનક તો આપના પારમાર્થિક સ્વરૂપના સંપૂર્ણ જ્ઞાતા હતા, અસંગ સ્થિતિમાં રહી વ્યવહાર ચલાવતા હતા. સર્વ પ્રકારનો વ્યવહાર કરવા છતાં (પોતે પૂર્ણભાવને પ્રાપ્ત થયેલા હોવાથી) તજ્જન્ય ફળથી (જળ કમળવત) અલિપ્તજ રહેતા હતા. અર્થાત લોકસંગ્રહ અર્થેજ તેમનું જ્ઞાનોત્તર નિષ્કામ કર્મ હતું.

આપશ્રીનાં સહધર્મચારિણી—ધર્મપત્ની—શ્રીમતી સીતાજીમાં સતી ધર્મનું એવં સત્યનું સામર્થ્ય પણ અદ્ભુત હતું.

આપશ્રીના લઘુ બંધુ સૌમિત્રેય-લક્ષ્મણજીની સેવા તથા સ્વધર્મમાં સાવધતા અપ્રતીમ હતી. અયોધ્યાજીથી શ્રીનાશિક ક્ષેત્ર પર્યન્ત અરણ્યવાસમાં સાથેજ રહેવા છતાં શ્રીમતી સીતાજીનાં ચરણગત ભૂષણ સિવાયનાં ભૂષણો તરફ પણ જેમની દૃષ્ટિ ગઇ નહોતી. તેવા કુમાર લક્ષ્મણજીની નૈતિક કિંવા સ્વધર્મ વિષયક સાવધતા માટે અન્ય ઉદાહરણની આવશ્યકતા શી હોય વારુ?

આપશ્રીના ભ્રાતા ભરતજી ની ભક્તિ તો અલૌકિકજ હતી. તેમજ આપશ્રીના લઘુતમ ભ્રાતા શત્રુ-

ઘાતી-શત્રુઘ્ને આપશ્રીના સુપુત્રોનું જન્મ સમયેજ મુખાવલોકન કરી જે આનંદ અનુભવ્યો હતો તે તો વાલ્મીક ઋષિજ કહી શકે।

આપશ્રીના વીરોદાર જ્યેષ્ઠ કુમાર-યુવરાજ કુશ, "શત્રુઓ રૂપી ગજેન્દ્રોના અંકુશ રૂપ હતા." અને આપશ્રીના ક્ષાત્રકુલદીપક નાના કુમાર—લવ, "સત્પુરુષોનાં બોધદાયક સૂક્તોના શ્રવણથી ઉત્પન્ન થતાં પ્રેમાશ્રુ" જેવા પ્રેમાળ હતા.

આ પ્રમાણે આપ શ્રીમાનની 'કુળ પરિવાર ઇત્યાદિ સહિત' અનેક રીતે લોકોત્તર કથાથી, તેમજ આપશ્રીના વાસ્તવિક-પારમાર્થિક સ્વરૂપની સર્વોત્કૃષ્ટ યોગ્યતાથી આકર્ષાઇ આપના પ્રસાદ રૂપ અનેક "શાસ્ત્રીય" વર્ણનોથી ભરપૂર, એવં આપશ્રીના પૂર્વજો તથા વંશજોની કથાઓથી ગ્રથિત, અને ઉકત કથાઓના મધ્ય બિંદુ કિમ્વા લક્ષ્ય બિંદુ રૂપ આપ શ્રીમાનની ચારિત્ર્યકથાથી અલંકૃત થયેલો આ "રઘુવંશી રત્નાકર અથવા આદર્શ ઇતિહાસ" નામક ગ્રંથ આપશ્રીના પતિતપાવન પાદસરોજમાં અત્યંત ભાવપૂર્ણ હૃદયથી સમર્પણ કરૂં છું તેનો સ્વીકાર કરી કૃતાર્થ કરશોજી. इत्यभ्यर्थना।

લી० દયારામ ખટાઉ ગંગાધર.

# ભૂમિકા અને વિષયપ્રવેશ.



પ્રત્યેક મનુષ્યને પોતાની જીવનયાત્રામા યોગ્યાયોગ્ય સ્વકૃતિ અનુસાર અનેક પ્રકારનાં ઇષ્ટાનિષ્ટ પરિણામોરૂપી ફળો અનુક્રમે અનુભવવાં પડે છે તેમાંથી જે મનુષ્ય સહનશીલ એવ વિવેકાદિ સાધનસંપન્ન હોય, તે તો સ્વકૃતિના અનિષ્ટ પરિણામરૂપ ફળને પણ સહર્ષ ભોગવી લે છે. તેવા સંયમશીલ પુરુષ સિવાયનો-સાધારણ કોટિનો-પુરુષ, પ્રતિકૂળ પરિસ્થિતિ વખતે ઉદ્વિગ્ન રહે એ સ્વાભાવિક છે.

एते हि हृदयमर्मच्छिदः संसारभागाः । येभ्यो बीभत्समानाः संत्यज्य सर्वान्कामानरण्ये विश्राम्यन्ति मनीषिणः ॥

ભવભૂતિ કવિ ઉત્તરરામ ચરિત્રમાં શ્રીરામચંદ્રજીદ્વારા કહેવરાવેછે કે આ હૃદયના મર્મ સ્થળોને છેદી નાખે એવા સાંસારિક બનાવો છે, જેનાથી ભયભીત થઇ સવ કામનાઓનો ત્યાગ કરી કેટલાક વિદ્વાનો વનમા જઈ વિશ્રાન્તિ લે છે.

પરંતુ જે મનુષ્ય પ્રતિકૂલ પરિસ્થિતિમાથી પસાર થતો હોય છતા શાન્તિપૂર્વક સસારયાત્રામા વિચરતો હોય તેને ધન્ય છે. અર્થાત આવી ઉચ્ચતમ ભૂમિકારૂઢ થવા રૂપા સ્થિતિ સર્વના માટે શ્રેયસ્કર અવશ્ય છે.

પરંતુ પાતંજલ યોગદર્શનમાં દર્શાવ્યાનુસાર અહંતા, અસ્મિતા ઈત્યાદિ ઉર્મીઓને રોકવાનું કાર્ય સર્વ સાધારણના માટે સુગમ નથી. અર્થાત અહંતા ઈત્યાદિ પાંચ ઉર્મીઓ રૂપી પાંચ મુખવાળી સરિતાના વેગમાં અનેક દૈવેતર પ્રકૃતિ-વાળા મનુષ્યો તણાઇ ગયા છે.

એ દૃષ્ટિએ સ્પષ્ટતયા પ્રતીત થાય છે કે ઉક્ત વૃત્તિ-ઓજ આ 'રઘુવશી' કે બાંવઢા નામક નિબંધના નિર્માણનું અભિન્ન નિમિત્તોપાદાન' કારણ છે.

અર્થાત "આપણે લોહાણા 'રઘુવંશી' કે 'બાંવઢા'?" યાને લોહાણાઓની ઉત્પત્તિ અને પ્રભવસ્થાન નામક ઈનામી નિબંધના પ્રાસ્તાવિકમાં લખવામાં આવ્યું છે તદનુસાર ઇર્ષા ઇત્યાદિ દુર્ગુણોનો કડવો અનુભવ શેઠ શ્રી રાઘવજી પુરુષો-ત્તમને છેલ્લાં બે ત્રણ વર્ષમાં અનેક પ્રસંગોએ થયો. તે ઉપરથી "આપણે લોહાણા 'રઘુવંશી' કે 'બાંવઢા?'" એ વિષય પરત્વે એક ઇનામી નિબંધ શેઠ રાઘવજીએ સ્વ-જ્ઞાતિજનો પાસેથીજ માંગ્યો. તે ઉપરથી અઠ્ઠાવીશ નિબંધો આવ્યા, તેમાંથી શ્રીયુત હીરાલાલ હરજીવન ગણાત્રા બી. એ., એલ. એલ બી. નો નિબંધ પરીક્ષોત્તીર્ણ થયો; તેની ભૂમિકા શ્રીયુત જયકૃષ્ણ નાગરદાસ વર્મા બી. એ., એલ-એલ. બી., એમ એસ. સી. ઈકોન. (લંડન) બારીસ્ટર-એટ લો; ઇત્યાદિ પદવીધારી એ લખી છે.

એ નિબંધ સમ્બન્ધી વાતાં મેં 'લોહાણા હિતેચ્છુ પત્ર દ્વારા જાણી, પરંતુ નિબંધને વાંચ્યા પછી મને એમ જણાયું કે પ્રસ્તુત વિષય પરત્વે જે વસ્તુનું સંભાળપૂર્વક તેમજ કેટલાક વિદેશીઓના માયાવી પરદામાંથી મુક્ત થઈને પરીશીલન કરવું જોઇતું હતું, તે વસ્તુના મૂલનું છેદન કરી ભૃગુપાત કરવામાં આવ્યો છે તે ઉપરથી મારી ઈચ્છા થઈ કે એતદ્‌વિષય સમ્બન્ધે જેટલી હકીકત જાણવામાં આવી છે તેટલી હકીકત ગ્રથાકારે પ્રસિદ્ધિમાં મૂકી દેવી. તે સાથેજ નિબંધમાં તથા પ્રસ્તાવનામાં જે જે વિચારપરંપરાની ઐતિહાસિક ત્રુટિઓ જણાય તેના પણ સમર્થક જવાબો લખવા, કે જે ઉપરથી વસ્તુના મૂલછેદનની અનિષ્ટ ક્રિયા વકીલ તથા બારીસ્ટરના હાથે કેમ થવા પામી છે તે પણ ક્રમશઃ તેમાં જણાઈ આવે.

પ્રાસ્તાવિક તથા ઇનામી નિબધ તરફ દૃષ્ટિપાત કરતાં તેમજ તેવીજ કોટિનાં બીજાં પુસ્તકો જોતાં સ્પષ્ટ જણાઈ આવે છે કે કેટલાક પાશ્ચિમાત્ય વિચારોમા પ્રાયઃ જેમની બુદ્ધિ રૂંધાયેલી (ગુંગળાયેલી) હોય તેઓ આપણા પ્રાચીનતમ સિદ્ધાન્તના અંશને પણ યથાર્થ રીતે અવલોકી ન શકે એ સ્વાભાવિક છે. તેમ તેવાઓને જ્ઞાનલવનિર્દગ્ધ થયેલાઓને ભર્તૃહરિના કથનાનુસાર બ્રહ્મા પણ રંજન કરી ન શકે; તેમ છતાં તેમના વિચારવિકલપણાનો ભોગ આપણી આર્યાવર્ત્તની આર્ય પ્રજા ન થઇ પડે તે સારૂ યથામતિ નિડર-

પણ શાસ્ત્રીય એવં સ્વતંત્ર વિચારોનો પ્રચાર કરવાની દૃઢ નિશ્ચયપૂર્વક ધારણા કરી.

કેટલાક સમયથી પાશ્ચિમાત્ય વિચારરૂપ વાયુનો વેગ વધારે જોરથી ચાલે છે. જ્યારથી ભારતવર્ષમાં પાશ્ચિમાત્ય સંસ્કૃતિનો યુક્તિવાદ પ્રવહ વાયુની માફક વહન કરવા લાગ્યો, ત્યારથી લગભગ ભારતવર્ષના 'પણ' યુરોપીય સંસ્કૃતિના શિક્ષણમાં ઉછરેલા કેટલાક વિદ્વાનોની બુદ્ધિ મૉર્ગેજ (ઘરેણે) મુકાઇ ગઇ છે. અર્થાત્ દેશ પરાધીન થવાની સાથેજ બુદ્ધિની સ્વતંત્રતાનો પણ કટલેક અંશે લોપ થઇ ગયો છે; એટલે પાશ્ચિમાત્ય વિચારપરંપરા રૂપ પવનનાં પડ ઝામી (બાઝી) જવાથી બુદ્ધિ કલુષિત થઈ ગઈ છે. નહિ તો પોતાના સાહિત્ય માટે, પોતાનાં અસ્તિત્વ માટે, અને પોતાના પ્રાદુર્ભાવ ઈત્યાદિ માટે વિદેશી, વિધર્મી અને ભારતવર્ષની પરંપરાથી બંહુધા અજ્ઞ લોકોની અત્યલ્પ સત્યાંશવાળી કાલ્પનિક યુકિતઓના કેવળ આધાર ઉપર અકાંડતાંડવ કેમ કરે?

"પ્રાચીન ઇતિહાસ કી સામગ્રી" નામક પુસ્તકમાં લખવા પ્રમાણે ઇ. સ. ની બીજી શતાબ્દીની મધ્યમાં મિસર દેશના 'અલેકઝાંડરિઆ' નામક નગરમાં 'ટાલમી' નામના યુનાની વિદ્વાને હિન્દુસ્થાનના ઇતિહાસ તથા ભૂગોળ સમ્બન્ધી પુસ્તક લખ્યું છે, પરતુ તેના લખવા પ્રમાણે હિન્દુસ્થાનનો નકશો કરવામાં આવે તો 'મહા નદીને સ્યામમાં, હિમાલયને તિબેટમાં અને ગંગાજીને ચીન સુધી લઇ જવાં પડે!

તેમજ એજ (પ્રાચીન ઇતિહાસકી સામગ્રી) નામક ગ્રંથમાં લખવા પ્રમાણે ભિન્નભિન્ન સમયમાં આવેલા ૧૫ મુસલમાન મુસાફરોએ પણ પ્રાયઃ પક્ષપાતિ વૃત્તાન્તો લખ્યાં છે. અર્થાત સુલેમાન, ઇબ્ન ખુર્દાદબા, અલમસૂદી, અલઈસ્તારવરી અને ઇબ્નહાકલ, અનુક્રમે ઇ. સ. ૮૫૭, ૯૧૨, ૯૫૩, ૯૫૧. ૯૭૬ માં આવ્યા હતા; તેમના લખેલા વૃત્તાંતોમાંથી અમુક વાર્તાઓનોજ આપણે ઉપયોગ કરી શકીએ, પણ સર્વાંશે તેનો ઉપયોગ કરી શકાય તેમ નથી. એ પ્રવાસીઓ ઉપરાંત દશમી શતાબ્દીના અંતે આવેલા 'અલબિરુની'એ લખેલા ઇતિહાસમાંથી પણ 'ભાગ ત્યાગ લક્ષણાની રીતીએ' અમુક અંશ નેજ ગ્રહણ કરી શકાય તેમ છે. અને એ પ્રમાણેજ ટૉડ, કર્નિંગહામ ઇત્યાદિનાં પુસ્તકોમાંથી તથ્યાંશને ગ્રહણ કરી તેનો ઉપયોગ કરવો જોઇએ; પરંતુ સખેદ કહેવું પડે છે કે અમોએ ઉપર લખી દર્શાવેલી કક્ષાના કેટલાક વિદ્વાનોએ તેમની પ્રાયઃ સર્વ માન્યતાઓને કિમ્વા કલ્પનાઓને સ્વીકારી લઈ તેમના આધારે નિબંધો લખી ભારતીય પ્રજાને ભારે અન્યાય આપ્યો છે.

લેખો જોયા, અવશેષો તપાસ્યા, રીત રિવાજો પુછયા, જોયા અને વાંચ્યા. તે દરમ્યાન લૂંટ વિગેરેના કડવા અનુભવો અનુભવ્યા તે કેવળ ભારતવાસીઓના ઉપકારાર્થ હતા કે તેમાં કોઈ ગુપ્ત ભેદની ઘટના હતી ?

એ વાતને અધિક નહિં લંબાવતાં એટલુંજ માત્ર અત્રે દર્શાવીશુ કે ટૉડ સાહેબના અઢાર વર્ષના નિરંતર પરિશ્રમ, ભ્રમણ અને શોધખોલ ઇત્યાદિના પરિણામે સન ૧૮૧૮ ની ફેબ્રુવારીથી મે મહિના સૂધીમાં મેવાડ ઇત્યાદિ પ્રાંતો "ઇષ્ટ-ઇન્ડિઆ" કંપનીને પ્રાપ્ત થઇ શકયા હતા.

એ ઉપરથી સિદ્ધ થાય છે કે ટૉડ સાહેબ કોઈ અત્યંત નિર્મલ, નિસ્વાર્થ અને નિષ્પક્ષપાત બુદ્ધિનો ઇતિહાસકાર નહિ, કિન્તુ કંપની સરકારનો રાજનીતિજ્ઞ સુપ્રસિદ્ધ અનુચર હતો.

કંપની સરકારની સહાયતાથી ગ્સાલાસહિત ભારત દેશમાં વિચરવા રૂપ પરિશ્રમ વડે પ્રાપ્ત કરેલી વાસ્તવિક પરિસ્થિતિ સમ્બન્ધી ઇતિહાસ ટૉડે ઇંગ્લન્ડનેજ પૂરો પાડયો છે, બાકી સ્થૂલ તેમજ-પ્રાયઃ-અસંગત, સંક્ષેપથી કહીએ તો ઉચ્ચ જાતિઓને હીણપ લગાડે તેવી કેટલીક વાતો "રાજસ્થાન" નામક પુસ્તકમાં લખી છે. અર્થાત વાસ્તવિક રીતે ટૉડ સાહેબે ઇંગ્લન્ડની બ્રીટીશ પ્રજા ઉપર ઉપકાર કર્યો છે

જો કે ટૉડ સાહેબની લેખનપદ્ધતિ, ભાષાશૈલી અને બુદ્ધિની પ્રવીણતા ઉંચા પ્રકારની આંકી શકાય તેમ છે, તેમ

છતાં તેમના ઉચ્ચ ગુણોમાં શ્યામતા આવવાનું કારણ દ્રવ્યનો લોભ અને રાજ્યસૂત્રનું બંધન હોવું જોઇએ એમ સહજમાં જણાઈ આવે છે ઘણે ભાગે વ્યવહારમાં અતિ પ્રવીણ મનુષ્યો દ્રવ્યના લોભે બુદ્ધિનો વ્યાપાર એવી રીતેજ કરે છે.

તેવા કેટલાક પરાધીન, પરદેશી અને સ્વાર્થસાધુ પ્રવાસીઓના લખેલાં વૃત્તાન્તોના કેવળ આધાર ઉપરથી વસ્તુસ્થિતિનો નિશ્ચય કરવા રૂપ પ્રવૃત્તિ કેવળ હાસ્યાસ્પદ છે, એટલુંજ માત્ર નહિ કિન્તુ હાનિકારક પણ અવશ્ય છે.

સૂક્ષ્મ રીતે અવલોકન કરતાં એવું અનુમાન સહજ તરી આવે છે કે ટૉડથી અગાઉ આવી ગયેલા ગ્રોક, ચીન, બગદાદ અને ગીઝની ઇત્યાદિ પ્રદેશોના કેટલાક ઇતર પ્રવાસી શોધકો પણ કેવળ આપણા હિત સારૂ અત્રે આવ્યા હતા એમ નથી, પણ તે તે રાજ્યના ગુપ્ત અનુચરો તરીકે આવ્યા હોવા જોઇએ એથી સાફ કહી શકાય કે તેમાથી કેટલીક વ્યક્તિઓ બુદ્ધિ સમ્બન્ધી વૈભવ ધરાવતી હોવા છતાં પોતાની બુદ્ધિને 'ફ્રેટ' સૉર્ગેજમાં મૂકી આવી હતી.

તે પ્રમાણે સખેદ કહેવું-લખવું પડે છે કે ઇનામી નિબંધના લેખક તથા અનુમોદક એટલે કે રા. હી હ ગણાત્રા વકીલ તથા સ. જયકૃષ્ણ નાગરદાસ વર્મા બેરીસ્ટરે પણ બુદ્ધિનો કુત્સિત વ્યાપારજ કર્યો છે.

આ વાર્તા, નિબંધ લખવાના સંયોગો, નિબંધમાં વપરાયેલી ભાષા, અને નિબંધમાં કરવામાં આવેલી વિષયસંકલનાને જોતાં તત્કાલ સિદ્ધ થઈ આવે છે.

એક વ્યકિતનો ક્ષુદ્ર બચાવ કરવા જતાં લાખો વ્યક્તિઓને અધમતા તરફ ધકેલી દેવામાં આવી છે. જેમાં લેખક અનુમોદક અને પ્રકાશક સુદ્ધાં ઘસડાઇ જાય છે તેનું પણ ભાન લેખક તથા અનુમોદકને રહ્યુ નથી. રાગ દ્વેષમાં પ્રવાહિત થયેલા સાક્ષરમન્યો પોતાના આશ્રયદાતાઓનું અહિત એ પ્રમાણે કરે છે.

લોહાણા જાતિને અનેક કુલોની બનેલી જાતિ તરીકે સિદ્ધ કરવામાં અવટંકોની સામ્યતા ઉપરાંત શ. ગણાત્રાનો આધાર "ચચનામા" નામક સિંધના ઈતિહાસ ઉપર છે

પરંતુ સિંધના ઈતિહાસ માટે પણ કેટલીક ઓજસ્વી વ્યકિતઓ ચેતી ગઇ છે. અર્થાત સિંધના ઈતિહાસ ગ્રંથમાંની કેટલીક ઘટનાઓ માટે તજ્ઞ પુરુષો સંગીન વિરોધ બતાવે છે.

ચચ્ચનામા પ્રમાણે "અગમસિંહના મરણ પછી તેના પુત્ર સરહદે ચચ્ચનું સ્વામીત્વ સ્વીકાર્યું. તેથી ચચ્ચે તેને બ્રાહ્મણાવાદનું રાજય આપ્યુ, તેમજ પોતાની ભત્રીજી સરહદને પરણાવી આપી અને અગમસિંહની સ્રી સાથે (એટલે પોતાના જમાઇની મા સાથે) વિધવાવિવાહ કર્યો એ કથન શું સત્ય છે?

તેમજ અગમસિંહના પુત્ર તથા સ્રી સાથે—ચચનામાના ઉલ્લેખ પ્રમાણે—શરીર સંબંધ બાંધ્યા પછી તેના કુટુંબિજન કિમ્વા જ્ઞાતિજનો ઉપર ઉઘાડે પગે, ઉઘાડે માથે ફરવું, અમુક જાતના કપડાં નહિં પહેરવાં ઈત્યાદિ હુકમો કાઢી તે પ્રમાણે ચચ અમલ ચલાવતો હતો એમ જે ચચનામામાં લખ્યું છે તે કથન શું સત્ય હશે?

ચચનામા ઉપરથી વિચાર કરતાં જણાય છે કે "ઉક્ત પ્રકારના નિર્બંધો પ્રાયઃ જાટ લોકો ઉપર હતા." (જુઓ મધ્ય-યુગીન ભારત ભાગ ૨ પુસ્તક ૫ પ્ર. ૧૫ પૃ. ૩૨૫)

બીજો પ્રશ્ન આ પ્રમાણે થાય છે કે ચચ નામક વેદ, શાસ્ત્ર પારંગત બ્રાહ્મણે પરાભવ પામેલા વિરોધી ક્ષત્રિય કુમારને પોતાની ભત્રીજી પરણાવી આપીને શું પ્રતિલોમ વિવાહ પ્રચલિત કર્યો હતો? અર્થાત્ એ વાર્તા શું સત્ય છે?

વાસ્તવિક રીતે જોતાં એ વાર્તા પણ મિથ્યા છે. કેમકે ચીનનો હુંએનત્સંગ નામક વકીલ સાહસી રાજાના રાજ્યકાળમાં સિંધમાં ગયો હતો. તેમણે લખ્યું છે કે "એક જાતનાં સ્રી પુરુષોનાં લગ્નો તેજ જાતિનાં સ્રી પુરુષો સાથે થાય છે" એ ચીની વકીલ ઈ. સ. ૬૪૧માં સિંધમાં ગયો હતો. (મ. યુ. ભા. ભા. ૨ પૃ. ૩૪.)

અનુલોમ વિવાહનો ગૌણપણે રિવાજ તે સમયમાં પણ હશે. પરંતુ પ્રતિલોમ વિવાહની વાર્તા તો સર્વથા અસત્યજ

હોવી જોઇએ. જે પ્રમાણે ચચ્ચનો કૃપાભાજન થયેલો સરહંદ પોતાના બાંધવો કે જ્ઞાતિજનો કે જેઓ અગમસિંહના માનિતા સરદારો હોવા જોઇએ તેના ઉપર ચચ્ચના અમાનુષિ અત્યાચારોને મુંગે મોઢે સહન ન કરે, તે પ્રમાણે પોતાને સદાના માટે અવનત મસ્તકે કરી નાખે એવી ભયંકર નીતિની ભ્રષ્ટતા પણ સરહંદ સહન કરે એ સભવિત નથી. સરહંદ ગમે તેટલો વિનિત વિચારોનો હોય છતાં ક્ષત્રિય કુમારને ન છાજે તેવી પરિસ્થિતિ કિમ્વા તેવી ચચ્ચની ધૃષ્ટતા સહન કરે ખરો કે ?

અર્થાત્ બ્રહ્મ સ્થળના કે પ્રાંતના રાજ્યના લોભે પોતાની મા-જન્મદાત્રી સાથે ચચ્ચને વિધવાવિવાહ કરવા આપે ખરો કે ? તેમજ રાજમહિષી મજુલ (સિંઅલ) તરુણ પુત્રની માતા મૃત ક્ષત્રિય રાજાની ગૃહઢોણ નિવાસિની-પ્રૌઢ વયને પૂર્ણ કરી અધિરૂઢાવસ્થામાં પ્રવેશ કરતી-વીર ક્ષત્રિયની વિધવા ચચ્ચ સાથે વિધવાવિવાહ કરે ખરી કે ? કોઇ કાળે નહિ.

કેમકે દાહરને દગાથી મારી નાખ્યા પછી મહમદ કાસિમે દાહરની તરુણ વયની બે પુત્રીઓને બલાત્કારે પકડાવીને બગદાદના ખલીફા માટે ત્યાં મોકલાવી આપી હતી.

પરંતુ તે બંને ભગિનીઓએ પોતાની મુકિતનો બીજો કોઇ માર્ગ નહિ રહેવાથી યુકિત કરી ખલીફા દ્વારા મહંમદ કાસિમનું શિરચ્છેદ કરાવી નાંખ્યું, તેમજ સતીત્વના સંરક્ષણ આરૂ પોતાના નશ્વર દેહનો પણ નાશ કરાવી નંખાવ્યો હતો.

આમ 'ચચનામામાં' લખેલું હોવાથી પ્રતીત થાય છે કે તે સમયે પણ ઉત્તમ જાતિઓની સ્ત્રીઓમાં સતીત્વની પ્રચંડ ભાવના યથાસ્થિતકાયમ હતી.

તો પછી અગમસિંહની સ્ત્રીના વિધવા વિવાહની વાર્તાનો સ્વીકાર શી રીતે કરી શકાય?

એ દ્રષ્ટિએ ચચનામાની ઉપર્યુક્ત ઘટનાઓ માનવા લાયક નથી. એટલુંજ માત્ર નહિ કિન્તુ બીજી પણ કેટલીક તેવીજ મિથ્યા વાર્તાઓ લખેલી છે.

મધ્યયુગીન ભારત ભા. ૧ પુસ્તક ૨માં લખવા પ્રમાણે મહંમદ કાસિમે જાટ લોકોની સહાયતા લઈ પોતાનું અલ્પ સૈન્ય છતાં દાહરને દગાથી મરાવ્યો. પછી સાઠ હજાર દાસ દાસીઓ જેમાં અનેક સુંદર સ્ત્રીઓ હતી તેની પોતાનાં સૈન્યમાં દ્રવ્ય પ્રમાણે વહેંચણી કરી હતી એમ લખ્યું છે. પરંતુ મહંમદ પાસે શરૂઆતમાં ૬ હજાર ઘોડેસ્વાર અને થોડુંક પાયદળ સૈન્ય હતું તેમાંથી સંગ્રામને અંતે અલ્પ સંખ્યા જ જીવિત રહી શકી હશે, તેમ છતાં સાઠહજાર દાસ દાસીઓની સંખ્યાને કેમ સંભાળી શકાઈ હશે? અર્થાત એ વાર્તામાં પણ અતિશયોક્તિની ન્યૂનતા તો નથી જ. કેમકે દાહર પાસે પાંચહજાર અશ્વારોહી, એકસો ગજારૂઢ, અને વીશહજાર પાયદલ સૈનિકો હતા.

" દાહર, ચચનો બ્રાહ્મણી સ્ત્રીથી ઉત્પન્ન થયેલો પુત્ર હોવો જોઈએ. કેમકે એકજ વખતે એકહજાર બ્રાહ્મણોને ક્ષૌર કરાવેલા

જોઇને મહંમદ કાસિમે તેનું કારણ પુછયું તે ઉપરથી બ્રાહ્મણોએ કહ્યુ કે અમો બ્રાહ્મણ છીએ. અને અમારા બ્રાહ્મણ રાજા દાહરનો વધ થયો છે. તેને લીધે અમારામાંના પુષ્કલ લોકોએ પ્રાણો ત્યાગ્યા છે અને તેમના ઉપર નિશાની નિશાની તરીકે અમોએ ક્ષૌર-મુંડન કરાવ્યું છે. એ વાર્તા સાંભળી મહંમદ કાસિમે દાહરની યોગ્યતા તથા બ્રાહ્મણોની સ્વામીભકતપણાની બહુજ તારીફ કરી હતી." (જુઓ મધ્યયુગી. ભા. ભા. ૨ પૃ. ૩૯)

એથી સ્પષ્ટ થાય છે કે તત્કાલીન બ્રાહ્મણોએ જેને બ્રાહ્મણ તરીકે સ્વીકાર્યો હતો તે દાહર ચચ્ચની સવર્ણા સ્ત્રીથીજ ઉત્પન્ન થયેલો પુત્ર હોવો જોઈએ.

તેમ છતાં ચચ્ચનામામાં એક ઠેકાણે "દાહર, દાહરશિયા અને બાઈ નામની પુત્રી સાહસીની રાણીથી ચચ્ચને થયાં હતાં" એમ લખ્યું છે. બીજે ઠેકાણે ચચ્ચનામામાં લખ્યું છે કે "બાઇ નામની પુત્રી ચચ્ચને જાટ જાતિની સ્ત્રીથી થઇ હતી." અને ત્રીજે ઠેકાણે ત્રીજી રીતે છે. ઇત્યાદિ ઉપરથી સ્પષ્ટતયા કહી શકાય કે ચચ્ચનામા ઉપર સર્વ પ્રકારનો સંપૂર્ણ વિશ્વાસ રાખી શકાય તેમ નથી. (મધ્ય યુ. ભા ભા. ૨ પૃ. ૧૩)

તેમ મધ્યયુગીન ભા. ભા. ૨ પ્ર. પહેલાને જોતાં પ્રતીત થાય છે કે ચચ્ચનામામાં લખવા પ્રમાણે "સિંધ પ્રાંતમ મૌર્યવંશી સાહસી નામનો શૂદ્ર રાજા રાજ્ય કરતો હતો. એ

વંશની બીજી શાખા રજપુતાના (ચિતોડ)માં હતી. સાહસીની રાજધાની સિંધુ નદીની ડાબી બાજુના તીર ઉપર વસેલી 'અલોર' માં હતી સાહસી રાજાના રાજ્યને તાબે ત્રણ ચાર નાનાં નાનાં રાજ્યો હતાં, તેના અધિપતિ જાટ અને ક્ષત્રિય હતા. અને તેમાં બ્રાહ્મણવાદ અહિંઆ લુહાણા અને સિવિસ્તાન (શિવિસ્થાન) અહિંઆ ક્ષત્રિયરાજા હતા."

આ ઉપરથી પાઠકવર્ગ જાણી લેશે કે ચચનામાના લેખકને લોહાણાની મૂલ જાતિ વિષે ખબર ન હોતી. તેમ સમા સુમરા અને લોહાણા એકજ જાતિના છે એમ માની લેવારૂપ તેમાં ભૂલો થયેલી છે. તેમ શિબિસ્થાનના ક્ષત્રિય મૂલ કઇ જાતિના હતા તે પણ તેનો લેખક જાણી જણાવી શકયો નથી તેથીજ તેમાં લોહાણાઓના સમ્બન્ધમાં મિથ્યા વિધાનો થયેલાં છે તેનો ભોગ રા. ગણાત્રા જેવા થઈ પડયા છે.

રા. ચિંતામણ વિનાયકે મધ્યયુગીન ભા. ભા. ૨ પૃ. ૪૦માં લખ્યું છે કે "વિજયી મહંમદ કાસિમે બીજાઓ ઉપર જેવી છુટછાટ મૂકી હતી, તેવી લુહાણા તથા જાટ ઉપર નહોતી મૂકી. ચચનામામાં લાખા અને સમ્મા એ નામો વડે ઓળખાતા એ લોકો (એટલે લુહાણા તથા જાટ લોકો)નું લડાયકપણું તથા તેમાંથી ઉત્પન્ન થયેલું ઉચ્છૃંખલપણું જોઇને કાસિમે ચચ પ્રમાણેજ હુકમો કાયમ રાખ્યા હતા."

આથી સાફ દેખાઈ આવે છે કે લાખા, સમ્મા અને જાટ જાતિઓ ઉપર કરેલ હુકમોને તેઓ (લાખા અને સમ્મા) લોહાણા છે એમ

ધારીને ઇતિહાસકારે લુહાણા અને જાટ જાતિઓને ઉદ્દેશી ઉક્ત નિર્ણયો હતા એવાં મિથ્યા વિધાનો કરેલાં છે. એ તો પ્રસિદ્ધજ છે કે લાખા અને સમ્માના પર્યાય તરીકે લુહાણા તથા જાટ, આમ રા. [1]ચિંતામણ વૈદ્યે-ચચનામામાં જોઈ 'અથવા પોતેજ લખી નાખ્યું' હશે. કેમ કે લોહાણા મૂલ કઈ જાતિના વંશજ છે તે ઉપર રા. વૈદ્ય પણ વિચાર કર્યો નથી. એથી આમ થવા પામ્યું હશે.

ચચનામામાં લખવા પ્રમાણે સાહસી રાજાનાં ત્રણ ચાર નાનાં નાના રાજ્યો ઉપર અધિકાર હતો. પરંતુ ચચ્ચે અલોરનું રાજ્યાસન પ્રાપ્ત કર્યા પછી પ્રથમ ઇસ્કંદિયા, તથા બાબિઆ એ ઉત્તરનાં સંસ્થાનો, તથા મુલતાન અને કારૂર (કારૂપથ) એ પૂર્વ તરફનાં રાજ્યો સ્વાધીન કર્યાં. તે પછી

---

૧ આમ રા. ચિંતામણ વૈદ્યે મ યુ ભા. ભા. ૧ પુસ્તક બીજા પૃ ૭ માં લખ્યુ છે. જદ્યપિ લોહાણા મૂલ કઈ જાતિના વંશજ છે, એ સમ્બન્ધે રા વૈદ્યે સંપૂર્ણ વિચાર કર્યો કિમ્વા દર્શાવ્યો નથી, તથાપિ રા વૈદ્યનું ઐતિહાસિક જ્ઞાન અને પરામશશક્તિ તો પ્રશસનીય છે. મારી લોકમાન્ય તિલક મહાનુભાવ સાથેની ચાર પાચ વખતની મુલાકાતો દરમ્યાન થયેલા સંભાષણને અંતે લોકમાન્ય તિલક મહાનુભાવે મને જણાવ્યુ હતું કે "ઐતિહાસિક માહિતી રા ચિંતામણ વિનાયક વૈદ્ય પાસેથી મેળવવી. કેમ કે તેમણે ઇતિહાસ વિષયક શોધખોળ ઉત્તમ પ્રકારની કરી છે, જેથી સરકારી ખાતાએ એમને યુનિવર્સીટીના ફેલો" તરીકેની માર્થક પદવી પણ આપી છે ઇત્યાદિ

સિન્ધુ નદી (આરબી મેકરાન) નું ઉલ્લંઘન કરી પશ્ચિમ તરફ મોરચો માંડયો ત્યાં સિબિસ્તાન (શિબિસ્થાન) ના રાજ્યનો પરાજય કરી તેણે પોતાની દૃષ્ટિ દક્ષિણ તરફ (બ્રાહ્મણાવાદ તરફ) ફેરવી હતી, અને છેવટે ચચ્ચે પોતાની રાજ્યસત્તા કાશ્મીર પર્યંત વિસ્તારી હતી.

આપણે ઉપર જણાવી આવ્યા છીએ તે પ્રમાણે ચચ્ચના સમયમાં કોઈ વિદેશીનું આગમન થયું ન હતુ, પરંતુ તે પછી ચચ્ચના પુત્ર દાહરના રાજ્યકાળમાં (ઈ. સ. ૭૧૨ માં) મંહમદ કાસિમ સિંધ ઉપર ચઢી આવ્યો હતો.

તેથી અગાઉ એટલે ઈ. સ. પૂર્વે ૩૨૭માં એલેકઝાંડરે (સિકન્દરે) હિંદુસ્થાન ઉપર ચઢાઈ કરી હતી. તે સમયે સિંધમાં તેનાં પગલાં થયાં હતાં તેના ગયા પછી સિંધમાં પાછુ હિન્દુ રાજાઓનું જોર વધ્યુ હતું. અને મુસલમાનોએ ઇસ્વીસનના આઠમા સૈકાના પ્રારંભમાં સિંધ જીત્યું ત્યારે તે રાજાઓના અમલ હેઠળ સિંધ બહુ આબાદ સ્થિતિમાં હતું. એલેકઝાન્ડરની સ્વારી (ઇ. સ. પૂ. ૩૨૭) પછીથી મુસલમાનો સિંધ ઉપર (ઈ. સ ૭૧૨માં) ચઢી આવ્યા તે સમય સૂધીનો એકહજાર (૧૦૦૦) વર્ષનો સિંધનો ઇતિહાસ મળી શકતો નથી

આમ રા. હી. હ. ગણાત્રાએ પણ પૃ. ૬૪ માં લખ્યુ છે. અર્થાત્ ઈ. સ. પૂ. ૩૨૭ થી આઠમા સૈકાના પ્રારંભ પર્યન્તનો જ્યારે સિંધનો ઇતિહાસ મળી શકતો નથી; ત્યારે તે પછીના સમયમાં 'ચચ્ચનામા' નામક સિંધનો ઐતિહાસિક ગ્રંથ શા

આધારે રચાયો ? એટલે છઠ્ઠી તથા સાતમી શતાબ્દીની ઘટનાઓ તેમાં શા આધારે લખાઇ હશે ? સેંકડો વર્ષની વાર્તાઓને, કેવળ દંતકથાઓના એવં એકપક્ષીય [1]વૃત્તાંતોના

---

૧ 'ચચનામા' વિષયક હકીકત રા. આણંદજી મુલજી નથ્થુ પાંધીએ ઉક્ત પુસ્તકના અંગ્રેજી અનુવાદની પ્રસ્તાવનામાંથી નીચે પ્રમાણે તા૦ ૨૭-૩-૧૯૨૪ ના દિને લખી મોકલાવી.

"ચચનામાનો અરબીકમાથી ઇરાની ભાષામા તરજુમો કરનાર મહમદનો છોકરો અલ્લી કુફી (કુફાનો રહીશ) હતો. અસલ અરબીક પુસ્તક તેને 'અલોર' ના કાઝી અને ઇમામ-અલીના છોકરા ઇસમાયલ સકીફ (મહમદ કાસીમના જાતભાઇ) પાસેથી મળ્યું હતું.

અલી કુફીએ પોતાની ૫૮ વર્ષની વય એટલે હીજરી સન ૬૧૩ (ઇ. સ. ૧૨૧૬) પછી સિંધમા (બહાવલપુર નજદીકના) તેના રહેઠાણના ઉચ શહેરમા આવ્યા પછી લખવા માંડ્યું હતું. અલી કુફીએ પોતાનું પુસ્તક હુસેન કુફીને અર્પણ કર્યું છે. એ વખતે સિંધમાં સુલતાન નાસીરૂદીક......... (ગુલામ વંશના પહેલા દિલ્હી નરેશ સુલતાન કુતુબુદ્દીન ઇબાકનો જમાઇ) રાજ્ય ચલાવતો હતો.

ચચનામાની વસ્તુ મહમદ કાસિમે બગદાદના ખલીફને સિંધની સ્વારીના વખતો વખત લખેલા વૃત્તાંતપત્ર પરથી વીસ્તારથી વર્ણવી છે.

આ ઉપરથી સાફ જણાઇ આવે છે કે ચચનામા નામક અરબી ભાષામાં ઐતિહાસિક ગ્રંથ કોણે લખ્યો, અને ક્યારે લખાયો તે કોઇ જાણી જણાવી શકયો નથી. પરંતુ ઉક્ત ગ્રંથ હિન્દુ ધર્મથી તેમજ

આધારે રચવામાં આવી હોય તેમાં અન્યથા થવા ન પામ્યું હોય એમ શા આધારે કહી શકાય ? અને અન્યથા લખવામાં લેખકનો ખાસ કોઇ વિદ્રોહક ભેદ કાં ન હોય ? ભેદની કલ્પનાનુસાર વિચાર કરતાં પુનઃ એક પ્રશ્ન થાય છે. કે, આઠમી શતાબ્દીમાં મહંમદ કાસિમ, ૧૧ મી સદીમાં મહંમદ, ગીઝની, અને ૧૩ મી સદીમાં મહંમદ ઘોરી હિન્દની પાયમાલી કરી રહ્યા હતા તે સમય દરમ્યાન જાતીય દ્વેષ રૂપ અગ્નિકણ ઇતિહાસમાં મૂકી ગ્રંથકાર સ્વાર્થસાધુ કાં ન બન્યો હોય? તે સમયની પરિસ્થિતિ હાલ ટૉડના શબ્દોમાંજ જણાવીશું.

કર્નલ જેમ્સ ટૉડે ' રાજસ્થાન નામક પોતાના ઐતિહાસિક ગ્રંથની પ્રસ્તાવનામાં લખ્યું છે કે " હિન્દુઓની સંસ્કૃત ભાષાથી તદ્દન અપરિચિત વિજેતાઓ તથા આઠ સૈકાની અતિ પીડિત આધિનતા પછી જંગલી મતાન્ધ અને ક્રોધાયમાન દુશ્મનોના હાથે દરેક મુખ્ય શહેરની વારંવાર લુટફાટ અને વિનાશ થયા પછી તે દેશના સાહિત્યને તેના બીજા ઉપયોગી વ્યવહારની સાથે ભારે નુકશાન ન થયું હોય તેવી આશા રાખવી કેવળ વ્યર્થ છે. રજવાડાના વૃત્તાન્તની અસંપૂર્ણ સ્થિતિ પ્રત્યે મારી પોતાની ટીકાઓ એક કરતાં વધારે વખત નીચેની ઘણીજ નિષ્પક્ષપાત ટીકાથી અટકાવવા આવી છે."

હિંદુઓના જાતિ વિષયક જ્ઞાનથી રહિત એવા મહંમદ કાસિમના એક પક્ષીય પત્રો તથા દંતકથાઓને આધારે લખાયો છે. એમા અન્યથા થાય એ સ્વાભાવિક છે

" જ્યારે આપણા રાજાઓને એક કિલ્લેથી બીજે કિલ્લે નાશી જવાની અને વારંવાર પર્વતની ગુફાઓમાં આશ્રય લેવાની ફરજ પડતી, અને જેઓ પોતાના માટે તૈયાર થતું ભોજન ખાઇ શકશે કે નહિ એવી શંકાશીલ સ્થિતિમાં વનવાસ ભોગવતા હતા ત્યારે ઐતિહાસિક વૃત્તાન્તો વિષે વિચાર કરવાનો એ સમય હતો કે ? "

એ ઉપરાંત ટૉડ સાહેબે રાજસ્થાનમાં એવા અનેક પ્રસંગો વર્ણવ્યા છે કે જેમાં એક રાજાને તેના રાજમંદિરમાંથી ખસેડી કાઢયા પછી તરતજ તેના પુસ્તકાલયને અગ્નિમાં નાખી ભસ્મસાત્ કરી દેવામાં આવતું હતું

કર્નલ જેમ્સ ટૉડ સાહેબે વળી એમ પણ લખ્યું છે કે મહંમદ કાસિમના હુમલા અને તે પછી આવનારા રાજાઓની અસહિષ્ણુ ધર્મચુસ્તતાને લીધે હિંદુસ્થાનમાં જે જે. રાજકીય પરિવર્તનો અને ફેરફારો થયા છે તેનો જો આપણે વિચાર કરીએ તો આપણે જે કળાની બીજા દેશોની પ્રથમાવસ્થામાં અભિવૃદ્ધિ થઇ હતી તે કળાઓથી હિન્દુઓ અજ્ઞાત હતા એવો અમાન્ય નિર્ણય નહિ કરતાં તેના રાષ્ટ્રીય ઐતિહાસિક લેખોની ન્યૂનતા વિષે એક સબળ કારણ દર્શાવી શકીશું. હિંદુઓ જેવી એક અતિ શિષ્ટ પ્રજા કે જેમાં સત્યશાસ્ત્ર નિપુણતાના ઉચ્ચ શિખરે પહોંચ્યાં હતાં. તેમનામાં શિલ્પકળા, ઉલ્લેખશાસ્ત્ર, કાવ્ય, સંગીત વિગેરે અન્ય સુંદર કળાઓનાં બીજ રોપવામાં આવતાં

અને મહાપરિશ્રમે સિદ્ધ કરેલ નિયમાનુસારે પાઠન તેમજ સ્પષ્ટિકરણ કરવામાં આવતું હતું, તે પ્રજા પોતાના રાજાઓના ગુણદોષ અને તેમનાં રાજ્યકાર્યો લખવાની સાદી કળાઓથી અજ્ઞાત હતી આમ ધારી શકાય ? જે દેશમાં બુદ્ધિનાં આવાં ચિન્હો છે ત્યાં સમકાલીન અધિકારીઓના કહેવા પ્રમાણે સ્મરણીય બનાવોના લેખકોનો અભાવ હતો તે માની શકાય ?

ઈત્યાદિ ઉપરથી સ્પષ્ટ રીતે કહી શકાય કે મુસલમાની યુગ (જે આઠ સૈકાથી શરૂ થાય છે) માં ભારતવર્ષનો અનેક રીતે વિનાશ થઈ રહ્યો હતો તે યુગ દરમ્યાન કેટલાક વિદેશી લોકોના હાથે લખાયેલા ઐતિહાસિક ગ્રંથોમાંની સમગ્ર વાર્તાઓને સ્વીકારી શકાય તેમ નથી

આપણા ધર્મપ્રિય ભારત દેશની પરંપરાથી બહુ અંશે અજ્ઞ છતાં કેટલાક વિદેશી લોકોએ દરેક બાબતમા માથું માર્યું છે, તેમ અનેક બાબતોમાં અન્યથા લખી નાંખ્યું છે, આ વાર્તાને અમોએ આ ગ્રંથના પ્રત્યેક વિષયમાં સિદ્ધ કરી દેખાડી છે, વિદેશી લોકોની દૃષ્ટિએ જાતિઓની વર્ણસંકરતા એ સાધારણ વસ્તુ હોવાથી તે સમ્બન્ધી સંપૂર્ણ વિચાર કર્યા વિના તેઓ એકનું બીજુંજ લખી ગયા છે, પરંતુ ભારતવર્ષની દૃષ્ટિએ જોતાં વર્ણસંકરતા એ અતિ ભયંકર અનીતિ કિમ્વા અધમતા છે. તેમ છતાં પાશ્ચિમાત્ય વિચારોના મોહપાશમાં બંધાયેલા કેટલાક અત્રત્ય વિદ્વાનો પણ એ સમ્બન્ધે ભાન ભૂલી ગયા છે. અને તેથીજ મનકલ્પિત

વ્યત્પત્તિશાસ્ત્રના આધારે-પાશ્ચિમાત્ય લોકોનું અનુકરણ કરી પોતાના નિબંધોમાં જાતિવિઘાતક વર્ણસંકરતાને સ્વીકારી લે છે. કિમ્બહુના વિદેશી લોકોને અનુસરી ડી. આર. ભાંડારકરે "ખઝર-ખજર" લોકોના નામની વિલક્ષણ સામ્યતા ગુજર ગુર્જર કિમ્વા ગુજ્જર એ લોકો સાથે મેળવી દઈ કેટલીક દલીલોથી તેમણે એમ સિદ્ધ કર્યું છે કે "ગુર્જર લોકોના પૂર્વજો ખઝર લોકો હતા." પરંતુ સખેદ કહેવું પડે છે કે ભાંડારકરની આ ચેષ્ટા પણ મોહગ્રસિત હોવાથી ત્યાજ્ય છે. સદ્‌ભાગ્યે ઉક્ત દલીલોનું વિચારપૂર્વક રા. ચિંતામણ વિનાયક વૈદ્ય એમ. એ. એલ એલ. બી. એમણે પોતાના મધ્ય યુગીન ભા. ભા. ૧ પૃ. ૧૮ થી ૨૫ સુધીમાં ખંડન કર્યું છે.

ઈતિહાસ શબ્દનો અર્થ, વાસ્તવિક પરિસ્થિતિની સપ્રમાણ ઘટનાઓનો મથિતાર્થ નિયત કરવો તે છે. અર્થાત "વાસ્તવિક કારણોને છોડી દઈને બાહ્ય ચિન્હોનો અભ્યાસ કરવાથી ઈતિહાસનો નાશ થાય છે." રામતીર્થ પૃ ૧૩૩.

धर्म्मार्थकाममोक्षाणामुपदेशसमन्वितं ।
पूर्ववृत्तकथायुक्तमितिहासं प्रचक्षते ॥

આધાર શોધે છે, પણ તેમા વાસ્તવિકતા કેટલી છે તે જોતા નથી.

ખરી રીતે તો વિદેશી લોકોએ લખેલાં ગતકાળના વૃત્તાન્તોમાં અયોગ્ય ઘટનાની ઉપલબ્ધી થતી હોય તો તે સમ્બન્ધમાં બહુજ સૂક્ષ્મ રીતે એવં ખંતપૂર્વક વિચાર કરવો જોઈએ. અર્થાત તેમ કરવામાં તે વ્યક્તિએ પોતાના વંશપરંપરાની વિશુદ્ધ નીતિનો ત્યાગ શા હેતુથી કર્યો ? તેમ નહિ કરવાથી તેને કેવા પ્રકારની પ્રતિકૂલતા થતી હતી ?

અમુક બાબતમાં લેશ પણ પ્રતિકુલતા નહિ છતાં અમુક વ્યક્તિએ શાસ્ત્ર તેમ પરંપરાનો અકારણ ત્યાગ શા માટે કર્યો ? પ્રતિકુલતા હોય છતાં અમુક વ્યક્તિથી અમુક વાર્તા સ્વીકારી શકાયજ નહિ તેમ છતાં શા આધારે તેમાં લખાયેલી છે ? ઈત્યાદિ પ્રશ્નો માટે જો તેમાં ખુલાસો ન હોય તો તેના ઉપર સ્વતંત્રપણે વિચાર કરી, તેવી અયોગ્ય વાર્તાઓનું કેટલાક વિદેશીઓની દ્વેષમૂલક કિમ્વા અજ્ઞાનમૂલક જાણી ખંડન કરવું જોઇએ.

ગમે તે સમયની વાર્તાને—પરિસ્થિતિને યોગાભ્યાસીઓ યથાર્થ રીતે કહી શકતા, એ વાર્તાને માન્ય રાખ્યા છતાં મુસલમાની યુગના કિમ્વા તેથી અગાઉના વિદેશી ઇતિહાસકારોને યોગી તો માની શકાય તેમ નથી. તો પછી તેમણે લખેલા તેમના ભૂતકાળના ઈતિહાસ ઉપર આધાર શી રીતે રાખી શકાય ?

ક્રિગ્બહુના ભારતવર્ષના વેદાદિ સાહિત્યથી પ્રાયઃ અપરિચિત હોવાથી કેટલાક વિદેશી લોકોના 'તેમના વર્તમાન કાળના' વૃત્તાન્તો પણ બહુધા અસત્ય સિદ્ધ થયા છે, ત્યારે ભૂતકાળના વૃત્તાન્તો માટે તો કહેવુંજ શું હોય?

ડૉ૦ પેરી તથા ડૉ૦ કુકના ઉત્તરધ્રુવપ્રદેશના પ્રસ્થાન તથા વર્ણનનો ભાગ ઘણાં વર્ષો અગાઉ વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ થયા પછી તરતમાંજ એક બંગાલી ગણિતશાસ્ત્રિએ ગણિત તથા પાતંજલ યોગ દર્શનના આધારે તેમનાં વર્ણનનું ખંડન કરી પ્રસિદ્ધ કર્યું હતું. અર્થાત્ ચાટર સ્ટીમરમાં પોતાના રસાલા સહિત ડૉ૦ કુક ઉત્તરધ્રુવપ્રદેશ તરફ ગયો હતો. ખાદ્ય વસ્તુઓની તંગીને લીધે પોતાની સાથેનાં ૧૨૫ કુતરાંમાંથી માત્ર ત્રણ કુતરાં શિવાયના બધાં શ્વાનો કુક વિગેરેની જઠરાગ્નિમાં હોમાઇ ગયાં હતાં. એટલું દુઃખ સહન કર્યાં છતાં નિરીક્ષણ વખતે ભારતવર્ષના સાહિત્યની સહાયતા વિના તેનાં ધ્રુવ વિષયક અનુમાનો બહુ અંશે ખોટાં પડયાં હતાં. પરંતુ બંગાલી મહાશયે ઉકત વૃત્તાન્ત તરફ જો ઉપેક્ષા કરી હોત તો ડૉ૦ કુકના વર્ણનને આજના કેટલાક આણસો કદાચ નિર્ભ્રાંત સત્ય માની લેત! તેમ છતાં આધુનિક સમયમાં પણ ભારતવર્ષમાંની કેટલીક ઓજસ્વી વ્યક્તિઓ જે બુદ્ધિ સમ્બન્ધી વૈભવ ધરાવે છે અને જે નિષ્પક્ષ એવ નિસ્વાર્થ બુદ્ધિની છે, તેવી વ્યકિતઓ કેટલાક વિદેશીઓની વંચનામૂલક વૃત્તિને સમજી ગઇ છે, અર્થાત તેમના પ્રતારણામૂલક

લેખોને લીધે ઇતિહાસમાં ત્રુટિઓ શી .શી રહી છે તે .પણ તે વ્યક્તિઓ જાણે છે.

એ વાર્તાને મિ. જ્યોર્જ જોસફના શબ્દોમાં કહિએ ; તો એમ સાફ કહી શકાય કે "યુરોપીયનોએ આપણા હજારો વર્ષના જીવનને હુમલા અને જુલમની પરંપરા રૂપે બતાવેલુ છે, તે આપણો પૂરો ઇતિહાસ નથી. કારણ કે તેમાં હિન્દુસ્તાનની સંસ્કૃતિનો અને જે તત્વ હિન્દુસ્તાનના આખા ઇતિહાસમાં એક અખંડ ધારારૂપે ચાલ્યુ આવેલ છે તેનો તેમાં કંઈ ખુલાસો નથી"

આવા ઉલ્લેખો લખવામાં અમારો ઉદ્દેશ આવી રીતનો છે કે બહુધા વંચનામૂલક ઇતિહાસના આવરણમાંથી મુક્ત થઇને વિશુદ્ધપણે તમારાં સ્વરૂપનું તમો અવલોકન કરો, અને તેમાં મુખ્યત્વે તમારાંજ નેત્રોનો ઉપયોગ કરો. અર્થાત્ ગ્રંથના આકારે મુર્તિમંત થયેલાં વેદાદિ સાહિત્યને કેટલાક વિદેશી લોકોએ નાશ કર્યા છતાં ભારતના વિદ્વાનો કે જેમને ઉક્ત સાહિત્ય મુખપાઠ હતુ તેમણે પુનઃ તેની પ્રતિષ્ઠા કરવા સારૂ તેમજ ભવિષ્યની પ્રજા માટે પૂર્વકાળના સંવિત્સુખાનંદનો માર્ગ ખુલ્લો કરી દેવા સારૂ પુસ્તકોના આકારે મુર્તિમંત કરી પોતાના જ્ઞાનભંડારને ભૂગર્ભોમાં [1]સમાધી આપી હતી. તેવા અવશિષ્ટ રહેલા પ્રાચીનકાળના સાહિત્યનુ અવલોકન કરો।

---

1 ૧ સાયણાચાર્યે સ્વરચિત વેદ ભાષ્યોને પૃથક્ પૃથક્ સ્થળે દાબ્યા હતા (જુઓ ભર્તૃહરિ પ્રસ્તાવના)

આથી હું એમ પણ કહેવા નથી માગતો કે વિદેશી લોકોનો કોઈ પણ લેખ કિમ્વા ઉલ્લેખ સત્ય નથી, તેમ તેમનું કંઇ પણ સ્વીકારવું નહિ. કિન્તુ આપણા પ્રાચીન ઈતિહાસને તેમજ આપણી પરંપરાને અનુકૂલ પડે તેવું ગમે તેનું વચન પણ સ્વીકારી લેવું.

આ વિધાન સમ્બન્ધે શ્રી૦ અરવિંદ ઘોષ કહે છે કે "યૂરોપનું છે તેટલું સારૂં છે એમ માનવાની ભૂલ કરશો નહિ, કિન્તુ તેમાંથી જેટલું સારૂં હોય તેટલુંજ ગ્રહણ કરો! તેમ છતાં તેનો ઉપયોગ આપણી પ્રાચીન પ્રણાલિકાને અનુકુલ પડે તેવી રીતે કરો."

સ્વામી રામતીર્થ કહી ગયા છે કે "તમો તેમનું લેવા જતાં તેમના નહિ થઈ જાઓ!"

આ પ્રમાણે અનેક પારદર્શી મહા પુરુષો આપણી પ્રાચીન રીતિનું પાલન કરવા વિષયક અમૂલ્ય ઉપદેશ કરે છે અને કરી ગયા છે. પરંતુ સખેદ કહેવું પડે છે કે રા. રી. હ. ગણાત્રાએ ઉપર લખી દર્શાવેલી નીતિ રીતિનો બહુધા ઉપયોગ કર્યો નથી; તેથી રા. ગણાત્રાએ રઘુવંશમાંથી ઉતરી આવેલી મહાન્ લોહાણા જાતિને તેમજ તેમની કુલગુરૂ સારસ્વત બ્રાહ્મણ જાતિને ભારે હાની પહોંચાડી છે.

આમ કરવામાં રા. ગણાત્રાનો દુષ્ટ હેતુ કદાચ ન હોય તોપણ આપણા પ્રાચીન ઈતિહાસના પરિશીલનનું અજ્ઞાન તો

અતિજ ગંભીર હોવું જોઇએ નહિ તો રા. ગણાત્રાના કહેવા પ્રમાણે "જુના વખતથી રઘુવંશી હોવાની લોહાણા જ્ઞાતિની 'સુસંગત' માન્યતા" ને તેમણે વિના આધારે ચલિત કરી નાખવાનો હાસ્યાસ્પદ એવં હાનીકારક પ્રયાસ શા સારૂ કર્યો છે?

જો કે તેમણે લખ્યું છે કે "વિદેશીઓએ સ્વાર્થસિદ્ધિ માટે યા પક્ષપાતને કારણે અસત્ય અને અત્યુક્તિનો ઉપયોગ કર્યો છે તેને બાદ કરતાં જે હકીકત આપણે તારવી કાઢી શકીએ તેની ઉપર આપણે આધાર રાખવાનો છે, તેમજ વેદ, સ્મૃતિઓ, પુરાણો, રામાયણ અને મહાભારત ઉપર આધાર રાખવાનો છે"

આ પ્રમાણે રા ગણાત્રાએ લખ્યું છે છતાં પોતે કબૂલ કર્યું છે તે પ્રમાણે તેઓ વિદેશી લોકોનાં લખેલા વૃત્તાન્તોનું 'નિદાન' કરી શકયા નથી, તેમજ આપણા વેદાદિ પ્રાચીન સાહિત્યનું અવલોકન પણ કરી શકયા નથી. જે વ્યક્તિ નિદાન કરવા-માજ ભૂલ કરે, તેની ચિકિત્સા પછી શા ઉપયોગની? તેમજ વિચારપૂર્વક અવલોકનના અભાવે રહસ્યની વાર્તામાં તેઓ સત્ય કયાંથી લાવી શકે?

તેમણે આખા નિબંધમાં ઋગ્વેદના માત્ર એકજ મંત્રનાં મંડળ અને ઋચાના અંકો લખ્યા છે. પરંતુ અષ્ટક, અધ્યાય, વર્ગ અને ઋચા, કિમ્વા મંડળ, અનુવાક અને સૂક્તના અંકો લખી દર્શાવી શકયા નથી. એ ઉપરથી એમ સિદ્ધ

થાય છે કે બીજા કોઇના પુસ્તકમાં અંકો જોઇને તે લખ્યા છે. તેમજ મહારામાયણનું કે પુરાણો ઈત્યાદિનું પણ તેમણે અવલોકન કર્યું નથી. નહિ તો એમ ન લખે કે "લવનો વંશ હતોજ નહિ."

રા. હી. હ. ગણાત્રાને કોઇ પુછે કે લવનો વંશ ચાલ્યોજ નથી આમ લખ્યું હોય, તેમ મુખ્ય રાજકુમાર શિવાયના રાજકુમારોનો આરંભથી લાંબી વંશકથા લખવામાં આવી હોય, એવો તમોએ કયો ઇતિહાસ તથા કયાં પુરાણો જોયાં છે? જો નહિ તો પછી લવનો વંશ લખાયો નથી તેથી વંશ હતોજ નહિ એમ શા આધારે સિદ્ધ કરી શકશો!

કદાચ નિબંધકારે તો રા. ઉદ્ધવજી તુલસીદાસનાં પુસ્તક (પૃ. ૨૩) ના આધારે લખી નાંખ્યું હશે કે "લવનો વંશ નથી."

પરંતુ રા. ઉદ્ધવજી તુલસીદાસે પણ એ વિષય પરત્વે લાંબો વિચાર કર્યો નથી. તેમ તેમણે આપેલાં પ્રમાણથી પણ ઉકત વાર્તા સિદ્ધ થતી નથી.

इक्ष्वाकुणामयं वंशः सुमित्रान्तो भविष्यति,

भाग. ९, १२, १६.

અર્થાત્ રા. ઉદ્ધવજી તુલસીદાસે પોતાની માન્યતાના સમર્થનમાં ઉપર્યુકત પ્રમાણ લખ્યું છે, પરંતુ આ શ્લોકમાં ઇક્ષ્વાકુ રાજાના મુખ્ય તથા અમુખ્ય વંશનો 'અંત' સુમિત્ર સાથે થશે એમ કાંઈ લખ્યું નથી. તેમછતાં રા. ઉદ્ધવજી તથા

રા. હી. હ. ગણાત્રાના મત પ્રમાણે—ઇક્ષ્વાકુના મુખ્ય તથા અમુખ્ય વંશનો 'અંત સુમિત્ર સાથે થશે—માનવા જતાં, સુમિત્ર સાથે સમગ્ર સૂર્યવંશનો 'અંત' (?) માનવો પડે. કેમકે સૂર્યના પુત્ર વૈવસ્વતમનુના દશ પુત્રોમાંથી બે પુત્રો અપ્રજ (નિર્વંશ) સ્થિતિમાંજ પરલોકવાસી થઇ ગયા હતા. તથા સાત પુત્રોમાંથી કોઇની ચાર પાંચ અને છ પેઢીની કથા છે; સહુથી અધિક એકની ૫૪ પેઢીની કથા છે. બાકી તો મનુના જ્યેષ્ઠ પુત્ર—ઇક્ષ્વાકુનીજ વિસ્તૃત વંશ કથા—પુરાણોમાં લખેલી છે.

ઇક્ષ્વાકુના 'વિકુક્ષિ' નિમિ અને દંડક ઇત્યાદિ એકસો પુત્રો હતા. તેમાંથી દ્વિતીય પુત્ર 'નિમિ'—કે જેના વંશમાં જનક પ્રભૃતિ રાજાઓ થયા હતા.—ની ઉપયુક્ત રીતે મનુથી ૫૪ પેઢીની વંશકથા લખેલી છે. બાકીના પુત્રો માટે તો માત્ર એટલુંજ લખવામાં આવ્યું છે કે ૨૫ આર્યાવર્ત્તના રાજા થયા, ૨૫ પશ્ચિમ દિશાના રાજા થયા, અને બાકીના દક્ષિણ તથા ઉત્તર ભૂપ્રદેશના રાજા થયા. બાકી ઇક્ષ્વાકુના જ્યેષ્ઠ પુત્ર 'વિકુક્ષિ' જે શશાદ એવા નામથી પ્રસિદ્ધ થયો હતો તેનાજ મુખ્ય વંશની મુખ્યત્વે કથા લખેલી છે. એટલે વૈવસ્વત મનુના દશ પુત્રોની થોડી થોડી વંશકથા, તથા નિમિવંશની અલ્પ કથા ઉપરાંત પ્રધાનપણે ઇક્ષ્વાકુના મુખ્ય વંશનીજ—પુરાણોમાં - વિસ્તૃત કથા છે.

રા. હીરાલાલ ગણાત્રાના મત પ્રમાણે જેની વંશકથા લખવામાં ન આવી હોય તેનો વંશ હશેજ નહિ આમ—માનવા

જતાં સૂર્યવંશનું જગતમાં અસ્તિત્વજ નથી આમ સિદ્ધ થઇ જાય, એટલુંજ માત્ર નહિ પણ રા. ગણાત્રાની ઉપર્યુક્ત માન્યતા પ્રમાણે ચંદ્રવંશનું પણ જગતમાં અસ્તિત્વ સંભવિ શકે નહિ. કેમકે જે પ્રમાણે સૂર્યવંશી કુશનો વંશ 'સુમિત્ર' પર્યન્ત ચાલીને સમાપ્ત થશે એમ લખ્યું છે; તેજ પ્રમાણે ચંદ્રવંશી પૂરુનો વંશ 'ક્ષેમક' પર્યન્ત ચાલીને સમાપ્ત થશે એમ લખ્યું છે, અને ચંદ્રવંશી યદુની વંશકથા તો માત્ર શ્રીકૃષ્ણના પ્રપૌત્ર વજ્ર પર્યન્તજ લખેલી છે. એટલે કે પુરાણોમાં લખવા પ્રમાણે મહાભારતના યુદ્ધમાં ઉપસ્થિત થયેલા રાજાઓના મુખ્ય વંશમાંથી, તેમજ તે સમયના ઇતર રાજાઓના મુખ્ય વંશમાંથી, તે સમય પછી ચંદ્રવંશી જરાસંધની ૨૦ પેઢીઓ ચાલી હતી. ચંદ્રવંશી પાંડવોની ૨૬ પેઢીઓ ચાલી હતી, અને સૂર્યવંશી કિંવા રઘુવંશી કુશની ૩૦ પેઢીઓ ચાલી હતી. પુરાણોમાં એટલી કે એથી અધિક—બીજા કોઇની પણ—વંશકથા લખેલી નથી.

આથી પાઠકવર્ગના જાણવામાં આવી જશે કે "જેની વંશ-કથા લખવામાં ન આવી હોય તેનો વંશ હશેજ નહિ કિંવા લવનો વંશ હતોજ નહિ" આવું અજ્ઞાનમૂલક મિથ્યા વિધાન કરીને રા. ઉદ્ધવજી તથા રા. ગણાત્રાએ પોતાની ભારે ભયંકર અજ્ઞતા દર્શાવી છે.

વાસ્તવિક રીતે ઉપલા શ્લોકનો અર્થ આ પ્રમાણે છે કે ઇક્ષ્વાકુ રાજાના વંશમાં થયેલા રાજાઓના વંશમાંથી 'ફક્ત'

એ કુશનો વંશ સુમિત્ર સુધી ચાલશે. અર્થાત્ "इक्ष्वाकुणां राज्ञां अयं कुशवंशः सुमित्रान्तो भविष्यति।" એનો તાત્પર્યવિષયી-ભૂત અર્થ કિમ્વા એની અર્થાપત્તિ પણ સ્પષ્ટપણે આમ સિદ્ધ કરી આપે છે કે કુશવંશ શિવાયના બીજા કુમારોના વંશો તો અવિચ્છિન્ન રીતે ચાલુજ રહેશે.

આ અર્થાપત્તિ ઉપરાંત લવ કે બીજા કોઇ કુમારોનો વંશ નહિ ચાલે એમ પણ કોઇ સ્થળે લખેલું નથી. તેમ છતાં "લવનો વંશ હતોજ નહિ." આવું વિધાન કરી તેઓએ પોતાની પરામર્શવિકલતાજ દર્શાવી છે. શ્રી ભાગવતના નવમ-સ્કંધના બારમા અધ્યાયના સંકલ્પરૂપ શ્લોકમાં લખ્યું છે કે ઇક્ષ્વાકુના જ્યેષ્ઠ પુત્ર વિકુક્ષિ કિમ્વા શશાદના માત્ર મુખ્ય વંશની જે પ્રમાણે વંશકથા વર્ણવી છે; તે પ્રમાણેજ બારમા અધ્યાયમાં શ્રી રામચંદ્રજીના જ્યેષ્ઠ પુત્ર કુશના વંશની કથા કહેવામાં આવે છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે પુરાણોમાં મુખ્ય વંશ શિવાયના રાજકુમારોની વંશકથા લખવામાં આવતી નથી. તે પ્રમાણે પૂર્ણ પુરુષોત્તમ શ્રીમદ્ રામચંદ્રજીના દ્વિતીય પુત્ર કુમાર લવની વંશકથા પણ લખવામાં આવી નથી. પરંતુ જે રાજકુમારની વંશકથા લખવામાં ન આવી હોય તેનો વંશ હશેજ નહિ, આમ ઉક્ત વ્યક્તિઓ શિવાય ભાગ્યેજ કોઇ માનશે

રા. ઉદ્ધવજીએ પોતાના પુસ્તક પૃ. ૨૩ માં લખ્યું છે કે "કુશના વંશમાં ૧૯મા રાજા 'સુમિત્ર' થયા." આ વિધાન તેમણે વિષ્ણુપુરાણની સાક્ષીપૂર્વક કર્યું છે. પરંતુ વાસ્તવિક રીતે જોતા શ્રીમદ્ ભાગવતપુરાણ તથા વિષ્ણુપુરાણમાં લખવા પ્રમાણે 'કુશ' અને 'સુમિત્ર'ની વચમાં ૬૨ રાજાઓની વંશકથા છે.

કર્નલ ટૉડ સાહેબે જો કે પાંચ છ નામો ઓછાં લખ્યાં છે, પણ રા. ઉદ્ધવજીનું વિધાન તો અત્યંત અજ્ઞાન એવં ભ્રમમૂલક છે. ટૉડ સાહેબે લખ્યું છે કે "અંબરનો જેસિંગ તે શાખા (ઇશ્વરાવતાર શ્રીરામચંદ્રથી છપનમા વારસ) સુમિત્ર સાથે જોડે છે, તે સુમિત્ર વિક્રમાજીતની સાથેજ થઇ ગયો હોય એમ જણાય છે." રાજસ્થાન ભાગ ૧ પૃ. ૨૧૧.

અર્થાત્ શ્રી રામચંદ્રથી ૫૬ મી પેઢીએ સુમિત્ર થયો હતો એમ ટૉડે લખ્યું છે, એટલા ઉપરથી પણ સિદ્ધ થાય છે કે કુશની ૧૯ મી પેઢીએ સુમિત્ર થયાનું રા. ઉદ્ધવજીનું કથન અવશ્ય ભ્રાન્તિમૂલક છે.

ભિન્ન ભિન્ન પુરાણોમાં પેઢીઓની સંખ્યા નીચે પ્રમાણે લખેલી છે:—

| પુરાણ | મનુથી શ્રી રામચંદ્રજી સુધીની પેઢીઓ. | મનુથી બૃહદ્બલ સુધીની પેઢીઓ. | મનુથી સુમિત્ર સુધીની પેઢીઓ. |
|---|---|---|---|
| विष्णुपुराण | ૬૭ | ૯૮ | ૧૨૯ |

| | | | |
|---|---|---|---|
| भागवत पुराण | ६५ | ૯૫ | ૧૨૭ |
| भविष्य पुराण | ६२ | ૯૧ | ૧૧૯ |
| शिव पुराण | ५६ | ૮૨ | ૧૧૦ |
| टॉड राजस्थान | ६० | ૮૬ | ૧૧૬ |
| अमारी यादी | ६६ | ૯૯ | ૧૨૯ |

અને વાલ્મીકિ રામાયણમાં તો મનુથી ફકત ૩૬મી પેઢીએ શ્રી રામચંદ્રજીનું નામ આવેલું છે. અર્થાત પ્રસિદ્ધ પ્રસિદ્ધ એવા ૩૬ રાજાઓનાં નામો લખેલાં છે. શ્રી રામચંદ્રજીના પુત્રોની વંશકથા પણ વાલ્મીકિ રામાયણમાં લખેલી નથી. તેમ અમુક પુરાણમાં અમુક રાજાનું વર્ણન લખેલુ છે, અને અમુકનું નામ મૂકી દેવામાં આવ્યું છે. એ પ્રમાણે થવાથી નામોની સંખ્યા ન્યૂનાધિક થવા પામી છે, તેમ છતાં 'કુશ'થી ૧૯મી પેઢીએ 'સુમિત્ર' થયાનું કોઈ ઠેકાણે લખેલું નથી.

અમોએ પ્રસ્તુત ગ્રંથના "શ્રી રઘુવંશ કથા" નામક ચતુર્થ ખંડમાં સહુ કરતાં અધિક સંખ્યા લખી છે, તેનું કારણ એ છે કે એક પુરાણમાં અમુક નામો વચ્ચેનુ અમુક નામ રહી ગયું હોય, અને બીજાં પુરાણોમાં તે નામ આવતું હોય તો તે નામને દાખલ કર્યું છે. જેથી સંખ્યામાં-સહજપણ-અધિકતા થઇ છે. પરંતુ તેમ કરવા માટે કેવળ કપોલકલ્પના કે આધારરહિત સંખ્યાનો ઉપયોગ કર્યો નથી.

રા. ગણાત્રાએ પોતાના ઈનામી નિબંધ (પૃ. ૩૫) માં લખ્યું છે કેઃ—

"રા. ઉદ્ધવજીએ માત્ર હકીકતોનો સંગ્રહ કર્યો છે, 'પણ' તેનો વિવેકપુરઃસર ઉપયોગ કરી ઉચિત નિર્ણયો પર આવ્યા નથી."

આમ લખી રા. ગણાત્રાએ રા. ઉદ્ધવજીના પરિશ્રમને અર્થહીન સિદ્ધ કરવાનો પ્રયત્ન કર્યો છે, કિમ્વા ઉપાલંભ આપ્યો છે. પરંતુ રા. ગણાત્રાના આ લખાણ ઉપરથી સિદ્ધ થાય છે કે રા. ઉદ્ધવજી તુલસીદાસે વાસ્તવિક હકીકતોનો સંગ્રહ તો કર્યો છે, અને એ વાતને રા. ગણાત્રા પણ માનપૂર્વક સ્વીકારી લે છે. એ પ્રમાણે તેવો સંગ્રહ કરીને પણ રા. ઉદ્ધવજીએ ઉકત જાતિ ઉપર ઉપકારજ કર્યો છે. અથાત્ રા. ગણાત્રા જેવો-અયોગ્ય, અનુચિત, અજ્ઞાનમૂલક અને પારાવાર ભ્રાન્તિમૂલક--નિર્ણય કરવા કરતાં માત્ર હકીકતોનો સંગ્રહજ માર્ગદર્શક થઇ પડે છે. પણ રા. ઉદ્ધવજી તુલસીદાસે મહાપરિશ્રમે કરેલા સંગ્રહનો રા. ગણાત્રાએ અતિ ભયંકર તેમજ અવાસ્તવિક નિર્ણય કરી પ્રસ્તુત લોહાણા જાતિને ઘોર અન્યાય આપ્યો છે. એટલે કે અસ્મદાદી કેટલાક લેખકોને રા. ઉદ્ધવજી તુલસીદાસનું પુસ્તક તો અમુક બાબતોમાંજ ઉપયોગી થયું છે. પણ રા. હીરાલાલ હરજીવન ગણાત્રાએ તો રા. ઉદ્ધવજી તુલસીદાસના પુસ્તક ઉપરથીજ પ્રાયઃ હકીકતોનો સંગ્રહ કર્યો છે; માત્ર સ્વજાતિને 'મિશ્રિત જાતિ' તરીકે (!) તેમણે પોતે સ્વતંત્રપણે સિદ્ધ કરી છે. એટલે કેઃ—

विनायकं प्रकुर्वाणो रचयामास वानरम् ।

વિનાયક એટલે ગણપતિને—મૃત્તિકાવડે—બનાવવા બેઠેલા માણસે જેમ પોતાના અજ્ઞાને કરી મર્કટ (વાનર) બનાવી નાખ્યો હોય, તેમ રા. ગણાત્રાનાં બુદ્ધિસ્થાપ્યું છે! અર્થાત્ રા. હીરાલાલ ગણાત્રાએ સ્વતંત્રપણે સિદ્ધ કર્યું છે કે :—"લોહાણાઓ રઘુવંશી હોવાનું મિથ્યાભિમાન ધારણ કરી રહ્યા છે. તેમ લોહાણા જાતિમાં બીજી 'રજપૂત' જાતિઓ પણ ભળી ગઈ છે."

પાઠકગણ! આવું વિધાન રા. ગણાત્રાથી પ્રથમ બહુધા થયેલું નથી, એટલે લોહાણા જાતિની ઉત્પત્તિ સમ્બન્ધી ઇતિહાસ લખનારાઓમાંથી કોઇએ પણ "લોહાણા રઘુવંશી નથી." આમ લખવાની રા. ગણાત્રા પ્રમાણે ક્રુચેષ્ટા અથવા ધૃષ્ટતા કરી નથી, એટલુંજ માત્ર નહિ પણ પોતાની મતિ અનુસાર ઘણા લેખકોએ 'લોહાણા રઘુવંશી કિમ્વા લવવંશી છે' એમ સિદ્ધ કરવા માટે પ્રયાસ કર્યો છે, કિમ્બહુના લાખોની સંખ્યાવાળી સમગ્ર લોહાણા જાતિ પોતાને રઘુવંશી કિમ્વા લવવંશી માને છે.

તેમ છતાં ભ્રાંતિયુક્ત એવ કપોલકલ્પિત અનુમાનો વડે રઘુવંશી તરીકેની લોહાણા જ્ઞાતિની પ્રાચીનતમ માન્યતાને ચલિત કરવાનું કારણ શું?

કેટલાક વિદેશી લોકોએ વિનાશ કર્યા છતાં અવશિષ્ટ રહેલા પ્રાચીન ઇતિહાસભાગ ઉપરથી સિદ્ધ થાય છે કે

રઘુકુલતિલક પૂર્ણપુરુષોત્તમ શ્રી રામચંદ્રજીના મહા પ્રસ્થાનથી આગાઉ વિંધ્યાચલની તલેટી પાસે એટલે મગધ દેશમાં તથા પંજાબમાં, તેમ કંદહાર જેના એક પાર્શ્વમાં છે એવા સિંધુના બન્ને પાર્શ્વોમાં, તથા મથુરા તેમજ મથુરાના પશ્ચિમ તરફના યમુના તટમાં, અને હિન્દના પશ્ચિમ ભાગમાં શ્રી રામચંદ્રજી વિગેરે ચારે ભાઈઓના આઠ પુત્રો માટે રાજ્યો સ્થપાઇ ગયાં હતાં.

એ વાર્તા જાણ્યા પછી સહજ અનુમાન કરી શકાય છે કે તે તે પ્રદેશમાં તેમના વંશજો રઘુવંશીઓ કિમ્વા લવવંશીઓ થયા હોવા જોઈએ. "સૂર્યવંશ, સૃષ્ટિના અંત પર્યન્ત નાશ નહિ પામે" આમ પુરાણોમાં લખ્યું છે. એ ઉપરથી પણ કહી શકાય કે સૂર્યવંશ તો ચાલુજ છે, તેમાંથી લવના વંશમાં લોહાણાઓ થયા છે. માત્ર કુશના મુખ્ય વંશનો સુમિત્ર સાથે અંત થયો હતો.

રા. ગણાત્રાના મત પ્રમાણે આરંભથીજ લોહાણા સિંધના છે, કિન્તુ પંજાબના નહિ. તેમ સારસ્વતો સાથેનો લોહાણા જાતિનો ઘનિષ્ઠ સમ્બન્ધ સ્વીકારી લઇ તેમણે "સારસ્વતોનું પણ પંજાબમાં પ્રાબલ્ય જણાતું નથી" આમ લખી નાંખ્યું છે, પરંતુ આ વિધાન પણ તેમનું અજ્ઞાનમૂલક છે. કેમકે સારસ્વતો સરસ્વતીનાં ઉત્પત્તિસ્થાનને મૂકી, તેના સર્વ તીર પ્રાંતમાં રહેતા હતા અને અદ્યાવધિ રહે છે એવાં અનેક પ્રમાણો મળે છે

બ્રાહ્મણોમાં મુખ્ય એવી અતિજ પ્રાચીન સારસ્વત બ્રાહ્મણ જાતિ સાથે લોહાણા જ્ઞાતિનો ઘનિષ્ઠ સમ્બન્ધ પણ અતિજ પ્રાચીન કાળનો છે. જેથી તેમનું વસવું વિચરવું પણ સાથેજ હોવું જોઇએ.

તેમજ પ્રાચીનતમ એવં સર્વોત્તમ બ્રાહ્મણ જાતિ સાથે ઘનીષ્ઠ સબંધથી પણ લોહાણા જાતિ એ ઉચ્ચ ક્ષત્રિય કુલની વંશજ હોવી જોઇએ એવું અનુમાન સહજમા થઇ શકે છે.

તેમ છતા "અનેક રજપુત કુળની બનેલી લોહાણા જાતિ છે" એવા રા ગણાત્રાના મતનો પ્રચાર થતા લોહાણા જાતિ સાથે અમારી જગદ્વંદ્ય સારસ્વત બ્રાહ્મણ જાતિને પણ— હલકી કિમ્વા સંકીર્ણ જાતિના યજમાન સમુદાય સાથે ઉચ્ચ બ્રાહ્મણ જાતિનો ગાઢ પરિચય કેમ હોય, આ પ્રમાણેના સંશયથી —અન્યાય મળે એવો બહુધા સંભવ રહે છે

તેમજ ઉચ્ચ ક્ષત્રિય જાતિને—વિના આધારે, વિનાકારણે—હલકા કુલ કિમ્વા સેળભેળ કુલ તરીકે માની લેવાના કુત્સિત સંસ્કારો ભારતવાસીઓના અંતઃકરણમા રોપાઈ જાય તે બિલ્કુલ ઇચ્છવા યોગ્ય નથી જેથી તેનો પ્રતીકાર કરવા સારૂ પ્રસ્તુત ગ્રંથ લખવાની આવશ્યકતા જણાઇ છે

અત એવ રા હીરાલાલ હરજીવન ગણાત્રાના ઇનામી નિબંધનુ—પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસાનુરોધે—ખંડન

કર્યું છે. સાથેજ રા. ગણાત્રાએ માની લીધેલા આધારભૂત-કેટલાક ઐતિહાસિક—ગ્રંથોની અમુક માન્યતાઓનું પણ ભિન્ન ભિન્ન પ્રસંગોમા ખંડન કર્યું છે.

જો કે રા ગણાત્રાના ઇનામી નિબંધનુ જદુરાય દુર્લભજી ખધડીઆએ "લોહાણા મૂળ રઘુવંશી છે, 'બાંવઢા' નથી." આ નામવાળું પુસ્તક છપાવી યથાશક્તિ પ્રમાણે શુભ હેતુથી ખંડન કર્યું છે પણ 'બાંવઢા' શબ્દની ઉન્નત એવં ભાવપૂર્ણ અર્થગંભીરતાને કિમ્વા તાત્પર્યવિષયીભૂત અર્થને તેઓ જાણી જણાવી શકયા નથી. તથા નુખોની સામ્યતાથી "લોહાણા જાતિમાં બીજી રજપુત જાતિઓ ભળી ગઈ છે" આ પ્રમાણેની રા. ગણાત્રાની અજ્ઞાનમૂલક માન્યતાનો સ્વીકાર ઇત્યાદિથી રા. ખધડીઆએ કરેલાં ખંડનની દિશા બદલાઇ ગઇ છે. અર્થાત કેટલીક બાબતોમાં રા. ખંધડીઆ તરફથી રા. ગણાત્રાના ઇનામી નિબંધને અનેચ્છિત અનુમોદન અપાઈ ગયું છે।

આ પછી ઉકત નિબંધનાં પ્રાસ્તાવિકનું ખંડન રા. નારાયણજી વિસનજી ઠકકુરે વિસ્તારપૂર્વક કર્યું છે. સાથેજ રા. નારાયણજીએ 'બાંવઢા' શબ્દનો વાસ્તવિક અર્થ સુસંગત રીતે સિદ્ધ [1]કર્યો છે.

---

૧ આ પછી રા નારાયણજી ગોકુળદાસ ડોસાણીએ "લોહાણા પ્રજાનો ઇતિહાસ અને અવલોકન" નામક પુસ્તક છપાવ્યુ છે જો કે ઉક્ત પુસ્તકમા રા રી હ ગણાત્રાના ઇનામી નિબંધનુ ખડન થઇ

પરંતુ લોહાણા જાતિની ઉત્પત્તિથી અગાઉ પણ પ્રતિકૂલ થતી ભુજા (બાં) ને કાપી નાખનારનુ સ્થાન જગતમાં ઉંચા પ્રકારનું ગણાતું હતુ, જેથી 'બાંવદા' શબ્દનો અર્થ હીનતાદર્શક નથી કિન્તુ ઉચ્ચતાદર્શક છે. અર્થાત 'બાંવદા' સંજ્ઞક ઉપનામ દૂષણ રૂપ નથી કિન્તુ ભૂષણ રૂપ છે. અને રા. ગણાત્રાએ કરેલો 'બાંવદા' શબ્દનો અર્થ ખામી ભરેલો છે. એતદ્વિષયક શાસ્ત્રીયપરામર્શ પૂર્વકનો કેટલોક લેખ અમોએ-સંવત ૧૯૭૯ના દ્વિતીય જ્યેષ્ઠ માસમાંજ—"બાંવદા એટલે રઘુવંશી" નામક પુસ્તકના પ્રકાશકને વાંચી સંભળાવ્યો હતો.

અર્થાત્ ઉપર્યુક્ત બન્ને લેખકોના પુસ્તકોથી અગાઉ આપણી પ્રવૃત્તિ ચાલુ છે કિમ્બહુના રા ગણાત્રાનો ઇનામી નિબંધ પ્રસિદ્ધ થયાની સાથેજ તેના ખડનનું કામ શરૂ કરી દીધુ છે પરંતુ ઉક્ત નિબંધના ખંડન ઉપરાંત કેટલાક વિદેશી લોકોનાં તેમજ તેના અનુરોધે લખાયેલાં કેટલાક અત્રત્ય વિદ્વાનોના પુસ્તકોમાં અમુક માન્યતાઓનુ પ્રસંગ પૂરતું ખંડન પણ સાથેજ કર્યું છે. અને લોહાણા જાતિ મૂળ રઘુકુલની વંશજ છે આ પ્રમાણેનુ મંડન પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસના આધારે કર્યું છે. મંડનના પ્રત્યેક

---

શકયુ નથી, તથાપિ રા. ના. ગો. ડેમાણીએ લોહાણા જાતિની પ્રાચીન માન્યતા યથાસ્થિત રહી શકે એવા શુભ હેતુથી યથાશક્ય પ્રયત્ન કર્યો છે.

અંગોપાંગને સુદૃઢ કરવા સારૂ પ્રસ્તુત ગ્રંથના નવ ખંડો તથા પરિશિષ્ટાદિ પૃથક્ પૃથક્ વિભાગોમાં અનેક પ્રસંગોનું સમર્થન કર્યું છે

આ પ્રમાણે આપણા ગ્રંથનું વર્તુલ બહુજ વિસ્તૃત હોવાથી, તેને પ્રસિદ્ધ કરવા સારૂ દીર્ઘકાળની અનિવાર્ય આવશ્યકતા હતી. આ વાર્તા સુજ્ઞ પાઠક વર્ગને એથી અધિક રીતે સમજાવવાની જરૂર તો નહિ પડે.

જો કે અમોએ નિર્ણિત કરેલા ઐતિહાસિક અંશો માટે શૃંખલાબદ્ધ-ઇતિહાસ વર્તમાન સમય પર્યન્ત પ્રાપ્ત થયો નથી, પરંતુ આપણા સાહિત્યપૂર્ણ દેશમાં કે જેની સંસ્કૃતિ સહુથી પ્રાચીન છે તેમાથી પોતાનો શૃંખલાબદ્ધ ઇતિહાસ કેમ મળી શકતો નથી ? એ પ્રશ્નનું સમાધાન અનેક ઇતિહાસ-કારોએ વસ્તુસ્થિતિના પરિશીલનપૂર્વક કર્યું છે. તત્સમ્બંધી અંતિમ સમાધાન, ગોંડલનાં રાજમહિષી નંદકુંવરબા સાહેબ વિરચિત "ગોમંડળ પરિક્રમ" એટલે 'પૃથ્વી પ્રદક્ષિણા' નામક બ્હદ્ ગ્રંથને જોવાથી પણ થઇ શકે છે. અર્થાત્ ઉકત ગ્રંથમાં લખવામાં આવ્યું છે કે "સિકંદરિયા (એલેકઝાંડરિયા) બંદર પાસેનું સિકંદરિયા નામક એક જુનું શહેર છે. સવા બે હજાર વર્ષ ઉપર સિકંદર બાદશાહે તે વસાવ્યું હતું. આ શહેરમાં સર્વોત્તમ એવં પ્રાચીન લોકોનું વિદ્યાપીઠ

હતું. જાતજાતનું જ્ઞાન આપનારા એ ઠેકાણે વિદ્યાગુરૂઓ હતા, તથા પાઠશાળા હતી. એ પાઠશાળામાં તૈયાર થયેલા વિદ્વાનો પ્રતિષ્ઠા પામતા. આ કારણથી અહીં પુસ્તકોનો સંગ્રહ અપૂર્વ હતો. પણ અગ્નિકોપથી તેની હાલ નામ નીશાની નથી." (પૃ. ૧૫)

ઉપરનાં કથનથી અનુમાન થાય છે કે ઈ. સ. પૂર્વે ૩૨૭ વર્ષ પર એલેકઝાંડર (સિકંદર) હિન્દમાં આવી વિદ્યાધનને પણ લઈ ગયો હશે, અને સિકંદરિયા શહેરને વસાવી તેમાં ઉક્ત વિદ્યાધનને રાખ્યું હશે, તેનો તે પછી નાશ પણ થયો હશે.

અર્થાત, કેટલાક વિદેશીઓના હાથે આપણા સાહિત્યની લૂંટ તથા વિનાશ પણ થયો છે. આપણા ઉંચા પ્રકારના સાહિત્યને પોતાના દેશમાં સંગ્રહી તેમાંથી તેમને ઉચિત લાગી હશે તેવી ઘટનાઓ જાહેર કરી, આપણા ગૌરવની અનેક રીતે તેઓમાંથી કેટલાકોએ હાની કરી છે. તેમજ આપણા જાતીય સંસ્કારોને નષ્ટ કરવાની ચેષ્ટાઓ પણ તેઓમાંથી કેટલાક કરી ચૂકયા છે. અર્થાત્ વાસ્તવિક રીતે જોતાં આપણી સંસ્કૃતિ તથા જાતીય સંસ્કારોના વિનાશ ઉપર પરદેશી રાજ્યતંત્રનો પાયો રોપાયો હતો; જેથી અવિકલપણે ઇતિહાસ આપણે કયાંથી મેળવી શકીએ વારૂ?

આપણા સાહિત્ય ઉપરાંત આપણી વસ્તીનો પણ એક ચતુર્થાંશ ભાગ સંકટોના સમયમાં વિધર્મીઓને હવાલે થઇ

ગયો છે. ઇત્યાદિ ઘટનાઓને લીધે આજે આપણે શૃંખલાબદ્ધ ઇતિહાસને મેળવી શકતા નથી. તેમ છતાં ઇતિહાસની રૂપ-રેખાઓનાં મથકો બાંધી ભૂતકાળથી વર્તમાનકાળ પર્યન્તના ઇતિહાસને અવિકલપણે તારવી શકાય તેમ છે.

જાતિવિષયક ઇતિહાસ માટે ઐતિહાસિક ચિન્હો તથા ઐતિહાસિક સ્મરણો અને પ્રાચીન માન્યતા ઉપરાંત મુખ્યત્વે પરંપરાગત કુલ જાતિજન્ય સ્વભાવનું પરીક્ષણ તથા તુલના એ આવશ્યકીય સાધન છે.

અત એવ ગ્રંથકારે નિમ્ન લિખિત અંશોની તુલના કરી પોતાની માન્યતા સ્થિર કરવી જોઇએ.

ઉચી જાતિની વંશજ જાતિમાં પુરાકાળના સર્વ ગુણો પૂર્ણપણે હોય એ શકય નથી. પરંતુ જે જે સમયનો ઇતિહાસ જોવો હોય તે તે સમયમાં ઉકત જાતિ ઇતર જાતિઓની અપેક્ષાએ શ્રેષ્ઠ હતી અથવા અશ્રેષ્ઠ હતી તે જોવું જોઇએ. અર્થાત કોઇ પણ સમયમાં તે જાતિનો સામાજીક દરજ્જો કેવો હતો તે તત્કાલની પરિસ્થિતિ પૂર્વક જોવાની આવશ્યકતા છે. તે રીતે જોતાં હલકી જાતિના વંશજોમાં હલકા સ્વભાવની તેમજ ઉચ્ચ જાતિની વંશજ જાતિમાં તેના મૂળ ઉત્તમ સ્વભાવની પ્રતીતિ પણ અવશ્ય થશે.

ઇત્યાદિ પ્રકારે વર્તમાન જાતિ ઉપરથી તેની મૂળ જાતિને શોધી શકાય તેમ છે. અર્થાત્ ઇતર જાતિઓ માટે તેમજ લોહાણા સંજ્ઞક જાતિ માટે અધોલિખિત પ્રશ્નો ઉપર વિચાર કરવો જોઇએ.

આરંભકાળથી રઘુવંશીઓમાં રાજ્યાધિકાર, આત્મત્યાગ અને સ્વાર્થત્યાગ કેટલો હતો ? વર્તમાનકાળમાં કેટલો છે? અને મધ્યના પૃથક્ પૃથક્ કાળમાં કેટલો હતો ? કાલાનુક્રમે કેટલો હ્રાસ થવો જોઇએ ? અર્થાત્ તેમ થવા માટે તે વખતે કેવા પ્રકારની પરિસ્થિતિ હતી ? આવો પ્રત્યેક અંશ ઉપર વિચાર કરવો જોઇએ.

એટલે રઘુવંશીઓમાં સંગ્રામબળ, સંપત્તિબળ અને ચારિત્ર્યબળ કેટલું હતું ? કેટલું અવશિષ્ટ રહેવા પામ્યું છે ? ઇત્યાદિ તથા ચારિત્ર્યમાં ન્યૂનતા ક્યારે આવી ? કેટલા પ્રમાણમાં આવી, અને કેવા સંયોગોમાં આવી ? તેમ શરણાગત વાત્સલ્ય, પારમાર્થિકવૃત્તિ, તિતિક્ષા, સાહસિકતા અને વડીલે કે પોતે ઉચ્ચારેલાં વચનની કિમ્મત કેટલી હતી ? કેટલી છે? તેમજ જાત્યભિમાન, કુલાભિમાન, ધર્માભિમાન, અને દેશાભિમાનની માત્રા કેટલી હતી ? કેટલી છે?

ઇત્યાદિ અંશોનું પરિશ્રમપૂર્વક સપ્રમાણ પરિશીલન કરવાથી ઇતિહાસની ભૂતપૂર્વ ઘટના કલ્પિ શકાય તેમજ નિયત કરી શકાય તેમ છે

તેને અંગે રઘુવંશીઓએ સ્થાપેલાં રાજ્યોના તથા તેના આસપાસના પ્રદેશોમાં કિમ્બહુના સમગ્ર ભારતવર્ષની પ્રાચીન સીમા પ્રદેશમાં ભ્રમણ કરવું જોઇએ. તેમજ વેદોપનિષદ્, સ્મૃતિ, ઇતિહાસ, ભૂસ્તર, ગણિત, પુરાણ ઇત્યાદિનું સંપૂર્ણ

રીતે અવલોકન થવું જોઈએ; સાથેજ વિદેશી લોકોના એતદ્ વિષયક સર્વ વૃત્તાન્તો પણ વાંચવા વિચારવા જોઈએ.

પરંતુ ઉકત કાર્ય અત્યન્ત શ્રમસાધ્ય એવં દ્રવ્યસાધ્ય હોવાથી કેવળ પાંચસો રૂપિયાના ઈનામથી સિદ્ધ કરી શકાય તેમ નથી. તેમ છતાં લોહાણા જ્ઞાતિના વિચારશીલ એવં ઉદાર સદ્ગૃહસ્થોને તે ભારે પડે તેમ પણ નથી.

મને તો સખેદ આશ્ચર્ય થાય છે કે જ્યારે પાંચસોના ઈનામથી લોહાણા સંજ્ઞક જાતિના ઇતિહાસની માંગણી થઈ. ત્યારે લોહાણા જાતિના વીર નરોમાંથી કોઈએ પૃછકને પુછયું કેમ નહિ કે 'લોહાણાઓને' 'બાંવઢા' સિદ્ધ કરવામાં તમારા હેતુની સફળતા થઈ જાય છે કે રઘુવંશી સિદ્ધ કરવામાં? જો 'બાંવઢા' (રા. ગણાત્રાએ આંકયા છે તેવા) સિદ્ધ કરવા હોય તો એથીએ ઓછી રકમથી 'લોહાણા જાતિનો કોઈ પણ હિતશત્રુ' સિદ્ધ કરી દેશે, પરંતુ જો આધુનિક દૃષ્ટિએ રઘુવંશી તરીકે સિદ્ધ કરવા હોય તો પાંચસોના અંકો ઉપરાંત બે બિન્દુઓ અધિક ચડાવી આપવાથી કદાચ સિદ્ધ થશે. અસ્તુ.

અનેક રત્નોથી અલંકૃત થયેલા હારમાંથી કાળાનુક્રમે રત્નો છુટાં પડી ગયા પછી, જ્યારે તેજ હારમાંના પૂર્વ નિર્મિત ભાગ (નખ) માં તેજ રત્નોને બેસારવાં હોય, તે વખતે તે (હારના) કયા ભાગ (નખ) માં કયું રત્ન બેસી શકશે (!)

તેમ તેનો પ્રકાશક ભાગ કેમ રાખવાથી ઉપર રહી શકશે (!) કિમ્વા દર્શનીય થઈ શકશે (?) ઈત્યાદિ માટે નિશ્ચય કરવા પ્રથમ નખોમાં ભરાયેલ મેલ, ચડેલ કાટ ઇત્યાદિ દોષોવડે આચ્છાદિત થયેલા નખોમાંથી તે તે રત્નના પૂર્વનિર્મિત વાસ્તવિક સ્થળને ઓળખી કાઢવું તે કાર્ય અગ્ર બુદ્ધિવાળા કારીગરને પણ શ્રમસાધ્ય છે; પરંતુ અમુક રત્નો અમુક ભાગો (નખો) માં બેસી શકતાં નથી જેથી એ હારમાંનાં એ નથી પણ બીજા કોઈ નકામા નગો ભળી ગયાં હશે અથવા તમોએ સેળભેળ કરી દીધાં હશે એમ કહી એટલે સંગ્રહ-કર્તા ઉપર ભૂલનો આરોપ મૂકી તે તે રત્નોને પદભ્રષ્ટ કરી કાઢી નાંખવાનું કામ તો સાધારણ કારીગર પણ કરી શકશે.

પરંતુ તેવાં રત્નોને હારમાં યોગ્ય સ્થળે ગોઠવી દેવાનું કાર્ય તો કઠિનજ છે. તે પ્રમાણે લોહાણા જાતિ મૂલ રઘુવંશમાંથી ઉતરી આવી છે એમ પૂર્વકથિત રીતિએ સિદ્ધ કરવું તે તો કઠિનજ છે તે માટે તેવો પરિશ્રમ પાશ્ચમાત્ય મંત્રમાં મુગ્ધ થયેલામાંથી ભાગ્યેજ કોઈ કરી શકશે. પણ તેવી ઉચ્ચ ક્ષત્રિય જાતિને ઉતારી પાડવાનો પ્રયાસ પરદેશીય પરિપાટી અનુસાર રા. ગણાત્રા જેવા બીજા પણ કરી શકે તેમ છે.

કેમકે વર્તમાન સમયના કેટલાક સુશિક્ષિત કહેવાતા લોકો પાશ્ચિમાત્ય સંસ્કૃતિના સંસ્કારોને લીધે ભારતદેશની કેટલીક નીતિ-રીતિની અવગણના કરે છે. જ્ઞાતિ મંડળ ઈત્યાદિની પણ નિંદા કરવામાં

તેમજ તેવાં જ્ઞાતિમંડળોને છિન્નભિન્ન કરવામાં એટલે કે પ્રણાલિકા-ભંગ કરવામાં કેવળ પોતાની ઇતિકર્ત્તવ્યતા માને છે.

કેટલાક પાશ્ચિમાત્ય લોકોએ આપણું સાહિત્ય અધ્યયન કરી પોતાનું કરી લીધું છે. પણ આપણા કેટલાક લોકો તેમનું શિક્ષણ મેળવ્યા પછી તેઓ પોતે તેમના થઈ ગયા છે તે અયોગ્યજ થયું છે. સ્વામી રામતીર્થે પૃ. ૨૯માં લખ્યું છે કે "ઝાડ બહારથી પોતાનો ખોરાક—મીઠું પાણી, પ્રકાશ અને હવા લેછે અને પોતાની જાતને ઉન્નત કરે છે. અનેક પરિવર્તનોને લીધે પાણીના પ્રવાહની દિશા બદલાઇ જાય ત્યારે વૃક્ષ પોતાનાં મૂળીયાંની દિશા બદલી નાંખી જ્યાંથી મીઠું પાણી મળતું હોય ત્યાંથી લાવી પોતાનેજ ઉછેરે છે, પણ પોતે ત્યાં જતું નથી."

ઇતિહાસ પુરાણ પ્રસિદ્ધ રઘુકુલની વંશજ લોહાણા જાતિમાં પુરાકાળના કેટલાક ગુણ પરાક્રમો જોવામાં આવતાં નથી, તેનું કારણ શોધવા જતાં જે ઐતિહાસિક ચિત્રપટ પ્રતીત થાય છે તે આ પ્રમાણે સૂચન કરે છે.

વિદેશીઓના હુમલા ઝીલવાનું સંકટ સહુથી પ્રથમ લડાયક પ્રજા ઉપર ઉતરી આવે છે. તદનુસાર દેશ કિંવા પ્રજા ઉપર આવેલો આપત્તિનું નિવારણ કરવા સારૂ સહુથી પ્રથમ ઓજસ્વી પ્રજાજ સંગ્રામના મેદાનમાં પડે છે. તેથી તેમની પાયમાલી પણ સહુથી પ્રથમ થઇ જાય એ સ્વાભાવિક છે. એ પ્રમાણે વારંવાર થયેલા વિદેશી લોકોના હુમલા

વખતે રણુાભિમુખ રહેલા અન્ય ક્ષત્રિયો સાથે લોહાણા અ ટક રઘુવંશી ક્ષત્રિય જાતિના વીર પુરુષો હતા. આ વાર્તા પરદેશી ઇતિહાસકારોએ તેમજ ચંદ ભટ્ટે પણ લખી છે.

તેમજ હુમલા આખા હિન્દુસ્થાનમાં પ્રવેશ કરવાના મુખ્ય દ્વારરૂપ પંજાબમાં પ્રથમ થયા હતા. કેમકે હિન્દની ઉત્તરે હિમાલયના પર્વતની હાર છે. પશ્ચિમ તરફનો ઘણો ભાગ હિન્દી મહાસાગરને અડકેલો છે અને પૂર્વ તરફના ઘણા ભાગપર બંગાળી અખાત છે. બાકી એમાં પ્રવેશ કરવાના માર્ગ તરીકે વાયવ્ય અને ઇશાન એ બે ખૂણા છે; તેમાંથી પ્રથમ પંજાબમાંજ આવી શકાય છે આ વાર્તા સર્વ સુવિદિત જેવી છે.

તે પ્રમાણે મતાન્ધ વિદેશી લોકોના વારંવાર હુમલારૂપ સંકટોને સહન કરવાના પરિણામે કેટલાક જાતીય ઉચ્ચ ગુણોમાંથી કેટલેક અંશે પ્રસ્તુત જાતિ પણ ઉતરી ગઇ હોય તેમજ ભિન્નભિન્ન દેશોમાં વિખરાઇ ગઇ હોય એવો સર્વથા સંભવ છે.

પરંતુ ઐતિહાસિક પરિસ્થિતિ કિંવા ભૂતકાળની ઘટનાઓના સંપૂર્ણ અન્વેષણ વિનાજ રા. ગણાત્રાએ લોહાણા જાતિમાં બહુધા માની લીધેલા ઇર્ષા ઇત્યાદિ દુર્ગુણોને લીધે લોહાણાઓને રઘુવંશી કહેવાને બદલે 'તેમણે પોતે કરેલી વ્યાખ્યાનુસાર' બાંવદા કહેવાનું અજ્ઞાનવશાત્‌ઉચિતજ માન્યું છે

તેમાંથી પણ ઇતર પ્રદેશમાં વસતા લોહાણા 'બાંવઢા' નથી કિન્તુ ફક્ત કચ્છદેશીય લોહાણાજ 'બાંવઢા' છે એમ તેમણે સિદ્ધ કર્યું છે.

પરંચ હજી તેમાં, કઇ અવટંક તેમણે કલ્પેલા અર્થ પ્રમાણે બાંવઢાની છે(!) તેની શોધ નહિ કરવારૂપ એક ત્રુટિ (ખામી) રહી ગઈ છે. તે માટે જો તેઓ શોધ કરશે તો તે પણ જણાઇ આવશે. અર્થાત્ રા. ગણાત્રાએ જે દુર્ગુણોને લીધે કચ્છી લોહાણાઓને 'બાંવઢા' તરીકે સિદ્ધ કર્યા છે તે દુર્ગુણો, કચ્છી લોહાણામાંની કઇ અવટંકમાં અધિક છે? તે ઉપરથી કઇ નુખ ખાસ 'બાંવઢા'ની છે?

ઇત્યાદિ પરત્વે શોધ કરવાનું કામ તેમના માટે અવશિષ્ટ રહ્યું છે. તે કામ પણ તેઓ કરવા ધારશે તો તેમાં સફળ થશેજ. પણ વ્યામોહવશાત્ અન્યનો દોષ અન્યમાં આરોપી ગયા હોવાથી ઉક્ત શોધનાં કાર્યમાં તેઓ નિષ્ફળ જાય તો તે તેમના કર્મની વાત છે. પણ ખરી રીતે જોતાં વાસ્તવિક શોધના અભાવેજ રા. ગણાત્રાએ સમગ્ર લોહાણા જાતિ માટે અનેક આરોપો ઘડી કાઢયા છે. પરંતુ તેમણે ઘડી કાઢેલા આરોપો કિમ્વા દોપો સમગ્ર લોહાણા જાતિમાં ઘટી શકતા નથી.

'અપવાદ તરીકે' રઘુવંશીઓના મૂળ સદ્ગુણો તેમની વંશજ લોહાણા જાતિમાં સર્વાંશે ન રહ્યા હોય તેમ અમુકાંશે

તેને ઠેકાણે દુર્ગુણોનો પ્રવેશ પણ કદાચ થઇ ગયો હોય તેમ છતાં શ. ગણાત્રાએ જે દોષ ઉક્ત જાતિમાં ઘટાવ્યા છે, તે દોષ તો પ્રાયઃ કલ્પિત કિમ્વા ઉપજાવી કાઢેલાજ છે. પણ તે કળામાં તેઓ પ્રવીણ હોવાથી તેમ કરી શક્યા છે. કેમકે શ. હી. હ. ગણાત્રા જેવી 'મિથ્યા દોષારોપણની' કળા ભાગ્યેજ કોઇ સાધી શકયાં હશે.

શ. ગણાત્રાના લખવા પ્રમાણે તેમણે પોતે સ્વજ્ઞાતિ-લોહાણા જાતિની કાળી બાજુ 'પ્રાયઃ પહેલ વહેલીજ' જોઇ છે. પરંતુ ઇતિહાસકારે તો મૂળ વસ્તુની ચારે બાજુ જોવી જોઇએ.

અમાવાસ્યાની અંધકારાવૃત્ત રાત્રિ પણ ચંદ્ર કળાના પ્રકાશની પ્રતીક્ષા કરવાના ઉદ્દેશથી જોવાય છે. પરંતુ અત્રે સખેદ કહેવું પડે છે કે આ શ. ગણાત્રાના નિબંધમાં તો રાહુગ્રસિત સૂર્યને તેની નીચે ઉભા રહી જોવાની ચેષ્ટા થઇ છે. કિન્તુ રાહુના કક્ષામાર્ગ ઉપર ઉભા રહી સૂર્યને તેમજ સૂર્યના પૂર્વ પશ્ચિમ કાંન્તિવૃત્તને જોવાનો પરિશ્રમ બિલ્કુલ કરવામાં આવ્યો નથી.

પણ રાહુની કક્ષા નીચે ઉભા રહી ભૂઃ છાયામાંથી જેટલો પ્રકાશ દેખાયો (બહુજ અલ્પાંશે દેખાયો) હશે તેને જોઇ તેનું વર્ણન આખા નિબંધમાં માત્ર તેર પંક્તિઓમાંજ સમાવી દેવામાં આવ્યું છે.

તે પણ તેમના શબ્દોમાં કહીએ તો (પૃ. ૧૦૦) "અલબત્ત ન્યાય અને સત્યપ્રિયતાને ખાતર અમારે સ્વીકારવું

જોઇએ કે આ ચિત્રની એક બાજુ છે. બીજી બાજુ વધારે સંતોષજનક વધારે પ્રોત્સાહક છે." ઇત્યાદિ,

અત્રે સહુને એવો પ્રશ્ન થશે કે રા. ગણાત્રાએ લોહાણા જાતિની તેમાં પણ મુખ્યત્વે કચ્છી લોહાણાની કાળી બાજુનું જેટલા પ્રમાણમાં દર્શન કરાવ્યું છે, તેટલા પ્રમાણમાં ઉજળી બાજુનું દર્શન કેમ કરાવ્યું નથી? તથા તેમ કરવાથી નિબંધની સંકલનામાં ખામી આવી જતી હતી કે નિબંધને પરીક્ષોત્તીર્ણ થવામાં બાધ આવી જતો હતો!

આ પ્રશ્નોનું તેઓ ગમે ત્યારે સમાધાન કરે, પરંતુ તેમણે સ્વજ્ઞાતિની કાળી બાજુનું વર્ણન કરી આપણા માટે તેટલું કામ ઓછું કરી દીધું છે. અર્થાત્ રા. ગણાત્રાએ લોહાણા જ્ઞાતિના પોતે માની લીધેલા શ્યામ પાર્શ્વનું દર્શન કરાવ્યું હોવાથી પાઠકવર્ગને આપણે હવે લોહાણા જાતિના તેજસ્વી-ઉજ્વળ પાર્શ્વનુંજ પ્રાયઃ દર્શન કરાવીશું. કેમકે આપણા માટે હવે એટલુંજ કામ અવશિષ્ટ રહેવા પામ્યું છે.

એ ઉપરાંત રા. ગણાત્રાના ઇનામી નિબંધનાં પ્રાસ્તાવિક તરફ દૃષ્ટિપાત કરતાં પ્રતીત થાય છે કે રા. જયકૃષ્ણ નાગરદાસ વર્મા બેરીસ્ટરે-મુંબઇના કચ્છી લોહાણા મહાજને સ્વજાતિની સુવ્યવસ્થા અર્થે બાંધેલા ધારાધોરણો તરફ તિરસ્કાર દર્શાવવા તથા-કચ્છદેશીય લોહાણાઓ તથા સમગ્ર લોહાણા જાતિના આગેવાનો તરફ તિરસ્કાર દર્શાવવાનો-પોતાનો

ચિરકાલનો મનોભાવ એ નિમિત્તે સિદ્ધ કર્યો હશે જો તેમ ન હતે તો રા ગણાત્રાના નિબધનો રા વર્મા ગમે તે પ્રકારે અર્થવાદ કિમ્વા મિથ્યા શ્લાઘા કરે પણ મુંબઈનિવાસી કચ્છ-દેશીય લોહાણાઓ તથા લોહાણા જાતિના ઈતર આગેવાનોની અકારણ એવ અપ્રાસગિક નિદા ન કરે

પરતુ રા. વર્માનાં પ્રાસ્તાવિકનો પ્રતિષેધાત્મક પ્રતિવાદ રા. નારાયણજી વિસનજી ઠકકુરે કર્યો હોવાથી આપણા માટે પ્રાસ્તાવિકના એ ભાગનો પણ પ્રતીકાર કરવાની આવશ્યકતા રહી નથી, અને ઇનામી નિબધના વાસ્તવિકપણા પરત્વે રા વર્માએ કરેલા અર્થવાદનુ ખડન પણ પૃથક્પણે કરવાની આવશ્યક્તા નથી, કેમકે "રા ગણાત્રાના ઈનામી નિબધની સમીક્ષા" નામક છઠ્ઠા ખડમા રા ગણાત્રાની પ્રાય પ્રત્યેક માન્યતાનુ સપ્રમાણ ખંડન કરેલુ હોવાથી રા વર્માએ કરેલા અર્થવાદનો પ્રતિષેધ તો તેમા થઇજ જાય છે.

તેમ છતા પ્રાસ્તાવિકમા જે એક બાબત નિબધ કરતા અધિક જોરથી દાખલ થયેલી પ્રતીત થાય છે, તેનુંજ માત્ર -અત્રે સક્ષિપ્ત રીતે-સમાધાન કરવુ જરૂરનુ છે અત એવ પ્રસ્તાવનાના આ ભાગને અલં કર્યા અગાઉ તેનુ ખડન કરીશુ.

વરિષ્ઠ ધારાશાસ્ત્રી રા જ્યકૃષ્ણ નાગરદાસ વર્માએ પ્રાસ્તાવિક પૃ ૧૨મા લખ્યુ છે કે —

૨ ૨ પૃ. ૪

" "પ્રાયશ્ચિત્ત તો અજાણ્યે થયેલા પાપનું હોઇ શકે; જાણી જોઇને પાપ કરનાર માટે શાસ્ત્રોમાં પ્રાયશ્ચિત્તનો વિધિ છેજ નહિ. પરંતુ વિવેકભ્રષ્ટ થનારને એ સર્વ કયાંથી સુઝે?"

પાઠકગણ! રા. વર્માએ કરેલું આ વિધાન અત્યંત અજ્ઞાનમૂલક છે. મનુસ્મૃતિ, યાજ્ઞવલ્કયસ્મૃતિ, તેની મિતાક્ષરા અને પ્રાયશ્ચિત્તેન્દુશેખરાદિ ધર્મશાસ્ત્રોને જોતાં સ્પષ્ટ પ્રતીત થાય છે કે રા. વર્માએ ધર્મશાસ્ત્રોનું વિચારપૂર્વક અવલોકન કર્યુંજ નથી. કિમ્બહુના એતદ્ વિષયક પરિશ્રમ કર્યા વિનાજ "ઉપર પ્રમાણે લખવાનું" વગર વિચાર્યું સાહસ કર્યું છે; નહિ તો ધર્મશાસ્ત્રોથી સર્વથા વિપરીત એવું વિધાન કરેજ કેમ?

મનુસ્મૃતિમાં લખ્યું છે કેઃ—

अकामतः कृतं पापं वेदाभ्यासेन शुद्ध्यति।
कामतस्तु कृतं मोहात्प्रायश्चित्तैः पृथग्विधैः॥

मनु० अ० ११ श्लो. ४६

---

૧ આ શ્લોક પછીના શ્લોકોમા લખ્યુ છે કે:—

"કેટલાક પાપાત્માઓ આ (વર્તમાન) જન્મકૃત કેટલાક પાપીઓ પૂર્વજન્મકૃત દુષ્કર્મોને લીધે શારીરિક સૌન્દર્યમા વિપરીતપણાને પામે છે"

સુવર્ણની ચોરી કરનારના નખ ખડબચડા (ખરાબ) થાય છે, મદિરાપાન કરનારના દાંત કાળા થાય છે, બ્રાહ્મણની હત્યા કરનારને ક્ષય રોગ થાય છે, ગુરૂની સ્ત્રી તથા 'પૂજ્ય વર્ગની સ્ત્રી' સાથે ગમન

વિના કામનાએ (અજાણ્યે) કરેલું પાપ વેદનો પાઠ કરવાથી નાશ પામે છે; અને કામનાએ કરી (જાણી જોઈને) કરેલું પાપ ભિન્ન ભિન્ન પ્રકારનાં શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્તો કરવાથી નાશ પામે છે. એટલે કે પાપની નિવૃત્તિ થઈ જાય છે. તથા:—

....यदज्ञानकृतं भवेत्। कामतो व्यवहार्यस्तु वचनादिह जायते॥

याज्ञवल्क्य० प्रायश्चित्ताध्यायः ३ प्र० ५ श्लो. २२६

---

કરવાના પાપથી 'મુખથી આરંભી' શરીરની ત્વચા કાળી પડી જાય છે." અને તેમાં ચળ આવ્યા કરે છે (૧૧-૫૦)

પિશુન—વિદ્યમાન દોષોનું કથન કરનાર હોય તેનું નાક ગંધાય છે, સૂચક—(નિ:કઃ) એટલે અવિદ્યમાન દોષોનું કથન કરનાર કિંવા ગુણોમાં દોષોનું આરોપણ કરી કથન કરનારનું મુખ ગંધાય છે, ધાન્યની ચોરી કરનાર હીનાંગ—ઓછાં અંગવાળો થાય છે. અને ઉત્તમ વસ્તુ સાથે હલકી વસ્તુનું મિશ્રણ કરનાર મનુષ્ય અધિક અંગવાળો થાય છે. (૧૧-૫૫)

રાંધેલાં અન્નની ચોરી કરનારાને મંદાગ્નિ નામક રોગ થાય છે, આજ્ઞા વિના વેદ ભણનાર તેમજ સમાચાર નહિ આપનાર મુંગો થાય છે, વસ્ત્રની ચોરી કરનાર મનુષ્ય કુષ્ટરોગી (કોઢીઓ) થાય છે, અને ઘોડાનો સોદાગર લંગડો થાય છે.

આ રીતે નાના પ્રકારનાં પાપકર્મને લીધે તેઓ સત્પુરુષોમાં નિંદિત થાય છે, તેમજ જડ બુદ્ધિવાળા, મુંગા, બહેરા અને ખોડ-ખાપણવાળા થાય છે. (૧૧-૫૨)"

યાજ્ઞવલ્કય સ્મૃતિના પ્રાયશ્ચિત્તાધ્યાય પ્રકરણ ૫ શ્લોક ૨૨૬ની મિતાક્ષરામાં પ્રસ્તુત વિષય પરત્વે (જાણી જોઈને કરેલા પાપનાં પ્રાયશ્ચિત્ત સમ્બન્ધે) ઘણોજ વિસ્તારપૂર્વક ઉલ્લેખ થયેલો છે

તેમજ ઉપર લખી દર્શાવેલા મનુસ્મૃતિના શ્લોક પછીના શ્લોકોમાંથી કેટલાક શ્લોકો જે ટિપ્પણીમાં ભાષાન્તર રૂપે આપવામાં આવ્યા છે તેમાં આવેલાં પાપો તથા તે ઉપરાંતનાં પાપો માટે લખવામાં આવ્યુ છે કે:—

विहित यदकामानां कामात्तद्विगुणं भवेत् ।

મનુસ્મૃતિ અધ્યાય ૧૧ શ્લોક ૪૫ ની ટિપ્પણીમાં અકામ-ઇચ્છા વિના કરેલાં પાપનાં પ્રાયશ્ચિત્ત કરતાં કામાત્-રાગ, દ્વેષને આધીન થઇ બુદ્ધિપૂર્વક કરેલાં પાપનુ દ્વિગુણિત પ્રાયશ્ચિત્ત થાય છે. આ પ્રમાણેજ યાજ્ઞવલ્કય સ્મૃતિમાં લખ્યું છે. તથા પ્રાયશ્ચિત્તેન્દુશેખરમાં લખવામાં આવ્યું છે કેઃ—

अज्ञानाऽकामकृते यदुक्तं कामकृते तद्विगुणं ।
कामतोऽभ्यासे चतुर्गुणं प्रायश्चित्तम् ॥

અજ્ઞાન તેમજ વિના કામનાએ કરેલાં પાપ માટે જે પ્રાયશ્ચિત્ત કહેલું હોય તે કરતાં કામનાવશાત્ એક વખત કરેલાં પાપ માટે દ્વિગુણ, અને કામનાવશાત્—બુદ્ધિપૂર્વક કિમ્વા ઈરાદા પૂર્વક વારંવાર કરેલાં પાપ માટે ચતુર્ગુણ—ચારગણું પ્રાયશ્ચિત્ત કરવું. આમ સર્વ ધર્મશાસ્ત્રોમાં લખ્યું છે.

તથા પ્રાયશ્ચિત્ત વિષયક પ્રયોગ ગ્રંથોને જોતાં પ્રતીત થાય છે કેઃ-

પ્રાયશ્ચિત્તિ માણસને પ્રાયશ્ચિત્ત કરાવતી વખતે જ્યારે પ્રધાન સંકલ્પ કરાવવામાં આવે છે ત્યારે પણ મહા પાતક, અતિ પાતક, મલિનીકરણ, અપાત્રીકરણ, જાતિભ્રંશકરણ ઇત્યાદિ નાનાં મોટાં પાતકો માટે લખ્યું છે કેઃ—

बुद्धिपूर्वकाणामबुद्धिपूर्वकाणां महापातकादीनां संततं सकृदभ्यस्तानाम् ॥

ઇત્યાદિ ઉપરથી સ્પષ્ટતયા સિદ્ધ થાય છે કે અજ્ઞાત-અકામ અને જ્ઞાત-કામનાવશાત્ કરેલાં પાપોનું પ્રાયશ્ચિત્ત થાય છે આમ શાસ્ત્રોમાં લખ્યું છે.

આ ઉપરાંત પ્રસ્તુત વિષય પરત્વે આયુર્વેદ વિષયક અત્રિ (હારિત) સંહિતા, ચરક, શુશ્રુતાદિ સંહિતામાં પણ જ્ઞાત અને અજ્ઞાત એમ બન્ને પ્રકારનાં પાતકોનાં ભિન્ન ભિન્ન પ્રકારનાં [1]પરિણામો તથા ઉપાયો લખવામાં આવ્યા છે.

---

१ अज्ञातं यत्कृतं पाप पश्चात्कृच्छ्रं समाचरेत ।
प्रायश्चित्तबलेनापि साध्यरूपो भवेद्गद ॥ १ ॥

म्रियते ज्ञातरूपेण यत्पश्चात्कृच्छ्रमाचरेत् ।
प्रायश्चित्तेन प्राते तु कष्टसाध्यो भवेद्गद ॥ २ ॥

અર્થાત બુદ્ધિપૂર્વક કરેલા પાપને તેમાં જ્ઞાત પાપ કહેલું છે, અને અબુદ્ધિપૂર્વક કરેલાં પાપને તેમાં અજ્ઞાત પાપ કહેલું છે. તેનો અર્થ એકજ છે, માત્ર પારિભાષિક શબ્દ તરીકે—આકારભેદ છે. એટલે કે અજ્ઞાત–અકામ અને અબુદ્ધિ-પૂર્વક આ શબ્દો એકજ અર્થના બોધક હોઇ પર્યાય તરીકે વપરાય છે, તેમજ જ્ઞાત, કામ અને બુદ્ધિપૂર્વક આ શબ્દો પણ એકજ અર્થના બોધક અવશ્ય છે. આ ઉપરથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે કે "જાણી જોઇને પાપ કરનાર માટે શાસ્ત્રોમાં પ્રાયશ્ચિત્તનો વિધિ છેજ નહિ." આ પ્રમાણેની બારીસ્ટર સાહેબની (રા. વર્માની) માન્યતા અત્યંત અજ્ઞાનમૂલક છે.

પરંતુ આપણે ઉપર સિદ્ધ કરી આવ્યા છીએ તદનુસાર જાણી જોઇને કરેલાં પાપોનું પણ ધર્મશાસ્ત્રોમાં પ્રાયશ્ચિત્ત લખ્યું છે.

એટલું સંક્ષિપ્ત રીતે જણાવ્યા પછી યૂરોપગમનનું પ્રાયશ્ચિત્ત કોઈએ આપ્યું છે કે નહિ? આ પ્રશ્ન પરત્વે પણ આપણે ટુંકમાં જણાવીશું.

---

ज्ञातरूपेण यत्पापं कृच्छ्रं नैव करोति चेत्।
तेनाऽसाध्यो भवेद्रोग पापदप्रतिकर्मण ॥ ३ ॥

तच्छान्तिरौषधैर्दानैर्जपहोममरार्चनै ॥
हारित (अत्रि) संहिता, द्वितीय स्थान अ १

લોકમાન્ય બાળગંગાધર તિલક મહાનુભાવ યૂરોપથી પુનઃ ભારતવર્ષમાં આવ્યા ત્યારે પૂનામાં તેમના વિદ્વાન જ્ઞાતિ બંધુઓએ તેમને દેહશુદ્ધિ કરાવ્યા ઉપરાંત પ્રત્યામ્નાય દ્વારા યથાશાસ્ત્ર પ્રાયશ્ચિત કરાવ્યું હતું. આ વાર્ત્તા તે વખતે વર્તમાનપત્રોમાં પણ જાહેર થઈ હતી.

શ્રીમદ્ જગદ્‌ગુરૂ શંકરાચાર્ય શ્રીમન્માધવતીર્થ મહારાજે વણિક્ જ્ઞાતિના સુશિક્ષિત બે મનુષ્યોને યૂરોપગમનનું પ્રાયશ્ચિત્ત કરાવ્યું હતું. તેમજ તદ્‌વિષયક ખુલાસો 'સંસ્કૃત ભાષામાં આપ્યો હતો; જે (ખુલાસો) અનુવાદ સહિત મુંબઈ સમાચાર—શનિવાર તા૦ ૩૦ સપટેંબર ૧૯૧૧ ના અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. તેમજ તે પછીની પત્રિકાઓમાં એમ પણ લખવામાં આવ્યું હતું કે શ્રીમન્માધવતીર્થ મહારાજના ગુરૂ મહારાજશ્રીએ પણ એથી અગાઉ યુરોપગમનનાં પ્રાયશ્ચિત્તો આપ્યાં હતાં.

આ પ્રમાણે સનાતન ધર્મના પક્ષપાતિ એવં સમર્થ વિદ્વાન શ્રીમદ્ જગદ્‌ગુરૂ શંકરાચાર્યે પણ જ્યારે પ્રાયશ્ચિત્તો આપ્યાં હતાં, ત્યારે તેમ કરવા માટે કચ્છદેશીય લોહાણા મહાજનને, "બુદ્ધિભ્રષ્ટ" થવાની પદવી આપવાનું રા. વર્માએ કેમ ઉચિત ધાર્યું હશે તે સમજી શકાતું નથી. પરંતુ ઉક્ત પદવી કદાચ તેઓએ પોતે પોતાને માટેજ નિર્માણ કરી હોય તો કોણ જાણે! કેમકેઃ—"कार्पण्यदोषोपहतः—

સ્વભાવઃ।" ગીતાજીમાં અર્જુનના સ્વાનુભવ પ્રમાણે કાર્પણ્ય રૂપ દોષ વડે હણાયેલા સ્વભાવવાળા માણસને તથ્યાંશનું ભાન ન રહે એ સ્વાભાવિક છે. તે ગમે તેમ હોય તે છતાં શાસ્ત્રીય દૃષ્ટિએ અત્યારે જેટલું અવશ્ય જણાવવું જોઇએ તેટલું આપણે આ પ્રસંગે જણાવી દીધું છે.

હવે આપણે રા. હી. હ. ગણાત્રાના ઇનામી નિબંધની 'રા. જયકૃષ્ણ નાગરદાસ વર્માએ' તારવી કાઢેલી શાબ્દિક આકૃતિનું પાઠકવર્ગને દર્શન કરાવીશું. અને તે પછી ઉક્ત નિબંધની આકૃતિનાં અંગોપાંગમાં રહી ગયેલી અપૂર્ણતા, તથા તે આકૃતિ કિમ્વા પ્રતિકૃતિની થયેલી પ્રાણપ્રતિષ્ઠામાં વપરાયલા અશુદ્ધ મંત્રોથી આશિખાંત આકૃતિ કેવી રીતે પ્રજા-વિઘાતક થવા પામી છે, તે સ્પષ્ટ કરી દેખાડવા સારૂ અમારા ગ્રંથની સૂક્ષ્માકારવાળી તત્ પ્રતિષેધક વાઙ્મયી પ્રતિમા પણ પાઠકવર્ગને ભેટ કરી દઇશું.

અર્થાત્ રા. ગણાત્રાના ઇનામી નિબંધમાં શું શું છે તે રા. વર્માના શબ્દોમાં જણાવ્યા પછી; આપણા પ્રસ્તુત ગ્રંથમાં શું શું છે તે પણ સંક્ષેપથી પુનઃ અત્રે જણાવી દઇશું.

એરિસ્ટર સાહેબે ઇનામી નિબંધના નિર્ણયો ત્રણ ભાગમાં વ્હેંચી નાખ્યા છે. અર્થાત્ ઉક્ત નિબંધમાં મુખ્યત્વે ત્રણજ બાબતો ઉપર વિચાર થયેલો છે. રા. વર્મા કહે છે કેઃ—એક વિષયના અંતે "લોહાણાનું પ્રભવસ્થાન પંજાબ નહિ પણ સિંધ છેઃ" એવો નિર્ણય કરવામાં આવ્યો છે. બીજા

વિષયના અંતે "લોહાણા રઘુવંશી કે લવવંશી નહિ તેમજ એકજ કુલ કે વંશના ક્ષત્રિયો નહિ પણ તેમાં અનેક વંશના ક્ષત્રિયો મળેલા છે," એવો નિર્ણય કરવામાં આવ્યો છે અને ત્રીજો નિર્ણય 'બાંવઠા' શબ્દ કિમ્વા વિશેષણ વિષયક છે એટલે રા વર્માના લખવા પ્રમાણે "લોહાણા 'બાંવઠા' હોવા વિષે ઐતિહાસિક ઉલ્લેખ મળતો નથી અને મળી શકે પણ નહિ. એ ઉપનામનો મુખ્ય આધાર દંતકથાઓ ઉપર છે." તે દંતકથાઓ તથા અત્યારની શોચનીય સ્થિતિ ઉપરથી 'બાંવઠા' ઉપનામને કલંક તરીકે સિદ્ધ કર્યા પછી "રા. ગણાત્રાએ 'બાંવઠા' રૂપ કલંક ટાળવા માટે જ્ઞાતિજનોને વિનંતિ કરી છે" આટલું તેનું મૂર્ત સ્વરૂપ છે.

પરંતુ આપણા પ્રસ્તુત ગ્રંથમાં રા. ગણાત્રાના પ્રધાન, ગૌણ અને ત્યાજ્ય 'પણે પ્રતિપાદન થયેલા સર્વ વિષયો ઉપર તથા મુખ્ય વિષયોનાં અંગાંગીભૂત વિષયો ઉપર પણ વિચાર થયેલો છે. કિમ્બહુના રા. ગણાત્રાની 'જે વિષયો ઉપર વિચાર કરવાના કાર્યમાં' બુદ્ધિ કુંઠિત થઇ ગઇ છે, તેવા ગહન વિષયો ઉપર પણ યથાશક્ય વિચાર કરવામાં આવ્યો છે. જેથી આપણા પ્રસ્તુત ગ્રંથના વિભાગો કિમ્વા ખંડોની સંખ્યા અધિક થવા પામી છે. એટલે કે આપણા ગ્રંથનાં અંગોપાગને સુદ્રઢ, સર્વદેશીય અને પારદર્શી કરવાથીજ પ્રસ્તુત ગ્રંથને વૈરાટ સ્વરૂપ ધારણ કરવું પડયુ છે. પરંતુ આ ગ્રંથે જે સ્વરૂપ ધારણ કર્યું છે, તે સ્વરૂપના ધર્મનું પાલન પણ કર્યું છે,

સુજ્ઞ પાઠક તો જાણેજ છે કે પૂતાત્માઓને વૈરાટ સ્વરૂપમાં સૌમ્યતાની પ્રતીતિ થતી હોવાથી તેઓ તે સાથે નિર્ભયતાથી રહે છે. પણ તેથી ઇતર સ્વભાવવાળાને વૈરાટ સ્વરૂપમાં ભયંકર ભીષણતાની પ્રતીતિ થતી હોવાથી તેમના માટે નિર્ભયતા આવેજ કયાંથી ?

અર્થાત્ વૈરાટ સ્વરૂપ, સ્વીકાર, અથવા શિક્ષા દરેકને તેની કૃતિ અનુસાર કરે છે.

તે પ્રમાણે પ્રસ્તુત ગ્રંથનાં વૈરાટ સ્વરૂપે પણ આદર કરવા લાયક દરેક કૃતિનો સ્વીકાર કર્યો છે. તેમજ અનાદર કરવા જેવી કૃતિને શિક્ષા પણ કરી છે. પરંતુ તેમ કરવામાં હેતુ ન્યાયીપણા રૂપજ છે, કિન્તુ પાશવી પ્રકૃતિ રૂપ નથીજ. એટલે કે રા. ગણાત્રાને રઘુવંશીલવના વંશ તથા સ્થાન વિષે ભ્રાંતિ થઇ જવાથી તેમના હાથે નિબંધમાંના સમગ્ર વૃત્તાન્તોની દિશા કેમ બદલાઈ ગઇ છે, તે અમોએ અનેક પ્રસંગોમાં તેમજ આથી પ્રથમ પ્રસ્તાવનામાં પણ દેખાડી આપ્યું છે. અને તેમાં સિદ્ધ કરી આપ્યું છે કે લવનો વંશ ચાલુજ છે. લવની રાજધાની પંજાબ પ્રાંતનાં લાહોર નગરમાં હતી, અને લવના વંશમાં લોહાણા જાતિની ઉત્પત્તિ થઈ છે. તેમજ પ્રાચીન કાળથી પોતાને અથવા બીજાને પ્રતિકૂલ થતી પોતાની ભુજા કાપી નાંખનાર ('બાંવઢા') નું સ્થાન ઉંચું ગણાતું હતું; તેથી 'બાંવઢા' આ ઉપનામ શોભાસ્પદ કિંવા ઉચ્ચતાપ્રદર્શક છે આમ સપ્રમાણ સિદ્ધ કર્યું છે.

અર્થાત્ મુખ્ય મુદ્દાઓ ઉપર પ્રત્યેક પ્રસંગમાં 'પુનરુક્તિની પરવા કર્યા વિના' વારંવાર અભ્યાસ કિમ્વા મનન તરીકે ચર્ચા કરી છે.

આ રીતે સ્પષ્ટતાની ખાતર અમારા ગ્રંથના સામાન્ય સ્વરૂપનુ પાઠકવર્ગને પુનઃ એકવાર પ્રસ્તાવનામાંજ દર્શન કરાવી આપ્યું છે.

ઉપસંહારમાં પ્રતિપાદ્ય વિષય ઉપરાંતના ગ્રંથ વિષયક કેટલાક ખુલાસા પણ સંક્ષેપથી કરીશું.

પ્રસ્તુત ગ્રંથ જેમ અમોએ એકલા હાથે લખ્યો છે, તેમ પ્રસ્તાવના પણ અમોએજ લખી છે. જેથી ઉક્ત ગ્રંથની શ્લાઘા કિમ્વા તેનો અર્થવાદ પણ અમારેજ કરવો પડયો છે પરંતુ તે પ્રશંસા ગ્રંથમાંના પ્રમાણિક વિષયોની છે, કિન્તુ અમારી—પોતાની પ્રશંસા નથી. આ ખુલાસો પાઠકવર્ગે 'અવશ્ય' લક્ષમાં રાખવો!

અમોએ જો કે 'લોહાણા જાતિના ઇતિહાસ માટે' ઓછો પરિશ્રમ તો નથી કર્યો, તેમ છતાં આ ઉપરાંત કાંઇ જોવાનુજ નથી, કિમ્વા આજ સર્વથા પૂર્ણ છે, એમ અમોએ લખ્યું નથી, એટલુંજ માત્ર નહિ કિન્તુ તદ્દવિષયક શોધખોળની આધુનિક દૃષ્ટિએ હજી પણ આવશ્યક્તા છે એમ અમોએ આથી અગાઉ પણ વિસ્તારપૂર્વક જણાવી દીધુ છે.

પરંતુ અમોએ જે પ્રમાણે પ્રમાણોનો ઉપયોગ-યોગ્ય દિશામાં-કર્યો છે તેવો ઉપયોગ 'આ પ્રદેશમાં પ્રયત્ન કરનાર કોઈપણ વ્યક્તિએ' આથી અગાઉ કર્યો નથી. એટલે કે આમાં પ્રમાણોની અપૂર્વતા નથી, કિન્તુ ઉપયોગની અપૂર્વતા છે આ વાર્તા પણ પાઠકે તો લક્ષમાંજ રાખવી. પ્રસ્તુત ગ્રંથમાં અમોએ જે જે અનુમાનો કિમ્વા કલ્પનાઓ કરી હોય તેને પ્રમાણ તરીકે નહિ પણ અનુમાનો કિમ્વા કલ્પનાઓ તરીકેજ તેનો સ્વીકાર કરવો, અને તેના સ્વીકારવશાત્ સિદ્ધ થતી માન્યતાને તે તે અનુમાનો કિમ્વા કલ્પનાઓથી વિરુદ્ધ પ્રબલ પુરાવાઓ ન મળે ત્યાં સુધી ત્યાગવી નહિ અર્થાત્ કાયમજ રાખવી. એટલે કે:—તત્પ્રતિષેધક પ્રબલ પુરાવાઓ વિના 'કૃપા કરી' ઉક્ત અનુમાનો કિમ્વા કલ્પનાઓને ત્યાગી દેવાનું કોઇએ સાહસ કરવું નહિ.

તેમ શુભ-નિષ્ઠાથી લખેલા ગ્રંથને જેમ બને તેમ જલ્દી વાંચી લઇ શ. ગણાત્રા જેવાઓએ અજ્ઞાનવશાત્ સ્થિર કરેલી અનેક ભ્રાંતિઓમાંથી પાઠકે મુક્ત થઈ જવું. તેમજ આ ગ્રથને વારંવાર એવં આદ્યોપાંત વાંચ્યા, વિચાર્યા વિના પૃથક્ અભિપ્રાય બાંધવો નહિ. અર્થાત્ ઉંડો વિચાર કર્યા વિના પ્રસ્તુત ગ્રંથમાંના વિષયો માટે પ્રતિકૂલ વિચાર બાંધનારને પરિતાપ-કિમ્વા પશ્ચાતાપ થવાનો સંભવ છે. પરંતુ ઉક્ત સૂચનાઓને અર્હત્પ્રવૃત્તિની આજ્ઞા નહિ, પણ અમારા પરિશ્રમને તદ્દન સાધારણ કોટિનો નહિ માની લેવાની માત્ર વિનંતિ સમજવી.

કેટલાક વિદેશી લોકોની તથા કેટલાક અન્યત્ય લેખકોની કલ્પનાઓમાંથી કેટલીક કલ્પનાઓને અસત્ય સિદ્ધ કરવા અર્થે અમારા તરફથી યુક્તિ, પ્રયુક્તિ અને પ્રમાણુપૂર્વક જે પરિશ્રમ કરવામાં આવ્યો છે તે તેમના તરફ કોઇ જાતનો તિરસ્કાર દર્શાવવા ખાતર નહિ, પણ અમારા લેખની પ્રમાણિકતા સિદ્ધ કરવા અર્થે છે. કેમકે જે જે વ્યક્તિઓના લેખોનું અમોએ ખંડન કર્યું છે, તેમાંથી કેટલાક તો જીવિતજ નથી. તેમ તેઓમાંથી કેટલાક જીવિત છે કે નથી તેની પણ અમને માહિતી નથી. તથા તેઓમાથી કેટલાક જીવિત છે એમ અમારા જાણવામાં છે પરંતુ તેમને અમો બિલકુલ ઓળખતા નથી. અર્થાત્ તેમની સાથે અમારો કોઇ જાતનો પરિચય નથી. અને તેમાથી કેટલાક જે જીવિત છે તેમજ અમારા પરિચિત છે તેઓનો તથા અમારો તો પરસ્પર પ્રેમભાવ છે એટલે દરેકના વ્યક્તિત્વ તરફ તો અમને માન છે, તેમ છતાં નામ નિર્દેશપૂર્વક લખવામાં આવ્યું છે તે કેવળ ઉલ્લેખની સત્યતા ખાતર છે, પણ કોઇના તરફ રાગદ્વેષની ભાવનાથી તેમ થયું નથી. આ ખુલાસો પણ પાઠકવર્ગે તો અવશ્ય લક્ષમાં રાખવો

પ્રસ્તુત ગ્રંથવિષયક લેખ લખવાના પ્રારંભથી ગ્રંથ લખાઇ પૂર્ણ થયો ત્યા સૂધીના દીર્ઘ કાળમાં કોઇની પાસેથી કોઇ જાતની 'એતત્પ્રસંગે અમોએ આર્થિક સહાયતા લીધી નથી એટલુંજ માત્ર નહિ પણ આ ગ્રંથ લખવામાં ઉપ-

યોગી થઇ શકે તેવાં અનેક પુસ્તકો પણ અમોએ સ્વતઃ ખરીદ્યાં છે. આ ખુલાસાથી પાઠકવર્ગ અમારા લેખને તટસ્થ લેખ તરીકે સ્વીકારી લેશે એવી આશા છે. અર્થાત્ અમને કોઇએ પૈસા આપીને આ ગ્રંથ લખાવ્યો હશે, તેથી આ-ગ્રંથમાં પણ પક્ષપાતિ કિમ્વા એકદેશીય લેખ હશે કિમ્વા હોયો જોઇએ એવી અનિશ્ચિત કુશંકા કરવાનું પણ-'આ ખુલાસા પછી'-કોઇને કારણ રહેશે નહિ.

જો કે આ ગ્રંથ સમ્બન્ધી લેખનકાર્ય વચ્ચેના દીર્ઘ કાલાવધિમાં અમને દ્રવ્ય વિષયક આવશ્યકતા હતીજ નહિ એમ તો અમારાથી કહી શકાય તેમ નથી, તથા કોઇને તદ્‌-વિષયક સૂચના કરવા જતાં સૂચના નિષ્ફળ જશે એવી પણ અમને શંકા નહોતી થઇ.

કદાચ અમો સહાયતા લેવા ધારીએ અને લઇએ તો પણ કોઇના ઉપર મિથ્યા આરોપ સિદ્ધ કરી આપવાની અમારા ઉપર ફરજ નાખે એવો અમારો ખાસ કોઇ પરિચિત સદ્‌ગૃહસ્થ પણ નથી. કદાચ કોઇ તેવી રીતની-અયોગ્ય ફરજ અમારા ઉપર નાંખે તોપણ તેવા ગૃહસ્થને અમારી પાસેથી અવશ્ય નિરાશ થવું પડે. તેમ છતાં આર્થિક સહાયતા લઈને અમોએ આ ગ્રંથ લખ્યો હોત તો ગ્રંથમાં લેખની સમતુલા કિમ્વા તટસ્થતા છતાં કોઈકને કુશંકા કરવાનો અવકાશ મળી જાત, તેના પ્રતીકાર માટેજ અમોએ તેવી ઇચ્છા ખાસ ત્યાગી દીધી હતી.

આ પ્રમાણે અમોએ રોકડ રકમ આપવા માટેની કે આ ગ્રંથ લખવામાં ઉપયોગી થાય તેવાં પુસ્તકો વેચાતાં લઇ આપવાની કોઇને સૂચના કરીજ નહોતી. જરા પણ સૂચના કરી હોત તો લોહાણા સદ્‌ગૃહસ્થોમાંથી એવા અનેક અમારા પરિચિત સદ્‌ગૃહસ્થો છે કે જેમના તરફથી 'પ્રભુપ્રેરણાવશાત' જેમ દરેક વખતે અપેક્ષિત વસ્તુઓ ઘેર બેઠે મળતી રહે છે તેમ આ વખતે પણ મળી રહેત. કિમ્બહુના અમારા પરિચિત સદ્‌ગૃહસ્થોમાંથી કેટલાકને તો હું આ ગ્રંથ લખું છું તેની પણ અદ્યાવધિ માહિતી આપી નથી. એટલે ઉપર દર્શાવેલાં કારણોથી કોઇની પાસેથી એ પ્રસંગે-એ નિમિત્તે કાંઇ પણ લેવું નહિ એવા ઇરાદાપૂર્વક અમોએ આટલા દિવસ પર્યન્ત એ વાતોને પ્રાયઃ ગુપ્ત રાખી હતી. અસ્તુ.

પરંતુ હવે પ્રસ્તાવના ઇત્યાદિ સહિત સંપૂર્ણ ગ્રંથ લખાઇ પૂર્ણ થઇ ગયો છે, તેથી તેમાં પક્ષપાતને લીધે અલ્પ પણ ફેરફાર કરાવવાની ઇચ્છા કર્યા વિના ગમે તે સદ્‌ગૃહસ્થ કિમ્વા સદ્‌ગૃહસ્થો પુસ્તક છપાવવા તેમ પ્રસ્તુત ગ્રંથનો અધિક પ્રચાર કરવા અધિક ફેલાવવા માટે સહાયતા આપી શકે છે.

આ પ્રમાણે કોઇની સહાયતા લીધી નહોતી આ વાતો ખરી, પરંતુ નીચે દર્શાવેલાં કેટલાંક વાંચનાલયો તથા કેટલાક મિત્રો અને સદ્‌ગૃહસ્થો પાસેથી તેમનાં વાંચનાલયનાં પુસ્તકોમાંથી કેટલાંક પુસ્તકો કેવળ સહજ વાંચવાં નિમિત્તેજ લીધાં

હતાં પરંચ તે પુસ્તકોનો ઉપયોગ આ ગ્રંથમા થયેલો હોવાથી તેમનો-નામ સ્મૃતિરૂપ-આભાર આ ગ્રંથમાંજ માની ગ્રંથને ઋણ મુકત કરીશું

શ્રીમદ્ જગદ્ગુરૂ શંકરાચાર્ય શ્રીમદ્ રાજરાજેશ્વરાશ્રમ સ્વામીજી મહારાજ શ્રી શારદા પીઠાધીશ્વર.

શ્રી કચ્છદેશીય સારસ્વત વિદ્યાલક્ષ્મી પાઠશાળાસ્થ વાંચનાલય. વડગાદી, મુંબઇ.

શ્રી જ્ઞાનેશ્વર પાઠશાળા માટુંગા, મુંબઇ.

સ્વ. શેઠશ્રી કુંવરજી ગુરારજી સંસ્થાપિત વાંચનાલય પંચવટી, નાસિક.

શ્રી કચ્છ લોહાણા સ્વયંસેવક મંડળ વાંચનાલય વડગાદી, મુંબઇ.

શ્રી સિદ્ધેશ્વર મફત વાંચનાલય અથણી.

નેટિવ જનરલ લાયબ્રેરી અથણી.

પંડિત શ્રીકૃષ્ણ આલજી શર્મા વૈદ્યશાસ્ત્રી. વડગાદી મુંબઇ.

પંડિત દયારામ રત્નસિંહ શર્મા. વિગેરે વિગેરે

આ સદ્ગૃહસ્થોનો અંતઃકરણપૂર્વક આભાર માની પ્રસ્તાવનાને પૂર્ણ કરવા અગાઉ હજી પણ એકાદ બે ખુલાસા કરીશું. તે એ કે અમોએ ઇતિહાસ શબ્દના અભિમત [1] અર્થને

[1] ઇતિહાસ શબ્દનો સપ્રમાણ અર્થ આથી અગાઉ પ્રસ્તાવનામાજ આવી ગયો છે

અનુસરી તદ્દવિષયક સર્વ પ્રકારની સામગ્રી પ્રસ્તુત ગ્રંથમાં પધરાવી છે. પરંતુ વર્તમાન સમયમાં કેટલાક વિશિષ્ટ નિર્ણયોની અનિવાર્ય આવશ્યકતા પ્રતીત થવાથી ઇતિહાસ શબ્દ• વિષયક અર્થના પેટા વિભાગોની પણ આ ગ્રંથમાં યોજના કરવી પડી છે. જેથી ઉકત સામગ્રી તો માત્ર નમૂના તરીકેજ પીરસી શકાઇ છે, તેમ છતાં આ ગ્રંથમાં ચર્ચાયેલા શાસ્ત્રીય એવં કઠિન વિષયોને 'અલ્પ લેખથી જણાવી દેવાનું કાર્ય અમને દુષ્કર થઈ પડવાથી ગ્રંથનો આકાર મ્હોટો થઈ ગયો છે, તે ખાતે પણ 'ચાલુ જમાના પ્રમાણે' વાંચક વર્ગની ક્ષમા માગવી જોઈએ.

વિદેશી લોકોએ ખંડન કરવાના ઇરાદાથી કિમ્વા કોઇ વિશિષ્ટ ઉદ્દેશથી પણ કેટલીક આધારભૂત (સત્ય) ઘટનાઓનો ઉલ્લેખ કર્યો છે. તે માટે તેમનો ઉપકાર માનવો જોઇએ. કેમકે તેમના ગ્રંથોની સહાયતા વિના કેટલીક બાબતો સ્પષ્ટપણે જણાવવી અશકય નહિ તો પણ બહુધા દુષ્કર થઇ પડે એવો સંભવ હતો.

અમોએ અમારા ગ્રંથમાં મંડન કિમ્વા ખંડન નિમિત્તે જે જે ગ્રંથકારોનાં નામોનો ઉલ્લેખ કર્યો છે તે સર્વે લેખકોનો પણ પાઠકે તો આભાર માનવોજ જોઈએ કેમકે તેઓના ઉભય કોટિના લેખો જો ઉપલબ્ધ ન થયા હોત તો અમારી આ પ્રદેશમાં પ્રવૃત્તિ થવાનો સંભવ પણ બહુધા ઓછો હતો.

ઇતિહાસની મૂળ વસ્તુઓ કિમ્વા આધારભૂત વસ્તુઓ બહુધા અપૂર્ણ, અપ્રત્યક્ષ અને અનેક આવરણો વડે આચ્છાદિત હોવાથી વિવાદગ્રસ્ત છે એ અમારી જાણમાંજ છે. તેમ છતાં વર્તમાન કાળ પર્યન્ત જેટલા પણ ઐતિહાસિક આધારો પ્રાપ્ત થઇ શકે છે તેટલા આધારો કિમ્વા પ્રમાણોનો યોગ્ય રીતે ઉપયોગ કરવાથી એટલે કે ભારતવર્ષની તાત્વિક તેમજ વ્યવહારપટુ (કુશલ) દૃષ્ટિએ અવલોકન કરતાં અધિક અપૂર્ણતા રહેતી નથી.

અને અપૂર્ણતાના અભાવે વિવાદાસ્પદ વાર્તામાંથી પણ તેટલા પ્રમાણમાં વિવાદની નિવૃત્તિ થઇ જાય એ સ્વાભાવિક છે. કેમકે અપૂર્ણતા હોય ત્યાંજ વિવાદ હોય. એટલે કે અપૂર્ણતા અને વિવાદ એનું, તો જાણે તાદાત્મ્યજ છે. માટેજ વ્યાવહારિક તથા પ્રાતિભાષિક દૃષ્ટિએ અપૂર્ણતાની નિવૃત્તિ અર્થે યથાશકય પ્રયત્ન કર્યો છે.

બાકી પારમાર્થિક દૃષ્ટિએ તો સમગ્ર પ્રપંચ અપૂર્ણતાનું પ્રદર્શન છે. અર્થાત્ સ્થૂલ, વિનાશી અને પરિવર્તનશીલ વસ્તુઓમાં અપૂર્ણતા હોય એ તો નૈસર્ગિક (અનાદિકાળ સિદ્ધ) છે. (કમ્બહુના પૂર્ણાવસ્થા કિમ્વા પૂર્ણ ભાવમાંથી નીચે ઉતર્યા કે અપૂર્ણતા તો થવાનીજ, એટલે કે વ્યવહારાકાર વૃત્તિ થઇને પરિચ્છિન્ન ભાવને પોષે એટલે અપૂર્ણતાનું સામ્રાજ્ય થયુંજ સમજવું. અને તેમ થવાથી અનેક દોષ પણ થવાનાજ. આ

અગનભેદી વાર્તાનું રહસ્ય કિમ્વા દોષોની વ્યાખ્યા કરવાનું કામ હાલ તો પાઠકવર્ગના શિરે રહેછે.

પરંતુ અપૂર્ણ અવસ્થા કિમ્વા અપૂર્ણ ભાવમાં રહી કરેલા આ પ્રયત્નમાં આગ્રહ, પ્રમાદ અને દૃષ્ટિદોષ ઇત્યાદિ કારણોવશાત્ સુજ્ઞ પાઠકવર્ગને અપૂર્ણતાની પ્રતીતિ થતી હોય તો તેમની પાસેથી તે માટેની ક્ષમા માગી લઈ એ નિમિત્તે અહંવૃત્તિને વિદાય કરીશું.

પરંતુ અપૂર્ણતા કેવા પ્રકારની રહી ગઇ છે તદ્વિષયક અગત્યની સૂચના જે કોઈ પાઠક કરશે તેનો તો ઉપકાર પણ માનીશું. અને ભવિષ્યમાં જ્યારે પુનર્મુદ્રણની આવશ્યકતા ઉપસ્થિત થશે ત્યારે તે તે સૂચનાઓનો યથાયોગ્ય ઉપયોગ પણ કરવામાં આવશે.

ઉપસંહારમાં અંતઃકરણની ઉંડી લાગણીપૂર્વક 'જેમની ખરી રીતે ક્ષમા માગવી જોઇએ એવા' શ્રી પૂર્ણ પુરુષોત્તમ મર્યાદાવતાર અંતરતમરૂપ શ્રીમદ્ રામચંદ્રજી પ્રત્યે અંતરત્તરની પ્રાર્થના છે કે આપશ્રીના પૂર્વજો તથા આપશ્રીના વંશજોની ઐતિહાસિક કથા સહિત આપશ્રીની ચારિત્ર્યકથા લખી નાખવાનું સાહસ કરી નાંખ્યું છે. કેમકે આપની ચારિત્ર્યકથા લખવી એજ પારમાર્થિક દૃષ્ટિએ જોતાં મોટી ભૂલ છે. અને એક ભૂલ થયા પછી બીજી ભૂલો થાય એ તો સ્વાભાવિક છે. તેમ છતાં યોગીઓને અગમ્ય, મનોવાચાથી અગોચર, અને વેદથી પણ અદૃશ્ય અર્થાત વેદો

જેને "નેતિ, નેતિ" કહી રહ્યા છે એવા શ્રી રામ! આપને આ-વંશકથાના મધ્ય બિન્દુ તરીકે કલ્પિ લઇ તથા વેદોના આરોપિત અર્થનેજ સત્ય માની લઇ આપની ચારિત્ર્યકથા એવં વંશકથા લખી છે, એ જો કે ઉક્ત પ્રકારે મારી ભૂલ થઇ છે; પરંતુ રઘુરાજ! પ્રભુ! એવી ભૂલો પુરા કાળથી અનેક વિદ્વાનો કરતા આવ્યા છે, તદનુરોધેજ મહારાથી ભૂલ થવા પામી છે. જેથી આ મહારી ભૂલ અપૂર્વ તો નથીજ. તેમ છતાં રઘુકુલમુકુટમણિ! અખંડ સચ્ચિદાનંદ શ્રીરામ! આ મ્હારી ભૂલ દાસભાવે કિમ્વા જીવ-અંશ ભાવે થયેલી હોવાથી તે માટે પણ અંતઃકરણના અંતરતલના ધ્વનિપૂર્વક આપશ્રીની ક્ષમા માગુ છું, અને સાથેજ પ્રાર્થના કરૂં છું કે તેવી દાસભાવ કિમ્વા જીવભાવને સર્વદા પોષે એવી બહિર્મુખ વૃત્તિઓથી મુક્ત કરી, આત્મભાવે એક વાર મહારો સ્વીકાર કરી લેશો કે તત્કાલ તેવી ભૂલોની ઇતિશ્રીજ થઇ જશે.

લી૦

દયારામ ખટાઉ ગંગાધર.



# રઘુવંશી રત્નાકર
# અથવા આદર્શ ઇતિહાસ
## ની
## વિષયાનુક્રમણિકા.

## ખંડ ૨ જો.



## ખંડ ૩ જો.

## ખંડ ૪ થો.

## ખંડ ૫ મો.

## ખંડ ૭ મો.



## ખંડ ૮ મો.

## ખંડ ૯ મો.

## પરિશિષ્ટ ૧ લું.



## પરિશિષ્ટ ૨ જું.



## શુદ્ધિપત્ર.





# ચિત્રાનુક્રમણિકા.



# કચ્છી કાફી.

—:o:—

હાલ ડિસી હિન જ્યાન જો, મૂકે મનમેં ખિલતી અચે।
વિગર સમજ્યા હિકડે બેકે, ડિસી કુલાયતા રચે ? ॥
મૂંકેο

પધરી વાટ છડેને પડખે, ગારે મિજ તા ઘચે ।
વખર વિગર જ્યું ગાલ્યું સુણધલ, અધવિચ પ્યા પોએ પચો॥
મૂંકેο

ઘિલ મિજ કેર ? કિડાં અય ? કેડા ? કેંજો મચાયો મચે?॥
તેંજી ખોજ કરે ધારૂં'હુંઇ, બેજા નચાયા નચે ॥
મૂંકેο

તવારતેં હલધલ વગ જેડી, સમજણ જેંકે જચે।
તેં ધારૂં બિલકુલ પણ ન સુણે, વેણ ગુરૂ જા સચે ॥
મૂંકેο

વિપધે જ્યું સુણે ગાલ્યું સો, ચેલો ગુરૂ જો કચે ।
દયારામ હિની જગર મ્યાંથી, કોયેક વિરલો બચે ॥
મૂંકેο

एकीभूतं जगत्कृत्स्नं पृथक्त्वं नहि वस्तुनि ॥
पदार्थानां पृथक्त्वं च प्रादुर्भूते प्रतीयते ॥ ३ ॥

सूर्यादि सृष्टभावेषु ह्यपि सामर्थ्यमद्भुतम् ॥
किं तदा चिद्घने शक्तिः कथने रुध्यते गिरा ॥ ४ ॥

तथापि सर्वान्तरसाक्षिरूपं विज्ञाय वेदान्तगिरापरेशम् ॥
देहात्मभावं परिहाय सम्यगभेदबुद्धया प्रणमामि केवलम् ॥५॥

श्रीगङ्गाधरकोविदस्य तनुजो नाम्ना रटाउ द्विजो ।
योऽसौकालविधानशास्त्रनिपुणो वेदान्तनिष्ठस्तथा ॥
कार्याकार्यविचक्षणो गुणिजनैः सन्मानितो वन्दित ।
स्तस्यानुजनता विशुद्धमतये रामो दयासंयुतः ॥ ६ ॥

कुर्वेऽहंत्वितिहासमार्यरचितं ह्यार्यो परैर्दूषितं ।
दग्ध यच्च विनाशितं स्वविषये नीतं पुरा निर्मलम् ॥
तं यत्नादवशेषितं बुधजनैः संरक्षितं ब्राह्मणैः ।
श्रीमद्भारतदेशगौरवकरं विद्यावतां प्रीतये ॥ ७ ॥

ॐतत्सत्

# રઘુવંશી રત્નાકર.

## અથવા આદર્શ ઇતિહાસ.



## ખંડ ૧ લો.

### આર્યોનો આદિ નિવાસ



જયારે વર્તમાન બ્રહ્માંડ એકાર્ણવમાં લીન હતું, બીજનાં અંતરગત અંકુરની માફક આ સંસારવૃક્ષ પ્રકૃતિસ્થ-પરમાણુમાં તદ્દાકાર હતું, જ્યારે ગ્રહ, નક્ષત્ર ઇત્યાદિના શીતોષ્ણ સ્વભાવવાળાં સર્વ બિમ્બો પોતાના અધિષ્ઠાનમાં અભિન્નપણે જગતરંગરત્ તન્મય થઈ રહ્યાં હતાં, અર્થાત્ બ્રહ્માદિ ફીર

પર્યંતના પ્રાણિઓ, આકાશાદિક પંચમહાભૂતો અને તદ્વિરચિત સર્વ વિચિત્ર પ્રપંચ–જ્યારે પ્રકૃતિમાં લય થઈ–અપ્રમેય અધિષ્ઠાનના એકદેશમાં એકીભૂત થઇ રહ્યાં હતાં.

તે સમયનો તે પછી ( આરંભ કાળની [1]ઉષામાં સ્વસ્વરૂપનું ધ્યાન કર્યાં પછી ) વિચાર કરતાં પ્રતીત થઈ આવે છે કે પૂર્વ કથિત સ્થિતિ વખતે સૂર્ય, ચંદ્ર અને નક્ષત્રાદિનો પ્રકાશ, તથા તેથી વિલક્ષણ તિમિર ઇત્યાદિ પૃથક્ કંઇ હતુંજ નહિ.

અર્થાત્ અકથનીય અધિષ્ઠાનના અસીમ [2]ચિદ્દ્ઘન સ્વરૂપમાંના કોઇ એક દેશમાં પ્રકાશાદિ વિભક્ત શક્તિઓ અભિન્નપણે સ્થિત હતી. તે અનિર્દેશ્ય અધિષ્ઠાનની પ્રાકૃતિક

---

[1] उषा वै अश्वस्य मेध्य शिर. । बृह. ॥ १ ॥ ઉષા કિમ્વા ઉષ કાળ એજ અશ્વનુ યજ્ઞ યોગ્ય મસ્તક છે. તે ઉષઃકાળ રૂપી અલંકારિક અશ્વના મસ્તકને બ્રહ્મચિંતનરૂપ અસ્ત્રવડે ઉડાવી નાખવુ. અર્થાત્ ઉષઃકાળમા બ્રહ્મસ્વરૂપ સાથે આત્મસ્વરૂપનુ પ્રણવના ઉચ્ચારપૂર્વક અનુસંધાન કરવુ. તેમ કરતા કરતા તે સમયને વ્યતીત કરવો. કેમકે તે ઉષઃકાળ मेध्य-यज्ञार्ह એટલે યજ્ઞ કરવાનો યોગ્ય સમય છે.

[2] ચિદ્દ્ઘન કહેવાથી સત્ તથા આનંદનો તેમા સદ્ભાવ છે. કેમકે ચિત્ સમૃદ્ધ હોય તે સત્ તથા આનંદરૂપ અવશ્ય હોય. ચિત્ની શાશ્વની સ્થિતિ સત્ વડે છે અને આનંદ સિવાય ચિત્ રહેવા પ્રકટે નહિ

(ભૂતકર્મ પરિપાકરૂપા) સ્ફુરણાએ કરી [1]પૂર્વ પ્રમાણે સંસાર-વૃક્ષ પ્રાદુર્ભૂત થયું છે.

આ પ્રતીતિ અથવા અનુમાન લૌતિક સૃષ્ટિનાં સામર્થ્યનું સાંગોપાંગ નિરીક્ષણ કરવાથી સહજમાં થઈ શકે તેમ છે સૂર્યની મરિચીકાઓ પૃથ્વી વિગેરે અનેક મંડળોને ગુરૂત્વાકર્ષણને લીધે ધારણ કરી રહી છે તે મરિચીકાઓની સ્વાભાવિકી શક્તિને લીધે વાદળા પાણી ખેંચી શકે છે તેમ વર્ષાવી શકે છે તથા તે વડે અનેક પદાર્થોમાં અનેક જાતનાં પરિવર્ત્તનો સ્વાભાવિક રીતે થયા કરે છે

પૃથ્વીથી સૂર્યની ઉંચાઈ અંદાજે સાડાસત્યાવીશ લાખ કોશની છે તથા પૃથ્વીનું મંદકરણ (પૃથ્વી અને સૂર્ય વચ્ચેની લંબાઈ-અંતર) લગભગ પોણાપાંચ કરોડ કોશનું છે આટલું દીર્ઘ અંતર છતાં સૂર્યની રશ્મિઓ પૃથ્વી ઉપર જે રીતે આશ્ચર્યકારક ફેરફાર કરી શકે છે, તે રીતે જોતાં તે સૂર્યબિમ્બ કે જે આપણા પૃથ્વીમંડળ કરતા આસરે તેર લાખગણો મોટો છે તેમાં કેવી અદ્ભુત શક્તિ હશે?

આ પ્રમાણે સૃષ્ટ પદાર્થોમાં પણ જ્યારે આવી બૃહત્ શક્તિઓ રહેલી છે, ત્યારે જેના અપ્રમેય એવા અનેક અંશોમાના એક અંશ વડે સૃષ્ટિનું નિર્માણ થાય છે, તેના

---

[1] धाता यथा पूर्वमकल्पयत् । यजु

એકીભૂત અંશમાં કેટલું સામર્થ્ય હશે? તે કહેવા જતાં અવાક્ થઈ જવાય છે. અર્થાત્ વાણીનું શબ્દોચ્ચારરૂપ સ્વાભાવિક સામર્થ્ય જતું રહે છે. તે સચ્ચિદાનંદ આત્મસ્વરૂપને ભેદબુદ્ધિની વિલીન દશાનું નમસ્કાર છે.

आसीदिदं तमो भूतमप्रज्ञातमलक्षणम् ।
अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥ मनु० अ. १ श्लो. ५.

આ આવ્યાકૃત પ્રકૃતિમાં લીન થયેલું સંપૂર્ણ જગત્ જ્યારે અંધકારમાં નિમગ્ન હતું ત્યારે જાણે અપ્રજ્ઞાત-અપ્રત્યક્ષ અર્થાત્ નેત્ર, શ્રોત્રાદિક ઇંદ્રિયોનું અવિષય હોય તેવું, તેમજ અનુમાન વડે જેનું લક્ષણ બાંધી ન શકાય તેવું, તથા જે માટે કોઈ પ્રકારે તર્ક ન કરી શકાય તેવું તથા શબ્દ પ્રમાણ વડે જાણી ન શકાય તેવું, અને ચારે તરફથી જાણે સુષુપ્તિ અવસ્થાને વશ થયું હોય તેવું હતું. અર્થાત્ સ્વકાર્યમાં અસમર્થ એવી સ્થિતિમાં એટલે કારણ-બીજશક્તિમાં લીન હોય તેવું હતું. ( ૫ )

આ પછીના શ્લોકમાં પ્રલયના અંતે સ્વયંભૂએ પ્રાકૃતિક સૃષ્ટિને ઉત્પન્ન કરી તે સંબંધી વર્ણન છે. તેવુંજ વર્ણન તૈત્તિરીય ઉપનિષદમાં છે. " तस्माद्वा एतस्मादात्मन आकाशः संभूतः । आकाशाद्वायुः । वायोरग्निः । अग्नेरापः॥ अद्भ्यः पृथिवी । पृथिव्या औषधयः । ओषधीभ्योऽन्नम् । अन्नात्पुरुषः ॥ " ઇત્યાદિ. તથા—

युगान्तेन्तर्हितान्वेदान्सेतिहासान्महर्षयः ।
लेभिरे तपसा पूर्वमनुज्ञाताः स्वयंभुवा ॥

આ શ્લોક ઋગ્વેદની પહેલી ઋચાના ભાષ્યમાં પણ આવેલો છે યુગાંત પછી જેમ વેદ ઈતિહાસને જાણી શકે છે તેમ સષ્ટિનાં આરંભકાળમાં પણ મહર્ષિઓ વેદ ઇતિહાસને જાણી શકે એ સંભવિત છે. કેમકે—

भुवनज्ञानं सूर्ये संयमात् ॥ पातं. यो. पा. ३ सूर्य. २६.

સૂર્યના ધ્યાનમાં એકાગ્રતા કરવાથી ભુવનનું જ્ઞાન થાય છે. તેમજ—

ध्रुवे तद्गति ज्ञानम् । पातं. यो. पा. ३ सू. २८.

ધ્રુવના સ્વરૂપમાં સંયમ કરવાથી તે ધ્રુવ વિષયક જ્ઞાન તથા તેની પ્રાપ્તિ સબંધી જ્ઞાન થાય છે.

ઉક્ત સૂર્યાદિનાં ધ્યાન કર્યા પછી જેમને જ્ઞાન થયું હતું તેવા મહર્ષિઓ પૈકી વેદવ્યાસ કૃત યોગભાષ્યને જોતાં તેમાં પ્રતીત થાય છે કે ગ્રહ, નક્ષત્ર અને તારાઓ ધ્રુવમાં બાંધેલા ( આકર્ષણ રૂપ બંધનયુક્ત ) છતાં પ્રવહ વાયુનાં ચાલને કરી નિયમિત રીતે મેરુ પર્વતના ઉપરિ ભાગમાં રહી દ્યુલોકનાં માર્ગમાં ફરે છે.

તે સર્વે ગ્રહાદિકો ધ્રુવ સાથે કેવી રીતે બધાયલા છે? તે જોતા પ્રતીત થાય છે કે—स हि सर्वेषां ज्योतिर्गणानां स्थाणुरिवावष्टंभ ईश्वरेण विहितः शाश्वदय मासते ॥ ભા ૫-૨૩-૨

તે ધ્રુવ સર્વ જ્યોતિઓનું આધારભૂત હોવાથી વૃક્ષની માફક હમેશાં સ્થિર દેખાય છે. આ ઉપરાંત "શ્વેતાશ્વર" ઉપનિષદ્‌મા પણ—

"वृक्ष इव स्तब्धो दिवि तिष्ठति ॥" લખ્યું છે કે આકાશમાં વૃક્ષની માફક સ્થિર રહે છે. તેમજ "अङ्गुष्ठमात्रो रवितुल्यरूपः ।" અંગુષ્ટ જેટલા આકારવાળો દેખાતાં સૂર્યના જેવા પ્રકાશવાળો છે.

આ ઉપરાત પુરાણ પ્રતિપાદિત જ્યોતિષ્ચક્રમા ધ્રુવનું સ્થાન દેખાડવા સારૂ 'જ્યોતિષ્ ચક્રનુ આલંકારિક એવં અધોમુખ દેહરૂપે વર્ણન આ પ્રમાણે છે

જ્યાતિષચક્ર (શિશુમાર ચક્ર) કે જેનું નીચે મસ્તક અને ગોળ વીંટાયલા શરીરનાં પુછડાના અગ્ર ભાગમા ધ્રુવ રહેલો છે તે 'ધ્રુવ'નાં "अग्रस्याऽध । અગ્ર ભાગના નીચે એટલે પૃથિવીનાં ઉપર 'પ્રજાપતિ ધર્મ, અગ્નિ અને ઇન્દ્ર રહે છે પુચ્છના મૂલમા ધાતા તથા વિધાતા રહે છે. કટિ પ્રદેશમા સપ્તર્ષિઓ રહેછે. દક્ષિણ પાર્શ્વમાં અભિજીત્ ઇત્યાદિ ૧૪ નક્ષત્રો રહેછે

વામ પાર્શ્વમાં, પુષ્ય વિગેરે ૧૪ નક્ષત્રો રહેછે. પૃષ્ટ ભાગમાં "अजवीथी" બ્રહ્મ લોકમાં જવાની ગલ્લી ( સાંકડો માર્ગ ) છે. ઉદરમાં આકાશગંગા છે. પુનર્વસુ તથા પુષ્ય આ બે નક્ષત્રો બે નિતંબો ઉપર રહેલાં છે. આર્દ્રા તથા આશ્લેષા બે પાદમાં રહેછે. અભિજીત તથા ઉત્તરાષાઢા બે નસકોરાંમાં રહેછે. શ્રવણ તથા પૂર્વાષાઢા બે નેત્રોમાં રહે છે. ધનિષ્ઠા તથા મૂલ બે કાનોમાં રહેછે. મઘા ઇત્યાદિ આઠ નક્ષત્રો વામ બાજુનાં અસ્થિઓમાં રહેછે. તેમજ મૃગશીર્ષ ઈત્યાદ નક્ષત્રો દક્ષિણ પાર્શ્વના અસ્થિઓમાં રહેલાં છે (તેમની પ્રતિલોમ પ્રકારે યોજના કરવી.) શત તારકા તથા જ્યેષ્ઠા બે સ્કંધોમાં રહે છે. ઉપરનાં ઓષ્ઠમાં અગસ્ત્ય રહે છે. નીચેનાં ઓષ્ઠમાં 'નક્ષત્રરૂપ' યમ રહે છે. મુખમાં મંગલ, ઉપસ્થમાં શનિ, કકુદ (પીઠ ઉપરના ઉન્નત ભાગમાં) બૃહસ્પતિ, વક્ષઃસ્થળમાં સૂર્ય, હૃદયમાં નારાયણ, મનમાં ચંદ્ર, નાભિમાં શુક્ર, સ્તનોમાં અશ્વિનીકુમારો, પ્રાણ તથા અપાનમાં બુધ, ગળામાં રાહુ, સર્વાંગમાં કેતુઓ, અને રોમમાં સર્વે તારાગણ રહે છે.

આ પ્રમાણેનાં વર્ણન ઉપરથી સ્પષ્ટ દેખાય છે કે પુરાણકારે વર્ણવેલી ગ્રહ, નક્ષત્રાદિક માટેની દિશાઓ 'પ્રાય' બરાબર છે.

વક્ષસ્થળમાં સૂર્ય છે, એટલે બ્રહ્માંડના મધ્યમાં સૂર્ય છે આ વાત તો પ્રસિદ્ધ છે, કેમકે ગોળ વીંટાયલા ઉક્ત ચક્રનું

પુછડું જ ફક્ત ઉત્તર તરફ વધારે લંબાયલું છે એમ લખ્યું છે. અને તે (પુચ્છ)ના અગ્રભાગમાં 'ધ્રુવ' છે. તે પણ તેટલી જ પ્રત્યક્ષ વસ્તુ છે વક્ષઃસ્થળ (છાતી) ના અંદરના ભાગને હૃદય કહેવાય છે, તેમાં નારાયણ રહેછે, આ એમ લખ્યું છે તે વાર્તાનું યજુર્વેદના ૪૦મા અધ્યાયની વાર્તા સાથે બહુજ સામ્ય રહેતું છે. તેમા લખ્યુ છે કે "हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम् ॥ અર્થાત્ તેજોબિબરૂપી આલંકારિક હિરણ્યપાત્ર વડે સત્યનું (नामैक देशग्रहणे नामग्रहणम्। નામના એક દેશ-અંશનું ગ્રહણ કરેલું હોય) ત્યાં આખા નામનું ગ્રહણ થાય છે, આ વ્યાકરણના નિયમ પ્રમાણે) એટલે સચ્ચિદાનંદનું સ્વરૂપ ઢંકાયલું છે. અર્થાત્ હૃદયમાં સત્, ચિત્ અને આનંદરૂપ નારાયણ રહે છે. તેમ સપ્તર્ષિઓનુ વર્તુલ જોતાં પ્રતીત થાય છે કે પુરાણોમાં કથન કરાયલા ચક્રનાં કટિ પ્રદેશમાં તેમનું રહેવું બરાબર સિદ્ધ થાય છે. ગ્રહોની સ્થિતિ સંબંધે લખ્યું છે તે પ્રમાણે પ્રસ્તુત ચક્રનાં મધ્યમાં સૂર્ય, પ્રાણ તથા અપાનમાં બુધ, અને નાભિમાં શુક્ર છે. આ વાર્તાને જ્યોતિષશાસ્ત્રની રીતિએ જોતાં પ્રતીત થાય છે કે બુધ એ સૂર્યમાળામાં સૂર્યની પાસેનો પહેલવહેલો ગ્રહ છે, તેમ 'શુક્ર' એ સૂર્યમાળામાં બુધ પછીનો બીજો ગ્રહ છે. ઉક્ત બન્ને ગ્રહો સૂર્યની સાથે અથવા એક રાશિ પાછળ કે એક રાશિ આગળ રહે છે પણ તેથી વધારે અંતરે બિલકુલ રહેતા નથી તેમ ચક્રમાં બુધના સ્થાનો એ પ્રાણ તથા અપાન. પ્રાણવાયુનું સ્થાન હૃદય છે, તથા અપાનવાયુનું સ્થાન ગુદેંદ્રિય છે, અને શુક્રનું સ્થાન નાભિ છે. આ ઉપરથી

તેમનુ અંતર જે આવે છે તે અંતર ચક્રની ઘટનાને અનુસરતુ જ છે એમાં શક નથી. તેમ આ વાર્તા જ્યોતિશાસ્રનાં સિદ્ધાંત ગ્રથો પૈકી સૂર્યસિદ્ધાંતને લગભગ મળતી છે

તે ઉપરથી આમ કહી શકાય કે જ્યોતિશાસ્રના સિદ્ધાંત ગ્રંથો ઉપરથી જ અલંકારિક રીતે પુરાણોમાં, તે સમ્બન્ધી વર્ણન થયેલુ છે. જો કે "સૂર્યસિદ્ધાંત આર્યસિદ્ધાંત, બ્રહ્મસિદ્ધાંત અને લલ્લસિદ્ધાંતાદિના અમુક વર્ણનોથી જુદા પડી ભાસ્કરાચાર્યે સિદ્ધાંતશિરોમણિમાં સ્વતંત્ર વિચારો નિર્ણિત કર્યા છે, તો પણ ઉક્ત વર્ણનોમાં સામ્યતા દેખાય છે.

આટલા વિવેચન ઉપરથી પાઠકગણ જાણી ગયો હશે કે, ગ્રહાદિનાં સ્થાનો જ્યારે યથાસ્થિત વર્ણવેલાં છે, તથા આકાશસ્થ ધ્રુવ પ્રદેશ પણ વાસ્તવિક રીતે વર્ણવેલો પ્રતીત થાય છે, ત્યારે આકાશસ્થ ધ્રુવબિન્દુ નીચે પ્રજાપતિ ઇત્યાદિનાં સ્થાને પણ યથાર્થજ હોવાં જોઇએ.

ઉક્ત ચક્રનાં પુચ્છ પ્રદેશ ( ઉત્તર ) તરફમા છેલ્લો 'ધ્રુવ રહેછે. અને કટિભાગમાં સપ્તર્ષિઓ રહેલા છે તેઓ તેટલા દૂરથી પણ નિયમિતપણે ધ્રુવને પરિક્રમા કરતા હોય તેમ પ્રતીત થાયછે. તે ઉપરથી ઉપનિષદોમાં ધ્રુવ ( સ્થિરબિન્દુ ) ને રથચક્ર ( રથના પૈડા ) ની નાભિ તરીકેની ઉપમા અપાયલી છે

"अराइवरथनाभौ" તેમજ इन्द्रोयातो० ઋ ૧-૭-૩૨" આ ઋગ્વેદની ઋચાના સાયણ ભાષ્યમાં "यथा रथचक्रस्य

परितो वर्तमाना नेमि यराग्रामौ कीलितान्काष्ठविशेषान् व्याप्नोति तद्वत् वभूव ॥" લખ્યું છે કે જેમ રથચક્રની ચારે બાજુ રહેલી નેમિઓ (કલાઓ) તે ચક્રની નાભિ (મધ્યનો અછિદ્ર ભાગ કે જેમા ધરી રહે છે તે)મા સધાન કરેલા અરાન્ (કાષ્ટ દડો)ને વ્યાપ્ત થઇ નાભિ રહે છે, તે પ્રમાણે જ્યોતિષ ચક્રના નાભિસ્થાનીય ધ્રુવબિન્દુમા ગ્રહ, નક્ષત્ર ઇત્યાદિક નેમિઓની માફક ગોઠવાઈ રહ્યા છે

આ પ્રમાણે ઉત્તર તરફ જ્યોતિષ ચક્રની નાભિ રૂપે ધ્રુવ (સ્થિરબિન્દુ) ને જાણ્યા પછી, તે ધ્રુવબિન્ધુ તે શી વસ્તુ હશે તે જાણવાની ઇચ્છાથી જોતા પ્રથમ પુરાણોમા પ્રતીત થાય છે કે તે ધ્રુવ (અચલપદ) કિમ્વા વિષ્ણુના ધામ તરીકે પ્રસિદ્ધ છે 'ध्रुवपदमपि यातो यत्कृपातोध्रुवोऽयं' નારદજીની કૃપાયે કરી જે ઔત્તાનપાદિ ધ્રુવ ધ્રુવ (અચલ) પદને પામ્યો આ પ્રમાણે પદ્મપુરાણાદિમા શાશ્વતપદ તરીકે ધ્રુવબિન્દુનું વર્ણન છે

એ ઉપરાત ઉપનિષદોમા પણ 'एक धैवानु द्रष्टव्य मेतद प्रमेय ध्रुवम् । विरजपर आकाशादज आत्मा महान्ध्रुव ॥' લખ્યુ છે કે ધ્રુવમા આકાશથી પર એના અજ-આત્મસ્વરૂપ મહાન્ધ્રુવની સંભાવના થયેલી છે

તે ઉપરાત વેદોમા પણ તેવી સંભાવના થયેલી જોતા સિદ્ધ થાય છે કે વેદોની સભાવના તે પછી ઉપનિષદો અને પુરાણોમા અનુક્રમે થયેલી છે.

तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः ।
दिवीव चक्षुराततम् ॥ २० ॥ ऋग्वेद मं. १ अनु. ५ सू. २२.

આકાશમાં નિરાવૃત્ત તથા વિસ્તૃત એવા તે ધ્રુવરૂપ વિષ્ણુ પદને વિદ્વાનો નિરંતર જુવે છે. અથવા ચક્ષુઓને વિસ્તૃત કરી ધ્રુવપદને જુવે છે. તે પછીની (૨૧)મી ઋચામાં પણ—

तद्विप्रासोविपन्यवोजागृवांसः समिन्धते ।
विष्णोर्यत्परमं पदम् ॥ २१ ॥

તે પૂર્વમંત્ર કથિત વિષ્ણુનું જે પદ તેને બુદ્ધિશાળી પુરૂષો-સ્તુતિ કરનારાઓ પ્રમાદ રહિત થઈ દીપાવે છે.

ઈત્યાદિ ઉપરથી આકાશસ્થ ધ્રુવબિન્દુને વિષ્ણુપદ તરીકે જાણ્યા પછી તેની સાથે આપણો શો સંબન્ધ છે તદ્વિષયક વિચાર વેદો ઉપરથી આપણે કરીશું. તથા તે સાથે સંબંધ ધરાવતી ઉત્પત્તિ વિષયક વાર્તા પણ સંક્ષેપથી જણાવીશું. અર્થાત્ મહાપ્રલય પછી ઉત્પત્તિ ક્રમ તૈત્તિરીય ઉપનિષદ્ અનુસાર સર્વ માન્ય છે. तस्माद्वा एतस्मात् । તેમાંથી અથવા એમાંથી ઉત્પન્ન થઈ. આકાશાનુક્રમે પુરૂષ પર્યન્તની ઉત્પત્તિ લખી છે. જો કે પરબ્રહ્મથી અનુક્રમે અન્ન સુધીની ઉત્પત્તિમાં કોઇએ વાંધો ઉઠાવ્યો નથી, પણ અન્ન પછી કીટ, પતંગ, ભૃંગાનુક્રમે પશુઓ, વાંદરાઓ થયા અને તે પછી મનુષ્યો થયા. આમ કેટલાકો કહે

છે. તે ક્રમમાં પણ આપણને વાંધો નથી; તેમ છતાં તેવા સિદ્ધાન્તવાદીઓની સીધી સમજણ સારૂ તે સમ્બન્ધે થોડો વિચાર દર્શાવીશું.

અયોનિજ અને યોનિજ આમ બે પ્રકારની સૃષ્ટિ છે. વૈશેષિક દર્શનમાં પણ લખ્યું છે કે "देवर्षिणां शरीरमयोनिजं विशिष्टपरमाणुभ्यो जायन्ते।" આમ હોવાથી પ્રાકૃતિક સૃષ્ટિ, વનસ્પતિ પછી કીટ, પતંગ, ભૃંગાદિથી આરભીને વાંદરાં, કિંપુરુષો પછીજ મનુષ્યસૃષ્ટિ થાય છે એમ પુરાણોનાં તાત્પર્યને જોતાં પ્રતીત થાય છે. તેમ છતાં સ્વયંભુવાદિક કે જેઓ સૃષ્ટિના કર્તા છે, તે ઉક્ત ક્રમ વિના પણ ઉત્પન્ન થઇ શકે છે. એટલું જણાવ્યા પછી આપણા આદિ નિવાસ રૂપ મેરૂ પર્વતની યોગ્યતા તપાસીએ.

"मुख्या नगा इति प्रोक्ता मुख्यसर्गस्तु सः स्मृतः।

પૃથ્વીમાં પર્વતો મુખ્ય હોવાથી મુખ્ય સર્ગ પર્વતોનું કથન કરેલું છે. તે સારૂ માર્કંડેય પુરાણમાં સૃષ્ટિનું ક્રમશઃ સુંદરતાપૂર્વક વર્ણન કરેલું છે. તથા આર્યભટ્ટે લખ્યું છે કે—मृदनिलसलिलव्योमतेजोमयम्। મૃત્તિકા, વાયુ. જળ અને આકાશ એ સર્વ તેજોમય પિંડો છે. અર્થાત્ ઉક્ત પૃથ્વ્યાદિક પિંડો તેજોમય છે ખરી રીતે જોતાં પંચ મહાભૂતો સંમિલિત થઇને અનેક પરિવર્તનો કરી શકે છે. તેમ છતાં સૂક્ષ્મપિંડ, સ્થૂલ પિંડમય કહી શકાય. તે પ્રમાણે ભૂગર્ભમાં જ્યારે વાયુ. જળને

પહોચે છે, ત્યારે ભૂગર્ભમા રહેલા તેજની વિકૃતિથી પર્વતની મૃષ્ટિ થાય છે, અને સર્વ પર્વતોમા સુમેરૂ મુખ્ય છે ” (સા સ ) હિમાલયથી ટિબેટ જવાનો માર્ગ ત્યાના જે પવતના શિખર ઉપરથી છે તે પણ યુરોપ ખ ડના ઉંચામા ઉંચા પવતથી ઉચો છે આ પ્રમાણે આખા ભૂમ ડળમા સુમેરુની મુખ્યતા જાણ્યા પછી સર્યની તે તરફની ગતિ સમ્બન્ધે ઋગ્વેદના પ્રથમાષ્ટકમા લખવામા આવ્યુ છે કે —

याति देवः प्रवता यात्युद्वता याति शुभ्राभ्या यजतो हरिभ्याम्।
आ देवो यातु सविता परावतोऽपविश्वा दुरिता बाधमानः ॥
ऋग्वेद म. १ अनु ७ सू. ३५

દેદિપ્યમાન સવિતા ( સૂર્યનારાયણ ) નીચેના માગે કરી જાય છે તથા ઉત્કૃષ્ટ એવા ઉર્ધ્વ દેશયુક્ત માગે કરી જાય છે અર્થાત્ ઉદયથી મધ્યાન્હ સુધી ઉર્ધ્વ માર્ગે કરી જાય છે, તથા તે પછી સાજ સુધી નીચેના માગે કરી જાય છે, સૂર્યનારાયણ શુભ્ર ( શ્વેત ) રગના અશ્વો ઉપર આરોહણ કરી યજ્ઞભૂમિ તરફ અ ધ કારાદિ સવ દુરિતોનો નાશ કરતો સમગ્ર પ્રકાશના વૈભવ સહિત દુર દેશથી આવે છે ( આવજો )

આ ઋગ્વેદની ઋચા ઉપર સાયણાચાર્યનુ ભાષ્ય જોતા પ્રતીત થાય છે કે આકાશસ્થ ધ્રુવબિન્દુની નીચે અને પૃથ્વી ઉપર-સુમેરુ પ્રદેશમા રહેનારજ આ પ્રમાણે વર્ણવી શકે કેમ કે

નીચે તથા ઉપરના ભાગના વર્ણનથીજ છ માસની દીર્ઘરાત્રિ તથા છ માસનો દિવસ ત્યાં સિદ્ધ થાય છે. ત્યાં સૂર્ય છ માસ પર્યન્ત ક્ષિતિજમાં હોય છે, તેને તેઓ નીચેનું તથા ક્ષિતિજ ઉપર આવ્યા પછી ઉપરનું વર્ણન કરે છે. અને તે પ્રમાણે સૂર્ય મેરુ પર્વત પાસે ફરે છે તે ઉત્તર ધ્રુવ પ્રદેશજ છે; આ વાર્તા ઘણે ભાગે પ્રસિદ્ધ છે. તેમ છતાં ઋગ્વેદના બીજા અષ્ટકથી ઉક્ત વાર્તાને વધારે પુષ્ટિ મળે છે

सदृशी रद्य सदृशी रिदुश्वो दीर्घं सचन्ते वरुणस्य धाम ।
अनवद्या स्त्रिंशतं योजनान्येकैका क्रतुं परियन्ति सद्यः ॥ ८॥
अष्टक १-१-५-८. ऋग्वेद मं. १ अनु. १८ सू. १२३.

આજના જેવીજ આવતી કાલે નિર્મલ તેમજ દીર્ઘ કાળની એક એક ઉષા ! તપો નિવારક એવા સૂર્યના ધામરૂપ મેરુ વલયને સૂર્યથી ત્રીશ યોજનના અંતરે રહી પ્રતિદિન સેવે છે; તેને સદ્ય દુર કરતો સતો સૂર્ય નારાયણ યજ્ઞ ભૂમિરૂપ મેરૂની પરિક્રમા કરે છે.

આ ઋચાથી આપણા પ્રકૃત વિષયને સારી જેવી પુષ્ટિ મળી જાય છે. કેમકે કેવળ ઉષ્ણ તથા સમશીતોષ્ણ કટિબંધમાં ઉષા અત્યન્ત અલ્પ કાળ પર્યન્તની હોય છે. કારણ કે અહોરાત્ર માનનો દ્વાદશાંશ તે સંધ્યા, તથા તેટલાજ ભાગની ઉષા થાય છે. આપણા અહોરાત્રનું માન ૬૦ ઘટિકાનું હોવાથી "पञ्च पञ्च

उष कालः।" પંચાવન ઘટિકાનાં ઇષ્ટ પછી ઉષઃકાળ આરંભાય છે. અર્થાત્ પાંચ ઘટિકા જેટલા સમયની ઉષા થાય છે. પરંતુ ધ્રુવ સ્થાનમાં વર્ષનાં અંતે એકવાર આવનારી ઉષા, તેમજ ધ્રુવપ્રદેશ માંની દીર્ઘ રાત્રિ પછી આવનારી ઉષા, એ બન્ને ઉષાઓ લગભગ એક માસ પર્યન્ત ત્યાં અખંડ તેમજ અવિછિન્નપણે રહે છે. કેમકે ત્યાં છ માસની રાત્ર, તથા છ માસ પર્યન્તનાં લાંબા સમય જેટલો વિસ્તૃત દિવસ થાય છે. આ પ્રમાણે આપણા બાર મહિનાનું ત્યાં અહોરાત્ર માન હોવાથી તેના દ્વાદશાંશ જેટલા સમયની સંધ્યા તથા તેટલાજ સમયની (એક માસની) દીર્ઘ ઉષા થાય છે.

कृतं त्रेता द्वापरं च कलिश्चेति चतुर्युगम् ।
दिव्यैर्द्वादशभिर्वर्षैः सावधानं निरूपितम् ॥ भाग. ३-११-१८.

દેવ માનનાં વર્ષો ઉપરાંત સંધ્યા, સંધ્યાંશની ગણના વિષયક ભાગવત તથા વિષ્ણુ પુરાણનાં અંશ ૪ અધ્યા ૨૪ શ્લોક ૪૧ માં પ્રસંગો છે. તથા—

चत्वार्याहुः सहस्राणि वर्षाणां तत्कृतं युगम् ।
तस्यतावच्छती संध्या संध्यांशश्च तथा विधः ॥

मनु. अ. १ श्लो. ६९.

इतरेषु मसंध्येषु ससंध्यांशेषु च त्रिषु ।
एकापायेन वर्तन्ते सहस्राणि शतानि च ॥

मनु० अ. १ श्लो. ७०.

પ્રત્યેક યુગની સંધ્યા તથા ઉષા એજ પ્રમાણે થાય છે. જેમકે ધ્રુવસ્થાન કિમ્વા ધ્રુવ પ્રદેશમાં રહેનારા દેવોનાં ૪૮૦૦ વર્ષોનું કૃતયુગ થાય છે. તેમાંથી તેવાજ માનનાં ચારસો વર્ષોની સંધ્યા અને ૪૦૦ વર્ષ પર્યન્ત યુગની દીર્ઘ ઉષા થાય છે. એવીજ રીતે ૩,૬૦૦, ૨,૪૦૦, અને ૧,૨૦૦, દેવ માનનાં વર્ષના અનુક્રમે ત્રેતા, દ્વાપર અને કલિયુગ થાય છે. તેની તેવાજ માનવાળી અનુક્રમે ૩૦૦, ૨૦૦, અને ૧૦૦, વર્ષ પર્યન્તની દીર્ઘ સંધ્યા, તેમજ તેટલાજ વર્ષની યુગાનુક્રમે દીર્ઘ ઉષા થાય છે.

આ પ્રમાણેની કાળગણના તથા આ પ્રમાણેનું વર્ણન જાણ્યા પછી નિશ્ચય થાય છે કે દેવો કિમ્વા આપણા મહર્ષિઓના મૂલ પુરુષો, કોઈ એક સમયમાં ઉત્તર ધ્રુવ સ્થાનમાં કિમ્વા ઉત્તર ધ્રુવ પ્રદેશમાં અવશ્ય વસ્યા હોવા જોઈએ.

यस्मिन्पञ्चपञ्चजना आकाशश्च प्रतिष्ठितः ॥ बृ. ४-४-१७.

એવા અનુમાન પછી બૃહદારણ્યકને જોતાં પ્રતીત થાય છે કે જેનું જાણે આકાશજ આધારભૂત હોય એવા ધ્રુવ સ્થાનીય મેરુ પ્રદેશમાં પાંચ જાતના વિલક્ષણ પ્રકૃતિવાળા મનુષ્યો

અવશ્ય હતા વળી ઋગ્વેદમાં " पञ्चजनाः " આ સંખ્યા (મ. ૬-૫-૫૧) છે. તેમ શતપથ બ્રાહ્મણમા દષ્ટિગોચર થાય છે.

केतुं कृण्वन्नकेतवेपेशो मर्य्याऽअपेशसे । समुषद्भिरजायथाः ।
ऋग्वेद मं. १ अनु. २ सू. ६.

હે મનુષ્યો ! આ આશ્ચર્ય તો જુઓ કે આ આદિત્યરૂપી ઇન્દ્ર દાહ કરે એવી રશ્મિઓએ કરી પ્રતિદિન ઉષઃકાળ વખતે ફરીથી 'નિદ્રા કિમ્વા અજ્ઞાનને લીધે' પ્રજ્ઞાન રહિત થયેલાં પ્રાણીઓને જ્ઞાનપ્રકાશ-ઉષ્ણપ્રકાશ કરતો સતો, રાત્રનાં અંધકારે કરી રૂપ રહિત થયેલા પદાર્થોનાં રૂપને પ્રકટ કરે છે.

આ ઉપરથી સાફ દેખાઇ આવે છે કે બહુ દિવસના અંતે સૂર્ય જોવામા આવતો હોવાથી ધ્રુવ સ્થાન નિવાસીઓ સૂર્યના દર્શનથી અવશ્ય આનંદિત અને આશ્ચર્યચકિત થયા હશે. તથા—

तयोद्धृतवत्पयो निप्रारिहन्ति धीतिभिः । गंधर्वस्य ध्रुवे पदे ॥
ऋग्वेद मं. १ अनु. ५ सू. २२

ગંધર્વોના ધ્રુવપદમાં બ્રાહ્મણો આકાશ અને પૃથ્વી સમ્બન્ધી ઘૃતના સ્વાદ જેવા જળનુ વિધિપૂર્વક ગ્રહણ કરે છે તથા—

मित्रं वयं हवामहे वरुणं सोमपीतये । जज्ञाना पूतदक्षसा ॥२
ऋ. मं. १ अ. ५ सू. २३

શુદ્ધ બળવાળા એવા મિત્ર તથા વરુણને સોમપાન કરાવવા સારૂ હું બોલાવું છું. હે મિત્ર વરુણ દેવો! આ કર્મભૂમિમાં પ્રકટ થાઓ.

इन्द्रो यातो वसितस्य राजा शमस्यच शृङ्गिणो वज्रबाहुः ।
सेदुराजा क्षयति चर्षणीनामरान्ननेमिः परिता बभूव ॥ १५

ऋग्वेद मं. १ अ. ७ सू. ३२

વજ્રબાહુ ઇન્દ્ર 'પાણીના રોકનાર વૃત્ર, પણિ ઇત્યાદિ શત્રુઓને માર્યા પછી સ્થાવર જંગમનો રાજા થયો; મનુષ્યોનો તે ઇન્દ્ર રાજા क्षयति (निवसति) વસતા હતા; જેમ રથચક્રની ચારે તરફ અરાઓને ચક્રની નાભિ જે પ્રમાણે વ્યાપી રહે છે તેમ ઇન્દ્ર રાજા સર્વને વ્યાપી રહેતા હતા.

તેમ છતાં ઇન્દ્રને પણ કોઇ કોઇ વાર સહાયતાની અપેક્ષા રહેતી હતી. ઇન્દ્રનો કકુત્સ્થ રાજા સાથેનો સમ્બન્ધ સૂચવે છે કે ઇન્દ્રે રઘુવંશીઓની સહાયતા લીધી હતી.

આ પ્રમાણે ધ્રુવ પ્રદેશમાં વસતિ તેમજ ત્યાં મિત્ર, વરુણાદિસહિત યજ્ઞ કરવા રૂપ કર્મારંભ અને સૃષ્ટિ વૃદ્ધિંગત થઇ ત્યારે ઇન્દ્ર તેમનો રાજા થયો; અર્થાત રાજ્ય વ્યવસ્થા નિયત થઇ. ઇત્યાદિથી સિદ્ધ થાય છે કે મૂળ સૃષ્ટિ ધ્રુવસ્થાન કિમ્વા ધ્રુવ પ્રદેશમાંથી શરૂ થઇ છે. તેમ તે પ્રદેશમાં અહો રાત્ર માન, ૧સ્મૃતિમાં લખવા અનુસાર એક વર્ષનું છે.

"दैवे राज्यहनी वर्षं प्रविभागस्तयोः पुनः ।
अहस्तत्रोदगयनं रात्रिः स्याद्दक्षिणायनम् ॥
मनु. अ. १ श्लो. ६७.

અર્થાત્ ધ્રુવસ્થાનમાં છ માસ પર્યન્ત અખંડ રાત્રિ હોય છે જેને આપણે દક્ષિણાયન કહીએ છીએ. અને છ માસ પર્યન્ત ત્યાં દિવસ હોય છે જેને આપણે ઉત્તરાયન કહીએ છીએ

बभूवरात्रिर्दिवसश्चतेषां संवत्सरेणैव समानरूपः ।
महाभारत वनपर्व अ० १६५.

તે ધ્રુવસ્થાન વાસીઓને ત્યાં આપણા એક વર્ષમાંથી સમાન ભાગે રાત્રિ અને દિવસ થાય છે. આ રાત્રિદિવસ સમાન થવાનું કારણ સિદ્ધાન્તશિરોમણિ નામક ગ્રંથમાં ભાસ્કરાચાર્યે આ પ્રમાણે લખ્યું છેઃ—

"सदा समत्वं द्युनिशोर्निरक्षेनोन्मण्डलं तत्रकुजायतोऽन्यत् ।
षट्षष्टिभागाभ्यधिकापलांशा यत्राथ तत्रास्त्यपरो विशेषः ॥ ६

लंबाधिका क्रान्तिरुदक् च यावत् तावद्दिनं संततमेव तत्र ।
यावच्चयाम्या सततं तमिस्रा ततश्च मेरौ सततं समार्धम् ॥ ७'
सिद्धान्तशिरोमणिः । गोलाध्यायः (७)

વિષુવવૃત્તના પ્રદેશમા ક્ષિતિજ અને ઉન્મંડળ એકજ હોવાથી ત્યાં રાત્રિ અને દિવસ સમાન હોય છે. પરંતુ જે સ્થાનમાં ઉત્તર અક્ષાશો ६६० કરતા અધિક હોય છે ત્યાં એક વિશેષ ઘટના બની આવે છે. અને તે એ કે તે સ્થળના લંબાંશ કરતાં સૂર્યની ઉત્તર ક્રાન્તિ જ્યાં સુધી અધિક હોય ત્યાં સુધી ત્યાં સતત દિવસજ હોય છે. અને લંબાંશ કરતાં દક્ષિણ ક્રાન્તિ અધિક હોયછે ત્યાં સુધી ત્યાં સતત નિશાજ હોયછે. અર્થાત્ ધ્રુવપ્રદેશમાં સૂર્યની ઉત્તર ક્રાન્તિ અને દક્ષિણ ક્રાન્તિની અધિકતા નહિ હોવાથી કિમ્વા સમાનતા હોવાથી ત્યાં છ માસ પર્યન્ત રાત્રિ અને છ માસ પર્યન્ત દિવસજ હોય છે. ( મૃગ. પૃ. ૫૨ )

આ પ્રમાણે આપણા બાર માસ જેટલા દીર્ઘ સમયનું ધ્રુવ પ્રદેશમાં અહોરાત્રમાન થાય છે. અને તે દૈવ માન છે એમ મનુસ્મૃતિ ઇત્યાદિમાં લખ્યું છે. તે ઉપરથી કોઈ "દેવ એટલે સ્વર્ગમાં રહેનારાઓની આ કાલગણના હશે" એમ ધારી ન લે તે સારૂ ભુવનની રચના સમ્બન્ધે આપણે સંક્ષેપતઃ વિચાર કરીશું.

नाकस्यपृष्ठे अधितिष्ठति श्रितो यः पृणाति सहदेवेषु गच्छति।
ऋग्वेद मं. १ अनु. १८ सूक्त १२५

જે મનુષ્ય હવિર્દાનાદિ વડે દેવોને પૂજે છે, તે સ્વર્ગના 'પૃષ્ટે' ઉપરી ભાગમાં કલ્પાંત સુધી રહેછે. અને પ્રસિદ્ધ

છે કે તે ઉપરી તરીકે ત્યાં રહેછે. તેમ ત્યાં રહીને, ત્યાંના દેવતાઓ સાથે ફરે છે, કિંવા તેવા દેવસ્વરૂપને પ્રાપ્ત થાય છે ઇત્યાદિ ઋગ્વેદમાં વિસ્તૃત વર્ણન છે. તથા પાતંજલ યોગસૂત્રમાં લખવામાં આવ્યુંછે કેઃ—

भुवनज्ञानं सूर्ये संयमात् ॥ विभूतिपाद । सू. २६.

સૂર્યના સ્વરૂપમાં ધ્યાન કરવાથી ભુવનનું જ્ઞાન થાય છે. ભુવનના જ્ઞાન સંબન્ધે આ સૂત્ર ઉપરના વ્યાસ ભાષ્યને જોતાં પ્રતીત થાય છે કે ભાષ્યકારે ભુવનનાં વિન્યાસ (ઉંચે નીચે રહેલા લોકની ગોઠવણ)નું આ પ્રમાણે કથન કરેલું છે કે અવીચિ આદિ સાત મહા નરકથી માંડી સપ્તદીપો તથા સપ્તપાતાલ (સપ્તવિવરો) સહિત, મેરુના પૃષ્ટ પર્યન્ત જે લોક છે, તે ભૂલોક; મેરુપૃષ્ટથી ધ્રુવ નામક ખગોળના ધ્રુવબિંદુ પર્યન્ત જે ગ્રહ, નક્ષત્ર અને તારાવડે વિચિત્રિત દેખાય છે તે અંતરિક્ષ લોક છે; અને ત્યાંથી દૂર પાંચ પ્રકારનાં સ્વર્ગ લોક છે. તેમાં પ્રથમ માહેન્દ્ર લોક (સ્વર્ગ) કહેવાય છે બીજો પ્રાજાપત્ય સ્વર્ગ કહેવાય છે. ત્યાંથી આગળ જનલોક, તપલોક અને સત્ય લોક નામે ત્રણ સ્વર્ગ છે તે ત્રણે લોક બ્રહ્મલોક કહેવાય છે.

ब्राह्म स्त्रिभूमिको लोकः प्राजापत्यस्ततो महान् ।
माहेन्द्रश्च स्वरित्युक्तो दिवि तारा भुवि प्रजाः ॥

બ્રહ્મલોકમાં ઉપર બેસી નીચે અવલોકન કરનારાને ભુવન આ પ્રમાણે દૃષ્ટિગોચર થાય છે. અર્થાત્ જન, તપ અને સત્ય આ ત્રણ ભૂમિકાવાળો બ્રહ્મલોક છે. તથા તેની નીચે 'મહર' નામે પ્રજાપતિ લોક છે. તેની નીચે સ્વર્ગ નામે માહેન્દ્ર લોક છે. તેની નીચે ગ્રહ, નક્ષત્ર ઈત્યાદિવાળો અંતરિક્ષ લોક છે, અને તેની નીચે મનુષ્યાદિ પ્રાણિઓવાળો પૃથ્વી લોક છે. અર્થાત્ સાત નરક, સપ્ત પાતાલ અને સાત સમુદ્રો સહિત સપ્ત દ્વીપવાળી પૃથ્વી મળીને ભૂઃ (પૃથ્વી) લોક, ગ્રહ, નક્ષત્ર અને તારાવાળો ભુવઃ (અંતરિક્ષ) લોક, પુણ્યાત્માઓ સકામ કર્મોના યોગે સુખોપભોગ માટે જ્યાં જઈ પ્રથમ વસે છે તે 'स्वर्' (માહેન્દ્ર-મન્વન્તરોનો સ્વર્ગ) લોક, તેથી અધિક પુણ્યાત્માઓ સારૂ તે પછી મહર્ (પ્રાજાપત્ય)નો સ્વર્ગ લોક, અને તદુપરાંત બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરના સર્વોત્કૃષ્ટ સુખ સાધન સંપન્ન એવં અવિભક્ત હોય એવા જન, તપ અને સત્ય એ ત્રણે બ્રહ્મલોક કહેવાય છે. જ્યાં ચૌદ લોકની સંખ્યા દેખાડવામાં આવી હોય ત્યાં પૃથ્વી વિગેરે ઉપરનાં સાત લોક અને પૃથ્વી નીચેના સાત પાતાલ મળીને ચૌદ લોક સમજવા. જ્યાં ત્રણ લોકની સંખ્યા પ્રતિપાદન થયેલી હોય, ત્યાં પૃથ્વી, અંતરિક્ષ અને સ્વર્ગ એ ત્રણ લોક સમજવા.

સ્વર્ગાદિ લોકમાં અહોરાત્ર માન પણ ભિન્ન ભિન્ન પ્રકારનું છે, કિંબહુના.

"सहस्रयुगपर्यन्तमहर्यद् ब्रह्मणो विदुः।
रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः॥"

जनाः (જન લોકવાસીઓ) જાણી કિંવા અનુભવી શકે છે કે બે હજાર યુગ ચતુષ્ટય મળી બ્રહ્મલોકનુ અહોરાત્ર માન થાય છે.

આ પ્રમાણે સર્વલોક મળીને એક ભુવન કહેવાય છે તે ભુવન સમ્બન્ધી સમસ્ત પ્રકારનું જ્ઞાન સૂર્યમાં સંયમ કરવાવાળા મહર્ષિઓને અત્રે પણ થયું હતું, તેને લીધેજ ઉક્ત સૂત્રાદિનું તેઓએ પ્રત્યક્ષ જોઈ આવેલાની માફક વર્ણન કર્યું છે પરંતુ તે સંબન્ધી એથી અધિક પ્રસંગો ચર્ચવાની આ પ્રસંગે આવશ્યકતા દૃષ્ટિગોચર થતી નથી

પાઠક વર્ગ જાણી ગયો હશે કે આપણા એક વર્ષ જેટલા દીર્ઘ સમયનુ 'આપણા પૂર્વજોના આદિ નિવાસરૂપ' ધ્રુવ પ્રદેશમાં અહોરાત્ર માન છે. ત્યાં પ્રાચીનતમ કાળના આપણા પૂર્વજો રહેતા હતા, ઈત્યાદિ વાર્તા આપણે ઋગ્વેદાદિનાં પ્રમાણો વડે સિદ્ધ કરી આવ્યા છીએ, તેમ છતા તત્સમ્બન્ધી સ્ફુટીકરણ આધુનિક દૃષ્ટિએ પણ કરવાની આવશ્યકતા છે. કારણ કે પ્રથમ આર્યો ઉત્તર ધ્રુવમા હતા, અને તે પછી એટલે હિમોત્તર કાળમાં ત્યાંથી દક્ષિણ તરફ આવી વસ્યા; આ વાર્તાને મધ્ય એશિયાવાદી લોકો

માન્ય રાખતા નથી. તેમના કહેવા મુજબ આર્યો મધ્ય એશિયામાંથી આવીને ભારતવર્ષમાં વસ્યા છે.

આ બે માન્યતાઓમાંથી વાસ્તવિક માન્યતા કઇ હશે તે સમ્બન્ધે હવે આપણે વિચાર ચલાવીશું.

રા. હીરાલાલ ગણાત્રાએ પોતાના ઇનામી નિબંધના પ્રારંભમાં "પ્રશ્નનો વિચાર અને મર્યાદા" તથા "પ્રશ્નના નિર્ણય માટેનાં સાધનો" એવા શીર્ષકોને અનુસરી નિબંધની તેમણે વેદી નિર્માણ કરી છે. તે પછી "લોહાણાઓનું ઉત્પત્તિસ્થાન" આ શીર્ષકમાં નિબંધકારે આર્યોનાં મૂળ ઉત્પત્તિસ્થાન માટે વિચાર કરવાનો આરંભ તો કર્યો હતો, પરંતુ તેમને પૌર્વાત્ય તથા પાશ્ચિમાત્ય વિદ્વાનોના મતભેદમાં ઉતરવાનું કાર્ય ભયંકર જણાયું હોવાથી તેના ઉપર પરામર્શ કરવાનો પરિશ્રમ તેમણે ત્યાગી દીધો છે.

અર્થાત્ તેઓએ લખ્યું છે કે "આર્યો આ દેશના મૂળ વતની નથી. તેમના પ્રભવસ્થાન પરત્વે મતભેદ છે. ઘણા-ખરા કહે છે કે આર્યો મૂળ મધ્ય એશિયામાંથી હિન્દુસ્તાનમાં અને યુરોપાદિ ખંડોમાં ગયા. કેટલાક એમ પણ માને છે કે માનવજાતિ મૂલ ઉત્તર ધ્રુવના વસવાટવાળા પ્રદેશમાં જન્મ પામી, અને ત્યાંથી આ દુનિયાના ભિન્ન ભિન્ન દેશમાં પ્રસરી. આ દ્વિતીય અભિપ્રાય ધરાવનારાઓમાં આપણા દેશમાં સ્વ. લોકમાન્ય તિલક મુખ્ય હતા. આ

મતભેદનો નિર્ણય આ સ્થાને કરવાનુ આપણે સાહસ નહિ કરીએ પણ આર્યો પ્રથમ હિન્દુસ્તાનના દ્વારરૂપ પંજાબમાં અને સિંધમાં આવ્યા હોવા જોઇએ."

આ ઉપલા લેખને વાંચી અમને સંતોષ થાય છે, તેમ પ્રશ્ન પણ થાય છે સંતોષ એટલા સારૂ થાય છે કે જોઇતા પ્રમાણમાં પરિશ્રમ કર્યા વિના કોઈ પણ વિષયનો નિર્ણય કરવો તે લોકોને ભ્રાંતિરૂપ અધિક અંધકાર તરફ ધકેલી દેવા તુલ્ય છે, જેથી તેવુ સાહસ ન કર્યું તે માટે સંતોષ થાય છે.

અને પ્રશ્ન એવી રીતનો થાય છે કે આર્યોના ઉત્પત્તિ-સ્થાનની કિંવા આદિ નિવાસની વાર્તા જેમ વિવાદગ્રસ્ત છે, તેમ વંશરૂપી વૃક્ષના ફળને વૃક્ષના મૂલ સુધી અવિચ્છિન્ન પરંપરાન્વયે પહોચી જવાનુ કિંવા પહોચાડી દેવાનુ કાર્ય પણ સુગમ નથી અર્થાત્ વર્તમાન માનવ જાતિને પોતાના મૂલ પુરુષ સુધી અવિછિન્ન પરંપરાનુરોધે પહોચવુ કે પહોચાડવુ તે વાર્તા પણ વિવાદગ્રસ્ત છે કેમ કે વૃક્ષનાં મૂળ ભૂગર્ભમાં તિરોહિત હોવાથી જેમ અદૃષ્ટ છે, તેમ વંશવૃક્ષનો મૂલપુરુષ પણ દીર્ઘકાલના અંતરાયરૂપ ભૂગર્ભમા તિરોહિત હોવાથી અપ્રત્યક્ષ છે તેમ તે સમ્બન્ધી ઇતિહાસનો પ્રાય વિનાશ થવાથી મૂળ પુરુષને શોધવાની વાર્તા પણ વિવાદગ્રસ્ત છે. એક વિવાદગ્રસ્ત વાર્તાને ત્યાગી દીધી ત્યારે બીજી વિવાદગ્રસ્ત વાર્તાનો અસંપૂર્ણ અયોગ્ય અને પ્રમાણવિકલ નિર્ણય શા સારૂ આપ્યો છે વારૂ?

જો કે રા. હીરાલાલ ગણાત્રાએ આર્યોના આદિ નિવાસનો પ્રશ્ન પ્રાયઃ મૂકી દીધો છે એમ આપણે ઉપર જણાવી આવ્યા છીએ, પરંતુ મધ્ય એશિયાવાદિઓની માન્યતામાં સત્યતા કેટલા અંશે રહેલી છે તે માટે ક્રમપ્રાપ્ત હોવાથી અવલોકન કરીએ.

"મધ્ય એશિયાના વિશાળ મેદાનમાં ઉભા રહીનેજ આર્ય લોકો સૂર્યાદિ સૃષ્ટિ વસ્તુઓનાં અવલોકનથી આશ્ચર્ય અને ભયવડે પ્રેરિત થઇને સૃષ્ટિની શક્તિના ઉપાસક થયા, તેમજ સર્વ કળાઓના જ્ઞાનને મધ્ય એશિયામાંજ સંપાદન કર્યું." (પૃષ્ઠ ૩૦૬.)

અર્થાત્ આર્ય સંસ્કૃતિનો ઉદય મધ્ય એશિયાના મેદાનમાંથીજ થયો. આમ કહેનારાઓના આ કથન ઉપરથી જે ધ્વનિતાર્થનો કિંવા અર્થાપત્તિનો ઉદ્ભવ થાય છે તે ઉપરથી પણ આપણી પૂર્વકથિત આદિ નિવાસની વાર્તાને ઇષ્ટાપત્તિ પ્રાપ્ત થઈ જાયછે. આર્યોને સૂર્ય જોવાથી આશ્ચર્ય પામવાનું કારણ શું? તથા તેમને ભય શા હેતુથી થયો હશે વારૂ? અને તે આર્યોને કળા જ્ઞાન સમ્બન્ધી ઉપદેશ કઈ પ્રજાએ કર્યો હતો?

ઇત્યાદિ પ્રશ્નોનું સોપપત્તિક સમાધાન કોઇએ કર્યું હોય એમ દેખાતું નથી. તથાપિ અનુમાન થાય છે કે હિમાન્તર કાળ વખતે ધ્રુવ પ્રદેશમાં રહેલા આર્યો ત્યાં

દીર્ઘ નિશાના અંતે અનેક પ્રાર્થનાઓ કર્યા પછી સૂર્યનું દર્શન કરી શકતા. તેમને હિમોત્તર કાળમાં ઇતર પ્રદેશમાં જવા પછી ૩૦ ઘટિકા કિંવા ૧૨ બાર કલાકના અલ્પ અંતરે સૂર્યનાં વારંવાર દર્શન થવાથી તેઓ આશ્ચર્યચકિત અવશ્ય થયા હશે. તથા—

"ऋषयो दीर्घ संध्यात्वाद्दीर्घमायुरवाप्नुयुः ।
प्रज्ञां यशश्च कीर्तिञ्च ब्रह्मवर्चसमेव च ॥"

मनु. अ. ४ श्लो. ९४.

ઋષિઓ ઉષાકાળથી આરંભી છ માસ પર્યન્તના દિવસમાં દીર્ઘકાળ પર્યન્ત સંધ્યા જપાનુષ્ઠાન કરવાથી દીર્ઘાયુ, પ્રજ્ઞા, (સ્થિતપ્રજ્ઞપણું) યશ, અધ્યયનરૂપી કીર્તિ અને બ્રહ્મવર્ચસ્‌ને પામતા હતા તેમને કાલાનુક્રમે સંયોગવશાત્ તે ધ્રુવ પ્રદેશને ત્યાગ્યા પછી જ્યાં આવ્યા ત્યાં અલ્પકાલિક દિનમાનવાળા સૂર્યને જોઇ જપાનુષ્ઠાનમાં થતી હાનીને લીધે તજ્જન્ય પ્રત્ય વાયથી ભયભીત પણ અવશ્ય થયા હશે!

હવે રહી કળાજ્ઞાનની વાત. તે તો આર્યોની સ્વતઃસિદ્ધ વંશપરંપરાની સર્વોત્તમ સમૃદ્ધિ છે. અર્થાત્ કળાજ્ઞાન સમ્બન્ધે અનેક જાતની વેદોમાં પણ કથાઓ છે. તે વેદોને હિમ કાળ યુગચતુષ્ટયના અંતે પોતાના તપોબળ વડે ફરી ધારણ કરી શકતા હતા.

युगान्तेऽन्तर्हितान्वेदान्सेतिहासान्महर्षयः ।
लेभिरे तपसा पूर्वमनुज्ञाता स्वयंभुवा ॥
महाभा. शांति. अ. २१० श्लो. १९.

અર્થાત યુગાંત વખતે તિરોહિત દશામાં રહેલા ઇતિહાસ સહિત વેદોને તપોબલ વડે મહર્ષિઓ પ્રાપ્ત કરી શકયા હતા. આ વાર્તા અનેક રીતે સિદ્ધ કરી શકાય તેવી છે, છતાં મધ્ય એશિયાવાદીઓ નહિ માનતા હોય તો તેઓને પુછવું જોઇએ. તે એ કે વેદવિદ્યા શું વિદેશી લોકોના પૂર્વજોની છે? અને વેદોનો ઉપદેશ પણ શું આર્યોને તેઓએ કર્યો હતો?

પરંતુ આશા છે કે આવું ('હા' કહેવા રૂપ) મિથ્યા સાહસ તેમાંથી કોઈ નહિ કરે. અર્થાત્ દરેક માન્ય કરે છે કે વેદવિદ્યા પણ આર્યોની, અને તે વિદ્યાના ઉપદેષ્ટા પણ આર્યો પોતે હતા અને છે.

આ પ્રમાણે વેદાદિ વિદ્યાને અનેક પરિવર્તનો પછી પણ અવિછિન્નપણે પુન. મહર્ષિઓ ધારણ કરી શકે છે. ત્યારે કળા-જ્ઞાનને સ્વયં પ્રાપ્ત કરે એમાં અધિકતા શી છે?

પાણીમાં તરવું, ફૂલ ગૂંથવાં, ઈત્યાદિ કળાઓની અપેક્ષાએ પશુઓને કેળવવાની કળા ઉત્તમ છે. ઉત્તમ કળાનું જેમને જ્ઞાન હોય તેમને તેથી ઉતરતી કળાનું જ્ઞાન હોવું સ્વાભાવિક છે.

शुभ्राभ्यां यजतो हरिभ्याम् । ऋ. १।७।२५. તથા—
सप्तत्वा हरितो रथे वहन्ति देव सूर्यः । ऋ. १, ९, ५०.

બે ઘોડા તથા સાત ઘોડાવાળા રથને લઈ જવાનું વર્ણન છે તે આલંકારિક છે, એમ કહેવા જતાં પણ સિદ્ધ થાય છે કે અલંકાર, પ્રત્યભિજ્ઞાત (પૂર્વે તથા હમણાં જાણેલી) વસ્તુ શિવાય આપી શકાતો નથી. અર્થાત્ પોતે જે વસ્તુને સંપૂર્ણ-પણે જાણતો હોય, તેના સાદૃશ્યની તેને જ્યાં પ્રતીતિ થાય ત્યાં તેને અલંકારથી અલંકૃત કરે છે.

ઔષધ વિષયક आश्चोतन અર્થાત્ अन्तःक्षेपण એટલે જેને ઈંઝીક્ષન ' કહે છે તેને પણ પ્રથમથી અત્રેના વાસીઓ જાણ-ાજ હતા. અર્થાત્ એકંદર દશ પ્રકારે રોગના ઉપર મુખ્ય ઉપચાર કરવાની વાર્તા પણ પ્રસિદ્ધ છે.

૨ स्वेद (શરીરમાં ઉષ્ણતા લાવવી કિમ્વા પરસેવો લાવવો) धूम्रपान ધૂમાડાનું પાન કરાવવું. ૩ धूपन ધૂપ કરવો, कवलग्रह કોગળા કરવા, ૫ आश्चोतन ઈંઝીક્ષન કરવું—અંદર ખિલ કરવું. ૬ प्रलेप લેપ, ૭ प्रदेह પીઠી, ૮ स्नेह ઘૃતાદિનું ાન, ૯ क्षारकर्म ક્ષારથી રોગને બાળવું અને ૧૦ अञ्जन એટલે ન કર્મ ઇત્યાદિ ઉપચારો લખ્યા છે. તથા શરીર શુદ્ધયર્થે ાંચ કર્મો કહ્યાં છે. वमन, विरेचन, वस्ति, तैलवस्ति અને स्य લખ્યા છે તેના ઉપયોગ પણ લખ્યા છે.

महाराष्ट्रीय ज्ञानकोश प्रस्ता. खण्ड भा. ५ पृ. ३८४

વસ્ત્રની બનાવટ સમ્બન્ધે તથા વસ્ત્રને શીવવા સમ્બન્ધે ઋગ્વેદમાં

सीव्यत्वपसूच्याच्छिद्य मानया० ॥ ऋ. मं. २ अनु. ३ सू. ३२

भाष्ये-यथा वस्त्रादिकं सूच्या स्यूतं चिरं तिष्ठति एवं० ઇત્યાદિ-

અર્થાત્ જેમ વસ્ત્રને આર્યો બનાવતા હતા તેમ તેને સીવવા સારૂ સોઈ પણ તેઓએ બનાવી હતી. આ ઋગ્વેદની વાર્તાથી સિદ્ધ છે કે અઢારમી સદીની 'સોઇ'ઓથી પ્રથમ પ્રાચીન કાળમાં એવી અનેક વસ્તુઓ બનાવવામાં આવતી હતી.

अथैनां वासः परिधापयति......अथोत्तरीयम् ।

या अकृन्तन्नवयं या अतन्वत ।

याश्चदेवीस्तन्तूनभितो ततन्थ ।

तास्त्वादेवीर्जरसे संव्यय स्वायुष्मतीदं परिधत्स्व वास इति ॥

જેનો વિવાહ થવાનો હોય તે વર કહે છે કે હે કન્યે! આ મારૂ સંપાદન કરેલું વસ્ત્ર છે તે ધારણ કર, ઇત્યાદિ કહીને વસ્ત્રની બનાવટ સમ્બન્ધે 'વર' કહે છે કે હે કન્યે! જે દેવીઓએ अकृन्तन्-कर्तितवत्यः। આ વસ્ત્રનાં સૂતરને કાંત્યું છે, તથા જે દેવીઓએ अवयन्-वीतवत्य । તંતુઓને લાંબા વિસ્તાર્યા છે, તથા જે દેવીઓએ अतन्वत આડા તંતુઓ ભર્યા છે, અર્થાત अभितस्तन्तून्—ચારે તરફથી તંતુઓને 'તુરી

વેમાદિ વડે ' તતન્થ ગૂથ્યાં છે, તેઓ એવી રીતનાં સામર્થ્ય-વાળી દેવીઓ તેવા સામર્થ્ય સહિત પોતાના કાર્ય રૂપ આ વસ્ત્ર તને જરસે તહારા દીર્ઘ કાળ પર્યન્ત નિર્દોષ જીવન ગાળવાના ઉપાય તરીકે આપ્યું છે; તે વસ્ત્રને હે આયુષ્યમતી ! તું ધારણ કર.

આ ઉપરાંત ભૂવણોની બનાવટ સમ્બન્ધે પણ વર્ણનો છે. તથા ઋગ્વેદ મં. ૧ અનુ. ૧૭ સૂક્ત ૧૧૭ માં "दधीचेरश्व्यं शिर प्रत्यैरयतम् ॥" દધીચીના મસ્તકનું અશ્વિનીકુમારોએ સંધાન કરી આપ્યું તેનું વર્ણન છે; તથા મં. ૮ અ. ૧૪ સૂ. ૧૩ માં "अपां फेनेन नमुचेः शिरः इन्द्रोदवर्त्तयः ॥" પાણીનાં ફીણ વડે બનાવેલાં અસ્ત્રે કરી ઇન્દ્રે નમુચિનું મસ્તક કાપી નાખ્યું હતું. ઇત્યાદિ ઉપરથી સહજમાં દેખાઇ આવેછે કે આયુર્વેદ (વૈદ્યવિદ્યા) શસ્ત્રવિદ્યા ઇત્યાદિની કેટલી બધી ઉન્નતિ હતી. કિમ્બહુના, પ્રાણોને 'મરતાં મરતાં' રોકી રાખવાની કળાનું પણ વૈદિક ઋષિઓને તથા તેમના પૂર્વજોને સંપૂર્ણ જ્ઞાન હતું.

ઉત્તર ધ્રુવપ્રદેશમાં થતી દીર્ઘ નિશામાં મરણ પામવાથી ઇતર લોકોને થતા કષ્ટની નિવૃત્તિ અર્થે ઇચ્છા મૃત્યુની કળા તેઓએ સ્વાધીન કરી હતી; તેના સંસ્કારો ભારતના યુદ્ધકાળ પર્યંત પ્રત્યક્ષ દેખાયા હતા. મહાભારત દાનધર્મ. અ. ૧૬૮ શ્લોક ૧૦૫ મા લખ્યું છે કેઃ—

अष्टपञ्चाशतं रात्र्यः शयानस्याद्य मे गतः ।

અઠ્ઠાવન રાત્રિઓ બાણશય્યા ઉપર મને વ્યતીત થઈ ગઈ, હવે 'માઘ' આવ્યો હોવાથી ઉત્તરાયણ અર્થાત્ દેવ-માનનો દિવસ ઉદય થયો છે માટે હું હવે પ્રાણોને ત્યાગી દઈશ.

આ પ્રમાણે કળાજ્ઞાન સંબંધે સંખ્યાબંધ પ્રમાણો મળી શકે છે. તેમજ પ્રાચીનતમ વેદાદિ ગ્રંથોમાં જે દીર્ઘ ઉષા, નિશા, સંધ્યા ઇત્યાદિનું વર્ણન છે તે ધ્રુવપ્રદેશ-માંજ સંભવી શકે છે.

" જો કે ઉત્તર ધ્રવ પ્રદેશની માફક 'આઇસ લૅન્ડ' નામક ટાપુમાં રાત્રિ, દિવસ છ છ મહીનાનાં થાય છે." એમ ભારતવર્ષકા ઇતિહાસ પૃ. ૮૨માં લખવામાં આવ્યું છે. તથાપિ ઋગ્વેદમાં જે પ્રદેશમાં છ માસની રાત્રિ તથા છ માસનો દિવસ થાય છે એમ લખ્યું છે, તેમાં મેરુ પર્વતના નામ સહિત ઉક્ત વાર્તાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે ધ્રુવપ્રદેશમાંજ સંભવી શકે છે તેથી મૂળ આર્યો ઉત્તરધ્રુવ પ્રદેશમાં હતા; અર્થાત્ હિમાન્તર કાળમાં આર્યો ઉત્તર ધ્રુવપ્રદેશમાં હતા; તે પછી હિમોત્તર કાળમાં ત્યાંના વાતાવરણમાં પ્રતિકૂલતા થવાથીજ તેઓ દક્ષિણ તરફ આવી વસ્યા. પરંતુ મધ્ય એશિયાવાદિઓ હિમાન્તર કાળની વાર્તાને જાણતા નહિ હોવાથી હિમોત્તર કાળની ગણના કરી ભ્રાંતિમાં પડયા છે. કેમકે-" ઉત્તર ધ્રુવમાંથી આર્યો પૂર્વ

રૂશિયા અને મધ્ય એશિયામાંથી ભારતવર્ષમાં આવ્યા." એમ ભારતવર્ષકા ઇતિહાસ ભા. ૧ પૃ. ૮૨ માં લખ્યું છે તે વાર્તા હિમોત્તર કાળની છે. અર્થાત્ હિમોત્તર કાળમાં આર્યો પૂર્વ રશિયા કિવા મધ્ય એશિયામાં જોવામા આવ્યા હોય. તે કયાંથી આવ્યા હતા? આથી પ્રથમ કયા હતા? ઇત્યાદિ,વાર્તાને મધ્ય એશિયાવાદી લે કો જાણી શકયા નથી, અથવા ભ્રાંતિમાં પડી ગયા છે. આમ લોકમાન્ય તિલક મહાનુભાવે અનેક પ્રમાણો વડે સિદ્ધ કર્યું છે. જુઓ—

"ધ્રુવ પ્રદેશમાંનું વાતાવરણ હિમાન્તર કાળમાં બહુજ સૌમ્ય હોઇને ત્યા બહુધા અક્ષય વસંત રહેતો હતો, અને તે સમયે ધ્રુવની આસપાસ એક વિસ્તીર્ણ ભૂમિપ્રદેશ હોઇ ને તેનો ત્યાર પછી હિમકાળમાં નાશ થયો હતો." મૃગ. પૃ. ૩૦૮. તથા—

'ખીલવેલી સ્મરણશકિતની સાહાય્યથી અમાધ્ય રીતે સંભાળી રાખેલી વૈદિક તથા અવૈસ્તિક કથાઓથી હિમાન્તર કાળમા આર્યલોકો ઉત્તરધ્રુવ પ્રદેશમાં વસ્તા હતા એ વાર્તા નિર્વિવાદ સિદ્ધ થાય છે. ગત હિમકાળમાં તે સ્થાનનો નાશ થઇ જવાથી તેમને દક્ષિણ દિશા તરફ આવવું પડ્યું'' પૃ ૩૦૫

"ડૉ૦ વૉરને પોતાના 'નંદનવનોપલબ્ધિ' નામક ગ્રંથમાં ઇજિપ્સિયન્, અકેડિયન્, આસીરિયન્, બાબીલોનિયન્, ચાઇનીઝ અને જાપાનીઝ પુરાણ કથાઓનો વિચાર કરીને એ

સર્વ લોકોનું એટલે કે પર્યાયથી સમસ્ત માનવજાતિનું જન્મસ્થાન ઉત્તર ધ્રુવ પાસેજ હતું એવું અનુમાન નિષ્પન્ન કરેલું છે." મૃગ ૧૦૨.

"આર્યોના એશિયામાંના આદિ નિવાસની કલ્પનાનો હવે વિદ્વાનોએ બહુધા ત્યાગજ કરી દીધો છે. (મૃ. ૨૯૫) "પ્રસ્તુત ધ્રુવ પાસેનું વાતાવરણ બહુજ શીતલ છે; પરંતુ પૂર્વે તેવું ન હોતું એટલે કે વાતાવરણની શીતલતા એ કાંઇ ધ્રુવપ્રદેશમાંની વિશેષ વસ્તુ કિંવા વિશેષ ઘટના નથી." મૃ. ૧૦૨. "આર્યોની સુધારણા મધ્ય એશિયા કિંવા ઉત્તર યુરોપમાંજ થઈ હતી; એમ હવે કહી શકાય તેમ નથી." આર્ય સુધારણાને તેઓ હિમોત્તર કાલીન માને છે, પરંતુ તેવી માન્યતા હિમાન્તર કાળમાંના ધ્રુવ નિવાસ વિષયક શોધોના યોગે હવે ઘણે ભાગે બદલવી પડશેજ." મૃ. ૩૦૭.

"પ્રો૰ રીસ ન્યાયશાસ્ત્રમાં વિશેષ કહે છે કે તે વસ્તુઓ શી છે તે જોવી જોઇએ. અને જો તે વસ્તુઓનું વર્ણન વેદોમાં આપણને મળી આવે તો તત્કાલીન લોકોનો આદિનિવાસ ધ્રુવ પ્રદેશમાં હતો એ વાર્તા નિઃસંશય સિદ્ધ થઈ જાય છે." મૃ. ૧૦૧.

આ પ્રમાણે હિમાન્તર કાળ વખતે આર્યો ઉત્તર ધ્રુવ પ્રદેશમાં હતા આ વાર્તા સિદ્ધ થઇ; તેમજ હિમોત્તર કાળમાં ત્યાંથી તેઓએ પ્રયાણ કર્યું આ વાર્તા પણ

સિદ્ધ થઇ ચૂકી. પરંતુ હિમોત્તરકાળ કયારે શરૂ થયો હશે આ વાર્તા પરત્વે પણ સંક્ષેપત વિચાર દર્શાવીશું.

ડૉ૦ ક્રોલે એવું ગણિત કરેલું છે કે ગત ત્રીશ લાખ વર્ષમાં પૃથ્વીની કેન્દ્રચ્યુતિ ત્રણવાર મહત્તમ થયેલી છે. અને પહેલી વાર તે ૧,૭૦૦૦૦ વર્ષની, બીજી વાર ૨,૬૦૦૦૦ વર્ષની, તથા ત્રીજી વાર ૧,૬૦૦૦૦ વર્ષની હતી. એ છેવટના કાળને થઇ ગયાને ૮૦૦૦૦ વર્ષ છે. 'ડૉ૦ ક્રોલના એ કથન અનુસાર જોતાં ચતુર્થ યુગના પૂર્વાર્ધમાંનો અંતિમ હિમકાળ ૨૪૦૦૦૦ વર્ષ પૂર્વે આરંભાયો હતો, અને આજથી ૮૦૦૦૦ વર્ષ પૂર્વે તેની સમાપ્તિ થઇ, ને હિમોત્તર કાળનો આરંભ થયેલો હોવો જોઇએ " પૃ. ૯૪.

આ અભિપ્રાય માન્ય રાખીએ તો ગતયુગોની વચમાં કોઇકાળે હિમકાળનો પ્રારંભ થયો હોય એમ સિદ્ધ થાય. તે સિદ્ધ થવાથી હિમકાળ પોતાના નિકટવર્તી વૃક્ષ વનસ્પતિ ઇત્યાદિને પણ પ્રતિકુલ થાય, જેથી તે વાર્તામાં આપણને શંકા અવશ્ય રહે

આપણે તો આમ માની શકીએ કે જે વખતે ભૂસ્તરોમાં બીજ તિરોહિત થઈ રહ્યાં હોય, તથા પૂર્વકાલીન વૃક્ષો ભૂસ્તરોમાં આવી જઈ અંગાર દશાને પ્રાપ્ત થઇ ગયાં હોય તે સમયમાં હિમકાળ થયો હશે પરંતુ ડૉ. ક્રોલે તેનાં સમાધાન માટે ચેષ્ટા કરી છે તે લખે છે કે "જો કે તે સમયે ભૂકેન્દ્ર-

ચ્યુતિ મહત્તમ હતી, તો પણ તે વેળાએ ભૂપૃષ્ટ પરનાં "પાણી અને જમીનની વ્હેચણી ચતુર્થયુગ કરતા બહુજ ભિન્ન હોવાથી કેન્દ્રચ્યુતિ વિશેષ હોવા છતા પણ ચતુર્થ યુગના પૂર્વાધમાં થયેલાં વાતાવરણમાના પરિવર્ત્તનો તે વેળાએ થયેલાં ન હોતાં."

આ ડૉ. ક્રોલનાં સમાધાન ઉપરથી પ્રાસંગિક અર્થાપત્તિની સહજમાં ઉપસ્થિતિ થઈ આવે છે. તે એ કે કેન્દ્રચ્યુતિ વિશેષ હોવા છતાં પૃથ્વી ઉચ્ચ કક્ષામાં હોવાથી વાતાવરણમાનાં પરિવર્તનો ન થતાં હોય તો કેન્દ્રચ્યુતિ તેવી મહત્તમ ન હોય તે વખતે પણ હિમકાળ થવાજ જોઇએ, અને તે વખતે પણ પૃથ્વી તથા પાણીની વિલક્ષણ પ્રકારની વ્હેચણી માની લેવી કા ન જોઇએ?

પરંતુ આ પ્રશ્નના સમાધાન તરફ ડૉ. ક્રોલે તથા તેના અનુયાયી પ્રો. ગીકીએ લક્ષ આપ્યુંજ નથી એમ સિધ્ધ થાય છે. આ પ્રમાણે ડૉ. ક્રોલના ગણિત પ્રમાણે ૮૦ હજાર વર્ષ પૂર્વે હિમોત્તરકાળનો પ્રારંભ થયો હતો. અને અમેરિકન પંડિતોના અભિપ્રાય અનુસાર ૧૦ હજાર વર્ષ કરતાં તે કાળ જુનો નથી, (૯૬) આ અભિપ્રાય લોકમાન્ય તિલક મહારાજને લગભગ માન્ય છે, અર્થાત્ હિમોત્તરકાળની વર્ષસંખ્યા ડૉ. ક્રોલથી પણ લો. મા આ તરફ લઇ આવ્યા છે. તે પ્રમાણે દશ કિંવા બાર હજાર વર્ષ પૂર્વે હિમોત્તરકાળ થયો હતો આ વાર્તા ટેવમાનના કિંવા ઉત્તરધ્રુવ પ્રદેશના વર્ષોની હોય તો

કૃતયુગના પ્રારંભ કાળમાંજ હિમોત્તર કાળ આરંભાયો હતો આમ સિદ્ધ થઇ જઈ સર્વમાન્ય અવશ્ય થાય.

તે ગમે તેમ હોય છતાં હિમાન્તરકાળમાં આર્યો ઉત્તર ધ્રુવ પ્રદેશમાં હતા અને તે પછી હિમોત્તરકાળમા ઉત્તર યુરોપ કે પુવ રશિયા અને મધ્ય એશિયા ઇત્યાદિ અનુકુળ માર્ગે થઈ આર્યો ભરતખંડમાં આવ્યા. આટલી વાર્તા સિદ્ધ કરવા સારૂ પ્રો. ગીકી કે ડૉ. ક્રોલે ઇત્યાદિ પ્રતિપાદિત પાંચ હિમકાળ અને ચાર હિમાન્તરકાળ તથા લો મા તિલક પ્રતિપાદિત બે હિમકાળ અને એક હિમાન્તરકાળને આ પ્રસંગે વધારે દર્શાવવાની આથી અધિક આવશ્યકતા નથી

પરંતુ ધ્રુવપ્રદેશ સંબંધે તો હજી પણ થોડું વિવેચન કરવાની આવશ્યકતા છે કારણ કે ધ્રુવપ્રદેશમાનુ વાતાવરણ બહુજ શીતલ હોવાથી તેમાં સૃષ્ટિનું હોવું કેમ સંભવે? આધુનિક મનુષ્યોને આ શંકા રહે છે. પણ આપણે આગળ દર્શાવી આવ્યા તે પ્રમાણે "શીતલતા એ કાંઇ ઉત્તર ધ્રુવપ્રદેશ માંની વિશેષ વસ્તુ કિંવા વિશેષ ઘટના નથી" અર્થાત જે વખતે (હિમાન્તરકાળમાં) ઉત્તર ધ્રુવપ્રદેશમાં વાતાવરણની અનુકુલતા હતી, ત્યારે એશિયા અને યુરોપના ઉત્તર વિભાગોની હવા હાલ કરતા ઘણીજ સખ્ત હતી એવું લોકમાન્યે સિદ્ધ કર્યુંજ છે

પરિવર્તનશીલ જગતમાં એવાં અનેક પરિવર્તનો થયાં કરે છે. તદનુસાર એક પ્રદેશમાં જ્યારે વાતાવરણની અનુકૂળતા હોય ત્યારે બીજા પ્રદેશોમાં બહુજ પ્રતિકૂળતા હોય; તે પછી કાલાનુક્રમે પ્રતિકૂળતાવાળા પ્રદેશમાં અનુકૂળતા, અને અનુકૂળતાવાળા પ્રદેશમાં સર્વ પ્રકારની પ્રતિકૂળતાજ ઉપસ્થિત થઇ જાય એ નૈસર્ગિક છે.

ઇત્યાદિ ઉપરથી ધ્રુવપ્રદેશમાં શીતલતા અસહ્ય હોવાથી તેમાં કેમ રહી શકાય આ શંકાનું સહજમાં ઉન્મૂલન થઈ જાય છે. પરંતુ "સુમેરુ તે કયાં હશે? અર્થાત હિમાલયની આસપાસમાંજ કોઇ મેરુ નામે પર્વત હોવો જોઈએ" આવી માન્યતાવાળી વ્યક્તિઓના કથનમાં સત્ય કેટલું છે તેનું અવલોકન કરીએ.

પંડિત નારાયણ ગોવિંદ શર્મા સ્વરચિત 'સારસ્વત સર્વસ્વ' નામક પુસ્તકમાં લખે છે કે "સુમેરુ ભારતવર્ષ અને હિમાલયથી સર્વથા દૂર પ્રદેશમાં નથી."

"હિમાલય પ્રદેશમાં આજ સુધી સાધુ સંતો કૈલાસનાં દર્શન કરવા જાય છે. પરંતુ પૃથ્વીના ઉત્તર કેન્દ્રનું નામ પણ સુમેરુ છે. આવા દ્વિવિધ વર્ણનથી અવશ્ય સંદેહ ઉત્પન્ન થાય છે. કેટલાક લોક ઉત્તર કેન્દ્રનેજ મનુષ્યોની આદિ જન્મભૂમિ માનવા લાગ્યા છે, પરંતુ જંબુદ્વીપની મધ્યે જે સુમેરુનું વર્ણન શાસ્ત્રોમાં છે તે તો ઉત્તર કેન્દ્ર

કદી પણ હોઈ શકે નહિ. કારણ કે ઉત્તર કેન્દ્ર એ પૃથ્વીની પરમાવધિ છે. ઉત્તર કેન્દ્રની ઉત્તરે પૃથ્વીનો કઇ ભાગ નથી. " પૃ. ૧૭. તથા—

"ગંગાની પવિત્ર ધારા સુમેરુ શિખર પરથી નીકળી હેમકૂટ હિમાલય વગેરે પર્વતોને ભેદી દક્ષિણ સમુદ્રમાં કેમ પડે?" પૃ. ૧૬.

ઉપર્યુક્ત પં. ગોવિંદ શર્માએ કોટિક્રમનાં શીર્ષકો ભિન્ન ભિન્ન કર્યાં છે, તેમ છતાં તેમાંથી ફક્ત બે જ પ્રશ્નોનો ઉદ્ભવ થઈ શકે છે. તેમાંથી પહેલો પ્રશ્ન—જો ઉત્તર તરફનાં કેન્દ્રને સુમેરુ માનીએ તો તે જંબુદ્વીપના મધ્યમાં છે, જેથી તેના ઉત્તર તરફ પર્વત પૃથ્વી ઇત્યાદિ હોવાં જોઇએ તે ક્યાં છે? પ્રશ્ન બીજો—ગંગાની ધારા મેરુ શિખરથી હિમાલય આદિ પર્વતોને ભેદી આ તરફ કેમ આવી શકે?

આ બેજ પ્રશ્નોમાં તેમની સઘળી ચર્ચા સમાઇ જાય છે, માટે આપણે મુખ્યતઃ આ બે પ્રશ્નોનુ સમાધાન કરીશું. તેમાં એમના બીજા પ્રશ્નોનું સમાધાન સહજમાં થઇ જશે.

બરાબર નીચે આવનાર ધ્રુવબિન્દુ (સુમેરુ) અને ધ્રુવપ્રદેશ એટલે ભૂપૃષ્ઠના ઉત્તર ધ્રુવબિન્દુ અને ઉત્તરવૃત્ત (ધ્રુવબિન્દુથી લગભગ ૨૩ાા અંશ પર વિષુવવૃત્તના સમાન્તર વર્તુલ )ના મધ્યમાનો પ્રદેશ એ ત્રણેને એકજ સમજી લેવાની ભૂલ કરવી નહિ તથા—

પાર્થીવ પદાર્થોનું સંકોચ વિકાસ અને પરિવર્ત્તન થવું નૈસર્ગિક હોવાથી પૌરાણિક ભૂગોળ અને આધુનિક ભૂગોળનું સંપૂર્ણ રીતે સામ્ય થવું દુર્ઘટ છે. તે વાર્તા પણ અવશ્ય લક્ષમાં રાખવી

૧ લા પ્રશ્નમાં ગોવિંદશર્માને જંબુદ્વિપના મધ્યમાં સુમેરુ પર્વત છે, એમ કોઈ સિદ્ધ કરી આપે તો પછી તેઓ કાંઈ બોલી શકે તેમ નથી અર્થાત્ ઈલાવૃત્ત ખંડનાં મધ્યમાં આવેલા સુમેરુ પવતના ઉત્તર તરફ નીલ, શ્વેત અને શૃંગવાન્ નામક પર્વતો છે, તથા રમ્યક, હિરણ્મય અને ઉત્તરકુરૂ નામે ત્રણ ખંડો ઉક્ત પર્વતોનાં વચ વચમાં આવેલા છે આમ પાતંજલ યોગસૂત્રના બાદરાયણ ભાષ્યમાં લખેલું છે

પરંતુ હાલમાં તે પર્વતો અને ખંડો ત્યાં દ્રષ્ટિગોચર થતા નથી તેથીજ ગોવિંદશર્માને શંકા થઇ હશે, તેમ છતાં આપણે ખાત્રી આપીશું કે તે તરફની પૃથ્વી તથા પર્વતો હાલ જલસમાધી ભોગવે છે એટલે તે હાલ દેખાતા નથી પણ તેયા ધ્રુવબિંદુને દક્ષિણ તરફના હિમાલય પ્રદેશમાં ઘસડી

આવવું તે યોગ્ય નથી. તે ઉપરાંત તેમને ભ્રાન્તિ થવાનું બીજું કારણ કૈલાસ પર્વત છે. એટલે તેમણે સંપૂર્ણ વિચાર કર્યાં વિના એમ માની લીધું છે કે કૈલાસ પર્વત પણ મેરુ પાસે છે. પણ વાસ્તવિક રીતે તેમ નથી અર્થાત પુરાણોમાં તથા બાદરાયણ યોગભાષ્યમાં સ્પષ્ટ રીતે લખેલું છે કે સુમેરુ તથા ઇલાવૃત્તખંડની દક્ષિણ દિશા તરફ 'મેરુમંદર' કૈલાસ અને કરવીર તથા નિષધ, હેમકૂટ અને હિમાલય એ પર્વતો છે, તથા હરિવર્ષ, કિંપુરુષ અને ભારતવર્ષ આ ત્રણ ખંડો છે.

આ પ્રમાણે મેરુથી દક્ષિણ દિશા તરફ જ્યારે હિમાલયના નિકટમાં કૈલાસ પર્વત છે આમ પુરાણોમાં લખ્યું છે, ત્યારે કૈલાસ હોય ત્યાંજ સુમેરુ હોય એ કેમ કલ્પી શકાય? મેરુ પર્વત તથા ઇલાવૃત્તખંડની સીમાથી બહિર્ભૂત એવં તેનાથી દક્ષિણ તરફ સહુથી પ્રથમ આવતા 'મેરુમંદર' નામક પર્વતને તેઓ 'સુમેરુ' સમજી ગયા હોય તો પ્રભુ જાણે!

પરંતુ તેમની માન્યતા ભૂલ ભરેલી છે એટલું તો ઉપલા વર્ણનથી પણ સિદ્ધ થઈ ચુકયું છે. આ સંબંધી અધિક વિવેચન ભાગવતના પંચમ સ્કંધમાં તથા વિષ્ણુપુરાણના દ્વિતીય અંશમાં અને "मूर्ध्ने संयमाद्भुवनज्ञानम्" એ યોગસૂત્રના બાદરાયણ ભાષ્યકમાં છે

આપણે પૂર્વે જણાવી આવ્યા છીએ તે પ્રમાણે મેરૂપર્વતથી ઉત્તર તરફનો ભૂભાગ સમુદ્રમાં ડૂબી ગયો છે; પરંતુ આ વાર્તાને કેટલાક લોકો જાણતા નહિ હોવાથી પૌરાણિક વર્ણનને ખરૂં માનતા નથી, એટલુંજ માત્ર નહીં, કિન્તુ ઋગ્વેદાદિનાં વર્ણન ઉપરથી, ઉત્તર ધ્રુવપ્રદેશમાં આર્યોના આદિનિવાસની સિદ્ધ થતી વાર્તાને પણ માનતા નથી.

માટે મેરુથી ઉત્તર તરફનો ભૂભાગ સમુદ્રમાં ડુબી ગયો છે કે કેમ આટલું આધુનિક શોધકના પ્રમાણ વચનથી સિદ્ધ કરી આપવું જોઇએ.

તે પ્રમાણે જોતાં પ્રતીત થાય છે કે પ્રસ્તુત સ્થાનની આસપાસની પૃથ્વી કિંવા પૃથ્વીનો ભાગ સમુદ્રમાં અવશ્ય ડુબી ગયો છે.

"નંદનવનોપલબ્ધિ" નામક પુસ્તકમાં ડૉ૦ વોરને અનેક પ્રમાણો આપીને એમ બતાવેલું છે કે "છેલ્લામાં છેલ્લા નિકટના ભૂસ્તર યુગમાં 'નોવાઝેમ્લા' અને 'સ્પિટ્જબર્જન' એ બે બેટા પાસેનો ઉત્તરધ્રુવ પ્રદેશમાંનો એક સારો મોટો પટ્ટો સમુદ્રમાં ડૂબી ગયો છે; એથી એણે એવું અનુમાન કરેલું છે કે ઉત્તર મહાસાગરમાંના અત્યારના બેટો (નોવાઝેમ્લા, તથા સ્પિટ્જબર્જન ઇત્યાદિ) તે પૂર્વે સમુદ્રમાં ડુબી ગયેલા પર્વતોનાં શિખરોજ હોવાં જોઇએ. એ ઉપરથી

ઉત્તરધ્રુવની આસપાસ એક વિસ્તૃત ભૂખંડ હોવાની વાર્તાનો સર્વ ભૂસ્તરશાસ્ત્રજ્ઞોએ સ્વીકાર કર્યો છે પૃ. ૯૯.

જો કે પ્રકૃત વિષય પરત્વે પ્રાચીન કાળમા વર્ણવાયલી ઘટનાઓને સંપૂર્ણ રીતે સિદ્ધ કરી શકે તેટલી શોધખોળ અત્યાર સુધીમા થઇ શકી નથી, તેમ છતા વર્તમાન સમયમાં જે શોધખોળ થયેલી છે તે ઉપરથી પણ એટલુ તો નિશ્ચયપૂર્વક કહી શકાય છે કે સૃષ્ટિની ઉત્પત્તિ તો ઉત્તરધ્રુવ પ્રદેશમાજ થઇ છે

તેમ છતા પ ગોવિંદશર્મા સુમેરુને હિમાલયની પાસે માને છે તે આશ્ચર્યજનક છે. કેમકે ૩૦ દિવસની દીર્ઘ ઉષા તેમજ છ માસ પર્યન્તની અખંડ દીર્ઘ નિશા, અર્થાત્ આપણા એક વર્ષ જેટલા સમયનુ અહોરાત્રમાન આ હિમાલય પર્વત પ્રદેશમા કેમ સંભવે? અર્થાત્ આપણા બાર માસ જેટલા દીર્ઘ સમયનું અહોરાત્રમાન વૈદિક ઋષિઓના પૂર્વજોના નિવાસધામરૂપ ધ્રુવપ્રદેશમા સંભવી શકે છે. માટે આ હિમાલયના નિકટમા સુમેરુ છે એમ માનવુ અત્યંત અજ્ઞાનમૂલક છે.

હવે રહી ગંગાજીની વાત. અર્થાત્ તેમના માનવા પ્રમાણે સુમેરુનાં શિખરથી ઉત્પન્ન થઇ હિમાલયાદિનાં શિખરોને ભેદન કરી ગંગાજી આ તરફ કેમ આવી શકે?

આ દ્વિતીય પ્રશ્નના સમાધાન માટે ગંગાજીના અવતરણની સંક્ષિપ્ત કથા આ પ્રમાણે છે, "समंताद्ब्रह्मणपुर्यां गंगापतति वै दिवि॥ विष्णु. अं. २ अ. २ श्लो. ३१ તથા भाग. स्कं ५ अ १७ श्लो १ થી અને બાદરાયણ યોગભાષ્યના વિભૂતિપાદમાં બતાવેલા બ્રહ્માના લોકમાં વિષ્ણુપદથી આકાશ માર્ગે ખગોળનાં ધ્રુવમંડળમાં ઉતરી ત્યાંથી ગંગાજી 'ધ્રુવથી દક્ષિણમાં રહેલા' સપ્તર્ષિમંડળમાં આવી ત્યાંથી ચંદ્રમંડળમાં આવી ને બ્રહ્મસદન (અજવીથી) કે જે શિંશુમારચક્ર કે આકાશગંગાના પૃષ્ટ ભાગમાં છે તેમાં આવ્યાં. પછી પ્રસ્તુત ગંગાજી અત્રેથી ચાર ભાગમાં વહેંચાઈ ગઈ છે.

તેમાંથી 'સીતા' નામની ગંગા કેસરાચલ ઈત્યાદિ પર્વતો ઉપર થઈ ગંધમાદન પર્વત ઉપરથી 'ભદ્રાશ્વ' ખંડમાં જઇ પૂર્વ સમુદ્રમાં મળી છે.



ગંગાવતરણ

પૃ ૪૭

તેને માને છે, અને તત્કાલીન સ્મૃતિ રૂપી માધુરીને અંતઃકરણમાં વિસ્તારે છે.

અર્થાત્ ધ્રુવપ્રદેશમાં થતી દીર્ઘ ઉષા અર્થાત આપણા એક મહીના જેટલા સમય પર્યન્તનો ત્યાં ઉષઃકાળ હોય છે. આ ઉષઃકાળનેજ ઉષા એવું નામ પ્રાપ્ત થયું છે. 'ઉષાનું દ્યુલોકની પુત્રી તરીકેનું વર્ણન ઋગ્વેદ મં. ૪ અનુ. ૩ સૂક્ત ૩૦માં છે. તેને જોતાં પ્રતીત થાય છે કે તે સમયમાં તે પ્રદેશની અકથનીયા શાન્તિ તથા મહાભારતના વનપર્વ અધ્યાય ૧૬૪માં " स्वतेजसा तस्य नगोत्तमस्य महौषधीनां च तथा प्रभावात् । " મેરુ પર્વત પ્રદેશમાં મહૌષધીઓથી સુવાસિત થયેલા શીત સમીરની પ્રાસાદિક અદ્ભુત આરોગ્યતા અને શાન્તિના યોગે તે પ્રદેશમાં સંવિત્સુખાનંદ કિંવા આત્મસાક્ષાત્કારની અખંડવૃત્તિમાં ઉત્પન્ન થતો ચિરસ્થાયી પરમાનંદ તેને સ્મૃતિપથમાંથી ત્યાગી શકાય તેમ નથી.

-તેમ અનેતા આપણા ઉત્તરાયણ કાળ જેટલો કિંવા ૬ માસ જેટલા દીર્ઘ સમય પર્યન્તનો ત્યાં એક દિવસ થાય

આ ગંગાજીના અવતરણની કથા જાણ્યા પછી કોઇ પણ પાઠક અનુમાન બાંધી શકશે કે આ ગંગા કાંઇ ઉત્તર ધ્રુવ—પૃથ્વીના કેન્દ્ર પાસેથી આવી નથી, કિંતુ આકાશમાંની આકાશગંગામાંથી આવી છે આકાશગગાનો પૂર્વ પશ્ચિમમાં અદ્યાવધિ પટ્ટો ઉપરી ભાગમાં સ્પષ્ટ દેખાયા કરે છે તેના દક્ષિણ ભાગમાથી પ્રવાહ ઉત્પન્ન થઇ પૃથ્વીના દક્ષિણ ભાગમાં આવેલા પર્વતોના શિખરો ઉપર થઇને ' અલકનંદા '–(ભાગીરથી ગગા ) બદ્રીનારાયણથી હૃષિકેશ, હરદ્વારથી ફરતાં પ્રયાગ કાશી થઇને કલકત્તા પાસે મહોદધિ નામક દક્ષિણ સમુદ્રમા જઈ મળી છે.

આ ગંગાજીના અવતરણની કથા જાણ્યા પછી કોઇ પણ પાઠક અનુમાન બાંધી શકશે કે આ ગંગા કાંઈ ઉત્તર ધ્રુવ—પૃથ્વીના કેન્દ્ર પાસેથી આવી નથી, કિંતુ આકાશમાની આકાશગંગામાંથી આવી છે આકાશગંગાનો પૂર્વ પશ્ચિમમાં અદ્યાવધિ પટ્ટો ઉપરી ભાગમાં સ્પષ્ટ દેખાયા કરે છે તેના દક્ષિણ ભાગમાથી પ્રવાહ ઉત્પન્ન થઇ પૃથ્વીના દક્ષિણ ભાગમા આવેલા પર્વતોના શિખરો ઉપર થઇને ' અલકનંદા '–(ભાગીરથી ગંગા ) બદ્રીનારાયણથી હૃષિકેશ, હરદ્વારથી ફરતાં પ્રયાગ કાશી થઇને કલકત્તા પાસે મહોદધિ નામક દક્ષિણ સમુદ્રમા જઈ મળી છે.

આટલી કથા ઉપરથી તેમની શંકાનું નિરસન થઇ જાય છે અર્થાત્ પૃથ્વીના ઉત્તર કેન્દ્રમાંથી ગંગાજીની ઉત્પત્તિ થઇ છે એવી તેમની માન્યતા પણ ભ્રાંતિમૂલક છે

તેમજ મેરુના ઉપર બ્રહ્મા તથા લોકપાલોની નગરીઓનું વર્ણન પણ મેરુના ઉપર સમસૂત્રે અંતરિક્ષ લોક ઉપર મહેન્દ્રાદિના લોકોનું અસ્તિત્વ આપણે પ્રથમથીજ જણાવી આવ્યા છીએ

મેરુ પર્વત પ્રદેશ કિંવા ઉત્તરધ્રુવપ્રદેશ કે જે આપણી પૂર્વકાળની આદિ સૃષ્ટિ માટે ઘણે અંશે સર્વમાન્ય થયો છે તે પ્રદેશમાંથી આ તરફ આવ્યા છતાં આર્ય લોકો તે પ્રદેશની વિશિષ્ટ ઘટનાઓને હજી સુધી જાણે છે, તેમ

તેને માને છે, અને તત્કાલીન સ્મૃતિ રૂપી માધુરીને અંત-
કરણમા વિસ્તારે છે.

અર્થાત્ ધ્રુવપ્રદેશમા થતી દીર્ઘ ઉષા અર્થાત આપણા એક મહીના જેટલા સમય પર્યન્તનો ત્યાં ઉષ કાળ હોય છે આ ઉષ કાળનેજ ઉષા એવુ નામ પ્રાપ્ત થયુ છે. [૧]ઉષાનુ દ્યુલોકની પુત્રી તરીકેનું વર્ણન ઋગ્વેદ મં. ૪ અનુ. ૩ સૂક્ત ૩૦મા છે તેને જોતાં પ્રતીત થાય છે કે તે સમયમા તે પ્રદેશની અકથનીયા શાન્તિ તથા મહાભારતના વનપર્વ અધ્યાય ૧૬૪મા " स्वतेजसा तस्य नगोत्तमस्य महौषधीनां च तथा प्रभावात् ।" મેરુ પર્વત પ્રદેશમાં મહૌષધીઓથી સુવાસિત થયેલા શીત સમીરની પ્રામાદિક અદ્ભુત આરોગ્યતા અને શાન્તિના યોગે તે પ્રદેશમાં સવિત્સુખાનંદ કિંવા આત્મસાક્ષાત્કારની અખંડવૃત્તિમાં ઉત્પન્ન થતો ચિરસ્થાયી પરમાનંદ તેને સ્મૃતિપથમાથી ત્યાગી શકાય તેમ નથી.

તેમ અર્ણા આપણા ઉત્તરાયણ કાળ જેટલો કિંવા છ માસ જેટલા દીર્ઘ સમય પર્યન્તનો ત્યાં એક દિવસ થાય

[૧] ઉષાંના પતિ તરીકે સૂર્યનુ વર્ણન ઋગ્વેદ મ ૬ અ ૪ સૂ. ૪૫ તથા મં ૭ અનુ ૧ સૂ. ૭મા છે તથા પ્રથમ મંડળના ઉક્ત સૂક્તમા દ્યુલોક-આકાશ અને પૃથ્વીનું સૂર્યના માતા-પિતા તરીંનુ પણ વર્ણન છે

છે અને દક્ષિણાયન કાળ જેટલી દીર્ઘ નિશા ઈત્યાદિક ધ્રુવ-પ્રદેશ કિંવા આર્યોના આદિ નિવાસની અનુપમ એવં આનંદ-દાયિની ઘટનાઓ પાતંજલ યોગસૂત્રમાં લખ્યા પ્રમાણે માન-સિક સ્થિરતા માટે બહુધા ઉપયોગમાં આવી શકે તેવી છે, અર્થાત ઉંચા પ્રકારના પ્રદેશની સ્મૃતિ પણ મનની સ્થિતિને ટકાવી રાખે છે.

આટલા વર્ણન ઉપરથી શા. ગણાત્રાને તથા તેવી માન્ય-તાવાળા ઇતર લોકોને ખાત્રી થશે કે આર્યોનું આદિ નિવા-સસ્થાન ઉત્તર ધ્રુવપ્રદેશજ છે.

इति श्रीगङ्गाधरतनुभवखटावतदात्मज
महोपाध्यायेत्युपपदभृतदयारामशर्मविर-
चिते श्रीरघुवंशी रत्नाकर अथवा
आदर्शइतिहासाख्ये ग्रन्थे आर्य्या-
णामादिनिवासोनाम प्रथमः खण्डः



॥ ॐ तत्सत् ॥



# ખંડ ૨ જો.



## શ્રી સારસ્વત બ્રાહ્મણોત્પત્તિ તથા નિવાસસ્થાન.

असृजद्ब्राह्मणानेवं पूर्वं ब्रह्मा प्रजापतीन् ।
आत्मतेजोभिर्निर्वृत्तान् भास्कराग्निसमप्रभान् ॥
महाभारत शान्ति. अ. १८९ तथा मनु० अ. १ श्लो. ३४.

હ્માજીએ, પોતાના તેજથી સૂર્ય અને અગ્નિ જેવા પ્રભાવશાળી બ્રહ્મનિષ્ઠ [1]મરીચિ આદિ પ્રજાપતિઓને પ્રથમ ઉત્પન્ન કર્યા.

ગત પ્રકરણમાં જણાવ્યા અનુસાર ઉત્તર ધ્રુવ પ્રદેશમાં હિમકાળ પછી કિંવા હિમાન્તર કાળમાં આર્યોની આદિ સૃષ્ટિનો પ્રારંભ થયો

૧ મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, પ્રચેતા ( દક્ષ ), વસિષ્ઠ, ભૃગુ અને નારદ. ( મનુ. ૧-૩૫ ).

હતો. સૃષ્ટિમાં બ્રાહ્મણોની ઉત્પત્તિ સહુથી પ્રથમ થઇ હતી; આ વાર્તા પણ વેદથી આરંભી ને સ્મૃત્યાદિ સર્વ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે.

વર્તમાન કલ્પમાં બ્રાહ્મણોએ તે પછી ક્ષત્રિયાદિ જાતિઓને અનુક્રમે ઉત્પન્ન કરી હતી. હિમોત્તર કાળમાં ધ્રુવ પ્રદેશનો ત્યાગ કર્યા પછી તત્પ્રદેશની પ્રજા ભિન્ન ભિન્ન ભૂપ્રદેશો તરફ પ્રયાણ કરી ગઇ, તેમાંથી પ્રભાવશાળી આર્ય પ્રજા ભારતવર્ષમાંના [1]બ્રહ્માવર્તદેશ, [2]બ્રહ્મર્ષિદેશ, [3]મધ્યદેશ અને [4]આર્યાવર્ત દેશમાં અનુક્રમે વસવા લાગી.

કેમકે ઉપર્યુક્ત દેશોને મૂકી ઇતર પ્રદેશમાં આપત્તિ કાળ કિંવા ધાર્મિક હેતુ સિવાય નહિ જવાની

આજ્ઞા [1]ધર્મશાસ્ત્રોમાં થયેલીજ છે.

આપત્તિ કાળમાં ઇતર પ્રદેશમાં જવાની આવશ્યકતા ઉપસ્થિત થઇ હશે, તેમ છતાં બ્રાહ્મણોના સંસર્ગ વિના વ્રાત્યત્વ પ્રાપ્ત થઈ જાય છે એવી ધર્મ શાસ્ત્રોની સ્મૃતિ તે પ્રજાને કાયમ હોવાથી આપત્તિ કાળમાં પણ આર્ય પ્રજાએ જે જે પ્રદેશમાં સંચાર કર્યો હતો તે તે પ્રદેશમાં બ્રાહ્મણોને સાથેજ વસાવવાનો તે પ્રજાએ પ્રબંધ કર્યો છે એવી પ્રતીતિ થાય છે.

પરંતુ ઉત્તર ધ્રુવ પ્રદેશમાંથી આવ્યા પછી આર્ય પ્રજાનો પ્રથમ નિવાસ બ્રહ્માવર્ત અને બ્રહ્મર્ષિ દેશમાંજ હતો એમ અનેક રીતે સિદ્ધ છે.

તેમ છતાં રા. હીરાલાલ હરજીવન ગણાત્રાએ પોતાના ઇનામી નિબંધ પૃ ૫૨ તથા ૫૩ માં લખ્યું છે કેઃ— " સિંધમાં સારસ્વતોની સંખ્યા મોટી છે અને તેમનું પ્રાબલ્ય પણ ઘણું છે।

" સારસ્વતો લોહાણાઓના ગોર ( ગુરૂઓ ) ગણાતા આવ્યા છે. લોહાઓની માફક સારસ્વતોનું પણ પંજાબમાં પ્રાબલ્ય જણાયું નથી. "

સારસ્વતો બીજા સર્વ દેશોમાં વેરાઇ ગયા હોય તે બદલ કાંઇ કહેવાની આવશ્યક્તા નથી, પરંતુ " પંજાબમાં

[1] મનુ૦ અ૦ ૨ શ્લો૦ ૨૪

સારસ્વતોનું પ્રાબલ્ય નથી." આમ્ કહેવાથી રા. ગણાત્રાની અસાધારણ ભૂલ કિંવા ઐતિહાસિકઅજ્ઞતા છે.

મુખ્યત્વે સરસ્વતી નદીના ઉત્પત્તિસ્થાન પ્લક્ષ કિંવા પ્રસ્રવણ નામક હિમાલય શિખર પછી સરસ્વતીના સર્વ નીરપ્રાંતમાં સારસ્વતોનું અસ્તિત્વ પ્રસિદ્ધ છે

જો કે વર્તમાનકાળમાં સરસ્વતી નદી પ્રવાહિત નથી એટલુંજ માત્ર નહિ પણ ઘણા જુના સમયથી પ્રથમ તે ( સરસ્વતી ) રૂપાન્તરને પામી ગઇ છે, તો પણ સરસ્વતીના તીરપ્રાંતોથી "સારસ્વતદેશ" અદ્યાવધિ પણ સુપ્રસિદ્ધ છે

જાતિભાસ્કર પૃ ૨૦ માં લખવામાં આવ્યું છે કે "દશ પ્રકારના બ્રાહ્મણોમાં સારસ્વત જાતિ પંજાબ દેશમાં પ્રસિદ્ધ છે. અને ત્યાંજ તેનો નિવાસ, તેમજ ત્યાંથી તે જાતિના પ્રવાસ પણ વિદિત થાય છે. જે પ્રમાણે ઇતર બ્રાહ્મણો દેશના નામથી પ્રસિદ્ધ થયા છે, તેમજ સરસ્વતી તીરવાસી સારસ્વત દેશમાં રહેવાવાળા બ્રાહ્મણોને સારસ્વત કહેવામા આવે છે'

**सारस्वत देशकी सीमा**—કુરૂક્ષેત્રવાળી સરસ્વતી નદીના કાંઠાની ભૂમિજ માત્ર સારસ્વત દેશ છે એમ કંઇ નથી. કિંતુ આજ પર્યન્ત પંચનદ ( પંજાબ ) પ્રદેશની પાંચે નદીઓના પ્રાંતને સિંધુ નદી સુધી સારસ્વત દેશ છે એમ

કહે છે, અને તે પ્રદેશમાં રહેવા વાળા પ્રાયઃ સારસ્વત બ્રાહ્મણો છે. ( સા. સ. પૃ. ૧૧. )

પંજાબની પાંચે નદીઓની વચમાં તથા આસપાસના પ્રદેશને 'સારસ્વતદેશ' કહેવામાં યજુર્વેદનું અનુમોદન છે તેમાં લખ્યું છે કે:—

पञ्चनद्यः सरस्वतीमपि यान्ति सस्रोतसः ।
सरस्वती तु पञ्चधासोदेशे भवत्सरित् ॥

यजु. अ. ३४ मं. ११.

અર્થાત્-આ પ્રસ્તુત સરસ્વતી નદીજ પાંચ ધારામાં પરિણામ પામી પાંચ નદીરૂપ બની ગઇ, જેથી નદીઓને લીધે દેશાન્તર રૂપે વિભક્ત થવાનો નિયમ સારસ્વતદેશને પ્રાપ્ત થઈ શકયો નહિ. ( સા. સ. ૧૨. ) વરાહમિહિર વિરચિત બૃહત્સંહિતા અ. ૧૪ શ્લો. ૨, ૩ અને ૪ મા ભારતવર્ષના મધ્ય ભાગે પ્રધાન દેશોની ગણનામાં 'સારસ્વત દેશ' એવું નામ આવેલું છે. તે પ્રાંતમાં સારસ્વતોની અધિક સંખ્યા રહે છે.

હાલ પણ લાહોર, અમૃતસર પ્રાંતથી ગુરુદાસપુર. વટલા, જલંધર, મુલતાન. લુધિયાના, ઉચ્ચ, ઝંઘ અને શાહપુર પર્યન્ત સારસ્વતો રહે છે. એ ઉપરાંત દત્તાપુર હોશીયાર, જંબુ, જસરોટા તથા પહાડી પ્રદેશમાં કિંબહુના વર્તમાનકાળમાં સર્વત્ર સારસ્વતો છે.

તે કરતાં પણ પંજાબ ( સારસ્વત દેશ )માં સારસ્વતોની અધિક સંખ્યા વસે છે. તેમ છતાં " સિંધ જેટલી પંજાબમાં સારસ્વતોની વસ્તી નથી." એમ રા. ગણાત્રા સિવાય ભાગ્યેજ કોઈ લખે ઉક્ત સ્થાનોના સારસ્વતોના ગોત્ર, પ્રવર અને અવટંકો ઇત્યાદિનું વર્ણન સા. સર્વ. તથા જાતિભાસ્કર અને બ્રા. ઉત્પત્તિ ઇત્યાદિમાં થયેલું છે. તે સંબંધી અત્રે વિવેચન કરવાની આવશ્યક્તા નથી.

## સારસ્વતોની ઉત્પત્તિ.

जनयामास पुत्रौ द्वौ सुकन्यायाश्च भार्गवः ।
आत्मवानं दधीचं च तावुभौ साधुसंमतौ ॥

सारस्वतः सरस्वत्यां दधीचा चोपपद्यत ।
भारुकच्छाः समाहेयाः सह सारस्वतैस्तथा ॥
मत्स्य. अ. ११४ श्लो. ५०

૧ અર્થાત્ ચ્યવન ઋષિને શર્યાતિ રાજાની પુત્રી સુકન્યાથી દધીચી નામે પુત્ર થયો. *દધીચીને સરસ્વતીથી સારસ્વત નામે પુત્ર થયો. કથા બીજી—

* દધીચીનું વર્ણન ઋગ્વેદ મં. ૧ અનુ. ૧૭ સૂ. ૧૧૭ તથા મં. ૧ અ. ૮૪ સૂ. ૧૩, તથા મં. ૬ અ. ૨ સૂ. ૧૬માં છે.

૨ શ્રી હર્ષચરિત્રમા લખવામા આવ્યુંછે કે "બ્રહ્મલોક–બ્રહ્માજીની સભામા એક વખતે સામવેદનું ગાન કરતાં દુર્વાસા ઋષિના મુખથી અશુદ્ધ શબ્દ બોલાઇ ગયો, તેથી સરસ્વતીએ તેનુ ઉપહાસ્ય કર્યું. તેથી સરસ્વતીને દુર્વાસાએ શાપ આપ્યો કે "તુ મનુષ્યલોકમાં માનુષી રૂપને પામીશ." તેથી તેણીએ મનુષ્યલોકમા જન્મ ધારણ કરી ચ્યવન ઋષિના પુત્ર દધીચી સાથે વિવાહ કર્યો. દધીચી સાથેના શરીર સંબધવશાત્ સરસ્વતીને જે પુત્ર થયો તે સારસ્વત કહેવાયો. કિંવા તે પુત્ર સારસ્વત એવા નામથી પ્રસિદ્ધ થયો. કથા ત્રીજી—

૩ મહાભારતના ગદાપર્વના તીર્થયાત્રા પ્રસગમાં લખ્યુ છે કે "દધીચી ઋષિ મ્હોટા તપશ્ચર્યાશીલ હતા તેના તપોબલને જોઈ ભય પામેલા ઈન્દ્રે તેના તપોબલને નષ્ટ કરવા સારૂ અલંબુષા નામની અપ્સરા મોકલાવી દધીચી ઋષિ સરસ્વતી નદીમાં સ્નાન કરતા હતા તે વખતે અપ્સરાને જોઇ તેમનુ વીર્ય સરસ્વતી નદીમાં સ્ત્રવી ગયુ. પરતુ તે વીર્યને સરસ્વતી નદીની અધિષ્ઠાત્રી દેવીએ ધારણ કયું. અને ગર્ભમાથી પુત્રનો જ્યારે જન્મ થયો ત્યારે તે પુત્રને લઇ સરસ્વતીએ ઋષિ પાસે આવીને ઇત્યંભૂત વૃત્તાંત શ્રવણ કરાવ્યું તે ઉપરથી બહુજ પ્રસન્નતાપૂર્વક તે પુત્રને ગ્રહણ કરીને ઋષિએ કહ્યુ કે.—

मम प्रियकरं चापि सततं प्रियदर्शने ।
तस्मात्सारस्वतःपुत्रो महाँस्ते वरवर्णिनि ॥

तवैव नाम्ना प्रथितः पुत्रस्ते लोकपावनः ।
सारस्वत इति ख्यातो भविष्यति महातपाः ॥

"હે પ્રિયદર્શને સરસ્વતી! પરોક્ષ રીતે તમે મારૂં પ્રિય કર્યું છે, જેથી આ પુત્ર તહારા નામથી અર્થાત્ મહાતપસ્વી એવં લોકોને પાવન કરનાર એવો આ પુત્ર "સારસ્વત" એવા નામથી વિખ્યાત થશે." આ પ્રમાણે સરસ્વતીને ઉદ્દેશી કહ્યા પછી દધીચી ઋષિએ સારસ્વત નામક પુત્રનું પાલન કર્યું; તેમજ વેદ, વેદાંગ ઇત્યાદિનુ અધ્યયન કરાવ્યું. તે પછી સુરરાજ ઇન્દ્રે આશ્રમમાં આવીને દધીચી પાસેથી તેના [1]અસ્થિની યાચના કરી તે ઉપરથી પરોપકારનાં કાર્યનું ગૌરવ જાણી, વજ્ર બનાવવા સારૂ પોતાના શરીરનો દધીચી ઋષિએ ત્યાગ કર્યો. તે પછીના સમયમાં બાર વર્ષની અનાવૃષ્ટિના સમય પછી સારસ્વત ઋષિએ પોતાના આશ્રમમાં આવેલા સર્વ બ્રાહ્મણોને વેદાધ્યયન કરાવ્યું. ઇત્યાદિ કથા છે." કથા ચોથી—

૪ તે પછી સ્કંદ—ઉપપુરાણના હિંગુલાદ્રિ ખંડની ઉત્તર સંહિતામાં સરસ્વતી અને લોહિતેન્દ્રથી સારસ્વતની ઉત્પત્તિની કથા છે તે કલ્પિત છે. કેમ કે તે મહાભારતના ગદાપર્વની કથા ( સર્વ બ્રાહ્મણોએ સારસ્વત પાસેથી અધ્ય-

૧ દધીચીના અસ્થિ વડે બનાવેલા વજ્રની કથા ઋગ્વેદ મં. ૪ અનુ. ૮ સૂક્ત. ૧૩ માં છે.

યન કર્યું. ઇત્યાદિ ) ઉપરથી ઉપજાવી કાઢેલી છે એમ સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે. અર્થાત આ કથામાં લખ્યું છે કેઃ—

अयं पुत्रो दाधीचस्तु सारस्वतकलाधिपः ।
भविता मृत्यु लोके च ऋषिणां कुलपालकः ॥

यस्मिञ्छास्त्राणि सर्वाणि पुराणानि यदृच्छया।
तथैव वेदाः सांगास्तु तिष्ठन्तु ते न संशयः ॥१२७॥

આ દધીચી અને સરસ્વતીની કળાનું ધારણ કરનાર સારસ્વત નામનો પુત્ર મૃત્યુ લોકમાં ઋષિઓના કુળનું ' વિદ્યાદિ દાને કરી ' પાલન કરતા થશે. અને તેને સર્વ શાસ્ત્ર, પુરાણ અને વેદ વેદાંગનું જ્ઞાન સ્વયં થશે.

હવે જ્યારે મહાભારતની કથા પ્રમાણે સિદ્ધ છે કે " સર્વ વેદ વિદ્યાને ભૂલી ગયેલા બ્રાહ્મણોને વેદ વેદાંગનું અધ્યયન કરાવી સારસ્વતે ગુરૂત્વ સંપાદન કર્યું હતું. " ત્યારે " ઋષિઓના કુલોનું પાલન કરતા થશે. " એવું ભવિષ્યત કાળનું વચન યોજી તે મહાભારતથી પણ ' હિંગુલાદ્રિ ખંડ ' પોતાની પ્રાચીનતા સિદ્ધ કરવા માગે છે; અર્થાત્ પોતે કહે છે તે વચનની સિદ્ધિ જાણે, મહાભારતની કથા ઉપરથી તે કાળમાં થશે. પરંતુ પાઠક વર્ગ જાણે છે કે મહાભારતથી પછી પુરાણોની ઉત્પત્તિ થઈ છે, તો પછી

આમાં ગમે તેટલી સારસ્વતોની પ્રશંસા કરી હોય છતાં તેના ઉપર આધાર કેમ રાખી શકાય ? કથા પાંચમી—

૫ એ ઉપરાંત હિંગુલાદ્રિ ખંડમાં બીજી પણ એવીજ ( કલ્પિત ) કથા છે. તેમા લખ્યું છે કે સિંધુ અને સાગરના સંગમ પાસેનાં સિધુ દેશમાં દધીચી ઋષિના આશ્રમના સમીપમા હિંગુલા દેવીનું સ્થાન ( તીર્થ ) છે, ત્યાં દેવીનાં દર્શન સારૂ શ્રી રામચંદ્રજી ગયા હતા, અને લક્ષ સંખ્યાના બ્રાહ્મણોને ભોજન કરાવવાનો સંકલ્પ કર્યો હતો; પરંતુ ત્યાં તે વખતે બ્રાહ્મણો ઉક્ત સંખ્યામાં મળ્યા નહિ, જેથી શ્રીરામચંદ્રજીએ સરસ્વતીનું સ્મરણ કર્યું, તેથી સરસ્વતી પ્રકટ થયાં. તેમને રામચંદ્રજીએ પોતાની ઈચ્છા જણાવી. તત્કાલ સરસ્વતીજીએ પૃથ્વી ઉપર હાથો ધર્યા કે તરત પૃથ્વીમાંથી ૧૨૯૬ બ્રાહ્મણો ઉત્પન્ન થયા તે સર્વે સારસ્વત નામથી પ્રસિદ્ધ થયા:—

सारस्वतास्तदोत्पन्ना दीप्तपावकसन्निभाः ।
त्रयोदशशतं तेषां चतुर्न्यूनं तथैव च ॥ २८ ॥

सारस्वताश्चते जाता वेदवेदांगपारगाः ।
विभज्यादाश्चविप्रेभ्यो देशलोकान् पृथक् पृथक् ॥ ३५ ॥

સરસ્વતીથી ઉત્પન્ન થયેલા ૧૨૯૬ બ્રાહ્મણો સારસ્વતો કહેવાયા. તેઓ પ્રજ્વલિત અગ્નિ જેવા પ્રતિભાસંપન્ન થયા; તેઓ

વેદ, વેદાંગના પારંગત થયા તે સારસ્વત બ્રાહ્મણોને શ્રીરામચંદ્રજીએ ભિન્ન ભિન્ન સીમાબદ્ધ કરી પૃથ્વીનું દાન આપ્યું.

આ કથા પણ હિંગુલાદ્રિ ખંડની છે, તેમ કલ્પિત છે, એમ દેખાય છે જો કે સ્વામી રામતીર્થના શબ્દોમાં કહીએ તો "એક પુરૂષની ઇચ્છા પાસે ઇતિહાસ સર્જે છે" એટલે સરસ્વતી તેમ ધારે તો કરી શકે છે. તેમ છતાં હિંગુલાદ્રિ ખંડની કથાઓમાં બારોટની [1] ખીચડી પ્રમાણે સત્યાંશ બહુજ અલ્પ છે

તેમ છતાં ઉક્ત કથા સત્ય હોય તો તેને યુગાન્તરની કથા જાણવી કેમ કે નૈષધ કાવ્યમાં હર્ષકવિ અને સરસ્વતીના સંવાદથી યુગાન્તરની વાર્તાને અધિક અનુમોદન મળેલું દૃષ્ટિગોચર થાય છે

## ऋग्वेद उपोद्घात प्रकरणम् ।

तत्तिरीय शाखाया संहिताकतिपय ब्राह्मण भाग मिश्रिता ब्राह्मणमपिकतिपय मन्त्रभागमिश्रितं तत्सारस्वतपाठानुसारेणेति

---

१ બારોટની ખીચડી એટલે—

પરગામથી આવેના એક બારોટજીને ખીચડી પીરસી આપીને જમતી વખતે બાઇએ બારોટજીને પુછ્યું કે બારોટજી ! તમો આસ ઉનારતા મઉજ આચમઓછો તેથી પુછવાનું કે ખીચડીમાં શું મજરા પણ છે ? પ્રત્યુત્તરમાં બારોટજીએ કહ્યું કે બાઇ સાહેબ ! ખીસડી (ખીચડી) મા કોઇ કોઇ દાણું મગ સે (છે) અર્થાત્ કોઇ કોઇ દાણા સિવાય બધા કાંકરાજ છે

ज्ञातव्यम्। अमिश्रितपाठस्तु संहिता ब्राह्मणयोः सत्यापाढ गृह्योक्तकांडानुक्रमानुसारेण बोद्धव्यः।

तदुक्तं संस्काररत्नमालायां कांडानां संकीर्णत्वेन यथाकाण्डमिदानीमध्ययनाऽसंभवात् काण्डानुक्रमणिकायां सारस्वतपाठस्याप्यभ्यनुज्ञातत्वाच्च सारस्वतपाठेनैवेदानीमध्ययनमस्ति। सारस्वतकथाचेतिहासपुराणादौ प्रसिद्धा साकाण्डनिरूपणावसरे संस्काररत्नमालायामुपन्यस्ता–यथा ब्रह्मसभायां दुर्वासाः सामगायन्नास। तं खलु तेजसा क्रुरं दृष्ट्वा सभामध्ये सरस्वत्यस्मयत्। ततः क्रुद्धोमुनिस्सरस्वतीं शशाप मर्त्ययोनौ प्रजायस्वेति। ततस्त्वंदेवी प्रसादयामास भगवन्विप्रगृहे प्रजायेयमिति।

ततः स मुनिस्तथेत्युक्त्वा जगाम। ततोदेव्यात्रेयगृहे जायत। ततोवेदविदंभर्तारं प्राप्य विद्यानिधिं पुत्रं कृतोपनयनं पिता सारस्वतं वेदमध्यापयामास यथाबृद्धक्रमेण। ततस्तंबालत्वादल्पमेधसं पिता ताडयामास पृष्ठे वेणुदलेन। ततः सोरोदीत्। सापि तं दृष्ट्वा पुत्रमालिंग्यातिदुःखिता बभूव। अश्रुपूर्णं तं वागीशा निवार्य च पुनः। "ततः सा चिंतयामास,

यस्याः कस्याः सुतो न हि । प्राप्य मां ताड्यते बालो मम प्राण प्रियः सुतः ॥"

ततश्चतुःषष्टिकलाः सर्वान् वेदान् सांगान् ब्रह्मविद्यापर्यन्तान् सारस्वताय सरस्वत्युपादिशत् । क्षुत्पिपासानिवर्त्यं वायुधारणं चोपादिशत् । "ततः संपूर्णविद्यो सौ कुरुक्षेत्रे वसन्मुनिः । तपस्तेपे महाभागो देवैरपि सुदुष्करम् ॥ ततः कालेन महता ह्यनावृष्टिरभूत्किल । कुरुक्षेत्रे सारस्वतं हृष्टपुष्टमन्तर्वायुं धार्यमाणं तमृषिं ददृशुः । " तमूचुर्मुनयः सर्वे शाकं देहीति नः प्रभो। अलं शाकेन भो विप्रा यदि शाकं भवेद्भुवि । सारस्वतो मुनिः प्राह तेभ्यो देहीति चण्डिकाम् ॥ सुत शाकं प्रदास्यामि यदि शाकेन ते ह्यलम् । शाकंभरीति मुनिना प्रसन्नाकारि वै तदा ॥ शाकाहारा स्ततः सर्वे मुनयः कृतजीविताः । दुर्भिक्षेविनिवृत्तेप्यध्ययनं नास्मरंस्तदा ॥ अन्योन्यमभिजग्मुस्त उच्चरन्तो न कंचन । ततो विस्मृतवेदास्ते बभूवुर्मुनयो भृशम् ॥"

ततोतिदुःखितेषु मुनिषु नारदेनोक्तम् । सारस्वतं कृतसर्ववेदाध्ययनं गत्वा अध्ययनं कुरुध्वमिति । ततस्ते सारस्वतं प्रार्थयामासुः । अध्यापनं कुरुभगवान्निति । ततः सारस्वतः

प्रार्थितश्चतुःषष्टिमुनिगणसहस्रेभ्यश्चतुःषष्टि सहस्रवेदानध्यापया-मास ॥ ततस्तान्वेदाँस्तच्छाखिनः साकल्येनाधीतवन्तः । तैत्तिरीय शाखिनस्तु साकल्येनाध्ययनं कृत्वा सर्ववेदविलक्षणां तैत्तिरीयशाखां दृष्ट्वान्योन्यमूचुः । अहो अतीव विस्मयोस्माकं सर्वविलक्षणां शाखामध्यापयतिस्मान्मूढान् कृत्वा निर्मिताम् । ततः सर्वे तैत्तिरीयशाखिनः संभूय सारस्वतमूचुः । नायं वेदस्त्वयाध्यापितः सर्ववेदविलक्षणत्वादिति । ततः सारस्वतः सर्वान् श्रेष्ठान्मुनीन्प्राह वचः । ' यद्ययं न भवेद्वेदः प्रतिज्ञां तु करोम्यहम् । अग्नि प्रवेशनं कुर्यां भवन्तो वाचमीरिताम् । तमूचुर्मुनयः सर्वे वचनं यत्त्वयोदितम् । यदि वेदक्रमंविप्र प्रतिज्ञां कुर्महे वयम् ।

ततः सारस्वतेन सहिताः सर्वे मुनयस्तत्रतत्र मुनीन् गत्वा निर्णेतुं न शक्तुम इति तैरुक्ता ब्रह्माणं जग्मुर्यथायथं प्रतिज्ञा निवेदिता । ब्रह्मापि मुनिं सारस्वतमाह सत्यं प्रतिज्ञातं तत्रभवता सारस्वतेन सारस्वतो वेदपाठः सारस्वतोक्तक्रमेणैवाध्येतव्यः । अन्यथाध्ययनफलं नास्तीति । तत इतरान्मुनीन्प्राह सत्यं न पाठक्रमेणार्थानुष्ठानक्रमो भवतीति

तस्मात्ससर्वजितं नाम्नि प्रवेशनं कर्तव्यमितीतिहासः ॥

तै. सं. ५, १, १, तथा ऋग्वेदसंहिता-उपोद्घात प्रकरणे पृ. ७ तथा ८.

( गण० कृष्णाजी प्रेस. )

૬ સારસ્વત ઋષિની ઉત્પત્તિ સંબંધી છઠ્ઠી કથા આ પ્રમાણે છે. ઋગ્વેદ ઉપરના સાયણભાષ્યના ઉપોદ્ઘાત પ્રકરણમાં લખવામાં આવ્યું છે કે "તૈત્તિરીય શાખામાં સંહિતા કેટલાક બ્રાહ્મણ ભાગથી મળેલી છે, તેમ કેટલોક બ્રાહ્મણભાગ મંત્રભાગથી મળેલો છે, તે સારસ્વત પાઠાનુસાર છે. સંહિતા તથા બ્રાહ્મણભાગનો જે પાઠ મિશ્રિત નથી તે સત્યાષાઢ નામક ગૃહ્યસૂત્રોક્ત કાંડના અનુક્રમે કરી જાણવો.

સંસ્કારરત્નાવલીમાં કહ્યું છે કે કાંડોનું સંકીર્ણપણે યથાકાંડ સાંપ્રત સમયમાં અધ્યયન થવું અસંભવનીય છે, જેથી કાંડાનુક્રમણિકામાં સારસ્વત પાઠનું પણ સંપૂર્ણ જ્ઞાન નહિ રહેવાથી સારસ્વત પાઠે કરી વર્તમાનકાળમાં અધ્યયન કરવું ઉચિત છે.

સારસ્વતની કથા ઇતિહાસ પુરાણમાં પ્રસિદ્ધ છે. તે કથા કાંડનિરૂપણના પ્રસંગ પરત્વે "સંસ્કાર-રત્નમાલામાં" લખવામાં આવી છેઃ—

એક વખતે બ્રહ્માની સભામાં દુર્વાસા ઋષિ સામવેદનુ ગાયન કરતાં વચમાં અશુદ્ધોચ્ચાર કરી ગયા; પરંતુ તે તેજસ્વી તેમજ ક્રૂર સ્વભાવના છે એમ જાણી બીજો કોઈ ઋષિ બોલ્યો નહિ, પણ સરસ્વતીએ તેનું ઉપહાસ્ય કર્યું. તેથી ક્રોધ પામીને દુર્વાસાએ શાપ આપ્યો કે "તું માનવી દેહથી જન્મ ધારણ કર." તે શ્રવણ કરી સરસ્વતીજીએ તેને કહ્યું કે "ભગવન્! હું બ્રાહ્મણના ઘરે જન્મધારણ કરૂં એટલી અનુકંપા કરો" તેથી મુનિએ "તથાસ્તુ—તેમ થાઓ!" એમ કહી ત્યાંથી ચાલ્યા ગયા. તે પછી સરસ્વતીજીએ અત્રિઋષિના પુત્ર કુમાર ઋષિને ત્યાં જન્મ ધારણ કર્યો. તે પછી પુખ્ત વય વખતે વેદવેત્તા 'દધીચી' સાથે લગ્ન કર્યું, તેનાથી સરસ્વતીને પુત્ર થયો તેનુ નામ વિદ્યાનિધિ રાખ્યું; વિદ્યાનિધિ ઉપનામક સારસ્વતને ઉપનયન કરાવી તેને પરંપરા પ્રમાણે પિતા વેદનું અધ્યયન કરાવવા લાગ્યા.

પરંતુ તે વખતે (સારસ્વત) અલ્પવયસ્ક-બાલક હોવાથી પિતાની ઇચ્છાનુસાર વિદ્યા ધારણ કરી શકતો નહિ. જેથી તેને અલ્પ બુદ્ધિવાળો માની લઇ પિતાએ 'વેણુદલથી (ચીરેલા વાંસ) વડે તેની પીઠ ઉપર તાડન કર્યું તેથી તે રડવા લાગ્યો. તેને રુદન કરતો જોઇ સરસ્વતી પુત્રને આલિંગન કરી મનમાં દુઃખી થવા લાગી. તે પછી પુત્રનાં નેત્રો અશ્રુઓથી ભરાઇ ગયાં હતાં તેને લુંછી નાખી

સરસ્વતીજી ચિંતન કરવા લાગ્યાં તેમજ મનોગત કહેવા લાગ્યાં કે એ જેનો તેનો પુત્ર નથી; અર્થાત્ હું વાગ્દેવી છું. તેને પુત્ર તરીકે પ્રાપ્ત થઇ મારો પ્રાણથી પ્રિય એવો પુત્ર તાડનાને પામે એ યોગ્ય નથી; એમ ધારીને ૬૪ કળા, વેદ, વેદાંગ તથા બ્રહ્મવિદ્યા પર્યન્તની સર્વ વિદ્યાઓનો સરસ્વતીજીએ પોતાના સારસ્વત નામક વિદ્યાનિધિ પુત્રને ઉપદેશ કર્યો; અને ક્ષુધા, તૃષા નિવર્તક વાયુ ધારણ કરવાના પ્રકારનો પણ ઉપદેશ કર્યો.

તે પછી વિદ્યાનિધિ નામની સાર્થ સંગતિવાળા-સારસ્વત મુનિ કુરૂક્ષેત્રમાં સરસ્વતીના તીર પ્રાંતમાં રહી, મહાભાગ્યશાળી સારસ્વત મુનિ, દેવોને દુષ્કર એવું તપ કરતા રહ્યા તે પછી ઘણો કાળ વ્યતીત થયા પછી દીર્ઘકાળ પર્યન્તની અનાવૃષ્ટિ થઇ, અર્થાત્ ઉપરા ઉપરી દુષ્કાળો પડયા; દુષ્કાળવશાત પીડિત થયેલા એવં ઇતસ્તતઃ એવીજ રીતે અહિંઆથી ત્યાં ભ્રમણ કરતા બ્રાહ્મણો કુરુક્ષેત્રમાં સરસ્વતી તીર ઉપર આવી હૃષ્ટ—પ્રસન્ન થયેલાં તેમજ પુષ્ટ થયેલાં છે સર્વ અંગ ઉપાંગ જેમનાં અને અંતરમાં વાયુને ધારણ કરી રહેલા તે સારસ્વત ઋષિને જોઇ તેમને સર્વે મુનિઓ કહેવા લાગ્યા કે હે પ્રભો! અમોને પ્રાણસંત્રાણ--પ્રાણોની રક્ષા સારૂ શાક-ફક્ત શાક તો આપો!

આ પ્રમાણે ક્ષુધાપીડિત બ્રાહ્મણોની કરુણાજનક કંપિત સ્વરવાળી યાચનારૂપ વાણી શ્રવણ કરી સારસ્વત

મુનિએ કહ્યું કે "હે વિપ્રો! પૃથ્વીમાં જો શાક ઉત્પન્ન થાય તો બસ કે નહિ?" આમ કહી સારસ્વત મુનિએ ચંડીનું અનુષ્ઠાન કર્યું-સ્મરણ કર્યું, અને કહ્યુ કે "આ સર્વ બ્રાહ્મણોને પોષણ સારૂ શાક આપો!"

ચંડીકાએ કહ્યું કે હે પુત્ર! શાક આપવાથી જો તારી ઇચ્છા પૂર્ણ થતી હોય તો હું આ સર્વ બ્રાહ્મણોને શાક પુરૂં પાડીશ.

એમ કીધા પછી ચંડીકાએ શાકથી સર્વ બ્રાહ્મણોનું પોષણ કર્યું; તેથી તે પછી સારસ્વત મુનિએ તે દેવીનું 'શાકભરી' નામ રાખ્યું, અને ધૂપ, દીપ ઉપહાર અને બલિદાન ઇત્યાદિ પૂજા વિધિએ કરી અર્ચન કર્યું.

આ પ્રમાણે શાકના આહારથી સર્વ મુનિઓ જીવતા રહી શકયા હતા. અને દુષ્કાલની નિવૃત્તિ પછી પોતપોતાનાં યથેચ્છ સ્થાનમાં ગયા. પરંતુ કોઈને વેદાદિકનું સ્મરણ રહી શકયું નહિ, જેથી પુનઃ એક બીજાની પાસે જઈ પૂછવા લાગ્યા. પરંચ કોઈનાથી કાંઈપણ ઉચ્ચાર કરી શકાયો નહિ. ત્યારે વિસ્મૃતવેદાઃ-વેદ જેમને વિસરી ગયો હતો એવા સર્વ બ્રાહ્મણો બહુજ દુઃખી થવા લાગ્યા. તેમને જોઈ નારદજીએ કહ્યું કે સારસ્વત મુનિએ સર્વ વેદોનું અધ્યયન કર્યું છે તેની પાસે જઈ અધ્યયન કરો.

તે પછી સર્વે બ્રાહ્મણો સારસ્વત મુનિ પાસે જઈ પ્રાર્થના કરવા લાગ્યા કે હે ભગવન્! અમને અધ્યયન કરાવો.

આ પ્રમાણેની પ્રાર્થનાને સાંભળ્યા પછી સારસ્વત મુનિએ ૬૪ હજાર મુનિગણોને ૬૪ હજાર વિભાગ કરી વેદોનું અધ્યયન કરાવ્યું.

તે પછી તે વેદોનું તે શાખાવાળાઓ મિશ્રિતપણે અધ્યયન કરતા હતા. અને તૈત્તિરીયશાખાવાળાઓ મિશ્રિતપણે અધ્યયન કરી સર્વ વેદોથી વિલક્ષણ એવી તૈત્તિરીયશાખાને ભણી એક બીજામાં કહેવા લાગ્યા કે " અહો ! ખેદની વાત છે તેમજ વિસ્મય થાય છે કે આપણને મૂર્ખ બનાવી સારસ્વતે સર્વ વેદોથી વિલક્ષણ એવી શાખાનું અધ્યયન કરાવ્યું છે. "

તે પછી સર્વે બ્રાહ્મણો 'મિશ્રિત અધ્યયનના લીધે' તૈત્તિરીય શાખાવાળા થઈને સારસ્વત મુનિને કહેવા લાગ્યા કે આ તમોએ વેદનું અધ્યયન કરાવ્યું નથી. કેમકે આ શાખા સર્વ વેદથી વિલક્ષણ છે.

તે ઉપરથી સારસ્વતે સર્વે બ્રાહ્મણોને કહ્યું કે આ જો વેદ ન હોય તો હું જીવતો અગ્નિમાં પ્રવેશ કરૂં એવી પ્રતિજ્ઞા કરૂં છું. તમો કેવી પ્રતિજ્ઞા કરો છો?

તે શ્રવણ કરીને તે બ્રાહ્મણોએ કહ્યું કે, અમારૂં કથન જો ખોટું હોય તો અમો અગ્નિમાં પ્રવેશ કરીશું. અર્થાત્ તમારા જેવીજ દારુણ પ્રતિજ્ઞા અમારી છે. તે પછી સર્વે મુનિઓ સારસ્વત મુનિ સાથે ભિન્ન ભિન્ન

મુનિઓ પાસે જઇ તત્સંબન્ધી નિર્ણય પુછવા લાગ્યા. પરંતુ કોઇના તરફથી નિર્ણય થઈ શકયો નહિ, તેમ છતાં ને મુનિઓએ કહ્યુ કે તમો સર્વે બ્રહ્માજી પાસે જઇ નિર્ણય કરાવો. તેથી સારસ્વત મુનિ સહિત સવ બ્રાહ્મણોએ બ્રહ્માજી પાસે જઈ ઇત્યંભુત વૃત્તાન્ત કહી પોતપોતાની પ્રતિજ્ઞાઓ નિવેદન કરી દીધી તે શ્રવણ કરી બ્રહ્માજીએ સારસ્વત મુનિને કહ્યુ કે તમારી પ્રતિજ્ઞા સાચી છે, કેમકે 'સારસ્વતો વેદ પાઠ"—સરસ્વતી પ્રણિત વેદપાઠ, સારસ્વતે કહેલા ક્રમાનુસારજ અધ્યયન કરવું' ઉચિત છે. તે સિવાય બીજી રીતે અધ્યયન કરવાનું ફળ નથી.

તે પછી બીજા મુનિઓને ઉદ્દેશી બ્રહ્માજીએ કહ્યું કે તમારી પણ વાત સાચી છે, કેમકે પાઠના ક્રમ સિવાય અર્થરૂપ અનુષ્ઠાનનો ક્રમ થતો નથી માટે સારસ્વત મુનિ તથા તમારૂં કથન સત્ય છે. જેથી કોઇએ અગ્નિમાં પ્રવેશ કરવો નહિ. (×આ પ્રમાણે ઈતિહાસ છે.)

× આ ઉપરાત સેણવી સારસ્વત બ્રાહ્મણોની ઉત્પત્તિ સહ્યાદ્રિખંડમાં લખેલી છે.

તે પ્રમાણે પરશુરામજી તીર્થયાત્રાના નિમિત્તે શૂર્પારક ક્ષેત્રમાં ગયા, ત્યાં શ્રાદ્ધ કરવાની તેમણે ઇચ્છા કરી. પરંતુ ત્યાના બ્રાહ્મણો બોલાવ્યા છતા આવ્યા નહિ. એટલે ભિન્ન ભિન્ન સ્થાનેથી પરશુરામે બ્રાહ્મણોને બોલાવી ત્યાં વસાવ્યા. તેઓનાં ૬૬ કૂલ હોવાથી

તૈત્તિરીય સંહિતા, ૫. ૧, ૧માં તથા ઋગ્વેદના ઉપોદ્ઘાત પ્રકરણ પૃષ્ટ ૭ તથા ૮માં. (જુઓ ગણપત કૃષ્ણાજી પ્રેસનું ઋગ્વેદભાષ્ય.)

આ પ્રમાણે ઋગ્વેદ સાયણભાષ્યની ભૂમિકામાં આવેલી કથા ઉપરથી સિદ્ધ છે કે સારસ્વત ઋષિએ સર્વ બ્રાહ્મણોની શાકના આહારથી રક્ષા કરી હતી, અને વેદાદિનું અધ્યયન કરાવ્યું હતું. પરંતુ મહાભારતના ગદાપર્વમાં શાકના બદલે મત્સ્યાહારની વાર્તા કોઈએ પાછળથી પ્રક્ષિપ્ત કરી દીધેલી દેખાય છે. કેમકે મહાભારતના વનપર્વના અધ્યાય ૮૪ માં શાકંભરીએ શાકથી બ્રાહ્મણોનું દુષ્કાલમાં પાલન કર્યું હતું એવી વિસ્તૃત કથા છે. એ ઉપરાંત શાકાહારની વાર્તા ઘણીજ પ્રસિદ્ધ તેમ વ્યાપક છે. એટલે વર્તમાનકાળ સુધી શાકંભરી દેવીનું અનુષ્ઠાન કિંવા અર્ચન તે દિવસની સ્મૃતિ તરીકે બ્રાહ્મણો કરે છે ખાસ કરીને દાક્ષિણાત્ય બ્રાહ્મણો પૌષ શુદિ ૮ થી નવરાત્ર પર્યન્ત શાકંભરી દેવીના ઉત્સવનો

---

તેઓ સાષ્ટીકર કહેવાયા. તે પછી તેમને ૯૬ ગામોનો અધિકાર મળ્યો હતો. જે ઉપરથી પાણ્ણવી એવું ઉપનામ તેમને પ્રાપ્ત થયું હતું. આમ ત્યાં લખ્યું છે. (જાતિભાસ્કર પૃ. ૨૩.)

પરંતુ આ સેણુવી કિંવા પાણ્ણવી સારસ્વતો સાથે આપણે વર્ણવી આવ્યા તે સારસ્વતોનો સંબંધ નથી એમ ઉપર્યુક્ત કથા ઉપરથી પણ સિદ્ધ થઇ જાય છે.

આરંભ કરે છે પૌષ શુદિ ૧૪ના દિવસે શાકંભરી દેવીની પ્રસન્નતાર્થે અશેષ-સમગ્ર શાકો નૈવેદ્ય સાથે અર્પણ કરે છે પૌષ શુદિ ૧૫ના દિવસે પોતપોતાના કુલની પરંપરા પ્રમાણે પૂજા કરી નવરાત્રનું ઉત્થાપન કરે છે. શાક સંખ્યા ૬૪ની કરે છે પાંચ પાંચ દશ દશ પ્રકારનાં શાકો સાથેજ તૈયાર કરે છે, એટલે આઠ કિંવા દશ ભિન્ન ભિન્ન પાત્રોમાં કરે છે. ઉક્ત શાકંભરી દેવીની નવરાત્રની વાર્તા દક્ષિણ દેશના પ્રાયઃ સર્વ પંચાંગોમાં પણ લખેલી હોય છે

ઈત્યાદિ પ્રકારે જોતાં શાકાહારની વાર્તા અધિક આદરણીયા છે. એવીજ રીતે પરંપરાગત પ્રમાણભૂતા છે. કિંબહુના શ્રૌતસૂત્રોમાં લખવા અનુસાર ચાતુર્માસ્ય મહામખમાં " વૈશ્વદેવ, વરુણપ્રઘાસ, શાકમેધ અને શુનાસીરીય નામના ચાર પેટાવિભાગ કિંવા ચાર પર્વો છે તેમાં શાકમેધથી શાકંભરીની વાર્તાને અધિક અનુમોદન મળે છે

આ પ્રમાણે આ ઉપર્યુક્ત કથાઓ ઉપરથી ' સરસ્વતી અને દધીચી ઋષિથી ઉત્પન્ન થયેલા સારસ્વતો છે. ' એમ કહેવાય છે તે ઉપરાત સરસ્વતી નદીના તીર ઉપર રહેલા હતા તે બ્રાહ્મણો પણ સારસ્વત કહેવાય છે.

પંચ પાંચ ગૌડ અને પંચ દ્રાવિડ એ ભેદો પણ સારસ્વતોમાંથી થયેલા છે, કેમકે પ્રાયઃ બ્રાહ્મણોની વસ્તી પ્રથમ સારસ્વત દેશમાં હતી. તે પછી કાન્યકુબ્જ, ગૌડ,

ઉત્કલ અને મૈથિલ તથા આંધ્ર, કર્નાટક, દ્રાવિડ, ગુર્જર અને મહારાષ્ટ્ર આ તેમના ભેદો દેશ પરત્વે થયેલા છે એમ સ્પષ્ટ પ્રતીત થઈ આવે છે

સારસ્વત ઋષિ પાસેથી સર્વે બ્રાહ્મણોએ વેદોનું અધ્યયન કર્યું હતુ; આ વાર્તા ઇતિહાસ પુરાણ ઇત્યાદિમાં સુપ્રસિદ્ધ છે જેથી કહી શકાય છે કે સારસ્વતો જેમ સરસ્વતીના તીરપ્રાતમા રહેતા હતા તેમજ સરસ્વતીના પુત્ર હતા અને સરસ્વતીના ખરા ઉપાસક પણ હતા

ઋગ્વેદમાં સરસ્વતીનુ નદી તરીકે તથા ભારતી (વાણી) તરીકે અને દેવી તરીકેનું વર્ણન છે તેમજ તેની સાથે સારસ્વતોનો નિકટ સબંધ છે, એવા પણ તેમાં વિધાનો ઉપલબ્ધ થાય છે

તે રીતે જોતા સારસ્વત શબ્દના વ્યુત્પત્યર્થ પણ ત્રણ રીતે થઇ શકે છે

૧ સરસ્વતી નદીના તીર ઉપર રહેનારા બ્રાહ્મણો સારસ્વત કહેવાય

૨ સરસ્વતીના પુત્રોને પણ સારસ્વતો કહેવાય

૩ સરસ્વતી સબધી જ્ઞાન યજ્ઞ ઇત્યાદિને પણ સારસ્વત કહેવાય, તેમજ જ્ઞાનાદિ ધારણ કરનારાઓને પણ સારસ્વત એવી અભિખ્યાથી-સજ્ઞાથી ઓળખાવી શકાય.

કેમકે વ્યાકરણશાસ્ત્રમાં " वंशो द्विधा-विद्यया जन्मना च" શિષ્યપરંપરા અને પુત્રપરંપરા એમ બે પ્રકારે વંશ હોવાની વાર્તા કથન કરાયલી હોવાથી પહેલી તથા બીજી વ્યુત્પત્તિ જેમ સિદ્ધ થાય છે; તેમજ બીજી વ્યુત્પત્તિમાં પહેલી વ્યુત્પત્તિનો સમાવેશ થઇ જાય છે. કેમકે જનની અને જન્મભૂમિ એ બંને માતાઓ કહેવાય છે. પ્રત્યેક પ્રજા પોતાના મૂલ પુરુષની જનયિત્રી-જનની અને જન્મભૂમિને પોતાની માતા તરિકે માન સહિત સ્વીકારે છે. ( જેમઃ— ' અમો સહુ ભારતનાં સંતાન " " અમો તનુજો હિન્દભૂમિના, હિંદભૂમિ અમ માત " ) ઇત્યાદિથી સિદ્ધ છે.

આ ત્રણ અર્થોમાંથી બે વ્યુત્પત્ત્યર્થની સંગતિ ઇતર બ્રાહ્મણો સાથે પણ થઇ શકે. પરંતુ તેઓ પ્રસિદ્ધ રીતે સારસ્વતો કહેવાતા નથી. સારસ્વત દેશ કિંવા સરસ્વતી તીર-પ્રાંતને પ્રથમ છોડીને જ્યારે તેઓ કાન્યકુબ્જ, ગૌડ, ઉત્કલ, અને મૈથિલ ઇત્યાદિ દેશોમાં જઇ વસ્યા ત્યારથી તેમના નામો ઉપર ઉક્ત દેશોનું પ્રભુત્વ છવાઇ ગયું અર્થાત તે તે દેશના બ્રાહ્મણો કહેવાયા.

પરંચ સરસ્વતી તીરનું જે બ્રાહ્મણોએ ઘણા કાળ પર્યંત સેવન કર્યું હશે તેઓ પછી ગમે તે દેશમાં ગયા હશે તેમ છતાં પોતાનું સારસ્વત એવું નામ કાયમ રાખ્યું છે; તેઓમાં કેટલાક સારસ્વતો સરસ્વતી નદીની આધષ્ઠાત્રી દેવીના પુત્રો છે, અને કેટલાક સારસ્વતો સરસ્વતી તીરભૂમિના પુત્રો

છે. તેમ છતા સારસ્વત એવી સંજ્ઞા બનેની એક સરખીજ પ્રતીત થાય છે પરંતુ સરસ્વતીના પુત્રો તથા સરસ્વતી તીરવાસી સારસ્વતોને પૃથક્ પૃથક્ રીતે પરંપરાથી વર્તમાનકાળ સુધી લખી દેખાડવાની આ પ્રસંગે આવશ્યકતા નથી

તેમ છતાં સારસ્વતોના મૂળ પુરુષ સારસ્વત મુનિની યોગ્યતા વિષયક ઉલ્લેખ સંક્ષેપથી અત્રે કરીશુ.

पराशर उवाच–कथयामि यथापूर्वंदक्षाद्यै मुनिसत्तमैः ।
पृष्टः प्रोवाच भगवानब्जयोनि पितामहः ॥ ८ ॥

तैश्चोक्तं पुरुकुत्साय भूभुजे नर्मदातटे ।
सारस्वताय तेनापि मम सारस्वतेन च ॥ ९ ॥

विष्णुपुराण अंश १ अ. २.

અર્થાત્ પરાશર ઋષિને જ્ઞાનોપદેશ સારસ્વત મુનિએ કર્યો હતો એમ વિષ્ણુ પુરાણમાં લખ્યું છે તથા ઉક્ત પુરાણના તૃતીય અંશમાં લખવા પ્રમાણે અઠ્યાવીશ વ્યાસોની સંખ્યા પ્રત્યેક મન્વન્તર વખતે પૃથક્ પૃથક્ વ્યાસ હોવાથી છે, તેમાં નવમા મન્વન્તર વખતે સારસ્વત મુનિ વ્યાસ હતા.

" सारस्वतश्च नवमे त्रिधामा दशमे स्मृतः ॥ "

विष्णु. अं. ३ अ. ३ श्लो. १३.

તથા વિષ્ણુ ભગવાનની અકથનીયા શક્તિવાળી માયાને જાણવાવાળાઓમા સારસ્વત મુનિનુ નામ આવેલું છે.

" सौभर्युतङ्कशिबिदेवलपिप्पलादाः ॥
सारस्वतोद्धवपराशरभूरिषेणः ।
ते वै विदन्त्यति तरन्ति च देवमायां ॥ "

भाग. स्कं. २ अ. ७ श्लो. ४६.

અર્થાત—સૌભરિ, ઉતંગ, શિબિ, દેવલ, પિપ્પલાદ, સારસ્વત, ઉદ્ધવ, પરાશર અને ભૂરિષેણ ઇત્યાદિ દેવ—પરમેશ્વરની અનિર્વચનીયા માયાને જાણે છે, તેમજ તે માયાના વેગમાંથી તરી જાય છે.

सरस्वतीतीरवासी सारस्वतो—સરસ્વતીના તીર ઉપર ઋષિઓએ યજ્ઞ આરંભ્યો હતો, તે સમયે મુખ્ય દેવ કોણ? એવો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. અર્થાત મુખ્ય ત્રણ દેવોમાંથી ઉત્તમ કોણ? તેની પરીક્ષા કરવા સારૂ બ્રહ્માજીનો પુત્ર ભૃગુઋષિ ગયો હતો. તેણે પરીક્ષા કર્યા પછી, ભૃગુ ઇત્યાદિ સારસ્વત બ્રાહ્મણોએ પરીક્ષાનું પરિણામ પ્રસિદ્ધ કરી દઇ સર્વસાધારણ જનતાના સંશયની નિવૃત્તિ કરી હતી.

सरस्वत्यास्तटेराजन्नृपयः सत्रमासत ॥
एवं सारस्वता विप्रा नृणां संशयनुत्तये ॥
भाग. १०-८९-२०.

આ પ્રસંગમા સરસ્વતીના તટ ઉપર રહેલા બ્રહ્માજીના પુત્રોને સારસ્વત એવા નામથી અલંકૃત કરવામા આવ્યા છે.

सारस्वतोनी योग्यता—સારસ્વતોની યોગ્યતા ઋગ્વેદમાં અનેક ઠેકાણે વર્ણવાયલી છે. જુઓ —

"सरस्वती सारस्वतेभिरर्वाक् तिस्रोदेवीर्वर्हिरेदं सदन्तु ॥"
ऋग्वेद मं. ३ अनु. १ सू. ४ તથા—
" " ७ " १ " २.

આ ઋચા ઋગ્વેદના તૃતીય તથા સપ્તમ મંડળમાં આવેલી છે તેમાં સારસ્વતો સહિત યજ્ઞભૂમિમાં આવવા માટે સરસ્વતીની પ્રાર્થના થયેલી છે તેથી સારસ્વતોની પ્રાચીનતા તેમજ સારસ્વતો તરફ આદરબુદ્ધિ કિંબહુના સારસ્વત બ્રાહ્મણોની યોગ્યતા આ પ્રમાણે ઈન્દ્ર અગ્નિ, મિત્ર, વરુણ અને અશ્વિનીકુમારો ઈત્યાદિની જેટલીજ છે; અર્થાત્ તેમની માફક ઉપાષ્યદેવ તરીકે સરસ્વતી તેમજ સારસ્વતોની પ્રાર્થના થયેલી

ઋગ્વેદમાં અનેક ઠેકાણે પ્રતીત થાય છે. તે સૂર્યવંશી સુદામ રાજાની પ્રાર્થના ઉપરથી વધારે સ્પષ્ટ થાય છે

સરસ્વતીનું નદી રૂપે વાણી રૂપે અને દેવતા રૂપે ઋગ્વેદના દરેક મંડળના અનેક અનુવાકો એવં સૂક્તોની ઋચામાં વર્ણન થયેલું પ્રતીત થાય છે. જેમકે—

ઋગ્વેદ મં ૧ અ ૧ સૂ. ૩ ની ત્રણ ઋચાઓમાં, તથા મંડળ ૨ અનુ. ૧ સૂક્ત ૧ તથા ૩ માં પણ કેટલીક ઋચાઓ છે તથા મંડળ ૫ અનુ. ૧ સૂ ૫ માં તથા મં ૫ અ ૩ સૂ. ૪૨માં, તથા મ. ૬ અ. ૫ સૂ. ૬૧ ઇત્યાદિમા અનેક ઋચાઓ છે. કિંબહુના સપ્તમ મંડળના છઠ્ઠા અનુવાકનો ૯૫ સૂક્ત ખાસ સરસ્વતીનું સૂક્ત છે તે પછીના એટલે સપ્તમ મંડળના અ. ૬ સૂ ૯૬ તથા ૯૭માં સરસ્વત ( સાર સ્વત-સરસ્વાન્) નામક યજ્ઞની કથા છે.

ભારતી અને નદીની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતીનું દેવતા રૂપે ઋગ્વેદમાં વર્ણન થયેલું હોવાથી તે સરસ્વતી દેવીના પુત્રો સારસ્વતો છે એવું વર્ણન ઇતિહાસ પુરાણોમાં છે, તે વાર્તાને ઋગ્વેદનું સંપૂર્ણ અનુમોદન મળે છે

મનુષ્યદેહ ધારણ કરેલી સરસ્વતી સાથે શ્વેતકેતુના સંવાદરૂપ કથા મહાભારતના વનપર્વના અધ્યાય ૧૩૨માં પણ છે. તેથી તે સરસ્વતીના પુત્રો સારસ્વતો છે એમ કહેવામાં પછી સ્વલ્પ પણ સંકોચ કિંવા સંશય કરવાનું કારણ

નથી. તેમ સારસ્વતોની યોગ્યતા પણ ઇન્દ્રાદિ પ્રધાન દેવતા સદૃશ હતી એમ ઋગ્વેદમાં જોઇ શકાય છે.

પ્રાચીનકાળમાં સારસ્વતોની યોગ્યતા જેમ ઉચ્ચ કોટીની હતી તેમ તે પછીના સમયમાં પણ સારસ્વતો વ્યાકરણકાર, ભાષ્યકાર ઇત્યાદિ સર્વ વિષયોના સમર્થ વિદ્વાનો થયા હતા. તેમ કાશ્મીરના નિકટવર્તી શ્રીનગરમાં સરસ્વતી પીઠની સ્થાપના તેમજ તેની પ્રતિષ્ઠાના આધારભૂત સારસ્વતોજ હતા. અને કાશીજીમાં સરસ્વતીનાં વાઙ્મય રૂપની ઉપાસનાથી અધ્યક્ષપદને પરંપરાથી અલંકૃત કરી પોતાનું ગૌરવ સારસ્વતો ટકાવી શક્યા હતા. પરંતુ પ્રાચીન કાળથી સાંપ્રત સમય સુધીનું સવિસ્તર વર્ણન કરવાની આ પ્રસંગે અધિક આવશ્યકતા નથી.

તેમ છતાં મધ્ય કાળનું વિસ્તૃત વર્ણન ખાસ પ્રસંગ સારૂ અવશિષ્ટ રાખીને આધુનિક ઇતિહાસકારોની દૃષ્ટિમાં સારસ્વત બ્રાહ્મણ જાતિનું ગૌરવ કેટલું અવશિષ્ટ રહેવા પામ્યું છે તેટલુંજ માત્ર અત્રે જણાવીશું.

રેવરંડ મી. એમ. એ. શેરીંગે પોતાના પુસ્તકમાં લખ્યું છે કેઃ—

"સારસ્વત એ બ્રાહ્મણ પ્રજા નિઃસંશય એક ઘણીજ પ્રાચીન પ્રજા છે, અને તે અદ્યાપિ પર્યન્ત હિન્દુ ધર્મનાં પ્રાચીનતમ સ્થાન ઉત્તર હિંદુસ્તાનમાં દિલ્હીની આસપાસનો

પ્રદેશ જ્યાં એકવાર સરસ્વતી નદી વહેતી હતી (જેનું નામ હિન્દુ ઈતિહાસો અને પુરાણોમાં વંચાય છે.) તે પ્રદેશમાં રહે છે. આ નદી હમણાં સુકાઇ ગઇ છે, પણ તેનો પટ અને લબાઇ હમણાં પણ જોઈ શકાય છે. તેના અદૃશ્ય થવાથી પ્રાચીન કાળના લોકો (હિન્દુઓ) ની કલ્પના ઉપર ઘણી અસર થઇ હતી પ્રયાગ કિમ્વા અલ્હાબાદને અદ્યાપિ પર્યન્ત લોકો ત્રિવેણી અર્થાત ફક્ત ગંગા, યમુનાનો સગમ નહિ—જે વાસ્તવિક છે, પરંતુ ગંગા, યમુના અને સરસ્વતીનો સગમ કહે છે." ઉ. તુ. પૃ. ૧૦૬

તથા પ્રોફેસર એમ. એચ. વિલ્સન જેઓ ઓક્ષફર્ડ યુનીવર્સિંટીમા સસ્કૃતના પ્રોફેસર છે. અને જેમણે અનેક સંસ્કૃત ગ્રથોના અનુવાદો કર્યા છે. તે, સારસ્વત બ્રાહ્મણોને માટે આ પ્રમાણે જણાવે છેઃ—

સારસ્વત બ્રાહ્મણો હિન્દુસ્તાનના ઘણા ભાગોમાં જોવામાં આવે છે. અને તેઓ બહુધા સુદર ચહેરાના અને ઉંચા અને દેખાવડા હોય છે. જાતિઓની નામાવલીમાં તેમને પાંચ ગૌડબ્રાહ્મણ જાતિઓ પૈકી ગણવામાં આવ્યા છે. તેમનામાં દશ ભાગ છે. તેઓને માટે કહેવાય છે કે તેઓ મુખ્યતઃ ક્ષત્રિય કિમ્વા લડાયક જાતિના પુરોહિતો છે.

सारस्वतास्तु ये विप्राः क्षत्रियाणां पुरोहिताः ॥

શ ઉ. તુ પૃ ૧૦૯

ઉપર લખી દર્શાવેલા વિદેશી લેખકોના બન્ને લેખોથી પાઠકવર્ગ જાણી ગયો હશે કે સારસ્વતોની વસ્તી પંજાબમાં અદ્યાવધિ ઘણી છે, તેમ પોતાની પ્રતિષ્ઠા પણ સારસ્વતો સાચવી શકયા છે, અને પ્રાચીન કાળથી સારસ્વતો ક્ષત્રિયોના પુરોહિત છે એમ પણ સાથેજ ઉક્ત લેખકોએ જણાવ્યુ છે. અર્થાત પ્રાચીન ઈતિહાસના અનુરોધેજ તેઓએ લખ્યું છે.

पुरोहित शब्दनो अर्थ–પુરોહિત શબ્દનો અર્થ ઋગ્વેદની અનેક ઋચાઓના ભાષ્યમા યજ્ઞ યાગાદિક કરાવનાર મુખ્ય બ્રાહ્મણના અર્થમા વપરાયલો છે. ગીતાના વભૂતિ અધ્યાયમા પણ પુરોહિતોમા બૃહસ્પતિને મુખ્ય વિભૂતિ રૂપ લખેલ છે. દેવેન્દ્રનો પુરોહિત પ્રથમ બૃહસ્પતિ અને તે પછી ત્વષ્ટાનો પુત્ર વિશ્વરૂપ ઇન્દ્રનો પુરોહિત થયો હતો. તેમજ ભૃગુ વસિષ્ઠાદિકો પણ પુરોહિત હતા એવું અનેક કથાઓમાંથી વર્ણન મળી આવે છે.

તેમ છતાં અત્રિ જેવા સ્મૃતિઓમાં પુરોહિત શબ્દના પ્રક્ષિપ્ત એવં નિંદિત અર્થનો ભોગ, કેટલાક બ્રાહ્મણો પણ થયા છે, અર્થાત તેવા નિંદિત એવ દ્વેષ મૂલક પુરોહિત શબ્દના પ્રક્ષિપ્ત અર્થને સ્વીકારી લઇ એવ તદનુસાર લખીને

તેવા લેખકોએ પોતાની પરામર્શ વિકલતાજ પ્રસિદ્ધ કરી છે, કેમકે " अग्निमीळे पुरोहितम् । " આ ઋગ્વેદની આરંભની ઋચાના ભાષ્યને જોતાં પણ સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે કે પુરોહિત એટલે યજ્ઞકર્મમાં મુખ્ય બ્રાહ્મણ કિંવા આચાર્યનેજ પુરોહિત એવા અભિધાનથી અલંકૃત કરવામાં આવે છે. તથા યાજ્ઞિક વ્યવહારના દૃષ્ટાંને पुरोधा તથા पुरोहित કહે છે. ( જુઓ અમરકોશ. )

પ્રાચીનકાળમાં સારસ્વતો પંજાબમાં હતા એમ વૈદિક ઇતિહાસથી સિદ્ધ છે. તેમ વર્તમાનકાળમાં પણ પંજાબમાં સારસ્વતોની વસ્તીમાં અધિક સંખ્યા છે એમ ઉકત સાહેબોએ પણ લખી દર્શાવ્યું છે. તેમ છતાં રા. ગણાત્રન માનવા પ્રમાણે સારસ્વતો ફકત સિંધમાંજ છે. અર્થાત સિંધ જેટલી સારસ્વતોની સંખ્યા બીજે કયાંય નથી. પરંતુ આમ માનવામાં કિંવા લખવામાં રા. ગણાત્રાની ભૂલ થયેલી છે. વાસ્તવિક રીતે જોતાં સારસ્વત બ્રાહ્મણો હિન્દના દરેક ભાગમાં વેરાયલા છે, તેમ છતાં પંજાબમાં સહુ કરતાં અધિક સંખ્યામાં સારસ્વતો રહે છે.

સિંધમાં સારસ્વતોની વસ્તી કુરૂઓના સમયથી થઈ હતી એમ મહાભારતમાં પણ લખ્યું છે. અર્થાત્ રાજા ધૃતરાષ્ટ્રે પોતાની પુત્રી દુઃશલ્લા સિંધદેશના રાજા જયદ્રથને આપી તે વખતે સિંધમાં બ્રાહ્મણો હતા નહિ. તેથી દુઃશલ્લાએ પિતાદ્વારા સારસ્વતદેશ ( પંજાબ )માંથી બ્રાહ્મણોને તેડાવી સિંધમાં વસાવ્યા હતા.

તેથી પ્રથમ તથા તે પછીના સમયમાં સરસ્વતીના સર્વ તીરપ્રાંતોમા સારસ્વતો રહેતા હતા એમ તો અનેક રીતે જોતાં સિદ્ધ છે.

હવે રહી સરસ્વતીના તીરપ્રાંતની વાત તેનુ વર્ણન આ પ્રમાણે છે.

આધુનિક ઇતિહાસકારોની દૃષ્ટિ અનુસાર સરસ્વતીનો સમ્બન્ધ સમુદ્રપર્યન્ત અસંદિગ્ધ રીતે કદાચ નહિ જોડી શકાતો હોય, તે છતાં ઋગ્વેદના કથન અનુસાર હિમાલયના સર્વોચ્ચ શિખરથી ઉત્પન્ન થયેલી સરસ્વતી નદી સમુદ્રમા સાક્ષાત જઈ મળતી હતી આમ સિદ્ધ છે.

સરસ્વતી સૂક્તમા—" गिरिभ्य आसमुद्रात् " ગિરિ શિખરોથી ઉત્પન્ન થતાં સાર અને સમુદ્રના સાર યજ્ઞ કર્તૃ પુરૂષોને આપવા માટે સરસ્વતીની પ્રાર્થના કરવામાં આવી છે. તે ઉપરથી પણ ગિરિશિખરથી ઉત્પન્ન થઇને સમુદ્રપર્યન્ત પહોચવાની વાર્તા સરસ્વતી માટે સપ્રમાણ છે

જેમ મહાભારતમાં प्लक्षजातां-रथस्थां એવા સરસ્વતીને વિશેષણો અપાયેલાં પ્રતીત થાય છે, તેમ "प्रक्षोदसाय०" ઋગ્વેદની આ ઋચામા, સરસ્વતી નદીનું શીઘ્રગામિની તરીકે, તથા મહોટા વિસ્તારવાળી તરીકે, અને રથમાં બેઠેલી તરીકેનું વર્ણન છે અર્થાત્ રથમા બેઠેલો પુરૂષ રથને દોડાવતા રસ્તાનાના વૃક્ષોને જેમ રથચક્રો વડે ચૂર્ણ કરતો જાય છે તેમ

તરુ, ગુલ્માદિકને પોતાના વેગે કરી સરસ્વતી ચૂર્ણ કરતી જાય છે એવું (ઋ. મં. ૭ અ. ૬ સૂ. ૯૫ માં) વર્ણન છે.

સિંધુ શબ્દનો અર્થ પ્રસિદ્ધ રીતે સમુદ્ર છે એમ અમરકોષ પ્રથમ કાંડની ૪૬૯ પંક્તિમાં સ્પષ્ટ જોઇ શકાય છે. તેમ ઋગ્વેદ મં. ૭ અ. ૫ સૂ. ૮૮ માં, કિંવા અષ્ટક ૫ અધ્યા. ૬ વર્ગ ૧૦ ઋચા ૬ ના ભાષ્યમાં પણ સિંધુ શબ્દનો સમુદ્ર એવો અર્થ થયેલો છે. એ ઉપરાંત પણ ઋગ્વેદમાં કેટલેક ઠેકાણે એવોજ અર્થ થયેલો છે.

आयत्साकंयशसोवावशानाः सरस्वती सप्तथी सिन्धुमाता ॥ ६ ॥
ऋग्वेद मं. ७ अ. २ सू. ३६। अ. ५ अ. ४ व. २.

ઉક્ત ઋચાના ભાષ્યમાં ("यत्यासां गंगादीनां मध्ये सिन्धु माता-अपां मातृभूता सरस्वती एतदाख्यानदी सप्तथी सप्तमी भवति ॥") લખ્યું છે કે ગંગા વગેરે નદીઓમાં સમુદ્રની માતા તરીકે સાતમી સરસ્વતી નદી છે. આ ઇત્યાદિ ઉપરથી સિંધુ એટલે સમુદ્ર આ અર્થ નિષ્પન્ન થાય છે. તેમ છતાં સિંધુ શબ્દનો 'સિંધુનદ કિંવા સિંધુ-નદી એવો અર્થ પણ થયેલો છે. પ્રસંગ પરત્વે તેમ થવું ઉચિત છે. અર્થાત સરસ્વતીને સમુદ્રની માતા કહો કિંવા સિન્ધુ નદીની' માતા કહો, પણ સર્વ નદીઓની અપેક્ષાએ સરસ્વતી નદી એક વિશાલ એવં વેગવતી) નદી હતી એમાં તો સ્વલ્પ પણ શંકા રહેતી નથી. તેમ છતાં

મી. રમેશચંદ્રદત્તે "પ્રાચીન ભારત વર્ષકી સભ્યતાકા ઇતિહાસ," નામક પુસ્તક ભાગ ૧ પૃ. ૪૨ માં સાત નદીઓની માતા તરીકે સિન્ધુ નદી લખી છે. પરંતુ તેમ લખવામાં મી. દત્તની ભૂલ થયેલી છે એમ ઉપરના ભાષ્યથી તથા ઋગ્વેદના ઇતર તેવા પ્રસંગોથી સહજમાં દેખાઇ આવે છે.

સરસ્વતી નદી સમ્બન્ધે મહાભારતમાં એક સ્વતંત્ર આખ્યાન શલ્ય પર્વમાં આવેલું છે, તે ઉપરથી સરસ્વતી નદીની ઉત્તમ કલ્પના, આપણને પ્રાપ્ત થઇ આવે છે.

બલરામજી કુરુઓનાં યુદ્ધમાં નહિ જતાં સરસ્વતીની યાત્રાર્થે ગયા હતા તે વખતે તેઓ સરસ્વતીના ઉલટા માર્ગે એટલે સરસ્વતીના મુખથી ઉત્પત્તિ સ્થાન તરફ ગયા હતા એવું વર્ણન છે.

બલરામજીએ પ્રભાસતીર્થથી આરંભીને યાત્રાનો પ્રારંભ કર્યો હતો ( આ પ્રભાસતીર્થ હમણાં દ્વારિકાના દક્ષિણ ભાગ તરફ પશ્ચિમ કિનારા ઉપર છે ) તે પછી તેઓ ચમસોદ્ભવ તીર્થ ઉપર ગયા ત્યાંથી આગળ ઉદપાન તીર્થ ઉપર ગયા. આ તીર્થ એટલે એક વાપિકા હતી એવું વર્ણન છે; પણ આ ઠેકાણે આમ પણ કહેલુ છે કે આ ઠેકાણાના લતા વૃક્ષાદિકનાં લીલાછમપણા ઉપરથી તથા તે ભૂમિનાં સ્નિગ્ધપણા ઉપરથી સિદ્ધલોક નષ્ટ થયેલી સરસ્વતી સહજમાં ઓળખાઇ શકાય છે

આ વાપિકા મારવાડના રેતસ્થાન (રેતાળ ભૂમિ )મા હોવી જોઈએ કેમકે મરૂધન્વ દેશની સાનિધ્યમાં સરસ્વતી હોવાનું મહાભારતના વનપર્વના અધ્યાય ૧૭૭ મા પણ લખ્યું છે

ઉપર્યુક્ત ઉદપાન તીર્થ પછી બલરામજી 'વિનશન' તીર્થ ઉપર ગયા. આ ઠેકાણે શૂદ્ર અને આભીર લોકોના દ્વેષના કારણે સરસ્વતી નષ્ટ થઇ એટલે વાલુકામા નાશ થઈ હોવાથી એને વિનશન આવુ નામ પ્રાપ્ત થયું ।

મહાભારતના વનપર્વ અધ્યાય ૧૨૯ તથા ૧૩૦ માં લખ્યું છે તે પ્રમાણે કુરુક્ષેત્ર પાસે ઓઘવતી ( ઘોઘા ) તથા સરસ્વતી નદી છે સરસ્વતી અને દૃશદ્વતી ( કગ્ગર કિંવા કાગર)ના વચ્ચેના અંદાજે ચાલીશ માઈલની પહોળાઇના મેદાનને કુરુક્ષેત્ર એવુ નામ પ્રાપ્ત થયેલું છે. કુરુક્ષેત્ર ને તે પછી સ્થાનેશ્વર, સ્થાણેશ્વર અને પાણીપત એવા નામો અનુક્રમે પ્રાપ્ત થયા છે

द्वारं निषादराष्ट्रस्य येषां दोषात् सरस्वती ।
प्रविष्टा पृथिवीं वीर ...॥

વિનશન તીર્થ માટે પણ મહાભારત વનપર્વ અધ્યાય ૧૩૦ માં લખ્યું છે કે ભિલ્લ લોકો મને ન જાણે એમ માનીને પૃથ્વીની અંદર સરસ્વતીજીએ પૂર્વકાળમાજ પ્રવેશ કર્યો છે.

સરસ્વતી નદીની દક્ષિણ તરફ તથા દશદ્વતીની ઉત્તર દિશા તરફ કુરુક્ષેત્ર છે એમ મહાભારત વનપર્વના અધ્યાય ૮૩ માં પણ લખ્યું છે. અર્થાત્ કુરુક્ષેત્ર પંજાબના અંબાલા જીલ્લામાં સરસ્વતી નદીના તટ ઉપર આવેલું છે.

આ કુરુક્ષેત્રના વિનશન તીર્થ પાસે સારસ્વત બ્રાહ્મણોએ તથા સારસ્વત બ્રાહ્મણોની સાહાય્યથી ઈતર બ્રાહ્મણોએ પણ ઘણા યજ્ઞો કર્યા હતા આમ મહાભારત વનપર્વ અધ્યાય ૧૨૯ માં લખ્યું છે.

वेदी प्रजायतेरेषा समंतात्पञ्चयोजना ।
कुरोर्वै यज्ञशीलस्य क्षेत्रमेतन्महात्मनः ॥

महा. वन. अ. १२९.

અર્થાત્—ઘણા યજ્ઞો થવાના કારણસર પ્રજાપતિની વેદી તરીકે પણ આ ભૂમિનું મહાભારતમાં વર્ણન થયેલું છે

આ વિનશન તીર્થ-કુંડમાં સ્નાન કર્યા પછી બલરામજી ઉત્તર તરફ જતાં સરસ્વતીના તટ ઉપરનાં અનેક તીર્થોમ ફરતા ફરતા હિમાલયમાં સરસ્વતીના ભિન્ન ભિન્ન દિશાન માર્ગોને જોઇ આગળ હિમાલયમાં જ્યાં સાત નદીઓમ સરસ્વતી મળી ગયાં છે. ( એવું વર્ણન છે. જેથી તેને સર સારસ્વત એવું નામ પ્રાપ્ત થયું છે. સ્કં. રેવા. અ. ૨૦ માં પણ લખ્યું છે) તેથી આગલ સરસ્વતીના મૂલપર્યંત બલદેવજી ગયા હત

એવુ વર્ણન છે. બલરામજી જેમ મુખથી સરસ્વતીના મૂલપર્યન્ત ગયા હતા તેમ પાંડવોએ સરસ્વતીના મૂલથી આરંભી મુખપર્યન્ત તીર્થાટન કર્યું હતું આ કથા મહાભારતના વનપર્વમાં છે.

ઇત્યાદિ ઉપરથી પૂર્વકાળમાં સરસ્વતી નદી હિમાલયમાંથી ઉત્પન્ન થઈ સસ સારસ્વત તીર્થ, તે પછી કુરૂક્ષેત્ર ઇત્યાદિ સ્થાનોથી પ્રત્યક્ષ રીતે મારવાડમાંથી વહન કરતી પશ્ચિમ સમુદ્રમાં કચ્છના રણની નજીકમાં મળતી હતી એવું અનુમાન કરવામાં જરા પણ અડચણ નથી. આ વાર્તા ભારત ઉ૫૦ ભા૦ ૧૦ પૃ૦ ૩૮૮ માં પણ લખેલી છે.

તે ઉપરાંત અનેક ઠેકાણે સરસ્વતી નદીને પોતાના આશ્રમમાં ઋષિઓએ પ્રત્યક્ષ કરી હતી એવી કથાએ પ્રાચીન ઇતિહાસ પુરાણોમાંથી પ્રાપ્ત થાય છે.

सरस्वत्यां ब्रह्म नद्यां० भाग ११६।२२ तथा
ब्रह्मावर्ते मनोःक्षेत्रे यत्र प्राची सरस्वती ॥
भाग० ४।१९।१.

पितामहेन यजता आहूता पुष्करेषु वै ।
आजगाम महाभाग तत्र पुण्या सरस्वती ॥
आहूता सरितां श्रेष्ठा गययज्ञे सरस्वती ।
उद्दालकेन यजता पूर्वं ध्याता सरस्वती ॥

आजगाम सरित् श्रेष्ठा तं देशं ऋषिकारणात् ।
दक्षेण यजता चापि गंगाद्वारे सरस्वती ॥
सा० स०

અર્થાત ઇત્યાદિ ઉપરથી સિદ્ધ થાય છે કે શાખા પ્રશાખા રૂપે સરસ્વતી નદી અનેક ઋષિઓના આશ્રમમા પ્રત્યક્ષ એવં પ્રવાહિત હતી. અને એજ કદાચ એના વિનાશનું કારણ હોય. પરંતુ સરસ્વતી નદી જ્યાં જ્યા પ્રત્યક્ષ પ્રસિદ્ધ કિવા પ્રકટ થઇ હશે ત્યા ત્યાં સારસ્વતો જઇ વસ્યા હશે. અને તેના વિનાશ પછી ત્યા તે તે પ્રદેશમાંજ રહી ગયા હશે.

તેમ છતા મૂળ સારસ્વતોની વસ્તી પંજાબમા હતી અને અદ્યાવધિ પણ ત્યા સારસ્વત બ્રાહ્મણોની અધિક સંખ્યા વસે છે આ વાર્તા નિર્વિવાદ સિદ્ધ છે.

જેથી " સારસ્વતોનુ પંજાબમા પ્રાબલ્ય ઝાઝું નથી ' આમ લખવામાં રા૦ ગણુત્રાની અસાધારણ ભૂલ થઇ છે એમ ઉપરના લેખોથી કિવા સારસ્વતખંડના લેખથી પાઠક-વર્ગ અવશ્ય જાણી ગયો હશે

इति श्रीगङ्गाधरतनुभवखटावतदात्मज महो-
पाध्यायेत्युपपदभृतदयारामशर्म विरचिते
श्रीरघुवंशी रत्नाकर अथवा आदर्श
इतिहासाख्येग्रन्थे श्रीसारस्वतब्राह्म-
णोत्पत्तिर्नाम द्वितीयः खण्डः ।

॥ ॐ तत्सत् ॥



# ખંડ ૩ જો.

## જાતિવિષયક વિચાર

उत्तिष्ठत जाग्रत प्राप्य वरान् निबोधत ।

ॐ सहनाववतु । सह नौ भुनक्तु । सहवीर्यं करवावहै ।
तेजस्विनावधीतमस्तु मा विद्विषावहै ॥

ॐ शान्तिः । शान्तिः । शान्तिः ॥

सुखं मे भूयात् । दुःखं मे माभूत् ।



મને સુખ થજો ! અને દુખ મ થજો !

પ્રત્યેક પ્રાણીને પોતાને સુખ પ્રાપ્ત થવાની પ્રબલ ઈચ્છા હોય છે, સાથેજ દુખ ન થવા માટેની પણ તીવ્ર ઈચ્છા હોય છે પરતુ આ ઈચ્છાને સફળ કરી લેવાની સાધનસપત્તિ મનુષ્ય સિવાયના પ્રાણુધારીઓમા નથી.

મનુષ્ય ધારે તો પ્રયત્નના બળવડે અંતઃકરણ ઇત્યાદિનો વિકાસ કરી શકે છે, તેના યોગે કઠિનમાં કઠિન કિંવા પ્રમાદી લોકોને દુષ્સાધ્ય પ્રતીત થતી વસ્તુને પણ સહજમાં પ્રાપ્ત કરી શકે છે

પરંતુ તે સારૂ અનુકરણ કિંવા ઉપદેશની આવશ્યકતા છે. ઉપદેશ ઉપરથી ચારિત્ર્યબળને પ્રાપ્ત કરવામાં જેવો પરિશ્રમ છે, તેવો અનુકરણથી ચારિત્ર્યબળને પ્રાપ્ત કરવામાં પરિશ્રમ નથી.

અનુકરણ ભૂતકાળના તેમજ વર્તમાનકાળના નરરત્નોના ચારિત્ર્યનું પણ કરી શકાય છે જેથી જે વ્યક્તિ કે સમુદાયને પોતાની જીવનયાત્રામાં આત્મવિકાસ માટે પોતાના પૂર્વજોના ચારિત્ર્યની સહાયતા ન મળી શકતી હોય તેમણે, ઇતર સમુદાયના આદર્શ પુરુષોના ઉચ્ચતર આચરણનો આશ્રય લઈ પોતાના આચરણમાં બનતી ત્વરાએ યોગ્ય સાધનસંપત્તિ વડે ઉત્ક્રાન્તિ કરી દેવી જરૂરની છે.

પરંતુ જેમના ચારિત્ર્યનું અનુકરણ કરવાથી અનેક કિંવા અસંખ્ય પતિતોનો પણ ઉદ્ધાર થઈ ગયો હોય, એવા આદર્શ કિંવા લોકોત્તર ચારિત્ર્યશાળી જો પોતાના પૂર્વજો હોય તો તેમના ચારિત્ર્યનું અનુકરણ કરવું તે અધિક શ્રેયસ્કર છે. કેમ કે પૂર્વજોના ચારિત્ર્યરૂપી નિર્મલ સમુદ્રમાંના અલ્પબિન્દુઓ તો તેમના વંશજોમાં અવશ્ય વેરાયેલા હોય છે. તે બિંદુઓને સંયોજિત કરવાથી

ઉન્નતિનો માર્ગ અવશ્ય નિરાવૃત્ત થઈ જાય એ સંભવનીય છે.

જો કે પ્રત્યેક માર્ગ અમુકાશે નિર્મલતાની પીઠ ઉપર સ્થાયેલો હોય છે; તેમ છતા તે માર્ગમાં નૂતન પ્રવેશકને તેના અનુકરણ સારૂ, લક્ષ્ય એક છતા માર્ગની વિલક્ષણતાને લીધે વંશપરંપરાગત પ્રાપ્ત થયેલા સંસ્કારના અંકુરોને પણ ત્યાગવા પડે એવો સંભવ રહે છે. અર્થાત્ તેવા સંસ્કારોની સહાયતા ગૂમાવવી પડે એવી પરિસ્થિતિ ઉપસ્થિત થાય.

પણ પોતાના પૂર્વજોના ચારિત્ર્યનું અનુકરણ કરવામાં જે મહદ્ લાભ છે તે એ કે પ્રાચીનકાળ પછી સુષુપ્તિ અવસ્થામાં પડેલા છતાં ભૂતકાળના સુસંસ્કારરૂપી વૃક્ષના અંકુરો ભાવમયી-શ્રદ્ધામયી વૃષ્ટિના યોગે નવપલ્લવિત થઈ આત્મવિકાસ માટે અત્યંત ઉપયોગી થઇ પડે છે

અર્થાત્ જે પૂર્વજોના ચારિત્ર્યના યોગે ઐહિક આમુષ્મિક લોક સુધરવાની સંભાવના હોય કિંબહુના જેમના આચરણનું અનુકરણ કરવાથી અભ્યુદય (ઉન્નતિ) અને નિઃશ્રેયસ્-પરમ કલ્યાણની પરાકાષ્ઠા પ્રાપ્ત થઈ જવાનો સર્વથા સંભવ હોય તેવા સમુદાયને પોતાના આત્મવિકાસ માટે ઇતર ઠેકાણે અન્વેષણ કરવાની આવશ્યકતા નથી.

માટે પ્રત્યેક મનુષ્યે તેમજ પ્રત્યેક સમૂહે પોતાની પરંપરા ઉપરથી પોતાના મૂલ પુરુષને તેમજ તેમના ચારિત્ર્ય સંબંધીની પૂર્વકાલીન પરિસ્થિતિને જાણી લેવી જોઈએ.

તે પ્રમાણે જોતાં પોતાના પૂર્વજોમાં ચારિત્ર્યની પવિત્રતા જો સર્વોત્તમ જણાય તો તેનું પોતે અનુકરણ કરીને તેવું ઉચ્ચ અનુકરણ કરવા તરફ બીજાઓને પ્રેરણા કરવી, તેમાં લગભગ કર્તવ્યની સફળતાનો સમાવેશ થઇ જાય છે.

આ પ્રમાણે વર્તમાનકાળમાંજ કેવળ નહિ કિન્તુ કેટલીક શતાબ્દીઓથી લોહાણા એવી સંજ્ઞા વડે પ્રસિદ્ધ જ્ઞાતિ પોતાના મૂલ પુરુષ રઘુકુલને તેમજ તેમની ચારિત્ર્યકથાને જાણે છે. અર્થાત્ નિર્મલ એવં પ્રતિભાસંપન્ન રઘુકુલને લોહાણા જ્ઞાતિ મૂળથીજ પોતાના પૂર્વજ માને છે.

આદર્શચરિત્ર રઘુકુલની નીતિ, ધર્મ અને જગદ્વિખ્યાત પરાક્રમથી ભાગ્યેજ કોઈ અજ્ઞાત હશે. તેવા અતુલ પ્રતિભાશાળી રઘુકુલમાં વંશપરંપરાએ અવતરવાનું સૌભાગ્ય લોહાણા જ્ઞાતિને પ્રાપ્ત થયું હોવાથી પોતાના આત્મવિકાસ માટે તે જાતિને ઈતર ઠેકાણે અન્વેષણ કરવાની આવશ્યકતા નથી. કિન્તુ પોતાના મૂલપુરુષોનાં ચારિત્ર્યનું અનુકરણજ તેમના માટે સર્વોત્તમ એવં શ્રેયસ્કર છે.

તેવું અનુકરણ ઉક્ત જ્ઞાતિ કરતી આવી છે.. અર્થાત્ લોહાણા જ્ઞાતિ રૂપી ઉદધિમાંથી પુરાકાળથી અલ્પ કાળ પ્રથમ

ઉત્પન્ન થયેલા એવા અનેક રત્નોએ પોતાની લોકોત્તર ચારિત્ર્ય-કથાથી ભારતભૂમિને દીપાવી હતી જેનો મંદ પ્રકાશ અદ્યાવધિ પણ પ્રતીત થાય છે

જો કે દેશકાળ અને પરિસ્થિતિનુ સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરતાં ભૂતકાળના રઘુવંશીઓના ચરિત્રનુ સર્વાંશે અનુકરણ કરવુ દુર્ઘટ છે, તેથી તેવી રીતનુ અનુકરણ વર્તમાન-કાળમા ઉક્ત જ્ઞાતિથી કરી શકાતુ નથી તેમ છતા પોતાને રઘુવંશી માનવામાં કોઇ કાળે પણ ઉક્ત જ્ઞાતિને શકા પેદા થઇ નથી

તેમ લોહાણા જ્ઞાતિમાથી રઘુવંશીઓના સદ્ગુણોનો સર્વથા લોપ પણ થઇ ગયો નથી તેથી પોતાની રઘુવંશી તરીકેની " પરપરાગત " માન્યતા પણ લોહાણા જાતિમા કાયમ છે.

તેમની તેવી માન્યતાને અનુકુલ થાય તેવી પ્રાયઃ કલ્પનામૂલક આખ્યાયિકાઓ પુસ્તકના આકારે પુરાણોના નામથી અમારા ત્રણ જ્ઞાતિ બધુઓ તરફથી પ્રસિદ્ધ થઇ હતી. તે પછી ચાર, છ લોહાણા જ્ઞાતિના ઉત્સાહી યુવકો તરફથી પુસ્તકો પ્રકટ થયા હતા જો કે લોહાણા યુવકોની વર્ણનશૈલીમાં આધુનિક દૃષ્ટિનું અધિક અવલબન થયેલુ પ્રતીત થાય છે, તથાપિ તે બધાઓએ લોહાણા રઘુવંશી છે એમ તો સિદ્ધ કર્યું છે અર્થાત્ મૂળ પુરૂષથી તેઓ બહુધા ચલિત થયા નથી

પરંતુ હાલમાં લોહાણા જ્ઞાતિની ઉત્પત્તિ સમ્બન્ધી એક ઇનામી નિબંધ બહાર પડયો છે, તેની દિશા તો કંઇ ઓરજ પ્રકારની છે. અર્થાત્ " આપણે લોહાણા 'રઘુવંશી' કે બાંવઢા ?" આ પ્રશ્નના સમાધાન માટે ઉક્ત નિંબધની ઉત્પત્તિ થઈ છે, તેમા " न इधरके रहे न उधरके रहे " તેવી ગતિ થઈ છે. એટલે રઘુવંશી તરીકે પણ લોહાણાઓને સિદ્ધ કરવામાં નથી આવ્યા, તેમ સર્વે લોહાણાઓને 'બાંવઢા' તરીકે પણ સિદ્ધ કરવામાં નથી આવ્યા, તેમ છતાં પાંચસોનું પારિતોષિક કેમ મળયું હશે ! આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં એટલું હાલ કહી શકાય કે પ્રશ્નકાર ( શ્રીયુત્ રા. પુ. ) ની પ્રશ્નમાં રહેલી અપૂર્ણતા રૂપી ભૂલ દેખાડીને પારિતોષિક મેળવ્યું હશે. તે ગમે તેમ હોય તે છતાં " लेने गई पूत ने खोय आई खसम " જેવી સ્થિતિ થવા પામી છે. અર્થાત્ રઘુવંશી તરીકે સિદ્ધ કરવા જતાં એક કુળમાં ઉત્પન્ન થયાની વાર્તા પણ ઉડી ગઇ અને સેળભેળ કુલ તરીકે લોહાણાઓને સિદ્ધ કરવામાં આવ્યા છે. તેમ કરવામાં નિબંધકારનો હેતુ કદાચ मीं मरूं परंतु तुला रांड करूं જેવો હોય તો પ્રભુ જાણે.

પરંતુ આપણે લોહાણા જ્ઞાતિની પ્રાચીન માન્યતા પ્રમાણે તેઓ રઘુવંશી—રઘુકુલના વંશજો છે એમ સપ્રમાણ સિદ્ધ કરીશું. તેથી પ્રથમ રઘુવંશીઓનું રાજ્ય કયાં કયાં હતું ઇત્યાદિ જણાવીશું, કે જે ઉપરથી તેમનાં પ્રભવ-

સ્થાન માટેનો પણ નિર્ણય થઇ જશે એ સર્વ કરતાં પ્રથમ જ્ઞાતિ એટલે શું ? અને જાતિ કર્મથી કે જન્મથી ? આ પ્રશ્નોના નિર્ણય સમ્બન્ધે વિચાર કરીશું.

જાતિ શબ્દ પ્રત્યેક પદાર્થમાં વ્યાપક હોવાથી જાતિઓ અનેક કિંવા અસંખ્ય છે. ઘટ, પટ ઇત્યાદિ જાતીઓની માફક વૃક્ષ વનસ્પતી આદિમાં પૃથક્ પૃથક્ જાતીઓ છે. કીટ, પતંગ, ભૃંગ, પશુ, પક્ષી ઇત્યાદિમાં પણ ભિન્ન ભિન્ન જાતીઓ છે, એટલુંજ માત્ર નહિ કિન્તુ તેમાં અવાન્તર ( પેટા ) જાતીઓ પણ અનેક હોય છે. અવાંતર જાતીનુ હોવુ સ્વાભાવિક રીતે મૂળ-જન્મથી ગુણ, ક્રિયા ઇત્યાદિ ભેદને લીધે દેખાય છે અર્થાત તેના બીજના ભેદને લીધેજ ગુણ ક્રિયામાં જન્મસિદ્ધ ભેદની પ્રતીતિ થાય છે.

બાવળ તે વટવૃક્ષ નહિ. એવા વૃક્ષાદિકમાં જાતીય ભેદોને જાણ્યા પછી બાવળ અને લીંબડા ઇત્યાદિમાં મીઠાં અને કડવા, બાવળ, લીંબડા હોવાના સજાતીય વૃક્ષોમાં અવાન્તર ભેદો બીજથીજ ઉત્પન્ન થયેલાં હોય છે.

સર્પ જાતીમાં પણ સ્વભાવજન્ય અનેક અવાંતર ભેદો તેટલાજ પ્રત્યક્ષ છે ( સર્પોની અનેક અવાન્તર જાતીઓને એકજ વખતે જોવી હોય તો કલકત્તાના ચીડિઆ બાગમા જોવું, તેમ મત્સ્ય જાતીની પેટા જાતીનું અવલોકન કરવું હોય તો મદ્રાસમા મીન કૉલેજની મુલાકાત લેવી ).

ચતુષ્પદ—ચોપગાં પશુ જાતી તરીકે ઘોડો, ઊંટ અને ગાય વગેરે પશુ જાતી સામાન્ય રીતે એક કહેવાય છે. છતાં ઘોડો, ઊંટ અને ગાય ઈત્યાદિ પશુ જાતીમાં જાતીય ભેદનું અસ્તિત્વ પ્રસિદ્ધ છે; એટલુંજ માત્ર નહિ કિન્તુ ઉક્ત જાતીઓમાંની પ્રત્યેક જાતીમાં અવાન્તર ભેદો પણ હોય છે. જેમ કેઃ—

"ભાધે ભોર ઠઠે મિંજા તેજી ન તુરંગ થીએ."
આ રાઘવજીની ઉક્તિ પ્રમાણે હલકી જાતીના ઘોડામાંથી ઉંચી જાતીનો ઘોડો થઇ શકતો નથી. (પણ ઉંચી જાતીના ઘોડાથી ઉંચી જાતીનો ઘોડો થઇ શકે છે.) પરંતુ એથી ઘોડાઓ ઇત્યાદિમાં અવાન્તર જાતિઓ છે આ વાર્તા તો નિષ્પન્ન થાય છે. તેજી–તાજણ જાતિ ઘોડાંઓની અવાન્તર જાતિમાં શ્રેષ્ઠ છે. તેવી ઘોડાની ઉંચી જાતિ જો હલકી જાતિમાંથી ઉત્પન્ન કરવી હોય તો અવાન્તર (પેટા) જાતિની ઘોડી સાથે તેજી જાતિના ઘોડાના સંસર્ગથી જે પહેલી ઘોડી ઉત્પન્ન થાય તેના ઉપર ફરીથી તેવાજ અન્ય તેજી ઘોડાના સંસર્ગથી ફરી જે બીજી ઘોડી ઉત્પન્ન થાય તેના ઉપર તે પ્રમાણે ફરી અન્ય તેજી ઘોડાના સમાગમથી ત્રીજી ઘોડી કિંવા ઘોડો જે ઉત્પન્ન થાય તે તેજી (તાજણ) જાતિનો થઇ શકે છે. એટલે ઉપરાઉપરી ત્રણ જન્મમાં તેજીના બીજથી ઉત્પન્ન થયેલી ઘોડીના પ્રસવથી તેજી જાતિ પેદા થઇ શકે છે. "ત્રે પખ તાજણ." આ વાર્તાને જાગીરદાર ઠાકોર જાતિ સારી પેઠે જાણી શકે છે.

મનુસ્મૃતિમા મનુષ્ય જાતિ પૈકી હલકી જાતિમાથી ઉંચી જાતિ બનાવવાનુ એવુંજ વર્ણન છે. અર્થાત્ શૂદ્ર કન્યામાં બ્રાહ્મણથી જે કન્યા થાય તેમાં ફરી બીજા બ્રાહ્મણથી કન્યા થાય, તેમા વળી ત્રીજા બ્રાહ્મણના બીજથી જે ચોથી કન્યા ઉત્પન્ન થાય, તેમાં વળી ઇતર બ્રાહ્મણથી પાંચમી કન્યા થાય તે કન્યામાં પણ વળી બ્રાહ્મણના સમાગમથી છઠ્ઠી કન્યા થાય, તે છઠ્ઠી કન્યા સાથેના બ્રાહ્મણના સમાગમથી જે પુત્રી કિંવા પુત્ર થાય તે બ્રાહ્મણ જાતિ થઇ શકે છે.

આ પ્રમાણે જન્માન્તરોમાં પણ નિયમિત સમાગમ થવાથી ઉચ્ચ જાતિ થવાની વાર્તાઓ શાસ્ત્રપ્રસિદ્ધ હોવાથી અવાન્તર જાતિની વાર્તા તો સિદ્ધ થઈ જાય છે.

હાફૂસ, પાયરી અને કરેલ ઈત્યાદિ આમ્રફળોના ભેદો ઉપરથી પણ કહી શકાય કે બીજ પૃથ્વી અને પાણી તેમજ ખૂંટી કલમ ઈત્યાદિ ભેદોને લીધે અવાન્તર જાતિઓની ઉત્પત્તિ પ્રત્યેક વસ્તુમાં થવી સંભવીત છે.

કીટ—કીડામાંથી ભ્રમર-ભમરાનું થવું એક જન્મમાં પણ શંકરાચાર્યે વિવેક ચૂડામણીમાં લખી બતાવ્યું છે. કીટને ભ્રમરનો વારંવાર દંશ થવાથી તે કીટ-ભ્રમરના ધ્યાનમાં એવો તો તલ્લીન થઈ જાય છે કે તે ધ્યાનના યોગે કીટને પાંખ આવી જાય છે અર્થાત કીટ પોતે ભ્રમર ભાવને પ્રાપ્ત થઇ જાય છે

૧ કીટને પક્ષ-પાંખ આવી જવી આ પરિવર્તન જન્માંતર કરતાં પણ અધિક મહત્વનું કહી શકાય તેવું છે. તેમ છતાં કીટ ભ્રમરભાવ-ભ્રમરપણાને પ્રાપ્ત થાય છે આ વાર્તા પ્રેક્ષકને પ્રત્યક્ષ છે

પરંતુ કીટમાંથી થયેલા ભ્રમરની ઈતર ભ્રમર જાતિ કરતા સૂક્ષ્મ પણ વિલક્ષણતા હોવાથી અવાન્તર જાતિની પ્રતીતિ તેમા પણ રહે છે.

૨ એ પ્રમાણે તો ક્ષત્રિય જાતિમાંથી તપોબળના યોગે બ્રાહ્મણભાવને પ્રાપ્ત થવાની વાર્તા વિશ્વામિત્રાદિમાં પ્રસિદ્ધ છે તેમજ ક્ષત્રિયા સ્ત્રીમાં બ્રાહ્મણથી ઉત્પન્ન થનાર જાતિને ક્ષત્રિયતાયુક્ત બ્રાહ્મણ એવં બ્રાહ્મણત્વયુક્ત ક્ષત્રિય કહેવાની વાર્તા પણ પુરાણોમાં પ્રસિદ્ધ છે ઇત્યાદિ પ્રસંગોમાં પણ બ્રાહ્મણભાવ એટલે તપાદિ કર્માનુષ્ઠાનને લીધે તે ઇતર જાતિવાળા પણ બ્રાહ્મણ જેવા થઇ ગયા એમ લખ્યું છે પરંતુ બ્રાહ્મણોની સાથે વિવાહાદિ સંસ્કારો થવાની તેમની વાર્તા પ્રતીત થતી નથી તે ઉપરથી પણ સિદ્ધ થાય છે કે બ્રાહ્મણો જેવા કહેવાયા તે ઉપરથી એક જુદાજ પ્રકારની અવાન્તર જાતિ 'ક્ષત્રોપેત દ્વિજાતિ'ની થવા પામી, અને તેવાજ નામથી તે જાતિ પ્રસિદ્ધ હતી

૩ આજે વૈદિકધર્મમાં પણ અમુક અંશ અમુકે ગ્રહણ કર્યો, બીજાએ બીજો અંશ ગ્રહણ કર્યો, એ પ્રમાણે પૃથક્ પૃથક્

વ્યક્તિએ ભિન્ન ભિન્ન વૈદિકધર્મસિદ્ધાંતના અંશને ગ્રહણ કરી પોતપોતાની માન્યતાઓ પ્રસિદ્ધ કરી, જે ઉપરથી વૈદિકધર્મ-સિદ્ધાંતની અનેક પૃથક્ પૃથક્ સંપ્રદાયો અવાન્તર ભેદના નમુના રૂપે પ્રતીત થાય છે.

વૈશેષિક દર્શનમાં સામાન્ય અને વિશેષ રૂપે જાતિનું ગ્રહણ છે. અનેક વ્યક્તિઓમાં સ્પષ્ટતયા ભિન્ન તરીકે પ્રતીત થતી જાતિ છે. સામાન્યતઃ એક રૂપે પ્રતીત થવા, છતાં વિશેષતઃ ગુણ, રૂપ ઈત્યાદિની વિલક્ષણતાએ કરી અનેક અવાન્તર જાતિ તરીકે હોય છે. તે દરેક જાતિઓમાં સજાતીય, વિજાતીય અને સ્વગત ભેદો હોય છે. તેમજ દેશકાળ અને કર્મને લીધે પણ ભેદો રહેલા છે.

આ પ્રમાણે દરેક વસ્તુની જાતિ તથા તેમાં અવાન્તર ભેદો હોવાની વાર્તા સંક્ષેપથી જણાવ્યા પછી મનુષ્ય જાતિના મુખ્ય ભેદોના પ્રસંગને આપણે દર્શાવીશું.

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्य कर्तारमपि मां विद्ध्यकर्तारमव्ययम् ॥
गीता. अ० ४ श्लो० १३.

ગુણ કર્મ વિભાગશઃ એટલે સત્વાદિક ગુણો તથા શમાદિક કર્મોના વિભાગે કરી બ્રાહ્મણાદિક જાતિઓને ઉત્પન્ન કરી છે. અર્થાત્ રજોગુણ જેમાં ગૌણ છે તથા સત્વગુણ

જેમા મુખ્ય છે એવી બ્રાહ્મણ જાતિના શમદમાદિક કર્મો છે, તથા સત્વગુણ જેમા ગાૈણ છે તથા રજોગુણ જેમાં પ્રધાનપણે છે એવી ક્ષત્રિય જાતિનાં શૌર્ય, તેજ, ધૃતિ ઈત્યાદિ કર્મ છે તથા તમોગુણ જેમા ગાૈણ છે અને રજોગુણ જેમાં મુખ્ય છે, એવી વૈશ્ય જાતિના કૃષિ, વ્યાપાર, પશુપાલનાદિ કર્મ છે. અને રજોગુણ જેમાં ગાૈણ છે અને તમોગુણ જેમા પ્રધાનપણે છે એવી શૂદ્ર જાતિનું ઉક્ત જાતિઓની સેવા કરવા રૂપ કર્મ છે. એવી રીતે ગુણકર્મના વિભાગ સહિત ચાર વર્ણ સર્ગના પ્રારંભમાં મેં ઉત્પન્ન કર્યાં છે આમ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યુ છે. તથા મહા ભારતના શાન્તિ પર્વનાં કૈકેય નામક ઉપાખ્યાન અધ્યાય ૭૬મા તથા શાંતિ પર્વના અધ્યાય ૧૮૮ માં પણ ચાર વર્ણો ઉત્પન્ન કર્યાની તેમ તેમના ભિન્નાભિન્ન કર્મો નિર્માણ કર્યાની કથા છે. તથા મનુસ્મૃતિ અધ્યાય ૧ શ્લો૦ ૩૧માં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રને ઉત્પન્ન કર્યાનું લખીને એજ અધ્યાયના શ્લોક ૮૮, ૮૯, ૯૦ અને ૯૧ મા ઉક્ત ચાર વર્ણોનાં ઉપર દર્શાવ્યા પ્રમાણે પૃથક્ પૃથક્ કર્મો લખ્યાં છે. તથા તે પછીના શ્લોક ૯૬ અને ૯૭માં લખ્યુ છે કે સ્થાવર અને જંગમ પ્રાણીઓમાં આહાર, નિદ્રા આદિ કરનારાં પ્રાણીઓ શ્રેષ્ઠ છે, તે પ્રાણીઓમાં બુદ્ધિથી આજીવિકા ચલાવનારાં પ્રાણીઓ શ્રેષ્ઠ છે; બુદ્ધિમાન્ પ્રાણીઓમાં મનુષ્યો શ્રેષ્ટ છે; મનુષ્યોમાં બ્રાહ્મણ શ્રેષ્ટ છે; બ્રાહ્મણોમાં વિદ્વાન શ્રેષ્ઠ છે, વિદ્વાનોમાં વેદ તથા શાસ્ત્રોક્ત કર્મ જાણનાર શ્રેષ્ટ છે

તેઓમાં વેદ તથા શાસ્ત્રોક્ત કર્મ કરનાર શ્રેષ્ઠ છે, અને વેદાદિ ઉક્ત કર્મકરનારા—કર્મકાંડીઓમાં પરબ્રહ્મના સ્વરૂપને અપરોક્ષ રીતે જાણનાર શ્રેષ્ઠ છે. તે પછીના શ્લોક ૯૯ મા લખ્યુ છે કે:—

ब्राह्मणो जायमानो हि पृथिव्यामधिजायते ।
मनु० अ. १ श्लो. ९९.

પૃથ્વી ઉપર બ્રાહ્મણ જન્મથીજ ઉપરી તરીકે જન્મે છે. અર્થાત્ જન્મ ધારણ કરતી વખતે તે સમયથીજ જ્યારે ઉપરી ( પૂજ્ય ) તરીકે જન્મે છે એમ મનુએ લખ્યુ છે, ત્યારે ગુણ કર્મથી જાતિ માનનારાઓ શા આધારે કોલાહલ કરી ગેરસમજ ફેલાવી રહ્યા હશે ? વેદોમાં પણ લખ્યુ છે કે:—

ब्राह्मणोस्य मुखमासीद्बाहूराजन्यः कृतः ।
ऊरू तदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रोऽअजायत ॥
ऋग. मं. १० अनु सू. ९ । यजु. अ. ३१ मं. ११

આ પુરુષના મુખમાથી બ્રાહ્મણો, ભુજાઓથી ક્ષત્રિયો, બન્ને ઉરુથી વૈશ્યો, અને બન્ને ચરણોથી શૂદ્રો ઉત્પન્ન થયા એ કારણથી બ્રાહ્મણ વિગેરે ચાર જાતિઓ પરમેશ્વરના મુખ, ભુજા, ઉરુ અને ચરણ અનુક્રમે કહેવાય છે

सूर्याचन्द्रमसौ धाता यथापूर्वमकल्पयत् ॥

ऋग्. मं. १० अ. सू. १९१.

અર્થાત વિધાતાએ પૂર્વકલ્પમાં સૂર્ય ચંદ્રાદિને જેમ બનાવ્યા હતા તે પ્રમાણે વર્તમાન કલ્પમાં પણ નિર્માણ કર્યા છે.

ઉપર્યુક્ત ઋચામાં સ્પષ્ટ રીતે ઉત્પન્ન કર્યાનો શબ્દ પ્રયોગ થયેલો છે, તેવું વિધાન સર્વ વેદોમાંથી મળી આવે છે. અથર્વ વેદમાં ફક્ત " ऊरू तदस्य यद्वैश्यः " ના ઠેકાણે " मध्यं तदस्य यद्वैश्यः । अथर्व. कं. १९।६।६ " એટલોજ પાઠભેદ થયેલો છે. છતાં અર્થભેદ તો કોઇ ઠેકાણે પ્રતીત થતો નથી. એથી પણ નિશ્ચય થાય છે કે જાતિ જન્મથીજ સિદ્ધ છે. કેમકે તેમ નહિ હોય તો ઉત્પન્ન થતી વખતે બ્રાહ્મણાદિ નામો કેમ આપી શકાય ! (જા. ભા )

શ્રુતિમાં પણ લખ્યું છે કે, " यत्क्रतु भवति तत्कर्म कुरुते यत्कर्म कुरुते तदभि संपद्यते ॥ " જે નામવાળો યજ્ઞ થતો હોય તેને લગતું કર્મ કરાય છે.

તે પ્રમાણે જે જાતિ હોય તેણે પોતાને વિહિત એવું કર્મ કરવું. આ ઉપરથી જાતિ અને તેનાં ગુણ કર્મો સાથેજ ઉત્પન્ન કરવામાં આવ્યાં, આ વાર્તા અધિક સ્પષ્ટ થાય છે. પરંતુ ગુણ કર્માનુસાર જાતિ નિયત થતી હોય

એમ તો કયાંઇ પણ લખ્યું નથી. તેમ છતાં શમ દમાદિ-યુક્ત શૂદ્રને બ્રાહ્મણ, અને વેદાદિના પઠનપાઠનથી વિમુખ બ્રાહ્મણને શૂદ્ર તરીકે કહેલ છે; ત્યાં કર્મની પ્રશંસા (અર્થ-વાદ) માત્ર છે; એમ તે તે પ્રસંગોનું અનુશીલન કરવાથી પ્રતીત થઈ આવે છે.

કેમકે શુદ્ર શમ, દમાદિ યુક્ત થઈ બ્રાહ્મણ પ્રમાણે તપશ્ચર્યા કરે તેનું ભયંકર પરિણામ જાણી તેને તેવાં કર્મથી ઉપરામ કરવાના પણ અનેક પ્રસંગો છે. તે ઉપ-રથી પણ એમજ સિદ્ધ થાય છે કે જે જાતિ જન્મથી પોતાનો જે વર્ણ હોય તેણે પોતાની જાતિ-વર્ણને ઉચિત હોય એવાં કર્મમાં પ્રવૃત્ત થવું.

પરંતુ ગુણકર્માનુસાર જાતિઓની વ્યવસ્થા હોય તો શુદ્રોને તપશ્ચર્યા કરવામાં પ્રતિબંધ કરવાની વાર્તા સંભવે કેમ?

શૂદ્રમુનિને તપશ્ચર્યા કરતો જોઈને શ્રીરામચંદ્રજીએ તેને દેહાંત શિક્ષા કરી હતી; આ વાર્તા બહુધા પ્રસિદ્ધ છે તે છતાં જુઓ —

हे हस्त दक्षिण मृतस्य शिशोर्द्विजस्य ।
जीवातवे विसृज शूद्रमुनौ कृपाणम् ॥
उत्तरराम. अं. २ श्लो. १०.

મહાકવિ ભવભૂતિની કૃતિમાં શ્રીરામચંદ્રજી કહે છે કે 'હે દક્ષિણ હસ્ત' બ્રાહ્મણના પુત્રને જીવિત કરવા સારૂ શૂદ્રમુનિ ઉપર ખડ્ગનો પ્રહાર કર!'

આ કથા ઉત્તરરામચરિત્ર ઉપરાંત રઘુવંશ કાવ્યના સર્ગ ૧૫ શ્લોક ૪૨ થી શરૂ થાય છે. શૂદ્રની તપમાં પ્રવૃત્તિરૂપી પ્રતિલોમ કર્માચરણવશાત પ્રત્યવાયની પ્રાપ્તિ અને તે પ્રત્યવાય (પાપ) થી બ્રાહ્મણકુમારનું મૃત્યુ થઇ જવાથી તે શૂદ્રની શોધ કરવા શ્રીરામચંદ્રજી નીકળે છે.

तपस्यनधिकारित्वात्प्रजानां तमघावहम् ।
शीर्षच्छेद्यं परिच्छिद्य नियन्ता शस्त्रमाददे ॥
रघुवंश. १५ श्लोक ५१.

તપમા અનધિકારી હોવાથી પ્રજાને તેનુ તપ દુઃખકારક છે એમ જાણી તેનુ મસ્તક કાપી નાંખવા માટે શ્રીરામચંદ્રજીએ શસ્ત્ર સજ્જ કરી (कण्ठनालादपातयत् । रघु स. १५ श्लो ७३) ગળામાં પ્રહાર કરી મસ્તક કાપી નાખ્યુ.

આ ઉપરાંત આ કથા વાલ્મિકી રામાયણના ઉત્તરકાંડના ૭૩ સર્ગથી શરૂ થાય છે. "મરણ પામેલા પોતાના બાળકને એક બ્રાહ્મણ રામચંદ્રજી પાસે લાવે છે અને કહેવા લાગે છે કે 'હુ કોઇનો અપરાધ માનવાનો નથી, પરંતુ મારૂં ઔર્ધ્વદૈહિકકર્મ કર્યા પહેલાં મ્હારો પુત્ર ચાલ્યો ગયો, મૃત્યુ પામ્યો જેથી અમો દંપતિ આ ક્ષણેજ પ્રાણોને ત્યાગી દઈશું જો કે

રામના રાજ્યમાં આવો અનુચિત બનાવ કોઈ જોયો નથી, તેમ છતાં —

राजदोषैर्विपद्यन्ते प्रजाह्यविधिपालिताः ।
असद्वृत्ते हि नृपतावकाले म्रियते जनः ॥
वाल्मी. उत्त. ७ स. ७३ श्लो. १६.

"જે રાજા યથાર્થ રીતે પ્રજાનું પાલન ન કરતો હોય, તથા અયોગ્ય વર્ત્તન કરતો હોય તે રાજાની પ્રજા અકાલે મૃત્યુ પામે છે એ પ્રમાણે જોતા વર્ત્તમાન રાજ્યમાં પણ તેવું કાંઇક થવા પામ્યું હશે." ઈત્યાદિ બ્રાહ્મણનું કથન શ્રવણ કરી ( એજ કાંડના ૭૪ સર્ગમા ) રામચંદ્રજીએ 'તેવું અયોગ્યાચરણ આપણા રાજ્યમાં શુ બન્યુ છે' તેની તપાસ ચલાવી તે ઉપરથી ( સર્ગ ૭૫ માં ) નારદજીએ શંબૂક નામક શૂદ્રના તપની વાર્તા જણાવી. તે શ્રવણ કર્યા પછી બ્રાહ્મણના મૃત પુત્રને તૈલદ્રોણી તેલની કોઠીમાં સુગંધી તેલ ઇત્યાદિથી સુરક્ષિત રાખવાની ભલામણ લક્ષ્મણજીને કરી શ્રીરામચંદ્રજી પુષ્પકવિમાનમા બેસી શોધ કરતા તેની પાસે જઇ તે-શંબૂકને પૂછયું, તે ઉપરથી તે કહેવા લાગ્યો કેઃ—

शूद्रयोन्यां प्रजातोऽस्मि तप उग्रं समास्थितः ।
देवत्वं प्रार्थ्यते राम स शरीरो महायशः ॥

भाषतस्तस्य शूद्रस्य खड्गं च चिरप्रभम् ।
निष्कृष्य कोशाद्विमलं शिरश्चिच्छेद राघवः ॥
वाल्मी. उत्त. (७) स. ७६ श्लो. ३ तथा ४.

હુ શુદ્ર યોનિમાં ઉત્પન્ન થયોછુ. છતાં આ શરીરમહિત દેવપણાને પામવા ઇચ્છુંછું.

આ કથન સાભળી રામચંદ્રજીએ તલવારથી તેનું મસ્તક કાપી નાખ્યું. શબૂકનુ મસ્તક કપાયા બરોબર તે શંબૂક દિવ્ય પુરૂષનું રૂપ ધારણ કરીને કહેવા લાગ્યો કેઃ—

दत्त.भयेत्वयि यमादपि दण्डधारे ।
संजीवितः शिशुरसौ मम चेयमृद्धिः ।
शम्बूक एष शिरसा चरणौ नतस्ते ।
सत्सङ्गजानि निधनान्यपि तारयन्ति ॥
उत्तरराम. अं. २ श्लो. ११.

દંડધારી એવા તમોએ યમરાજના ભયથી પણ આ બ્રાહ્મણ કુમારને નિર્ભય કરી દીધો તેમજ મને પણ આ દિવ્ય પુરૂષના રૂપની પ્રાપ્તિ થઈ. આ શંબૂક આપના ચરણમા નમસ્કાર કરે છે, સાથેજ પરિસ્થિતિ જોઈને આનંદિત થાય છે કે સત્સંગતિથી મૃત્યુ થાય તે મૃત્યુ પણ ' સંસાર સમુદ્રથી ' તારે છે. અર્થાત્ મહાપુરૂષના હાથથી થયેલું મૃત્યુ પણ મોક્ષકારક થાય છે.

આ કથન સાંભળી રામચન્દ્રજીએ કહ્યું કેઃ—" द्वयमपि प्रियं नः । तदनुभूयतामुग्रस्य तपसः परिपाकः ॥" બ્રાહ્મણ કુમારનું જીવિત થવું અને તને દિવ્ય પુરૂષના રૂપની પ્રાપ્તિ થવી એ બન્ને વાતો મને પ્રિય થઇ, હવે પછી તારા ઉગ્ર તપનું ફળ તું આનંદ પૂર્વક ભોગવ.

આ વાર્તામાંથી જે મથિતાર્થ નિષ્પન્ન થાય છે તે એવી રીતનો છે કે પ્રત્યેક જાતિએ પોતાની જાતિને વિહિત હોય એવાં કર્મોનું આચરણ કરવું શ્રેષ્ઠ એવં શ્રેયસ્કર છે. અર્થાત ઇત્યાદિ પ્રસંગો ગુણ–કર્મયુક્ત જાતિ જન્મથીજ છે આ વાર્તાને અધિક અનુમોદન આપે છે

" પરંતુ ગુણ કર્માનુસાર જાતિ નિયત થાય છે તેમ તેમાં ભૂમિ, બીજ ઇત્યાદિની આવશ્યકતા નથી " આમ કહેનારાઓ કિંવા માનનારાઓ સંગીન ભૂલ કરે છે તેવી ભૂલ રા. ઉદ્ધવજી તુળસીદાસના પુસ્તક પૃ૦ ૩ માં પણ થયેલી પ્રતીત થાય છે. તેઓએ લખ્યું છે કે " જન્મથી કોઇ ( માણસ ) બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર કે મ્લેચ્છ થઇ શકતો નથી. સઘળાના વર્ણ ત્હેમના ગુણકર્મથી પડેલા છે. "

૧ આ માન્યતા, એક નીતિના શ્લોક ઉપરથી તેમણે સ્વીકારી છે. પરંતુ શ્લોકમાંથી તે ઉક્ત માન્યતા સિદ્ધ થતા નથી. શ્લોક આ પ્રમાણે છેઃ—

न जात्या ब्राह्मणश्च न क्षत्रियो वैश्य एव च ।
न शूद्रो न च वै म्लेच्छो भेदिता गुणकर्मभिः ॥

આ શ્લોકનો અર્થ—" चातुर्वर्ण्यं मया सृष्टं । ' આ ગીતાજીના પૂર્વોક્ત શ્લોકને મળતો છે. અર્થાત ગુણ કર્મ નિર્માણ કર્યા વિના કોઇ બ્રાહ્મણ, ક્ષત્રિય ઇત્યાદિ જાતિઓ નિર્માણ થઇ નથી; પણ તે તે જાતિના ગુણ કર્મોના ભેદ પૂર્વકજ જાતિઓ નિર્માણ થઇ છે. એટલે જ્યારે જાતિઓ ઉત્પન્ન કરવામાં આવી ત્યારે તે તે જાતિના ગુણ, કર્મો પણ સાથેજ ઉત્પન્ન કરવામાં આવ્યાં. આ વાર્તાને શબ્દ ભેદે જણાવીએ તો એમ કહી શકાય કે કેવળ જાતિથીજ બ્રાહ્મણાદિ નથી, કિન્તુ તેમના ગુણકર્મ સહિતજ જાતિ છે.

આ પ્રમાણે શ્લોકના સરલ એવં આનુપૌર્વિક અર્થનો ત્યાગ કરી અપ્રમાણિક અર્થને સ્થિર કરવામાં આવ્યો છે

તથા એજ પૃ ૩ માં શ. ઉદ્ધવજીએ લખ્યું છે કે " સત્ય કામ જાબાલ દાસીપુત્ર હતો; તે બ્રાહ્મણ થયાનું છાંદોગ્યમાં લખ્યું છે." આમ બતાવે છે.

પરંતુ આ ઠેકાણે પણ વાસ્તવિક હકીકત છુપાવીને લખવામાં આવ્યું છે. અર્થાત સત્યકામ જાબાલ તથા તેની માતાના સંવાદ ઉપરથી જે સ્પષ્ટ અનુમાન કરી શકાય તે વાર્તાને ઉડાવી દેવામાં આવી છે. જુઓ:—

सत्यकामोह जाबालो जबालां मातरमामन्त्रयां चक्रे ।
ब्रह्मचर्यं भवति विवत्स्यामि किङ्गोत्रोऽहमस्मीति ॥ १ ॥
छांदोग्य. अ. ४ खं. ४

સત્યકામ જાબાલે પોતાની માને પૂછયું કે હું ઉપવીત લેવા તથા અધ્યયન કરવા જવાનો છું, માટે મારાં ગોત્રનું નામ શું છે તે કહો, કે જે કહેવા પછી ગુરૂજન મને ઉપવીત સરકાર કરી અધ્યયન કરાવશે તેના પ્રત્યુત્તરમા માતાજીએ કયુ કે " नाहं मे तद्वेद तात " તે હું જાણતી નથી આમ સાંભળ્યા પછી તે ગુરૂ પાસે ગયો, ગુરૂએ પુછયું કે-" किं गोत्रो नु सोम्यासीति ' હે સૌમ્ય ! તારા ગોત્રનુ નામ શું છે? પ્રત્યુત્તરમા જાબાલે કહ્યુ કે नाह मेतद्वेद भो यद्गोत्रोऽहमस्म्यपृच्छ मातरं सा मा प्रत्यब्रवीद्बह्वहं चरन्ती परिचारिणी यौवने त्वामलभे साहमेतन्न वेद यद्गोत्रस्त्वमसि ॥

હું નથી જાણતો કે મારા ગોત્રનું નામ શુ છે, તેમ મે મારી માને-જનયિત્રીને પુછયુ હતું, તો માતાએ કહ્યુ કે " अतिथीन् बहुधा परिचरन्ती " ઘણે ભાગે હુ અતિથી સત્કારમાજ રોકાયલી રહેતી હતી. તેમ તહારી પ્રાપ્તિ મને મારા યૌવન કાળમા થઇ અને તરતમા તહારા પિતાનુ શરીર ગત થયુ જેથી હું પુછી શકી નથી કે તારૂ ગોત્ર શુ છે આટની વાત સાભળ્યા પછી ગુરૂએ કહ્યુ કેઃ-

" नैतदब्राह्मणो विवक्तुमर्हति सामिधं सोम्याहरोपत्वानेष्ये न सत्यादगा इति तमुपनीय । "

આવું સર્વાંશે સત્ય અબ્રાહ્મણ બોલી શકતો નથી, માટે સૌમ્ય ! જા સમિધ લઇ આવ. તને ઉપવીત સંસ્કાર કરી અધ્યયન કરાવીશ.

આ વાર્તામા દાસીપુત્રની સંભાવના ' बह्वं चरंती परिचारिणी. " આ વાકય ઉપરથી કોઇકે ઉપજાવી કાઢી હોવી જોઇએ, અને તે વાર્તા કોઇ એક ઠેકાણે વાંચીને લખનારે લખી નાંખી હશે. અર્થાત્ " ઘણાઓની મેં પરિચર્યા કરી." આટલો અર્થ ઉપલા ફકરાનો થઇ શકે છે. પણ ઘણાઓની પરિચર્યા ' દાસી કિંવા વેશ્યાજ કરે. " આવો નિકૃષ્ટ (હલકો-તુચ્છ) અર્થ કોઇકે કર્યો હશે. પરંતુ તે અર્થ સર્વથા સંભવિત નથી. કેમકે વર્તમાનકાળમાં પણ ઘણી કુલીન સ્ત્રીઓ બહોળા કુટુંબીજન તથા અનેક અતિથિઓ ( આગંતુકો-મહેમાનો )ની પરિચર્યા કરે છે અર્થાત તેમનું સ્વાગત તથા તેમના માટે ખાવા પીવા ઈત્યાદિનો પ્રબંધ અને તેમનાં કપડાં ધોવાં, બીછાનાં પાથરવાં ઈત્યાદિ સર્વ કામ સાદા જીવનવાળા ગૃહસ્થની ધર્મપત્નીજ કરે છે, અને તેમ કરવું તે પ્રશસ્ત પણ ગણાય છે.

મનુસ્મૃતિમાં લખ્યું છે કે—

उत्पादनमपत्यस्य जातस्य परिपालनम् ।
प्रत्यहं लोकयात्रायाः प्रत्यक्षं स्त्रीनिबन्धनम् ॥
मनु. अ. ९ श्लो. २७

સંતાનોને ઉત્પન્ન કરવાં ઉત્પન્ન થયેલા સંતાનોનું પાલન કરવુ, અને અતિથિસત્કાર કરવો એટલાં કામો સ્ત્રીએજ કરવાનાં છે. એની ટીકામાં કુલ્લૂક ભટ્ટ લખે છે કેઃ—

प्रतिदिनं चातिथिमित्र भोजनादेर्लोकव्यवहारस्य प्रत्यक्षं भार्येव निदानम् ।

અર્થાત પ્રતિદિન અતિથિ, મિત્ર ઇત્યાદિની સેવા એવં સત્કાર તેમજ તેવાજ પ્રકારનો લોકવ્યવહાર સાચવવા માટે મૂલ કારણ સ્ત્રીજ છે. આમ સ્પષ્ટ લખેલું હોવાથી ઘણાઓની પરિચર્યા કરવા માટે જાબાલીની માતાને દાસી માની લેવાની માન્યતા અજ્ઞાનમૂલક છે.

આ ઉપરાંત જન્મથી જાતિ માનવા માટે આ પ્રસંગમાંજ સબલ ભાવના રહેલી છે. તે એ કે જો જન્મથી જાતિ ન હોય તો સત્યકામ જાબાલના ગુરૂએ તેને ગોત્રનું નામ કેમ પૂછયુ ? અર્થાત ગોત્ર ઇત્યાદિ પૂછવાથી તેની કઈ જાતિ છે તે જાણી શકાય છે. પરંતુ ગુણ કર્માનુસાર જાતિની માન્યતાવાળાના મત પ્રમાણે ઉપવીત થયાં પહેલાં બધા

શૂદ્રોજ છે તો પછી ગોત્ર પૂછવાનું જરા પણ પ્રયોજન રહેતું નથી. તેમ સત્યકામ જાબાલના સત્ય કથન ઉપરથી તેના ગુરૂએ કહ્યું કે અબ્રાહ્મણ આવું-સંપૂર્ણ પરિસ્થિતિ દર્શક સત્ય કહી શકતો નથી અર્થાત્ તું બ્રાહ્મણ જાતિનો છે તેથીજ સર્વાંશે સત્ય બોલે છે. આથી તે જાબાલીની જન્મથી બ્રાહ્મણ જાતિ હોવી સિદ્ધ થઇ જાય છે.

सर्ववर्णेषु तुल्यासु पत्नीष्वक्षतयोनिषु ।
आनुलोम्येन संभूता जात्या ज्ञेयास्त एव ते ॥
मनु. अ. १० श्लो. ५.

બ્રાહ્મણાદિ સર્વે વર્ણોમાં પોતપોતાની સમાન જાતિની અક્ષત યોનિવાળી સ્ત્રીના વિષે અનુક્રમે જે પુત્રો ઉત્પન્ન થાય, તે પુત્રોને તેજ જાતિના જાણવા. અર્થાત્—ब्राह्मणेन ब्राह्मण्यां क्षत्रियेण क्षत्रियायामित्यनेनानुक्रमेण ये यातास्ते मातापित्रोर्जात्या युक्तास्त ज्जातीया एव ज्ञातव्याः ॥ બ્રાહ્મણે કરી બ્રાહ્મણી સ્ત્રીમાં ક્ષત્રિયે કરી ક્ષત્રિયામાં, વૈશ્યે કરી વૈશ્યામાં, શૂદ્રે કરી શૂદ્રીમાં જેઓ ઉત્પન્ન થયા હોય તેઓ માતા પિતાની જાતિ યુક્ત હોવાથી પોતાના માતા, પિતાની જાતિનાજ જાણવા આ પ્રમાણે મનુ તથા યાજ્ઞવલ્કય એવં કુલ્લૂક ભટ્ટ જન્મથીજ જાતિ માને છે.

स वर्णेभ्यः स वर्णासु जायन्ते हि स जातयः ॥ याज्ञवल्क्यः

સવર્ણોથી સવર્ણા સ્રીયોમાં સવર્ણ ( સમાન વર્ણ )ની પ્રજા થાય છે. તથા—

ब्राह्मण्यां ब्राह्मणेनैव उत्पन्नो ब्राह्मण स्मृतः ॥
हारित. अ. १ श्लो. १५.

બ્રાહ્મણ જાતિની સ્રીમાં બ્રાહ્મણ જાતિના પુરૂષે કરી ઉત્પન્ન થયેલોજ બ્રાહ્મણ કહેવાય છે.

जन्मना ब्राह्मणो ज्ञेयः संस्कारै र्द्विज उच्यते ।
विद्यया याति विप्रत्वं श्रोत्रिय स्त्रिभिरेव च ॥
अत्रि स्मृति । १३८ । (જા. ભા.)

બ્રાહ્મણી સ્રીમાં બ્રાહ્મણથી ઉત્પન્ન થયેલો જન્મથી બ્રાહ્મણ કહેવાય છે, ઉપનયન સંસ્કારથી દ્વિજ કહેવાય છે, વિદ્યાયુક્ત થવાથી વિપ્ર કહેવાય છે, અને ઋગાદિ ત્રણે વેદોના જ્ઞાનથી શ્રોત્રિય કહેવાય છે.

જાતિના કુમારો માટે પૃથક્ પૃથક્ જાતિ તથા કાળનો નિર્દેશ ગૃહ્યસૂત્રોમાં કેમ હોઈ શકે?

આ જાબાલીની વાર્તા ઉપરથી તેમની માન્યતા સંબંધે પાઠકવર્ગ સ્વય તુલના કરી લેશે. જેથી કવલ ઇત્યાદિના વિષયમાં લખી વિસ્તાર કરવાની આવશ્યકતા નથી તેમ છતાં રા. ઉદ્ધવજીની બીજી એક ભ્રાન્તિમૂલક માન્યતા વિષયક ખુલાસો કરીશું. તેમણે પૃ. ૩ માં લખ્યું છે કે "શુદ્ર બ્રાહ્મણ થઇ શકે, અને બ્રાહ્મણ શુદ્ર થઇ શકે" એટલુંજ માત્ર લખ્યું છે. પરંતુ શૂદ્ર બ્રાહ્મણ કેમ થઈ શકે! તેમજ બ્રાહ્મણ શુદ્ર કેમ થઇ જાય છે તદ્વિષયક કાંઈ લખ્યું નથી તેમ તેમણે મનુ. ૧૦-૬૫નું જે પ્રમાણવચન લખ્યું છે તેનો આશય તેમણે સ્પષ્ટ કરી જણાવ્યો નથી. પરંતુ આપણે ઉકત શ્લોકનો આશય પરાપૂર્વના સંબંધ સહીત દેખાડીશું.

शूद्रायां ब्राह्मणा ज्ञातः श्रेयसा चेत्प्रजायते ।
अश्रेयान् श्रेयसीं जातिं गच्छत्या सप्तमाद्युगात् ॥
मनु. अ. १० श्लो. ६४

બ્રાહ્મણ થકી શુદ્ર જાતિની કન્યામાં કન્યા ઉત્પન્ન થાય તેને પાછો બ્રાહ્મણ પરણે, તેનાથી પણ કન્યા ઉત્પન્ન થાય તેને પછી બ્રાહ્મણ પરણે, આમ ઉત્તરોત્તર જે

સાતમો પુરુષ ઉત્પન્ન થાય છે તે બ્રાહ્મણ જાતિનો ગણાય છે. એમજ બ્રાહ્મણ પણ શૂદ્ર જાતિની કન્યામાં એક પુત્રને ઉત્પન્ન કરે તે પુત્ર ફરી શૂદ્ર જાતિની કન્યાને પરણે આ પ્રમાણે સાતમો પુત્ર શૂદ્રપણાને પામે છે.

शूद्रो ब्राह्मणतामेति ब्राह्मणश्चैति शूद्रताम् ।
क्षत्रियाज्जातमेवं तु विद्याद्वैश्यात्तथैव च ॥

मनु. अ. १० श्लो. ६५.

એવ-ઉપર-આથી પ્રથમના શ્લોકમાં જણાવ્યા પ્રમાણે શૂદ્ર જેમ બ્રાહ્મણપણાને પામે છે, એમજ બ્રાહ્મણ શૂદ્ર પણાને પામે છે, એ પ્રમાણે ક્ષત્રિયથી શૂદ્રની કન્યામાં ઉત્પન્ન થયેલો પુરૂષ 'છઠ્ઠી પેઢીએ' શૂદ્ર થાય છે. અને વૈશ્યથી શૂદ્રની કન્યામાં ઉત્પન્ન થયેલો પુરૂષ 'પાંચમી પેઢીએ' શૂદ્ર થાય છે. વૈશ્ય તથા શૂદ્રની પેઢીઓની ગણના યાજ્ઞવલ્કય સ્મૃતિની મિતાક્ષરામાં થયેલી છે

जात्युत्कर्षे युगे ज्ञेयः पञ्चमे सप्तमेऽपि वा ।
व्यत्यये कर्मणां साम्यं पूर्ववच्चाधरोत्तरम् ॥

याज्ञ. आचाराध्याय प्र. ४ श्लो. ९६.

તેમ છતાં એકજ જન્મમાં બ્રાહ્મણ, શૂદ્ર થઇ જાય છે અને શૂદ્ર બ્રાહ્મણ થઇ જાય છે આવો સિદ્ધાન્ત

'અર્ધા શ્લોકથી એવં પરાપૂર્વના સમ્બન્ધ વિના' તેમણે દાખલ કરવાની કુત્સિત ચેષ્ટા કરી છે, પરંતુ તે સિદ્ધાન્ત એજ પ્રમાણથી ઉડી જાય છે.

તે પછી તેમણે મહાભારતનાં પ્રમાણ વચનો લખ્યાં છે. તેનો અર્થ એવો થાય છે કે "હે રાજન્! જાતિને કોઇ જોતું નથી, કારણકે ગુણો છે તેજ કલ્યાણકારક છે તથા જેમનું જીવિત ધર્મ તથા પરોપકાર સારૂં હોય, તેમજ નિશિ, વાસર બીજાનું પ્રિય આચરતો હોય તેને દેવતાઓ બ્રાહ્મણ કહેછે." આ વાર્તામાં અમને જરાપણ પ્રતિકૂલતા દેખાતી નથી. કેમકે જાતિ જો પોતાના કર્તવ્યથી વિમુખ હોય તો પોતાનું કે બીજાનું કોઇ પ્રકારનું શ્રેય કરી શક્તી નથી. મનુસ્મૃતિમાં પણ લખ્યું છે કે—

यथा काष्टमयो हस्ती यथा चर्ममयो मृगः ।
यश्च विप्रोऽनधीयान स्त्रयस्ते नाम विभ्रति ॥
मनु. अ. २ श्लो. १५७.

લાકડાનો હાથી, ચામડાનો મૃગ, અને વેદાધ્યયન રહિત બ્રાહ્મણ એ ત્રણેયને નામધારી જાણવા. આ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે વૈદિક સંસ્કાર રહિત હોવા છતાં વ્રાત્ય બ્રાહ્મણ તરીકે તેની જાતિ કાયમજ રહેવાની. શૂદ્રના 'સદૃશઃ' જેવો બ્રાહ્મણ છે. આમ કહેશું તો પણ તેની

બ્રાહ્મણ જાતિ કાયમજ રહે છે. અર્થાત તેના જેવો કહે-
વાથી તે નહિ, કિન્તુ તેના જેવોજ પણ અસંસ્કારી એમ
સિદ્ધ થઇ જાય છે. ' सिंहोऽयं देवदत्त । ' આ દેવ-
દત્ત ' નામક પુરુષ ' સિંહ છે આમ કહેવાય છે,
છતાં સિંહ જેવી કેશવાળી કે સિંહના જેવા પંજા કે સિંહના
જેવું શરીર દેવદત્તનામક પુરુષનું હોવું સંભવનીય
નથી. કિન્તુ સિંહના જેવી શૂરતા તથા ક્રૂરતા દેવ-
દત્તમાં હોવી સંભવીત છે તેટલુંજ સાદૃશ્ય ગ્રહણ કરી
શકાય, પણ ઉપમાલંકારનું સાદૃશ્ય એથી અધિક ગ્રહણ
કરી શકાય નહિ; આ વાર્તા લક્ષ્યમાં રાખવાની બહુજ
આવશ્યકતા છે.

આ પ્રમાણે જાતિ અને જાતિસદૃશ આ ઉભયમાં
રહેલો ભેદ સમજાવ્યા પછી પ્રકૃત પ્રસંગની સ્મૃતિપૂર્વક
આગળ વધીશું.

અર્થાત્ એક પદાર્થથી બીજો પદાર્થ પૃથક્ છે; આ
ભેદને સ્વીકાર્યા પછી તત્કાળ પ્રતીત થઇ આવે છે કે
સામાન્ય તથા વિશેષનું નામ જાતિ છે, તે જાતિ પૃથક્
પણે પ્રત્યેક વસ્તુમાં અનુસ્યૂત રીતે રહેલી છે; આ વાર્તા
આપણે પ્રથમજ જણાવી આવ્યા છીએ. તેમ ગુણ કર્મથી
જાતિ નથી, પણ જન્મથીજ જાતિ છે આ વાર્તા પણ પ્રમાણ
સહિત આપણે સિદ્ધ કરી આવ્યા છીએ. અને જાતિને સિદ્ધ

કર્યા પછીજ જાતિના મૂળને શોધી શકાય છે, આ વાર્તા પણ આ ખંડના પ્રારંભમાજ જણાવી ચૂકયા છીએ

જાતિ ગુણ કર્મથી છે કે જન્મથી? આ પ્રશ્નનુ સમાધાન કરવાની બહુજ અગત્ય હતી, કારણ કે અલ્પ સંખ્યાવાળા સમુદાયની અપ્રમાણિક માન્યતા લોહાણા જ્ઞાતિની મોટી સંખ્યામા 'શાસ્ત્રવિરુદ્ધ છતા' શાસ્ત્રના નામથી પ્રવેશ ન કરી જાય તેની સભાળ રાખવીજ જોઇએ નહિ તો વિના કારણે ગેરસમજ પેદા થાય

અમને અનુભવ છે કે અમુક અલ્પ સખ્યાને કિવા અલ્પ સંખ્યાવાળી વ્યકિતઓને બાદ કરતા સમસ્ત લોહાણા જ્ઞાતિ ચૂસ્ત રીતે વૈદિક સનાતનધર્મનું પાલન કરે છે

તે જ્ઞાતિને પરાપૂર્વના સંબધ વિનાના પ્રમાણ વચનો દેખાડી ભ્રાતિયુકત કિવા સંશયાત્મા કરી દેવાની જે કોઈ ચેષ્ટા કરતો હોય તેનો અવરોધ તો થવોજ જોઇએ

પરતુ 'અમો વેદશાસ્ત્રોને માનતા નથી, પણ અમારી ઈચ્છા પ્રમાણેના સિદ્ધાતનેજ અમો સ્વીકારીશુ" આમ કહેનાર વ્યકિત કિવા સમુદાયને ઉદ્દેશી લખવાની આવશ્યકતા અમને પ્રતીત થતી નથી. કિન્તુ વેદશાસ્ત્ર ઇત્યાદિનું નામ લઇ વચનામૂલક વૃત્તિથી ઉકત જ્ઞાતિની વાસ્તવિક શ્રદ્ધાને ચલિત કરવાની ચેષ્ટા જે કોઇ કરતો હોય તેનો પ્રતીકાર વેદાદિના પ્રમાણો વડે કરવો તે તો અમારી

વિશુદ્ધિ એવં અગત્યની ફરજ છે. તેવી ફરજ તરફ પણ જો ઉપેક્ષા કરવામાં આવે તો તેના પરિણામે લોહાણા સંજ્ઞક વિશુદ્ધ ક્ષત્રિય જ્ઞાતિ પોતાનું ભાવમય હૃદય ખોઈ નાખી વિના કારણે નાસ્તિકતાનો ભોગ થઈ પડે એવો સર્વથા સંભવ રહે છે.

અર્થાત્ તેવું પરિણામ ઉક્ત જ્ઞાતિને ભોગવવું ન પડે તે સારૂ પ્રાસાવસરે યથાર્થોપદેશનો પ્રચાર કરવાની સંપૂર્ણ આવશ્યકતા છે.

આટલું વિવેચન કર્યા પછી આ ગ્રંથના પ્રધાન વિષય તરફ આપણે આવીશું. અર્થાત્ લોહાણા પોતાને રઘુવંશાન્વયે લવના વંશજો માને છે. આ માન્યતા તેમની અર્વાચીન કાળની નથી. કિન્તુ પ્રાચીન કાળની છે.

તેમની પ્રાચીન કાળની માન્યતા અનુસાર જ્યારે લોહાણા જ્ઞાતિ રઘુકુળની સંતતિ રૂપા છે, ત્યારે તે રઘુવંશીઓ સાથેનો ઉક્ત જ્ઞાતિનો સમ્બન્ધ ઇતિહાસની ત્રુટીઓ છતાં જે રીતે સાંધી શકાય છે તે સંબન્ધે વિવેચન કર્યા અગાઉ સંક્ષિપ્ત રીતે રઘુકુલની વંશ કથા પ્રારંભથી શ્રી રામચંદ્રજીના સમય પર્યન્ત તથા તે પછી સુમિત્રના સમય પર્યન્ત અનુક્રમે લખી દર્શાવીશું.

પરંતુ વાંચકવૃન્દમાંથી અધિક સંખ્યાને તો જણાવવુ નહિ પડે કે રાજકીય ઇતિહાસ, પુરાણો સિવાય પ્રાપ્ત કરી શકાય તેમ નથી.

વેદોમાં પ્રધાન વિદ્યાનું જેમ સમર્થન થયેલું પ્રતીત થાય છે, તેમ રાજ્યકીય ઇતિહાસ એવં સામાજીક પરિસ્થિતિ મુખ્યત્વે પુરાણોમાંથીજ પ્રતીત થાય છે.

તદનુસાર પુરાણોક્ત વંશકથાના વર્ણનમાં પ્રાપ્ત થયેલાં વૈદિક વર્ણનને પણ ઉક્ત વંશ કથાનું દ્યોતક જાણી તેનો ઉપયોગ કરીશું.

અર્થાત્ પુરાણોમાં કથન કરાયેલી જે કથાનો કિંવા કથાભાગનો વેદ સાથે સંબન્ધ હશે તે સંબન્ધ વેદના સ્થળ નિર્દેશ પૂર્વક આપણે આગામી ખંડમાં દર્શાવીશું.

इति श्रीगङ्गाधरात्मजनि खटावतनुज महो
पाध्यायेत्युपपदसमलंकृतश्यारामशर्मविरचिते
श्रीरघुवंशी रत्नाकर अथवा आदर्श
इतिहासे जातिविषयक विचारो
नाम तृतीयः खण्ड ॥



॥ ॐ तत्सत् ॥



# ખંડ ૪ થો.

## શ્રી રઘુવંશ કથા.

ब्रह्माद्यं यो मनोर्वंशमहन्यहनि संस्मरेत् ।
तस्य वंशसमुच्छेदो न कदाचिद्भविष्यति ॥
विष्णुपु. अंश. ४ अ. १ श्लो. ४



આપણે ગત ખંડમાં જણાવી આવ્યા છીએ તે પ્રમાણે ઋગ્વેદમાંથી વંશકથા અવિચ્છિન્નપણે મળી શકે તેમ નથી, તેમ છતાં મંત્રદ્રષ્ટા ઋષિઓના નામો ઉપરાંત સૂર્યવંશી તથા ચંદ્રવંશી રાજાઓના કેટલાક નામો મળી આવે છે. તેમાં પણ પ્રધાનપણે સૂર્યવંશી રાજાઓના નામો પ્રતીત થાય છે. સૂર્ય કિંવા વિવસ્વાન તેના પુત્ર

વૈવસ્વત મનુ, તેના ઇક્ષ્વાકુ ઇત્યાદિ આદિ રાજાઓની ઋગ્વેદમાં અનેક ઠેકાણે કથા આવે છે. તેમજ યૌવનાશ્વ અર્થાત્ માધાતાના સમયથી દેવાપિના સમય પર્યન્તનાં પણ કોઈ કોઇ નમો ઋગ્વેદમાં છે. તેટલા સમયમાં કાર્તવીર્યાર્જુન, અવિક્ષિતનો પુત્ર મરુત, બાહુસુત સગર, દૌષ્યન્તિ ભરત, ભગીરથ, અંબરીષ, દિલીપ અને શ્રીરામ આ આઠ પ્રસિદ્ધ ચક્રવતી રાજાઓ થઇ ગયા. તે ઉપરાંત હરિશ્ચંદ્ર, અલર્ક, અજમાઢ, કુરુ, બ્રહ્મદત્ત ઇત્યાદિ રાજાઓ પણ તે સમયમાં સુવિખ્યાત હતા તેમ તેઓમાંથી કોઇ કોઇ ચક્રવર્તી રાજા હતો એમ પણ કોઈ કોઇ ઠેકાણે લખ્યુ છે.

વિવસ્વત, વવસ્વતમનુ, ઈક્ષ્વાકુ, કકુત્સ્થ, પુરુકુત્સ, ત્રસદસ્યુ નભાગ, દિવોદાસ, સુદાસ, સૌદાસ અને દશરથ ઈત્યાદિ સૂર્યવંશી રાજાઓનાં નામો ઋગ્વેદમાં છે. તેમ ઉક્ત રાજાઓ પુરાણોમાં પણ પ્રસિદ્ધ છે. તેમ છતાં દિવોદાસના પુત્ર સુદાસનું ઋગ્વેદમાં જેટલું વર્ણન મળે છે; તેટલું તેનું વર્ણન પુરાણોમાં મળતું નથી

ચંદ્રવંશી રાજાઓમાંથી નહુષ, યદુ, તુર્વસુ, દુષ્યન્તનો પુત્ર ભરત, અને પુરુમીઢ ઇત્યાદિ કોઇ કોઈ નામો છે.

ઋગ્વેદની દૃષ્ટિએ જોતાં સૂર્ય તથા ચંદ્રવંશનું વર્ણન પુરાણોમાં બહુજ વિસ્તૃત રીતે થયેલું દૃષ્ટિગોચર થાય છે; તેમ છતાં પુરાણોની દૃષ્ટિએ જોતાં તે વર્ણન સંપૂર્ણ નથી. અર્થાત્ પુરાણોમાં લખ્યું છે કેઃ—

श्रूयतां मानवोवंशः प्राचुर्येण परंतप ।
न शक्यते विस्तरतो वक्तुं वर्षशतैरपि ॥
भाग. स्कं. ९ अ. १ श्लो. ७.

મનુનો વંશ 'સંક્ષેપથી' શ્રવણ કરો, કેમકે વિસ્તારપૂર્વક તો સેંકડો વર્ષમાં પણ કહી શકાય તેમ નથી.

वंशे प्रधाना ये तेऽस्मिन्प्राधान्येन तु कीर्तिताः ॥
वायु. पु. उत्त. २६–२११.

प्राधान्यतः प्रवक्ष्यामि गदतो मे निबोधत ॥
वायु. पु. उत्त. ३७–२९०.

વંશમાં જે મુખ્ય મુખ્ય છે તેમની કથા કહી છે. મુખ્ય મુખ્યની કથા કહું છું તે શ્રવણ કરો. કિંબહુના संक्षेपेण मयोच्यते । समासेनैव तान् शृणु । સંક્ષેપથી હું કહું છું. સંક્ષેપથી તમો શ્રવણ કરો. એવાં અનેક વચનો પુરાણોમાં છે, તે ઉપરથી સહજમાં જણાઈ આવે છે કે પુરાણોમાં કથન કરાયેલી વંશકથા પણ અપૂર્ણ અવશ્ય છે.

તેમ છતાં પુરાણોમાં જેટલી વંશકથા વર્ણવવામાં આવી છે તેમાંથી પ્રસંગ પુરતી કથા સંશોધનપૂર્વક આપણે અત્રે લખીશું.

नारायण—ગત કલ્પના અંતમાં એકજ નારાયણ હતા. ( ભાગ. ૯-૧-૮. )

ब्रह्मा—નારાયણના નાભિકમળમાંથી બ્રહ્માજી ઉત્પન્ન થયા. બ્રહ્માના સનક સનંદન સનાતન અને સનત્કુમાર એ ચાર માનસ પુત્રો પ્રથમ થયા, પરંતુ તેઓ જન્મસિદ્ધ જ્ઞાનીઓ હોવાથી ગૃહસ્થાશ્રમનો તેઓએ સ્વીકાર કર્યો નહિ, કિંતુ નૈષ્ઠિક બ્રહ્મચર્યાશ્રમમાંજ તેઓ રહ્યા. જેથી બ્રહ્માજીએ મરીચિ, અત્રિ, અંગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, પ્રચેતા—દક્ષ, વસિષ્ટ, ભૃગુ, અને નારદ એ દશ પુત્રોને ઉત્પન્ન કર્યા ( મનુ અ ૧ શ્લો ૩૬ )

मरीचिः—બ્રહ્માજીના દશ પુત્રોમાંથી જ્યેષ્ઠ પુત્ર મરીચિ નામક મહર્ષિ તેને કલા નામવાળી પત્નીથી કશ્યપ નામક પુત્ર થયો

कश्यप.—મરીચિના પુત્ર કશ્યપને દક્ષની પુત્રી અદિતિથી વિવસ્વાન્ ( સૂર્ય ) નામક પુત્ર થયો. આમ હરિવંશ પુરાણ પ્રથમ પર્વ અધ્યાય ૯ મા પણ લખ્યું છે.

सूर्य—વક્ષ્યમાણ રઘુવંશનો મૂલ પુરુષ આ સૂર્ય છે. જેનું વર્ણન ઋગ્વેદ મંડળ ૧ અ. ૭ સૂ ૩૪ તથા ઋગ. મ. ૩ અ ૩ સૂ ૩૪ તથા મં ૪ અ ૧ સૂ. ૭ તથા મ. ૬ અ. ૧ સૂ ૮ તથા મ ૬ અ. ૪ સૂ ૪૫ અને મં. ૭ અ. ૧ સૂ ૭ ઇત્યાદિ ઠેકાણે થયેલું

છે. તેમ પુરાણોમાં પણ વિસ્તૃત વર્ણન છે. સૂર્યનું બીજું નામ વિવસ્વાન્ વિવસ્વત્ છે.

૧ વૈવસ્વતમનુઃ—વિવસ્વતના પુત્રનુ અપત્યર્થક તદ્ધિત પ્રત્યયની રીતે એ વૈવસ્વત એવું નામ થઈ શકે છે. તે નામથીજ મનુ પ્રસિદ્ધ છે. તે ઉપરાંત ઉકત મનુનું શ્રાદ્ધદેવ એવું પણ નામ હતું. વૈવસ્વત મનુને પ્રથમ સુદ્યુમ્ન નામે પુત્ર થયો હતો. તેના ઉત્કલ, ગય અને વિમલ નામના અનુક્રમે પુત્રો થયા હતા. પરંતુ સુદ્યુમ્નની ઉત્પત્તિ પુરાણોમાં આ પ્રમાણે છે કે મનુએ પુત્રની પ્રાપ્તિ માટે પુત્રેષ્ટિરૂપ અનુષ્ઠાન કર્યું હતું તે વખતે મનુની પત્નિએ હોતા દ્વારા કન્યા ઉત્પન્ન થાય તેવા મંત્રપ્રયોગની પ્રાર્થના કરી હતી તેથી કન્યા ઉત્પન્ન થઇ; જેથી મનુએ વસિષ્ઠજીને કહ્યું કે આ કર્મમાં વિપરીત ફળ કેમ થયું ? વસિષ્ઠજીએ ધ્યાન કરી લઇ પ્રત્યુત્તરમાં સઘળી પરિસ્થિતિ જણાવી દીધી. તેમ છતાં મિત્ર, વરુણના અનુગ્રહથી વસિષ્ઠજીએ, કન્યાનું પુંસ્ત્વ સાધ્યું હતું અર્થાત્ કન્યા હતી તેજ પુત્ર રૂપે થઇ. આ કથાને ઋગ્વેદનું પણ અનુમોદન મળે છે. ઋગ્વેદ મંડળ ૮ અનુવાક્ ૧ સૂ. ૧ માં લખ્યું છે કે "પ્લાયોગી નામના રાજાનો પુત્ર આસંગ નામનો રાજા દેવના શાપથી સ્ત્રીપણાને પામી ગયા પછી તપોબલ તથા મેધાતિથિ નામના ઋષિની કૃપાથી પુરુષપણાને પ્રાપ્ત થયો હતો."

આ પ્રમાણે કન્યામાંથી પુત્ર થયા પછી તે સુદ્યુમ્ન ઇલાવૃત્ત ખંડમાં ગયો હતો. ત્યા ફરીથી સ્ત્રી-પણાને પામી જવા પછી મનુને શ્રદ્ધા નામની સ્ત્રીથી ઇક્ષ્વાકુ ૧, નૃગ ૨, શર્યાતિ ૩, દિષ્ટ ૪, ધૃષ્ટ ૫, કરૂષક ૬ નરિષ્યંત ૭, પૃષધ્ર ૮, નભગ ૯ અને કવિ ૧૦ એ દશ પુત્રો થયા. તેમાંથી છઠ્ઠા દિષ્ટના વંશમાં ૧૩ મો પુરૂષ અવિક્ષિત થયો તેનો પુત્ર 'મરુત્ત' ચક્રવર્તી રાજા થયો. તેને સંવર્ત નામના યોગીએ યજ્ઞ કરાવ્યો હતો. તેના વંશમાં ૧૦ મો પુરુષ વિશાલ થયો. તેણે 'વિશાલા' કિંવા વૈશાલી નામની નગરી વસાવી હતી. વિશાલની કથા વાલ્મીકિ રામા. બા સર્ગ ૪૭ શ્લોક ૧૮ માં છે. તથા હરિ-વંશ પર્વ ૧ અ ૧૦ ઇત્યાદિમાં છે. મનુના ત્રીજા પુત્ર શર્યાતિથી ઉત્તનબર્હિ, આનર્ત અને ભૂરિષેણ એ નામવાળા ત્રણ પુત્રો થયા હતા. આનર્તે દ્વારિકા પ્રદેશ વસાવ્યો હતો જેથી તે આનર્ત દેશ કહેવાયો. તેના પુત્ર રેવતે સમુદ્રમાં કુશસ્થળી (દ્વારિકા) વસાવી હતી પરંતુ રેવતની પુત્રી રેવતી, યદુવંશી બલ-ભદ્રને પરણાવી આપીને તે પ્રદેશ પણ તેને આપ્યો હતો. શર્યાતિ રાજાને ઉક્ત ત્રણ પુત્રો ઉપરાંત 'સુકન્યા' નામે એક કન્યા હતી, તે ચ્યવન ઋષિને પરણાવી. તેનાથી દધિચી નામે પુત્ર થયો હતો તેને 'સરસ્વતી' નામની સ્ત્રીથી સારસ્વત નામે પુત્ર થયો

હતો વૈવસ્વતની કથા ઋગ્વેદ મં ૮ અનુ. ૭ સૂ ૧૧૨ માં છે. તથા મ. ૧૦ અ ૫ સૂ. ૬૨ ઈત્યાદિમાં છે.

૨ इक्ष्वाकु—क्षुवतश्च मनोरिक्ष्वाकुर्घ्राणत पुत्रोऽसज्ञे ।
विष्णु. अं. ४ अ २ श्लो. ३

તથા હરિવંશ પર્વ ૧ અ ૧૧ શ્લો. ૧૦૦ તથા ભાગવત સ્કં. ૯ અ ૬ શ્લો. ૪ તેમજ વાયુપુરાણ ઈત્યાદિમાં લખવા પ્રમાણે છીંક ખાતાં મનુને પ્રથમ નાસિકામાંથી ઇક્ષ્વાકુ નામે પુત્ર થયો એમ લખ્યું છે પરંતુ 'इक्षदर्शने' ધાતુ ઉપરથી તેનુ ઈક્ષ્વાકુ નામ પડ્યું હોય એમ પણ સંભવ છે કેમકે તેવી રીતનાં બીજાં પણ નામો મળી આવે છે ઇક્ષ્વાકુના વિકુક્ષિ, નિમિ અને દંડક ઈત્યાદિ ૧૦૦ એકસો પુત્રો થયા; તેમાંથી જ્યેષ્ઠ પુત્ર વિકુક્ષિ, શશભક્ષણથી શશાદ એવા નામથી પ્રસિદ્ધ થયો હતો ઈક્ષ્વાકુની કથા ઋગ્વેદ મં. ૧૦ અ ૪ સૂ ૬૦ માં છે

૩ विकुक्षि—ઇક્ષ્વાકુનો સહુથી જ્યેષ્ઠ પુત્ર વિકુક્ષિ હતો; જેનું શશાદ એવું બીજું નામ પણ હતુ.

૪ ककुत्स्थ—વિકુક્ષિ ( શશાદ ) નો કકુત્સ્થ નામે પુત્ર થયો. જેનું મૂળ નામ પુરંજય હતુ. તે પછી ઇન્દ્ર-વાહ અને કકુત્સ્થ એવા નામોથી પ્રસિદ્ધ થયો. તેની

કથા—वाहनत्वे वृतस्तस्य बभूवेन्द्रो महा वृष । ભાગવત ૯।૬।૧૪ તથા शतक्रतोर्वृषभरूपधारिण । विष्णु ૪।૨।૨૨ તથા इन्द्रस्य वृषभूतस्य । એમ વાયુ પુરાણમા, અર્થાત વૃષરૂપે થયેલા ઇન્દ્રની કકુદ્ (ઉન્નત) ભાગ ઉપર બેસી દેવતાઓની રક્ષા સારૂ સંગ્રામ કરવાથી તેનું નામ 'કકુત્સ્થ' પડ્યું હતું આમ લખ્યુ છે પરન્તુ કાલિદાસે તેના નામની ઘટના બીજી રીતે પણ કરી છે.

इक्ष्वाकुवंश्यः ककुदं नृपाणां
ककुत्स्थ इत्याहितलक्षणोऽभूत्
काकुत्स्थ शब्दं यत उन्नतेच्छाः
श्लाघ्यं दधत्युत्तर कोशलेन्द्राः

रघुवंश स. ६ श्लो. ७१.

ઇક્ષ્વાકુપુત્ર રાજાઓની કકુદ્ (ઉન્નત) ભાગરૂપ ગણાતો હતો જેથી તેનુ નામ કકુત્સ્થ હતું વાલ્મીકિ રામાયણના બાલકાંડના ૪૭ સર્ગમાં ઇન્દ્રની પ્રેરણાથી સંગ્રામમા ગયો હતો એટલુજ લખ્યુ છે, જેથી કાલિદાસે ઉપર પ્રમાણે અર્થ કર્યો છે. પરંતુ પુરાણોના વર્ણન ઉપરથી તે પછીના શ્લોક ૭૨મા વૃષરૂપે થયેલા ઇન્દ્ર ઉપર બેસવાનુ પણ કાલિદાસે લખ્યુ છે. પુરાણો

ઉપરાંત હરિવંશ પર્વ ૧ અ. ૧૧ શ્લોક ૨૦ તથા ૨૧ માં, તથા મહાભારત વનપર્વ અધ્યાય ૨૦૨ માં પણ આ કથા છે. તથા ઋગ્વેદ મંડળ ૨ અનુવાક ૨ સૂક્ત ૧૬ ની 'वृषाते वज्र०......वृषभत्व०।' એ ઋચાના ભાષ્યમાં પણ સાયણાચાર્યે લખ્યું છે કે 'वृषभ-कामानां वर्षक हे इन्द्र !' કામનાઓના વર્ષાવનાર તરીકે ઇન્દ્રનું નામ વૃષભ છે. તેની પ્રાર્થના વડે સર્વ ઇન્દ્રાદિ રાજાઓના મુખ્ય તરીકે સંગ્રામમાં જવાથી વિકુક્ષિના પુત્રનું નામ કકુત્સ્થ પડયું હોય તો પણ સંભવિત છે. કકુત્સ્થની 'ગો' નામની પુત્રીનાં લગ્ન યયાતિ રાજાના મોટા ભાઈ યતિ સાથે થયાં હતાં એવી કથા 'બ્રહ્મપુરાણ' અ. ૧૨ શ્લોક ૩ તથા વાયુપુરાણ ખંડ ૨ અ. ૩૧ શ્લોક ૨૪ માં છે. આથી યયાતિ અને કકુત્સ્થનો પુત્ર અનેનસ્ ( અનેના ) સમકાલીન કહી શકાય. આ કકુહે ( કકુત્સ્થે ) યાદવને દાસ તરીકે દાન આપ્યું હતું એવી કથા ઋગ્વેદ મં. ૮ અનુ. ૨ સૂ. ૭ માં છે.

૫ अनेना—કકુત્સ્થના પુત્ર અનેનાનું 'સુબોધન' એવું નામ પણ બીજે ઠેકાણે આવેલું છે. પરંતુ શિવપુરાણમાં 'અરિનભ' એવું નામ છે.

૬ पृथुः—અત્રિ વંશમાં ઉત્પન્ન થયેલા અંગ રાજાને વેન નામે પુત્ર થયો હતો તેનાથી પૃથુ થયો હતો. તે પૃથુ બીજો અને આ સૂર્યવંશી પૃથુ બીજો છે.

૭ વિશ્વરંધિ—આ વિશ્વરંધિનું વિષ્ણુપુરાણમાં તથા મહાભારતના વનપર્વ અધ્યાય ૨૦૨ 'વિશ્વગશ્વ' એવું નામ છે. અને હરિવંશ તથા શિવપુરાણમાં 'વિરાટશ્વ' એવું નામ આવેલું છે. પરંતુ ઉક્ત નામોમાં લગભગ પર્યાય શબ્દો જેવી સામ્યતા છે

૮ આર્દ્રઃ—આર્દ્રનું નામ ભાગવતમાં ચંદ્ર છે. અને મહાભારત વનપર્વ અધ્યાય ૨૦૨ માં અદ્રિ એવું નામ આવેલું છે; શિવપુરાણમાં ઇન્દ્ર એવું નામ છે.

૯ યુવનાશ્વઃ -(૧) આ પહેલા યુવનાશ્વને પ્રથમ સંતાન હતું નહિ જેથી તે હિમાલયની પાસે શ્લેષમાતક વનના ગોકર્ણક્ષેત્રમાં જઇ ગૌતમ ઋષિના ઉપદેશ પ્રમાણે અનુષ્ઠાનના યોગે તેને શાબસ્ત નામે પુત્ર થયો, આમ વાયુપુરાણ અ. ૨૧૩ શ્લોક ૧૫ માં, તથા ભાગવત વિષ્ણુપુરાણમાં લખ્યુ છે. પરંતુ હરિવંશ પર્વ ૧ શ્લો. ૨૧માં તથા મહાભારત વનપર્વ અધ્યાય ૨૦૨ માં લખવા પ્રમાણે યુવનાશ્વને શ્રાવઃ નામે પુત્ર થયો અને શ્રાવને શ્રાવસ્ત નામે પુત્ર થયો એમ હરિવંશમાં લખ્યું છે. મહાભારતમાં શ્રાવસ્તના બદલે શ્રાવસ્તક એવું નામ આવેલું છે.

૧૦ શ્રાવઃ—યુવનાશ્વને શ્રાવઃ નામે પુત્ર થયો એમ હરિવંશ તથા મહાભારતમાં લખવા પ્રમાણેજ શિવપુરાણની ધર્મ સંહિતાના અધ્યાય ૬૦ માં પણ લખ્યું છે.

૧૧ શ્રાવસ્તઃ—શ્રાવઃ ને શ્રાવસ્ત નામે પુત્ર થયો એમ હરિવંશ તથા મહાભારત અને શિવપુરાણમાં લખ્યું છે. શ્રાવસ્ત એવું નામ વિષ્ણુપુરાણ અંશ ૪ અ. ૨ શ્લો. ૧૨ ઇત્યાદિમાં છે, પરંતુ ભાગવતમાં શાબસ્તઃ એવું નામ આવેલું છે. શાબસ્તે શાબસ્તી કિંવા શ્રાવસ્તી પુરી વસાવી હતી એમ સર્વ પુરાણોમાં લખ્યું છે.

૧૨ બૃહદશ્વઃ—આ નામ શિવ, વિષ્ણુ, ભાગવતપુરાણ અને હરિવંશ, મહાભારતમાં એક સરખુંજ છે.

૧૩ કુવલયાશ્વઃ—મરુ દેશમાં ઉત્તંક ઋષિના આશ્રમ પાસે મધુ તથા કૈટભનો વારસ (પુત્ર) દૈત્ય જેવો થઈ તે-ધુંધુ, ઋષિઓને હેરાન કરતો હતો જેથી ઋષિના કહેવાથી કુવલયાશ્વે ધુંધુને માર્યો જેથી તેનું નામ ધુંધુમાર પ્રસિદ્ધિમાં આવ્યું. આ કથા હરિવંશ પર્વ ૧ અ. ૧૧ તથા મહાભારતવન પર્વ અ. ૨૦૨; વિષ્ણુપુરાણ અંશ ૪ અ. ૨ શ્લો. ૧૨ અને ભાગવત સ્કં. ૯ અ. ૬ શ્લોક ૨૨ ઇત્યાદિમાં આવેલી છે.

૧૪ દૃઢાશ્વઃ—કુવલાયાશ્વે ધુંધુને માર્યો તે વખતે સેના સાથે તેના પુત્રો પણ મરી ગયા હતા. પરન્તુ તેમાંથી દૃઢાશ્વ, કપિલાશ્વ અને ભદ્રાશ્વ એ ત્રણ પુત્રો બચ્યા હતા. વિષ્ણુપુરાણમાં તથા હરિવંશમાં ભદ્રા-

શ્વને બદલે ચંદ્રાશ્વ એવું નામ લખ્યું છે. અર્થાત ભાગવતમાં ભદ્રાશ્વ એવું નામ છે. પણ ત્રણ પુત્રો બાકી રહ્યા હતા એમ સર્વત્ર લખ્યું છે. તેમ 'ભદ્ર' શબ્દ આનંદવાચક હોવાથી ચંદ્રની તેમાં સામ્યતા છેજ

૧૫ हर्यश्वः—આ નામ શિવ, વિષ્ણુ, ભાગવતપુરાણ ઇત્યાદિમાં એક સરખુંજ છે.

૧૬ निकुंभः—ભાગવતમાં નિકુંભનાં બર્હણાશ્વ તથા કૃશાશ્વ એમ બે પુત્રો હતા એમ ટીકાકારે ભૂલથી લખ્યું છે. બર્હણાશ્વને બદલે વિષ્ણુપુરાણ તથા હરિવંશમાં નિકુંભના પુત્રનું નામ સંહતાશ્વ લખેલું છે. પરંતુ શિવપુરાણમાં નિકુંભનો પુત્ર સંહતાશ્વ, તેનો પુત્ર અક્ષાશ્વ, તેનો પુત્ર કૃશાશ્વ. એમ એક નામ અધિક છે.

૧૭ संहताश्वः—હરિવંશમાં સંહતાશ્વના અકૃશાશ્વ તથા કૃશાશ્વ એ પુત્રો લખ્યા છે.

૧૮ कृशाश्वः—બીજા પુરાણોમાં સંહતાશ્વનો કૃશાશ્વ નામે એકજ પુત્ર હતો. તે કૃશાશ્વનો પુત્ર પ્રસેનજીત હતો, એમ ભાગવત તથા વિષ્ણુપુરાણમાં લખ્યું છે. પરન્તુ હરિવંશ પર્વ ૧ અ ૧૨ શ્લો. ૪ માં લખવા પ્રમાણે કૃશાશ્વની પુત્રી હૈમવતી (દૃષદ્વતી) નો પુત્ર પ્રસેનજીત

થયો હતો અર્થાત પ્રસેનજીત કૃશાશ્વનો દૌહિત્ર હોય તેને તેણે રાજ્ય આપ્યું હોય એમ પ્રતીત થાય છે

૧૯ प्रसेनजीत्—પ્રસેનજીત ઉપર લખ્યા પ્રમાણે કૃશાશ્વનો પુત્ર અથવા દૌહિત્ર હોવો જોઇએ. પ્રસેનજીતને બદલે શિવપુરાણમા 'શ્વરોનજીત' એવું નામ છે.

૨૦ युवनाश्वः—(૨) યુવનાશ્વે વનમાં જઇ ઇન્દ્રદૈવત પુત્રેષ્ટિ કરી. ઋષિઓએ મંત્રી રાખેલું જળ તૃષાતુર થયેલા રાજાએ ભૂલથી પીધું. તેના ઉદરને ભેદન કરીને જે પુત્ર થયો તે માંધાતા એવા નામથી પ્રસિદ્ધ થયો. આ યુવનાશ્વ બીજો છે

૨૧ मांधाता—યુવનાશ્વના ઉદરમાંથી પાષાણયુગીય શસ્ત્રના યોગે જન્મ પામ્યો હતો, અને એ માંધાતા ચક્રવર્તી રાજા થયો હતો. ચંદ્રવંશી યયાતિપુત્ર યદુના વંશમાં સાતમો શશબિંદુ થયો હતો તેની બિંદુમતી નામની પુત્રી સાથે માંધાતાનાં લગ્ન થયાં હતાં એમ હારવંશ પર્વ ૧ અધ્યાય ૧૪ માં પણ લખ્યું છે.

અર્થાત માંધાતા ચક્રવર્તી રાજ્યનો ભોક્તા હતો.

यावत्सूर्य उदेति स्म यावच्च प्रतितिष्ठति ।
सर्वं तद्यौवनाश्वस्य मांधातुः क्षेत्रमुच्यते ॥
विष्णुपुराण अंश ४ अ. २ श्लो. १८

ચંદ્રવંશમાં ચંદ્રથી શશબિન્દુ કિંવા મહા ભોજ ૧૩ મો પુરુષ હતો. અને માંધાતા મનુથી ૨૧ મો પુરુષ છે. તેનાં લગ્ન શશબિન્દુની પુત્રી બિન્દુમતી સાથે થયા હતાં. પેઢીઓની ગણના પ્રમાણે છ પેઢીઓનું અંતર આવે છે, તેમ છતા તેઓ સમકાલીન હતા એમાં તો જરાપણ શંકા નથી. તેમ શશબિંદુ ચક્રવર્તી રાજા હતો તેનું સાર્વભૌમપણું માંધાતાએ તે પછી પ્રાપ્ત કર્યું હતું માંધાતાનું નામ ઋગ્વેદ મં. ૮ અનું. ૫ સૂ. ૪૧ માં પણ છે.

૨૨ પુરુકુત્સઃ—માંધાતાના પુરુકુત્સ અંબરીષ અને મુચકુંદ એવા ત્રણ પુત્રો હતા એમ વિષ્ણુપુરાણ તથા શ્રીમદ્ ભાગવત પુરાણમાં લખ્યું છે. પરતુ હરિવંશમાં અંબરીષનું નામ નથી અર્થાત્ તેમાં માંધાતાના બે પુત્રો લખ્યા છે તેમ છતાં વિષ્ણુપુરાણ તથા ભાગવતમાં લખ્યુ છે કે અંબરીષને યુવનાશ્વે પુત્ર તરીકે નિયત કર્યો હતો, આમ થવાથી પછી માંધાતાના બે પુત્રો છે આ વાર્તા અવિરુદ્ધપણે હરિવંશ સાથે મળે છે. પુરુકુત્સનુ નામ ઋગ્વેદના મંડળ ૫ અનુ. ૩ સૂક્ત ૩૩. તથા છઠ્ઠા મંડળના બીજા અનુવાકના વિશમા સૂક્તમા આવેલું છે. પુરુકુત્સે અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. આ કથા શતપથ બ્રાહ્મણમાં છે. તેના અંબરીષ તથા મુચકુંદ એ બે ભાઈઓ હતા એમ

લખ્યુ છે. મુચુકુંદ, શ્રીકૃષ્ણના સમય પર્યંત જીવિત હતો એમ પુરાણોમાં પ્રસિદ્ધ છે. પુરુકુત્સને સર્પોએ વરદાન આપ્યુ હતુ કે 'તારો વંશ નાશ નહિ પામે' આમ વિષ્ણુપુરાણ અ ૪ અ. ૩ શ્લો ૧૮ મા લખ્યુ છે.

૨૩ त्रसदस्यु:—(ચોર જે થી બ્હીતા, તે ત્રસદસ્યુ તથા તેનો પિતા પુરુકુત્સ એ બંને ઋગ્વેદના બે સૂક્તોના રાજર્ષિ છે તેમ ઋગ્વેદ મ. ૪ અ ૪ સૂ ૪૩ માં લખ્યું છે કે પુરુકુત્સે અશ્વિનોને હવિર્દાન કર્યું, જેથી તેને ત્રસદસ્યુ નામક પુત્ર થયો હતો.

૨૪ संभूत:—જો કે ભાગવતમા ત્રસદસ્યુ પછી પુત્ર તરીકે અનરણ્યનું નામ છે, પરંતુ હરિવંશ તથા વિષ્ણુપુરાણમાં ત્રસદસ્યુનો પુત્ર સંભૂત અને સભૂતનો પુત્ર અનરણ્ય થયો આમ સ્પષ્ટ લખેલુ છે શિવપુરાણમાં પણ ત્રસદસ્યુનો પુત્ર ' સભૂત ' લખ્યુ છે

पुरुकुत्सो नर्मदायां त्रसदस्युमजीजनत् ।
त्रसदस्युसुतः संभूतस्ततोऽनरण्यस्तंरावणोदिग्विजये
ज्ञघान ॥ ) विष्णु.

૨૫ अनरण्य—અનરણ્યને દિગ્વિજય વખતે રાવણે મારી નાખ્યો આમ વિષ્ણુપુરાણ અંશ ૪ અધ્યાય ૩ શ્લોક ૧૩ મા લખ્યું છે તથા વાલ્મીકિ રામાયણ ઉત્તરકાંડના

૧૯ માં સર્ગમાં પણ એવીજ કથા છે. અર્થાત્ ત્યાં લખે છે કે 'મારી સાથે યુદ્ધ કરવાનું ફળ જોયું?' આવું રાવણનું અભિમાનયુક્ત વચન સાંભળી અનરણ્યે પોતાનો અંતિમ શ્વાસ છોડતાં અગાઉ રાવણને ઉદ્દેશીને કહ્યું કે "મારો વંશજ તને મારશે."

૨૬ पृषदश्व—ભાગવતમાં અનરણ્ય પછી હર્યશ્વ, અરૂણ નિબંધન, સત્યવ્રત અર્થાત્ ત્રિશંકુ એટલાંજ નામો છે. પરંતુ હરિવંશ તથા વિષ્ણુપુરાણમાં એથી ભિન્ન ક્રમ છે જે અનુક્રમે લખ્યું છે.

૨૭ हर्यश्व—વિષ્ણુપુરાણ તથા હરિવંશમાં આ નામ છે.

૨૮ वसुमनाः— " " " "

૨૯ त्रिधन्वा—શિવપુરાણ ધર્મસંહિતા અધ્યાય ૬૦ માં 'સંભૂત' પછી 'ત્રિધન્વા' નામ છે, વચ્ચેનાં ચાર નામો નથી.

૩૦ त्र्यारुणः—શિવપુરાણમાં ત્રય્યારુણને ઠેકાણે ત્રય્યારુણિ એવું નામ છે.

૩૧ त्रिशंकुः—આ ત્રિશંકુનું મૂળ નામ સત્યવ્રત હતું. પરંતુ પાછળથી એણે પારકી સ્ત્રી તથા કન્યાનું હરણ કર્યું, જેથી એના પિતા ત્રય્યારુણે સત્યવ્રતનો ત્યાગ કર્યો. અને કહ્યું કે 'ત્હારા નીચ કૃત્યને લીધે તું ઉત્તમ કુળમાં

રહેવા લાયક નથી, કિન્તુ અનાચારી હોવાથી તું ચાંડાલ-કુલમાં મળી જા. અપ્રોક્ષિત ભક્ષણ, ગુરૂધેનુનો વધ, અને પિતાની આજ્ઞાનું ઉલ્લંઘન કિંવા પિતાનો અસંતોષ એ ત્રણ શંકુ (શલ્ય) એને ખુંચ્યાં કરતાં હતાં જેથી તેનું નામ ત્રિશંકુ પડયું હતું. પછી વિશ્વામિત્રની અસન્નિધિમાં તેમના કુટુમ્બનું દુષ્કાળમાં સંરક્ષણ ભરણપોષણ કરવાથી સ્વર્ગમાં ગયો હતો. એ ત્રિશંકુ કૈકયવંશની પુત્રી 'સત્યરથા'ને પરણ્યો હતો એમ શિવપુરાણમાં લખ્યું છે.

पितुश्चापरितोषेण गुरोर्दोग्ध्रीवधेन च ।
अप्रोक्षितो प्रयोगाच्च त्रिविधस्तेव्यतिक्रमः ॥
एवं त्रीण्यस्य शंकूनि तानि दृष्ट्वा महायशाः ।
त्रिशंकुरिति होवाच त्रिशंकुस्तेन संस्मृतः ॥
हरिवंश पर्व १ अ. १३ श्लो. १८.

તે ઉપરાંત ત્રિશંકુની કથા વાલ્મીકિ રામાયણના બાલકાંડના ૫૭ સર્ગથી ૬૦ સર્ગ પર્યન્ત છે

३२ हरिश्चंद्रः—આ હરિશ્ચંદ્ર બહુજ સત્યવાદી રાજા હતો. સત્યને ખાતર એણે અનેક સંકટો સહન કર્યાં હતાં. એની કથા પુરાણો ઉપરાંત ઐતરેય બ્રાહ્મણમાં પણ છે. એ ચક્રવર્તી રાજા હતો એમ હરિવંશ પ્રથમ પર્વના ૧૩ અધ્યાયમાં લખ્યુ છે.

૩૩ रोहितः—આ હરિશ્ચંદ્રનો પુત્ર રોહિત છે એમ સર્વ પુરાણો ઇત્યાદિમાં લખ્યું છે.

૩૪ हरितः—રોહિતનો પુત્ર હરિત થયો એમ વિષ્ણુપુરાણ તથા ભાગવત ઇત્યાદિમાં લખ્યું છે. પણ શિવપુરાણમાં તે પછીનાં છ નામો નથી.

૩૫ चंचुः—હરિતનો પુત્ર ચંચુ એમ વિષ્ણુપુરાણમાં લખ્યું છે, પરંતુ ભાગવતમાં હરિત પછી ચંપનું નામ છે.

૩૬ चंपः—વિષ્ણુપુરાણ તથા હરિવંશમાં ચંપના વિજય તથા સુદેવ એ બે પુત્રો લખ્યા છે. પરંતુ ભાગવતમાં ચંપનો પુત્ર સુદેવ, તેનો વિજય એમ લખ્યું છે

૩૭ सुदेवः—ભાગવતમાં ચંપનો પુત્ર સુદેવ તેનો પુત્ર વિજય એમ લખ્યું છે.

૩૮ विजयः—વિજય સુદેવનો પુત્ર અને ભરુક (રુરુક)નો પિતા હતો એમ ભાગવતમાં લખ્યું છે.

૩૯ रुरुकः—ભાગવતમાં વિજયના પુત્રનું નામ 'ભરુક' છે પણ હરિવંશ તથા વિષ્ણુપુરાણમાં 'રુરુક' એવું નામ છે. રુરુક પોતે ધર્મ તથા અર્થનો પૂર્ણ જ્ઞાતા હતો એમ હરિવંશમાં લખેલું છે.

૪૦ वृकः—શિવપુરાણમાં રોહિત પછી 'વૃક'નું નામ છે. કિંતુ વચ્ચેનાં હરિત, ચંચુ, ચંપ, સુદેવ, વિજય અને રુરુક એ છ નામો નથી.

૪૧ બાહુઃ—વૃકનો પુત્ર બાહુ થયો આમ વિષ્ણુપુરાણ, હરિવંશ અને શિવપુરાણમાં લખ્યું છે. પણ ભાગવતમાં બાહુને બદલે બાહુક એવું નામ છે. આ બાહુ ઉપર હૈહય, તાલજંઘ નામક રાજાઓ પ્રબલ થઈ ચડાઇ કરવાની તૈયારી કરી રહ્યા હતા એટલામાં વાયવ્ય દિશાથી શક યવન ઇત્યાદિ લોકો આવ્યા, તેમની સાથે મળીને હૈહય તાલજંઘે બાહુનું રાજ્ય લઈ લીધું. તે પછી તેમને શરણે રહેવા કરતાં રાજ્યનો ત્યાગ કરવો એ ઉચિત લાગવાથી સ્ત્રીઓ સહિત વનમાં જઈ વસ્યો. કાળે કરી મરણ પામ્યો ત્યારે તે બાહુની સ્ત્રીઓ સતી થતી હતી તેમાં એક સગર્ભા એવં પૂર્ણગર્ભા હતી. તેને કાલવેદી ઔર્વઋષિએ કહ્યું કે ત્હારા ગર્ભમાં ચક્રવર્તી થશે તેવો પુત્ર છે, માટે સતી થા નહિ. તેમ છતાં તે બહુજ ઉદાસીન થયેલી હતી જેથી તેને વિષપ્રયોગ કર્યો જેથી તરત બાળક-પુત્રનો જન્મ થયો, તે વિષ સહિત જન્મ્યો જેથી તેની સાથે સંગતીવાળું 'સગર' એવું નામ રાખવામાં આવ્યું.

૪૨ સગરઃ—આ સગરને પોતાના આશ્રમમાં રાખી તેના જાતકર્માદિ સંસ્કારો ઔર્વઋષિએ કર્યા, તેમ વેદ, વેદાંગ, અસ્ત્ર, શસ્ત્ર ઇત્યાદિ વિદ્યાનું તેને શિક્ષણ આપ્યું. તેમજ દુઃસહ એવા આગ્નેયાસ્ત્રનું પણ શિક્ષણ આપ્યું હતું આમ હરિવંશ તથા વિષ્ણુપુરાણમાં લખ્યું છે. તે

પછી સગરે સૈન્ય એકત્ર કરી હૈહય, તાલજંઘ નામક ક્ષત્રિય જાતિઓને તેમના શક, યવન, પારદ, કંબોજ અને પલ્હવ એ પાંચ જાતિઓને પરાસ્ત કરીને સાર્વભૌમપણું સ્વાધીન કર્યું. શક, યવનાદિ જાતિઓ સગરથી બહુજ પીડિત થઈ વસિષ્ઠને શરણે ગઇ, જેથી શક જાતિનું અર્ધું મસ્તક મુંડાવીને તેમને છોડી મૂકયા. તથા યવન અને કાંબોજ જાતિનુ આખુ મસ્તક મુંડાવી તે જાતિને છોડી મૂકી. અને પારદ જાતિને છુટા કેશ રાખવાનું કહીને મુક્ત કરી. પરંતુ શક, યવન, કાંબોજ, પારદ, પલ્હવ, કૌલિસર્પ, મહિષ, દર્વા, ચૌલ, કેરલ એ જાતિઓ ઉપર પોતાનોજ અધિકાર રાખ્યો તેમજ ખસ, તુષાર, ચોલ, મદ્ર, કિષ્કિંધક, કંતલ, બંગ, શાલ્વ અને કૌંકણ એ દેશોના રાજાઓને સ્વાધીન કરી લીધા હતા એમ પણ હરિવંશ પર્વ ૧ અ. ૧૪ માં લખ્યું છે તથા ભાગવત સ્ક ૯ અ ૮ શ્લો. ૫, તથા વિષ્ણુપુરાણ અંશ ૪ અ ૩ શ્લો ૧૮, તથા વાલ્મીકિ રામાયણ બાલકાંડ સર્ગ ૬ તથા સર્ગ ૩૮, ૩૯ મા અને મહાભારતના વનપર્વ અ. ૧૦૭ મા સગરની કથા છે

૪૨ असमंजसः–સગરને વૈદર્ભી (વિદર્ભદેશ—વરાડ પ્રાંતના રાજાની પુત્રી કેશિની) થી અસમજસ નામે પુત્ર થયો હતો એમ પુરાણો તથા મહાભારત વનપર્વ અ. ૧૦૬

માં લખ્યુ છે. સગરની બીજી સ્ત્રીનું નામ મહાભારતમાં શૈબ્યા લખ્યુ છે, પરન્તુ અન્યત્ર સુમતિ ( મહતી ) એવુ નામ છે. અને તે વિનતા અને અરિષ્ટનેમિ ( કશ્યપ ) ની પુત્રી અને ગરૂડની બેન હતી તેણીથી થયેલા સગરના સર્વે પુત્રો કપિલાશ્રમમાં મરી ગયા હતા. આમ હરિવંશ પર્વ ૧ અ. ૧૫ માં, તથા વાલ્મી. બા. સ. ૩૮ માં, તથા વિષ્ણુપુરાણ અં. ૪ અ ૪ માં લખ્યું છે જો કે કોઈક ઠેકાણે અસમંજસ નાની સ્ત્રીનો પુત્ર હતો એમ પણ લખ્યું છે, તેમ છતાં તેટલા ભેદ સિવાય કથા એકજ પ્રકારની સર્વત્ર છે ફક્ત એક શિવપુરાણમા અસમંજસનુ નામ 'પંચજન' એવુ આવેલુ છે

૪૪ अंशुमान—અંશુમાનનો પિતા ( અસમંજસ ) યોગભ્રષ્ટ એવં ઉપરામશીલ હોવાથી રાજ્યનો ત્યાગ કરી ચાલ્યો ગયો, જેથી અંશુમાને, સગરે આરંભેલા અશ્વમેધના ઘોડા જેનું ઇન્દ્ર હરણ કરી ગયો હતો તેની શોધ કરી લાવ્યો હતો. તથા પિતૃઓના ઉદ્ધારાર્થે ગંગાજીને કપિલાશ્રમ ( કલકત્તા ) પર્યન્ત લઇ આવવાના પ્રયત્નમાં બાકીનું આયુષ્ય વ્યતીત કર્યું હતું.

૪૫ दिलीप ( ૧ ) પહેલા દિલીપને પિતાનું રાજ્ય પ્રાપ્ત થયા પછી અલ્પ સમયમાંજ પુત્રને રાજ્ય આપી

પિતાના આરંભેલા ગંગાનયનનાં કાર્યમાં રહી કાળ પૂરો કર્યો.

૪૬ भगीरथः—ભગીરથ મહાદેવની સહાયતાથી ગંગાજીને લઇ આવ્યો અને તેણે વડીલોનાં આરંભેલાં કાર્યને સિદ્ધ કર્યું. સતત પ્રયત્નના બળે કાર્યસિદ્ધિ આ પ્રમાણે થાય છે ભગીરથે ઘણા યજ્ઞો કર્યા હતા એમ મહાભારતના વનપર્વ અ. ૮૭ તથા ૧૦૯ માં લખ્યુ છે. તેમ તે ચક્રવર્તી રાજા હતો.

स तु राजा महेष्वास श्चक्रवर्ती महारथः । महाभा. वनपर्व अ. १०७. स तु भगीरथ इत्यध्याहारः ॥

૪૭ श्रुत.—ભગીરથનો પુત્ર શ્રુત થયો એમ સર્વ પુરાણોમાં છે. ફક્ત શિવપુરાણમાં 'શ્રુતસેન' એવું નામ લખેલું છે

૪૮ नाभागः—શ્રુતના પુત્રનું 'નાભાગ' એવું નામ શિવપુરાણ તથા હરિવંશ તથા વિષ્ણુપુરાણ અને વાલ્મીકિ રામાયણમાં છે. પરંતુ ભાગવતમાં નાભાગને ઠેકાણે 'નાભ' એટલું નામ છે. પણ ઋગ્વેદમાં नभाग એવું નામ મંડળ ૮ અ. ૫ સૂ. ૪૧ માં છે.

૪૯ अंबरीषः—નાભાગના પુત્રનું નામ ભાગવતમાં 'અપર' એમ લખ્યું છે, પરંતુ હરિવંશ તથા વિષ્ણુપુરાણ

તથા શિવપુરાણ અને વાલ્મીકિ રામાયણમાં નાભાગના પુત્રનું નામ અંબરીષ છે. અને તે ચક્રવર્તી રાજા હતો એમ પણ લખ્યું છે.

नाभागे रम्बरीपस्य भुजाभ्यां परिपालिता ।
वभूव वसुधात्यर्थं तापत्रय विवर्जिता ॥

એ શિવાય અંબરીષની વિશેષ કથા વાલ્મી. બાલ, સર્ગ ૬૧ માં પણ છે,

૫૦ सिंधुद्वीपः—સિંધુદ્વીપ પોતે ઋગ્વેદનાં કેટલાક સૂકતોના મંત્રદૃષ્ટા રાજર્ષિ છે.

૫૧ अयुताश्वः—આ નામ વિષ્ણુ પુરાણમાં છે. અર્થાત્ વિષ્ણુપુરાણમાં સિંધુદ્વિપના પુત્રનું નામ અયુતાશ્વ છે. પણ ભાગવતમાં 'અયુતાયુ' એવું નામ છે, અને હરિવંશ તથા શિવપુરાણમાં સિંધુદ્વીપના પુત્રનું અયુતાજીત્ એવું નામ છે.

૫૨ ऋतुपर्णः—આ અયોધ્યા પતિ ગુણવાન ઋતુપર્ણ, સૂર્યવંશી રાજાના અગુપ્ખવંશમાં ઉત્પન્ન થયેલા 'નળ' રાજા પાસેથી અશ્વવિદ્યા—અશ્વોને શીઘ્રગતિએ ચલાવવાની વિદ્યા શીખ્યો હતો. તે વખતે નળરાજા પોતાના નામને બદલી છૂપા વેશમાં બાહુક નામે ઓળખાતો હતો અને ઉક્ત રાજા પાસે નોકરી રહ્યો હતો આમ

મહાભારત વનપર્વ અધ્યાય ૬૬ તથા ૭૭ માં લખ્યુ છે. ઋતુપર્ણે નળને અક્ષવિદ્યા (પાસા ખેલવાની વિદ્યા) શીખવી, અને નળ પાસેથી પોતે અશ્વવિદ્યા શીખ્યો હતો જે ઉપરથી વિદર્ભ (વિરાટ) દેશનો યાદવ વંશી રાજા ભીમરથ અને સૂર્યવંશી ઋતુપર્ણનો પિતા અયુતાશ્વ સમકાલીન હતા એમ તો સહજમાં કહી શકાય તેમ છે. પરંતુ યદુના પુત્ર ક્રોષ્ટના વંશમાં મૂલ પુરુષ ચંદ્રથી ૨૮ મી પેઢીએ ભીમરથ આવે છે અને ઋતુપર્ણનો પિતા મનુથી ૫૧ મી પેઢીએ થાય છે. એથી પ્રતીત થાય છે કે ચંદ્રવંશ પછીથી થયો છે તેમ તેની પેઢીઓ અવિચ્છિન્નપણે લખાયેલી નથી તેમજ નળ-રાજા સૂર્યવંશી હતો આ વાર્તા મહાભારતમાં છે. પરંતુ કયા વંશનો હતો તે કયાંઇ પણ લખ્યું નથી, જેથી દેખાય છે કે અમુખ્ય વંશમાં થયેલા પ્રતાપી રાજાના યશ પુરતી કથા પુરાણાદિમાં લખાયેલી હોય છે, પણ મુખ્ય વંશના રાજા પ્રમાણે તેમની પરંપરા લખવામાં આવતી નથી.

૫૩ સર્વકામ.—ઋતુપર્ણના પુત્રનું નામ સર્વકામ સર્વે મુખ્ય પુરાણોમાં છે, પરન્તુ હરિવંશમાં આર્તપર્ણ એવું નામ આવેલું છે. શિવપુરાણમાં 'સર્વકર્મા' નામ છે એ ઉપરાંત ઋગ્વેદ મંડળ ૭ અનુ. ૨ સૂ. ૧૯ માં દિવોદાસ એવું નામ આવેલું છે. એ

ઉપરાંત દિવોદાસ રાજાની કથા ઋગ્વેદ મં. ૨ અનુ. ૨ સૂ. ૧૭ તથા ૧૯ માં, તથા મંડળ ૪ અનુ. ૩ સૂક્ત ૧૬ તથા ૨૬ માં, તથા મંડળ ૬ અનુ. ૩ સૂ. ૨૬ તથા ૩૨ માં, અને મં. ૬ અનુ. ૪ સૂ. ૪૪ તથા ૪૭ માં પણ છે. આ પ્રમાણે ઋગ્વેદમાં જેનું નામ દિવોદાસ છે. તેનું પુરાણોમાં 'સર્વકામ' એવું નામ પડયું તેનું કારણ સર્વકામનાઓને પૂર્ણ કરવા જેટલી યોગ્યતાને પ્રાપ્ત કરવા રૂપ કદાચ હોવું જોઇએ કેમકે ઋગ્વેદમાં સુદાસના પિતાનું નામ દિવોદાસ હતું એમ સ્પષ્ટ લખ્યું છે. મં. ૭-૨-૧૯.

૫૪ સુદાસઃ—આ નામ પુરાણો તથા ઋગ્વેદમાં એક સરખું જ છે. ઋગ્વેદનાં પાંચમા તથા છઠ્ઠા અષ્ટકમા અર્થાત્ સપ્તમ મંડળના અનેક અનુવાકો એવં સૂક્તોમાં સુદાસ રાજાની કથા છે. સુદાસે યદુ તથા તુર્વસુ સાથે સંગ્રામ કરી પરાસ્ત કર્યાની તથા દેવોની પ્રસન્નતા પ્રાપ્ત કરવાની કથા પણ ત્યાંજ છે. પરંતુ પુરાણોમાં સુદાસની અધિક કથા નથી. સુદાસની કથા ઋગ્વેદ મં. ૭ અ. ૧ સૂ. ૯ માં, તથા મંડળ ૭ અ. ૨ સૂ. ૧૮ તથા ૧૯ માં, તથા મં. ૭ અ. ૫ સૂ. ૮૩ ઇત્યાદિમાં છે. સુદાસે પરુષ્ણા કિંવા પયોષ્ણી અર્થાત રાવી નદી ઉપર સેતુ-પાંજ (પુલ) બાંધ્યો હતો. તે સેતુનો તુર્વસુએ નાશ કરી નાખ્યો હતો; જેથી ઇન્દ્રે

યયાતિના પુત્ર તુર્વસુને દેહાંત શિક્ષા કરી હતી તેવું વર્ણન ઋગ્વેદ અષ્ટક ૫ અધ્યા. ૨ વર્ગ ૨૫ ઋચા ૯ માં છે. રાવીના બન્ને પાર્શ્વોના વૈકર્ણ નામક દેશના વીશ યોદ્ધાઓને એકલા સુદાસેજ માર્યાની કથા, તથા શ્રુત, કવષ અને વૃદ્ધ તથા દ્રુહ્યુ અને અનુના સુદૃઢ દુર્ગોને સુદાસે નાશ કર્યાની કથા ઋગ્વેદ મં. ૭ અ. ૨ સૂ. ૧૮ માં છે. તે પછી પણ સુદાસના પરાક્રમનું વર્ણન સપ્તમ મંડળમાં વિસ્તૃત રીતે છે. તે ઉપરાંત ઋગ્વેદમાં ખાસ લક્ષ રાખવા જેવી કથા એવી રીતની છે કે સૂર્યવંશી રાજાઓએ મુખ્યત્વે ઇન્દ્ર, વરુણ, ઇન્દ્રાગ્નિ, ઇન્દ્ર વાયુ અશ્વિનીકુમારોની અને સારસ્વતો સહિત સરસ્વતીની ઉપાસના કરી છે. અને યાદવોએ પ્રાયઃ મરુદ્ગણોની ઉપાસના કણ્વ તથા મેધાતિથી દ્વારા મં. ૮ માં કરી છે. પરંતુ કુરુક્ષેત્રમાં થતા યજ્ઞમાં સોમપાન કરવા સારૂ નીચું મોઢું કરી મરુદ્ગણ જાય છે. આવું વર્ણન ઋગ્વેદ મં. ૮ અનુ. ૨ સૂ. ૭ માં છે. આથી મરુદ્ગણની પ્રતિષ્ઠા દેવોમાં ન્યૂન હશે એમ પ્રતીત થાય છે. કેમકે મરુદ્ગણ, દૈત્ય માતા દિતિથી ઉત્પન્ન થયેલાં હતા. પરન્તુ તેઓ ઇન્દ્ર સાથે રહેતા હોવાથી તેમની પૂજા થતી હતી, પણ ઇન્દ્ર વરુણાદિ જેવી તેમના તરફ આદરબુદ્ધિ નહિ હોય એ સ્વાભાવિક છે. અને "જ્યાં સૂર્યનો પુત્ર-સૂર્યનો વંશજ

રાજા છે ત્યાં હે ચંદ્ર! તારા અમૃત ઝરણને વહેતું કર." આવી પ્રાર્થના ઋગ્વેદ મં. ૯ અનુવાક ૭ સૂક્ત ૧૧૨ માં થયેલી છે. તથા "જ્યાં ઇક્ષ્વાકુ રાજ્ય કરે છે ત્યાં ચારે વર્ણ ભિક્ષ જાતિ સહિત સુખી છે" એવી કથા ઋગ્વેદ મં. ૧૦ અનુ. ૪ સૂ. ૬૦મા પણ છે. ઈત્યાદિ ઉપરથી પણ પ્રતીત થાય છે કે સૂર્યવંશી રાજાઓની પ્રતિષ્ઠા તે વખતે પણ ઉંચા પ્રકારની હતી. અને પ્રજાને તેઓ સંપૂર્ણપણે રંજન કરતા હતા એમ પણ એથી જણાય છે.

૫૧ સૌદાસ—સૌદાસનું બીજું નામ કલ્મષપાંધિ છે આ કથા વાલ્મીકિ ઉત્ત. સર્ગ ૬૫ માં તથા વિષ્ણુપુરાણ, ભાગવત, હરિવંશ, શિવપુરાણ અને મહાભારત આદિપર્વ અધ્યાય ૧૭૬માં એક સરખીજ છે. અર્થાત્ મૃગયા કરતાં એક રાક્ષસને સૌદાસે માર્યો, તેનો ભાઇ છુપાઇ ગયો અને પછી રસોઇયાના વેશથી આવી રાજાને ત્યાં નોકરી રહ્યો. ત્યાં ગુરૂને અમેધ્ય-ખાવાને અયોગ્ય એવી વસ્તુના મિશ્રણવાળી ખાદ્ય વસ્તુ પીરસી આપી. પરંતુ પ્રોક્ષણ કરતાં ગુરૂ જાણી ગયા. જેથી ગુરૂએ રાજાને રાક્ષસ થવાનો શાપ આપ્યો, પણ પાકકારનો અપરાધ છતાં ગુરૂમહારાજ મને શાપ આપે છે તો તેમને પણ શાપ આપવો એમ કહી શાપ આપવા માટે સંકલ્પ કર્યો પરંતુ સૌદાસની સ્ત્રીએ વિનતિ કરી શાંત કર્યો, પણ

તે સંકલ્પિત જળ પોતાના પગ ઉપર રેડવાથી તરત ત્યાં શ્યામતા આવી ગઇ. જેથી તેનુ કલ્માષાંઘ્રિ કિંવા કલ્મષપાદ એવું નામ કહેવાયું.

૫૬ अश्मकः—આ અશ્મક સૌદાસની સ્ત્રી મદયંતીના ગર્ભમાં સાત વર્ષ રહ્યો હતો. છેવટે 'અશ્મક' ( પથ્થર ) પ્રયોગથી અર્થાત્ પાષાણયુગની શલ્યક્રિયા અનુસાર વસિષ્ઠજીએ ઉદર ચીરી પ્રસવ કરાવ્યો તેથી તેનું નામ અશ્મક કહેવાયું.

૫૭ मूलकः—આ મૂલકને પરશુરામથી બચાવવા ખાતર સ્ત્રીઓએ સ્ત્રીનાં કપડાં પહેરાવી રક્ષા કરી હતી તેથી તેનું નામ 'નારીકવચ' પણ હતું. તથા ક્ષત્રિઓના પ્રાયઃ નાશ પછી બધાનું મૂળરૂપ હોવાથી તેનું મૂલક એવું નામ પણ હતું.

૫૮ दशरथ—( ૧ ) આ સૂર્યવંશમાં પહેલા દશરથ છે. બીજા દશરથ રામના પિતા હતા દશરથ એવું નામ ઋગ્વેદમાં આવેલું છે આ દશરથનું 'સત્યવ્રત' એવું પણ નામ છે.

૫૯ इलिविल—ભાગવતમાં ઇલિવિલના બદલે 'ઐડવિઠ' એવું નામ આવેલું છે

૬૦ विश्वसह—( ૧ ) આ નામ વિષ્ણુપુરાણ તથા ભાગવતમાં એક સરખું જ છે

૬૧ खट्वाङ्गः—ખટ્વાંગ રાજાએ દેવતાઓની પ્રાર્થનાથી દૈત્યોનો સંહાર કર્યો તેથી પ્રસન્ન થયેલા દેવતાઓએ વરદાન આપવાનું કહેવા છતાં આત્મસાક્ષાત્કારના આનંદ પાસે પુત્ર, સ્ત્રી, રાજ્ય ઇત્યાદિનું સુખ અત્યંત તુચ્છ છે એમ દર્શાવતો સતો " आत्मानं परमात्मनि युयोज " પોતાને બ્રહ્મ સાથે અપરોક્ષતયા જોડી દેતો હતો. પોતે ચક્રવર્તી રાજા હોવા છતાં પરમ ત્યાગશીલ, ધર્માત્મા અને આત્મજ્ઞાની હતો.

खट्वाङ्गेन समो नान्यः कश्चिदुर्व्यां भविष्यति ।
येन स्वर्गादिहागत्य मुहूर्तं प्राप्य जीवितम् ॥
विष्णुपुराण अं. ४ अ. ४ श्लो. ३९.
खट्वाङ्गश्चक्रवर्त्यभूत् । भागव० स्कं. ९ अ. ९ श्लो. ४१.

૬૨ दीर्घबाहुः—આ નામ વિષ્ણુ પુરાણમાં છે, અર્થાત ખટ્વાંગનો પુત્ર દીર્ઘબાહુ એમ વિષ્ણુપુરાણમાં લખ્યું છે. ભાગવતમાં " દિલીપ " એવું આ ઠેકાણે પણ નામ છે. આનંદ રામાયણમાં પણ દિલીપ એવું નામ છે. પરંતુ શિવપુરાણમાં વિષ્ણુપુરાણની માફક દીર્ઘબાહુઃ જ નામ છે.

૬૩ रघुः—આ નામ શિવપુરાણ, વિષ્ણુપુરાણ, ભાગવત, વાલ્મીકિ રામાયણ ઇત્યાદિમાં એક સરખુંજ છે. તેમ

પ્રસ્તુત વંશ પ્રથમ સૂર્યવંશ એવાં નામથી, તે પછી સૂર્ય તથા ઇક્ષ્વાકુના નામથી, અને તે પછી સૂર્ય, ઇક્ષ્વાકુ અને રઘુવંશ એવા નામથી પ્રસિદ્ધ છે. રઘુ રાજાની કથા મહા કવિ કાલિદાસે રઘુવંશ કાવ્યના ત્રીજા, ચોથા અને પાંચમાં સર્ગમાં વર્ણવી છે તે ઉપરથી જોતાં રઘુ ચક્રવર્તી જેવો સમર્થ રાજા હતો હિન્દુસ્થાન ઉપરાંત ઇતર દેશના રાજાઓ (ઇરાન, ટીબેટ ઈત્યાદિ) ઉપર રઘુએ જીત મેળવી હતી તેમજ

ग्रहैस्ततः पञ्चभिरुच्चसंश्रयैरसूर्यगैः सूचितभाग्यसंपदम् ॥
रघु० ३-१३.

સૂર્ય સાથે નહિ રહેલા અર્થાત અસ્ત નહિ પામેલા એવા પાંચ ગ્રહો ઉચ્ચ રાશિના હતા અને તે ગ્રહોએ સૂચવેલી ભાગ્યલક્ષ્મી તેને પ્રાપ્ત થઇ હતી. પાંચ ગ્રહો ઉચ્ચ રાશિના હોય તો ચક્રવર્તી યોગ થાય છે એમ જ્યોતિષના જાતક ગ્રંથોમાં લખ્યુ છે.

૬૪ अजः—વિષ્ણુપુરાણ, શિવપુરાણ, ભાગવત, વાલ્મીકિ રામાયણ, હરિવંશ ઈત્યાદિમાં રઘુના પુત્રનું નામ 'અજ' છે અને તેના પ્રતાપનું વર્ણન કાલિદાસે પણ ઉત્તમ પ્રકારે કરેલું છે.

૬૫ दशरथः—નામ સર્વ પુરાણોમાં એકજ છે. આ દશરથ અને નિમિવંશી સીરધ્વજ સમકાલીન હતા; કેમકે

સીરધ્વજની પુત્રી સીતા, દશરથના પુત્ર શ્રીરામ સાથે પરણી હતી પરંતુ સૂર્યવંશી શશાદનો ભાઈ નિમિ મૈથિલ દેશનો રાજા હતો. તે નિમિના વંશમાં મનુથી ૨૪ મી પેઢીએ સીરધ્વજ થયો હતો. અને દશરથ મનુથી ૬૫ મી પેઢીએ થયો, આ વાર્તા તો બાજુના અંકો જોવાથી પ્રતીત થઈ આવે તેવી છે. તથા ચંદ્રવંશી 'યદુ' ના ભાઈ 'અનુ' ના વંશમાં 'ચિત્રરથ' જે રોમપાદ એવા નામથી પ્રસિદ્ધ હતો, તે દશરથ રાજાનો મિત્ર હતો, તે રોમપાદ ચંદ્રથી ૨૩ મી પેઢીએ થયો હતો. જેને દશરથે પોતાની 'શાંતા' નામની કન્યા પુત્રી તરીકે આપી હતી, જે શાંતા ઋષિશૃંગ સાથે પરણાવવામાં આવી હતી. રોમપાદ સીરધ્વજ અને દશરથની પેઢીઓમાં આવતા અંતરથી પ્રતીત થાય છે કે નિમિવંશ તથા ચંદ્રવંશની અવિછિન્ન પેઢીઓ લખેલી નહિ હોય.

૬૬ શ્રીરામઃ—પતિતપાવન શ્રી રામચંદ્રજીના નામથી ભાગ્યેજ કોઇ અજ્ઞાત હશે. પૂર્ણ પુરુષોત્તમ મર્યાદા અવતાર પરમેશ્વરે અંશે કરી રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એવા ચતુર્ધા પુત્રપણાને પામ્યા. રામે બાળપણામાંજ તાટકાના પુત્ર મારિચ અને સુબાહુ ઈત્યાદિનો વિશ્વામિત્રના યજ્ઞમાં સંહાર કર્યો. દર્શનથી એવં ચરણના સ્પર્શથી અહલ્યાનો ઉદ્ધાર કર્યો. જનકને ત્યાં

શ્વર ચાપને અનાયાસે ભાંગ્યું. પિતાની આજ્ઞાથી વનવાસ કરતાં અનેક દૈત્યોના સંહારના અંતે લંકા (સિંહલ દ્વીપ) ઉપર ચડાઇ કરી રાવણાદિકનો સંહાર કર્યો. અશ્વમેધ યજ્ઞાદિ કરી ઇતર રાજાઓને માંડળીક બનાવી પૃથ્વીનું સાર્વભૌમપણુ પ્રાપ્ત કર્યું.

(૧) રામના ભાઇ ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન એ નામવાળા હતા ભરતના મામા કેકય (કાબુલ) દેશના યુધાજીત્ નામના રાજાએ ગાર્ગ્ય નામના બ્રાહ્મણ દ્વારા રામચંદ્રજીને સમાચાર મોકલ્યા કે "સિંધુ નદની બન્ને બાજુનો દેશ જે અમારા (કેકય) દેશની બાજુમાં છે તેમાં શૈલુષ નામના ગંધર્વના પુત્રો રાજ્ય કરે છે, તેને પરાસ્ત કરીને રાજ્ય પ્રાપ્ત કરવા લાયક છે. તે ઉપરથી ભરતજીએ પોતાના બે પુત્રો તથા સૈન્ય સહિત રામચંદ્રજીની આજ્ઞાથી ચડાઇ કરીને જીત મેળવી. તે પછી ગંધર્વ દેશમાં તક્ષશિલા નામિકા નગરી વસાવી, તેમાં તક્ષને તથા ગાંધાર (કંદહાર) દેશમાં પુષ્કલાવત નામક નગર વસાવી

(૨) લક્ષ્મણજીએ વિંધ્યાચલના પશ્ચિમ છેડા તરફ 'ગુજરાત કાઠીઆવાડ' તથા તેની ઉત્તર તરફ સિંધમાં ચડાઇ કરી વિજય પ્રાપ્ત કર્યા પછી અગદને અંગદીયાપુરીમાં તથા ચંદ્રકેતુને ચંદ્રકાન્તા નામની નગરીમા તે નગરીઓ વસાવી તેમાં રાજ્યાભિષેક કર્યો.

(૩) યમુનાતીર પ્રાંતમાં રહેલા ઋષિઓએ લવણાસુરના અમાનુષી કૃત્યોના બદલામાં તેને દેહાંતશિક્ષા કરવા સારૂ શ્રીરામચંદ્રજીની પ્રાર્થના કરી, જે ઉપરથી રામચંદ્રજીનો આજ્ઞા થતાં સંગ્રામ માટે બે પુત્રો તથા સૈન્ય સહીત શત્રુઘ્નને તેના ઉપર ચડાઇ કરી વિજય મેળવ્યા પછી મથુરામાં સુબાહુને તથા નાના કુમાર યૂપકેતુને યમુનાના પશ્ચિમ તીરપ્રાંતમાં મથુરાથી દૂર 'વૈદિશ' નામક નગરમાં રાજ્યાભિષેક કર્યો. 'વૈદિશ' એ દશાર્ણવ દેશની રાજ્યધાની હતી એમ મેઘદૂત કાવ્ય શ્લો. ૨૫ માં લખ્યું છે. 'ભારતવર્ષકા ઇતિહાસ' નામક પુસ્તકમાં 'પુલિંદ'ને બૂંદેલખંડ તથા સાગર પ્રાંત ગણેલ છે. અને છત્રીશગઢ પ્રાંતને દશાર્ણવ-દશાર્ણ દેશ કહેલ છે

પરંતુ બીજે ઠેકાણે વર્ણન છે તે પ્રમાણે 'વૈદિશ' રજપૂતાનાના પૂર્વ છેડા પર આવેલા હાલમાં જ્યાં ગ્વાલીયર છે ત્યાં હોવી જોઈએ એમ સિદ્ધ થાય છે.

(૪) રામચંદ્રજીના યુવરાજ કુશને કોશલ દેશમાં વિંધ્યાચલની તળેટીમા શોણનદ પાસે કુશાવતી નગરી વસાવી તેમાં કુશનો રાજ્યાભિષેક કરીને મોકલ્યો નાના કુમાર લવને ઉત્તરમાં (પંજાબ તરફનુ) રાજ્ય આપ્યુ, પરંતુ તે દેશમાં રાજધાની વસાવી લવ ત્યા રહે તે અગાઉ ત્યાંજ રાજ્યાભિષેક કરી લવને 'શ્રાવસ્તી'માં જઇ રહેવાનુ સ ભળાવ્યુ. અર્થાત્ બન્ને કુમારોને રામચદ્રજીએ ખોળામા બેસારીનેજ રાજ્યાભિષેક કર્યો હતો એમ વાલ્મીકિમાં લખ્યુ છે પોતાના મહાપ્રસ્થાનથી અગાઉ નિયત સ્થાનોમાં કુમારોને મોકલી આપવામા આવ્યા હતા.

૬૭ कुश.—

अथेतरे सप्तरघुप्रवीरा ज्येष्टं पुरोजन्मतया गुणैश्च ।
चक्रुः कुशं रत्नविशेष भाजं सौभ्रात्रमेषां हि कुलानुसारि ॥
रघु. स. १६ श्लो. १

કુશ શિવાયના સાત ભાઇઓ અર્થાત ભરતના પુત્રો તક્ષ તથા પુષ્કલ, તથા લક્ષ્મણના પુત્રો અ ગદ તથા ચંદ્રકેતુ, તથા શત્રુઘ્નના સુબાહુ તથા યૂપકેતુ અને રામનો પુત્ર લવ એ સાત રઘુકુલના વીર કુમારોએ જન્મ તથા ગુણમાં સહુથી મહોટા કુશને અધિક સ પત્તિ આપી અને તેની આજ્ઞાનુ પાલન કરતા હતા

૬૮ अतिथि—કુશનો પુત્ર અતિથિ હતો એમ સર્વ પુરાણોમાં લખ્યું છે.

૬૯ निषधः—આ નામ પણ એક સરખુંજ છે.

૭૦ नलः—કેટલાક એને 'નભ' સમજી એકજ ગણે છે. અર્થાત્ ભાગવતમાં નલનું નામ નથી. એટલે 'નિષધ' પછી 'નભ' એવું નામ છે. પરંતુ શિવપુરાણ તથા વિષ્ણુ પુરાણ અં. ૪ અ. ૪ શ્લો. ૭ માં સ્પષ્ટ લખ્યું છે કે નિષધનો પુત્ર 'નલ' અને નલનો પુત્ર નભ હતો. પરંતુ આ 'નલ'ને ટૉડ સાહેબ દંમયતી પતિ નલ છે એમ સમજી ગયો છે તે તેની ભૂલ છે. કેમ કે નળનો સમકાલીન ઋતુપર્ણ હતો એવી મહાભારત ઈત્યાદિમાં વિસ્તૃત કથા છે.

૭૧ नमः—વિષ્ણુ, શિવ અને ભાગવત પુરાણમાં એક સરખુંજ નામ છે.

૭૨ पुंडरीकः—વિષ્ણુપુરાણ તથા શિવપુરાણ અને ભાગવતમાં નામ તથા કથા એકજ પ્રકારની છે.

૭૩ क्षेमधन्वाः—ક્ષેમધન્વાને કોઇક પુરાણમાં 'મેઘધન' એવું નામ આપવામાં આવ્યું છે.

૭૪ देवानीकः—દેવાનીક માટે શિવ વિષ્ણુ અને ભાગવતપુરાણમાં નામ એજ છે. અને તે ક્ષેમધન્વાનો પુત્ર હતો એમ પણ ઉક્ત ત્રણે પુરાણોમાં લખ્યું છે.

૭૫ अहीनगु—વિષ્ણુપુરાણ તથા શિવપુરાણમાં 'અહિનગુ' એવુ નામ છે. પણ ભાગવતમાં अनीह એવું નામ લખેલું છે.

૭૬ रुरुः—આ નામ વિષ્ણુપુરાણમાં છે, પણ ભાગવતમાં નથી, એટલે એક નામ ન્યૂન છે.

૭૭ पारियात्रः–વિષ્ણુપુરાણ તથા ભાગવતમાં પારિયાત્ર નામ છે, પણ બીજે ઠેકાણે 'પારિશાત' એવું નામ છે.

૭૮ बलः—ભાગવતમાં 'બલ' એવું નામ છે. વિષ્ણુપુરાણમાં 'દલ' એવું નામ આ ઠેકાણે છે.

૭૯ स्थलः—ભાગવતમાં 'સ્થલ' એવું નામ છે, ત્યારે વિષ્ણુપુરાણમાં 'શલ' એવું નામ આવેલું છે.

૮૦ अर्कसंभूतः—ભાગવતમાં આ નામ છે. તે ઠેકાણે વિષ્ણુપુરાણમાં 'ઉકથ' એવું નામ છે. ઉપનિષદોની સૃષ્ટિક્રમાનુસાર તેજોમય સૂર્ય, વાયુ (ઉકથ)થી ઉત્પન્ન થયો છે. અર્થાત્ 'ઉકથ' એ શબ્દ પ્રાણોનો વાચક છે. અને પ્રાણો વાયુરૂપ છે. વાયુથી અર્કરૂપ તેજ ઉત્પન્ન થયેલો હોવાથી પંચમીતત્પુરુષ સમાસ કરવાથી બને નામોની બહુજ ઉચ્ચ પ્રકારની સામ્યતા થાય છે. ઉકથનો પુત્ર વજ્રનાભ થયો

૮૧ वज्रनाभः—આ નામ સર્વત્ર એકજ પ્રકારનું છે.

૮૨ शंखनाभः—ઉક્ત નામ વિષ્ણુપુરાણમાં છે. ભાગવતમાં 'ખગણ' એવું નામ છે. અને આને બદલે બીજે ઠેકાણે 'શંખણ' સૌજન્સ, સ્વગુણ એવાં નામો છે.

૮૩ विधृतिः—ઉક્ત નામ ભાગવતમાં છે. વિષ્ણુપુરાણમાં વ્યુત્થિતાશ્વ એવું નામ આવેલું છે.

૮૪ विश्वसहः—(૨) આ નામ વિષ્ણુપુરાણમાં છે, પણ ભાગવતમાં નથી. 'વિશ્વસહ' એવું નામ ખટ્વાંગના પિતાનું અગાઉ વિષ્ણુપુરાણ તથા ભાગવતમાં આવી ગયું છે. તે પછી ઉક્ત નામ ભાગવતમાં નથી પણ વિષ્ણુપુરાણમાં બીજી વાર એ નામ આવ્યું છે.

૮૫ हिरण्यनाभः—આ નામ ભાગવત તથા વિષ્ણુપુરાણમાં છે, તથા તેની ત્યાં એવી રીતની કથા છે કે હિરણ્યનાભ જૈમિનિનો શિષ્ય હતો; તેમ યાજ્ઞવલ્કય પાસેથી અધ્યાત્મયોગ શીખ્યો હતો ઈત્યાદિ કથા એક સરખીજ છે.

૮૬ पुष्प—આ નામ વિષ્ણુપુરાણમાં છે. ભાગવતમાં પુષ્ય એવું નામ છે.

૮૭ ध्रुवसंधिः—આ નામ ઉક્ત બન્ને પુરાણોમાં એકજ છે.

૮૮ सुदर्शनः— ,,

૮૯ अग्निवर्ण— ,,

૯૦ शीघ्र— ,,

૯૧ मरु—આ 'મરુ'ની એવી કથા છે કે મરુ યોગસિદ્ધ થઈ કલાપ ગ્રામમાં (ઉત્તર હિમાલયમાં) રહી કલિયુગના અંતે નષ્ટ થનાર સૂર્યવંશની આગામી યુગમાં પુનઃ સ્થાપના કરશે.

૯૨ प्रश्रुतः—ભાગવત તથા વિષ્ણુપુરાણમાં ઉક્ત એક નામજ છે

૯૩ सुगविः—ઉક્ત નામ પણ વિષ્ણુપુરાણમાં છે. પણ ભાગવતમાં 'સંધિ' એવું નામ છે.

૯૪ अमर्षः—એવું નામ વિષ્ણુપુરાણમાં છે. ભાગવતમાં 'અમર્ષણ' એવું નામ છે

૯૫ महस्वान्—ભાગવત તથા વિષ્ણુપુરાણમાં એકજ નામ છે

૯૬ विश्रुतवान्—આ નામ વિષ્ણુપુરાણમાં છે, પણ ભાગવતમાં 'વિશ્વસાહ્વ' એવું નામ છે.

૯૭ प्रसेनजित् (१)
૯૮ तक्षक — } આ બન્ને નામો વિષ્ણુપુરાણની વંશકથામાં નથી. પરંતુ ભાગવતમાં છે.

૯૯ बृहद्बल—વિષ્ણુપુરાણમાં વિશ્રુતવાન્ પછી 'બૃહદ્બલ'નું નામ આવેલું છે, પરંતુ તે અપ્રસિદ્ધ જાણી ત્યાં બે નામો મૂકાઇ ગયાં હશે. બાકી આ બૃહદ્બલની કથા બન્ને પુરાણો ઉપરાંત મહાભારત ઇત્યાદિમાં એક સરખીજ છે

આ બૃહદ્દબલને અભિમન્યુએ મહાભારતના યુદ્ધમાં ૧૩મે દિવસે માર્યો હતો. અભિમન્યુ ચંદ્રવંશી હસ્તીના પુત્ર અજમીઢના પ્રપૌત્ર કુરુના વંશમાં ચંદ્રથી ૪૭ મો પુરુષ હતો. અને સૂર્યવંશમાં મનુથી ૯૯મી પેઢીએ બૃહદ્બલ થાય છે. તેમ છતાં બન્ને સમકાલીન હતા જેથી ચંદ્રવંશની ઉત્પત્તિ પછીથી થઇ, તથા અવિછિન્ન પેઢીઓ લખાઇ પણ નથી. એટલે અપ્રસિદ્ધ રાજાઓનાં નામો લખાયાં નથી એમ સહજમાં પ્રતિત થઇ આવે છે.

૧૦૦ बृहद्रणः—આ નામ ભાગવતમાં છે વિષ્ણુપુરાણમાં આને બદલે 'બૃહત્ક્ષણ' એવુ નામ છે.

૧૦૧ उरुक्रिय—ઉક્ત નામ ભાગવતમાં છે. વિષ્ણુપુરાણમાં 'ઉરુક્ષેપ' એવું નામ છે. તથા ઈતર ઠેકાણે 'ગુરૂક્ષેપ' એવું પણ નામ એને ઠેકાણે છે.

૧૦૨ वत्सवृद्ध—આ નામ ભાગવતમાં છે. વિષ્ણુપુરાણમાં 'વત્સ' એટલુંજ નામ છે.

૧૦૩ वत्सव्यूह—આ નામ વિષ્ણુપુરાણમાં છે, પણ ભાગવતમાં નથી.

૧૦૪ प्रतिव्योम—આ નામ ઉક્ત બન્ને પુરાણોમાં છે.

૧૦૫ दिवाकरः—આ નામ વિષ્ણુપુરાણમાં છે. ભાગવતમાં 'ભાનુ' એવું નામ છે અને તે પર્યાય શબ્દોજ છે

કેમકે 'ભાનુઃ દિવાકઃ' એવા વિશેષણ સહિત નામ છે. અને તે સેનાપતિ હતો એમ પણ ભાગવતમાં લખ્યું છે.

૧૦૬ सहदेवः
૧૦૭ बृहदश्वः } બંને પુરાણોમાં એક સરખાં નામો છે.

૧૦૮ भानुमान्—આ નામ ભાગવતમાં છે. વિષ્ણુપુરાણમાં 'ભાનુરથ' એવું નામ છે.

૧૦૯ प्रतिकाश्वः—આ નામ ભાગવતમાં છે. પણ વિષ્ણુ પુરાણમાં નથી.

૧૧૦ सुप्रतिकः—આ નામ બંને પુરાણોમાં છે.

૧૧૧ मरुदेव.
૧૧૨ सुनक्षत्रः } આ નામો ભાગવત તથા વિષ્ણુપુરાણમાં એક સરખાંજ છે.

૧૧૩ पुष्कर—આ નામને બદલે વિષ્ણુપુરાણમાં 'કિન્નર' એવું નામ છે.

૧૧૪ अंतरिक्षः—આ નામ ઉક્ત બંને પુરાણોમાં છે.

૧૧૫ सुतपाः—આ નામને બદલે વિષ્ણુપુરાણમાં 'સુવર્ણ' એવું નામ છે.

૧૧૬ मित्रजित्—ભાગવતમાં 'મિત્રજીત'ને ઠેકાણે 'અમિત્રજીત્' એવું નામ છે.

૧૧૭ बृहद्राज.—બંનેમાં એકજ નામ છે.

૧૧૮ बर्हिः—આ નામને ઠેકાણે વિષ્ણુપુરાણમા 'ધર્માધર્મિ' એવું નામ છે કદાચ તે વિશેષણ પણ હોય એ સંભવનીય છે.

૧૧૯ कृतंजय —બંનેમાં એકજ નામ ં

૧૨૦ रणजय — ,

૧૨૧ संजय.— ,,

૧૨૨ शाक्य — ,,

૧૨૩ शुद्धोदन.—એને બદલે ભાગવતમાં 'શુદ્ધોદ' એવુ નામ છે.

૧૨૪ लांगल:—આના ઠેકાણે વિષ્ણુપુરાણમાં 'રાતુલ'ને બીજે ઠેકાણે 'રાહુલ' એવા નામો છે

૧૨૫ प्रसेनजित्—(૨) બન્નેમાં એકજ નામ છે.

૧૨૬ क्षुद्रक — ,,

૧૨૭ रणक—વિષ્ણુપુરાણમાં 'કુંડક' એવુ નામ છે

૧૨૮ सुरथ—ભાગવત તથા વિષ્ણુપુરાણમાં એકજ નામ છે.

૧૨૯ सुमित्रः— ,,

इक्ष्वाकूणामयं वंशः सुमित्रान्तो भविष्यति ।
यतस्तं प्राप्य राजानं संस्था प्राप्स्यति वै कलौ ॥

વિષ્ણુપુરાણમાં એ શ્લોકના ચતુર્થ ચરણમાં " ससंस्थां प्राप्स्यते कलौ " એટલોજ પાઠભેદ છે. પરંતુ અર્થમાં ભેદ નથી, અર્થાત્ ઇક્ષ્વાકુ કુલનો આ મુખ્યવંશ સુમિત્ર પર્યંત ચાલશે. કિન્તુ ઇક્ષ્વાકુ વિગેરે સૂર્યવંશી રાજાઓના અમુખ્ય વંશો તો ચાલુજ રહેશે આવો અર્થ તો તેમાંથી ગર્જના કરતો પ્રકટ થઇ આવે છે. આ વાર્તાને કુશની વંશકથા કહેવાના પ્રસંગને જોતાં અધિક પુષ્ટિ મળે છે. ત્યાં લખ્યું છે કેઃ—

द्वादशे रामपुत्रस्य कुशस्यान्वय उच्यते ।
एवमिक्ष्वाकुपुत्रस्य शशादस्येतितोन्वयः ॥

અર્થાત્ ઇક્ષ્વાકુના પુત્ર વિકુક્ષિ કિંવા શશાદના મુખ્ય વંશની જે પ્રમાણે કથા વર્ણવી છે, તે પ્રમાણેજ બારમા અધ્યાયમાં રામના પુત્ર કુશના મુખ્ય વંશની કથા કહેવામાં આવે છે.

આ ઉપરથી અસંદિગ્ધ રીતે લક્ષમાં આવી જાય છે કે મુખ્યવંશ શિવાયની કથા પ્રાયઃ લખવામાં આવી નથી. તે પ્રમાણે શ્રીરામચંદ્રજીના બીજા પુત્ર લવની કથા પણ લખવામાં નહિ આવી હોય એ સંભવનીય છે, પરંતુ જે પુરુષની કથા લખવામાં નહિ આવી હોય તે પુરુષનો વંશ હતોજ નહિ એમ કહેવું અત્યંત અજ્ઞાનમૂલક છે

વાસ્તવિક રીતે એવં પુરાણોની શૈલી અનુસાર જોતા લવનો વંશ ચાલુજ હતો. જેથી લવના વંશમા લોહાણા જ્ઞાતિ ઉત્પન્ન થઈ હોય એ સર્વથા સંભવિત છે

પરંતુ "લવનો વંશ હતોજ નહિ" આવું શા. ગણાત્રાનું કથન મિથ્યા એવં પ્રમાણશૂન્ય છે

इति श्रीगङ्गाधरात्मजनि ख्टावतनुज महो-
पाध्यायेत्युपपदसमलंकृतदयारामशर्मविरचिते
श्रीरघुवंशी रत्नाकर अथवा आदर्श
इतिहासे श्री रघुवंश कथा
नाम चतुर्थं खण्ड ॥



॥ ॐ तत्सत् ॥







# ખંડ ૫ મો.

## શ્રીમદ્ રામચંદ્રજીના પુત્રોનું તથા તેમના ભાઈઓના પુત્રોનું રાજ્ય તથા કુમાર લવનો અર્વાચીન ઇતિહાસ સાથે સંબંધ.

---



વિષ્ણુપુરાણના ૪ થા અંશમાં તથા શ્રીમદ્ ભાગવતના નવમસ્કંધમાં દર્શાવ્યા પ્રમાણે ઇક્ષ્વાકુ રાજાના એકસો પુત્રોમાંથી વિકુક્ષિ નામના યુવરાજ (કે જે પછી શશાદ નામથી પ્રસિદ્ધ થયો હતો તે)નો મુખ્ય વંશ જેમાં કકુત્સ્થ, માંધાતા, હરિશ્ચંદ્ર સગર, ભગીરથ, અંબરીષ ખટ્વાંગ, રઘુ, શ્રીરામ અને કુશ અનુક્રમે પ્રસિદ્ધ રાજાઓ થયા હતા તે વંશ સુમિત્ર પર્યંત અવિચ્છિન્નપણે વંશપરંપરાથી ચાલ્યો



શ્રીરામ સીતા જનકપુરમાં પૃ ૨૬૫

Joshi Art Bombay

પુરાણોમાં સર્વ રાજકુમારોની વંશકથા 'અપવાદ સિવાય' લખવામાં આવી નથી. કિંતુ પ્રાયઃ મુખ્ય રાજકુમારોનીજ વંશકથા લખવામાં આવી છે.

તે ઉપરથીજ કેવળ તે સિવાયના રાજકુમારોનો વંશ ચાલ્યો નથી એમ લખવું કિંવા માનવું તે અજ્ઞાનમૂલક નથી કે ? કિંતુ અવશ્ય અજ્ઞતા છે.

મહાકવિ કાલિદાસે પણ મુખ્ય રાજકુમારોની વંશકથા લખી છે. અર્થાત રઘુવંશ કાવ્યના ૧૬ સર્ગથી કુશ તથા તેના વંશની કથા તેમના ચારિત્ર્ય સહિત અગ્નિવર્ણ પર્યંત વર્ણવી છે; જે અગ્નિવર્ણ કુશથી ૨૩ મો પુરૂષ છે.

રઘુવંશકાવ્ય ૧૬ મા સર્ગના ૮૫ મા શ્લોકમાં લખવા પ્રમાણે નાગરાજ કુમુદની બ્હેન કુમુદવતી સાથે મહારાજા કુશનો વિવાહ થયો હતો. તેનો અતિથિ નામનો પુત્ર થયો. તે પછીની રઘુવંશ કાવ્યની કથા અનુસાર નિષધ દેશના રાજા અર્થપતિની કન્યા સાથે અતિથિનાં લગ્ન થયાં હતાં ઇત્યાદિ લખ્યું છે. "अथेतरे सप्तरघुप्रवीराः રઘુ. સ. ૧૬ શ્લો. ૧" રઘુવંશ કાવ્યના સોળમા સર્ગના આરંભમાં લખ્યું છે કે લવ, તક્ષ, પુષ્કલ, અંગદ, ચંદ્રકેતુ, સુબાહુ અને શ્રુતસેન આ સાત રઘુવંશી વીર કુમારોએ પોતામાં સહુથી મુખ્ય—એવા યુવરાજ—મહારાજા—કુશની સર્વોત્કૃષ્ટતા જાળવી હતી. એટલુંજ માત્ર

કથન પ્રતીત થાય છે. પરંતુ લવ વિગેરે સાત કુમારો ક્યાં પરણ્યા હતા? પરસ્પર કેમ વર્ત્યા હતા? ઇત્યાદિ કાંઇ પણ ત્યાં લખેલું નથી. ફકત મહારાજા કુશની વંશકથા કાલિદાસે લાબી ચલાવી છે. પરંતુ કાલિદાસે વર્ણવી છે તેવી કુશની કથા વિષ્ણુપુરાણ, ભાગવત કે વાલ્મીકિ રામાયણમાં નથી. તેમજ શિવપુરાણ, હરિવંશ કે મહાભારતમાં પણ નથી. તથાપિ ગમે તે ઇતર પુરાણમાંથી ઉદ્ધૃત કથા કાલિદાસે પ્રાપ્ત કરી લખી હશે તેમ છતાં અમુખ્ય રાજ કુમારોની વંશકથા લખવાનો પ્રઘાત પુરાણોમાં નહિ હોવાથી, લવ વિગેરે રાજકુમારોની વંશકથા મહાકવિ કાલિદાસને પણ કોઇ પુરાણમાંથી મળી નહિ હોય જેથી લખી નથી પરંતુ "લવ ઈત્યાદિ કુમારોનો વંશ હતોજ નહિ, કિંવા વંશ ચાલ્યોજ નથી." આમ કોઈ પુરાણ કે રઘુવંશાદિ કાવ્યોમાં કોઇએ લખ્યું નથી આ ભયંકર સ્વપ્ન (!) ફકત રા. ગણાત્રાની મોહ નિદ્રામાંથીજ ઉદ્ભવ્યું છે।

રઘુપ્રવીર કુમાર લવ ઇત્યાદિ કુમારોના વિવાહની કથા પણ કોઇ પુરાણ કે મહાભારત તેમજ વાલ્મીકિ રામાયણમાં લખેલી નથી. તેથી શું તેઓ નૈષ્ઠિક બ્રહ્મચારિઓજ હતા એમ રા ગણાત્રા કહેવા તૈયાર થશે?

વાસ્તવિક રીતે જોતાં કિંવા પુરાણોની શૈલી પ્રમાણે જોતા પ્રતીત થાય છે કે કોઇ અપ્રજ હોય અથવા બીજા

આશ્રમમાં હોય કે તપ કરવા ચાલ્યો ગયો હોય તો તેના સંબંધમાં પુરાણોમાં પ્રાય તેવી રીતની કથાઓ લખાયેલી હોય છે.

જેમકે "ધ્રુવના જ્યેષ્ઠ પુત્ર ઉત્કલે રાજ્યની ઇચ્છા ત્યાગી વનમાં પ્રયાણ કર્યું, જેથી તેના નાના ભાઈ વત્સરને રાજ્યાસન મળ્યું." ભાગ ૪. ૧૩. ૬.

પંચમસ્કંધમાં પ્રીયવ્રતના વંશજ ઋષભદેવના પુત્રોમાંથી અમુક યોગેશ્વરો થયા, અમુક પુત્રો કર્મપરાયણ થયા, અને અમુક પુત્રો રાજાઓ થયા એમ લખીને ફરી મુખ્ય વંશની કથા લખેલી છે અર્થાત્ યોગી, ત્યાગી થઈ ગયા હતા તેનું તેમાં લખ્યું છે. તથા નવમસ્કંધના ૨ અધ્યાયમાં મનુનો પુત્ર પૃષધ્ર બ્રહ્મચર્યમાં રહી પરમ પદને પામ્યો. તેમજ મનુનો પુત્ર કવિ પણ ઉપરામ થઇ ચાલ્યો ગયો આમ લખ્યું છે. ઇત્યાદિ કથાઓ ઉપરથી ઉપલી વાતો સહજમાં સિદ્ધ થઇ જાય છે. અર્થાત કુમાર લવ ઇત્યાદિ માટે યોગી, ત્યાગી થઇ જવાનું કોઇ પુરાણ ઇત્યાદિમાં લખેલું નથી. એથી નિશ્ચયપૂર્વક કહી શકાય કે તેમનો વંશ તો ચાલુજ હોવો જોઇએ.

હવે જે શ્લોકના આધારે રા. ગણાત્રા જેવાઓએ 'લવનો વંશ નથી" એમ લખ્યું છે તે શ્લોકને ફરી આપણે જોઇશું.

इक्ष्वाकुणा मयं वंशः सुमित्रान्तो भविष्यति ।
इक्ष्वाकुणां 'राज्ञां' अयं 'मुख्य' वंशः सुमित्रान्तः भविष्यति॥

અર્થાત્ આ શ્લોકનો સરળ અર્થ આ પ્રમાણે છે કે ઇક્ષ્વાકુ રાજાના વંશજોમાંથી આ શશાદથી ચાલ્યો આવતો મુખ્ય વંશ 'કુશથી પછી' સુમિત્ર સુધી ચાલશે. આ અર્થની અર્થાપત્તિ અનુસાર કહી શકાય કે "કુશ સિવાયના ઇક્ષ્વાકુના વંશજો તથા કુશના બીજા લવ વિગેરે ભાઈઓનો વંશ તો ચાલુજ રહેશે."

આ વાર્તાને કુશની વંશકથા કહેવાના પ્રસંગને જોતાં અધિક અનુમોદન મળે છે. ત્યાં લખ્યું છે કેઃ—

द्वादशे रामपुत्रस्य कुशस्यान्वय उच्यते ।
एवमिक्ष्वाकुपुत्रस्य शशादस्येति तान्वय ॥

भाग. ९, १२, १.

અર્થાત્ 'ઇક્ષ્વાકુના પુત્ર વિકુક્ષિ કિંવા શશાદના મુખ્ય વંશની જે પ્રમાણે કથા વર્ણવી છે તે પ્રમાણેજ બારમા અધ્યાયમાં રામના પુત્ર કુશના મુખ્ય વંશની કથા કહેવામાં આવે છે" આમ ભાગવતના નવમસ્કંધમાં સ્પષ્ટ લખેલું છે.

એટલે લવ ઇત્યાદિ કુમારોના વંશની કથા લખવાનો પુરાણકારનો સંકલ્પજ નથી, તો પછી ઉપલા શ્લોક ઉપ-

રથી, "લવનો વંશ ચાલ્યો નથી" એવી જે માન્યતા રા ગણાત્રાની થઈ છે તે અત્યંત અજ્ઞાનમૂલક છે.

વળી રા. ગણાત્રાએ નિબંધ પૃ. ૪૧ માં લખ્યું છે કે "લવને જે રાજ્ય શ્રીરામચંદ્રજીએ આપ્યું તેની રાજધાની શ્રાવસ્તી નગરી હતી. ઉત્તર કોશલ પ્રાંતમાં લવે રાજ્ય કર્યું હતું......તેમાં એ શ્રાવસ્તી નગરી આવેલી હતી. અયોધ્યાની પૂર્વે આવેલું 'સાહેત માહેત' એજ શ્રાવસ્તી હોય" ઇત્યાદિ ઉપરના ગણાત્રાના લખાણને જોતાં વધારે સ્પષ્ટતાથી કહી શકાય છે કે રા. ગણાત્રાએ એતદ્ વિષય પરત્વે બુદ્ધિપૂર્વક કાંઇ પણ વાંચ્યું કે વિચાર્યું નથી. "ઉત્તર કોશલમાં શ્રાવસ્તી છે." એટલું લખ્યા પછી તરતજ અયોધ્યાની પૂર્વે શ્રાવસ્તી છે." એમ તેઓએ લખ્યું છે; પરંતુ ઉત્તરમાં છે કે પૂર્વમાં ! એવી એક પણ નિર્ણયાત્મક વાર્તા તેઓ લખી શકયા નથી.

લખવામાં નથી આવ્યો, જેથી "લવનો વંશ ચાલ્યો નથી." આમ તેઓએ ભ્રાંતિથી માની લીધું છે. બીજું "શ્રાવસ્તીમાં લવની રાજધાની હતી." આમ તેમણે માની લીધેલું હોવાથી, "પંજાબમાં લવનું રાજ્ય કયાંથી?" તથા "લવે લાહોર કયારે અને શા માટે વસાવ્યું?" આ પ્રશ્નો તેમને ઉદ્‌ભવ્યા.

પરંતુ પંજાબમાં લવને રાજ્ય મળ્યું હતું એટલું જો તેમને સમજાયું હત તો પછી લાહોર માટે તેમને શંકા બિલકુલ થાત નહિ. માટે આપણે વાલ્મીકિ રામાયણ ઇત્યાદિ—જેનાં તેમણે નામો લખ્યા છે તે—ઉપરથી લવની રાજધાની તથા રાજ્ય કયાં હતું તે દેખાડવાની સાથેજ લવના બીજા ભાઈઓના રાજ્યનો પ્રદેશ પણ પ્રાચીન ઈતિહાસ અનુસાર દર્શાવીશું.

વાલ્મીકિ રામાયણના ઉત્તર કાંડના ૧૦૦ સર્ગમાં લખવામાં આવ્યું છે કે કેકયદેશ (કાબુલ)ના યુધાજીત્ નામક રાજાએ (ભરતના મામાએ) અંગિરાના પુત્ર ગર્ગ્ય સાથે શ્રીરામચંદ્રજી સારૂ ભેટ તથા નિવેદનપત્ર મોકલ્યુ હતું તે સ્વીકારીને શ્રી રામચંદ્રજીએ "गार्ग्यं सपूजयामास यथा शक्रो बृहस्पतिम्" ગાર્ગ્યનું ઉત્તમ પ્રકારે અતિથ્ય કર્યું. સંદેશ—સમાચારપત્ર નીચે પ્રમાણે છે.—

अयं गन्धर्वविषयः फलमूलोपशोभितः ।
सिन्धोरुभयतः पार्श्वे देशः परम शोभनः ॥
वाल्मी. उ. सर्ग १०० श्लो. १०, ११.

અર્થાત્ ફલ, મૂલ ઇત્યાદિથી સુશોભિત આ ગંધર્વદેશ જે 'अस्मद्देश समीपे वर्तते" અમારા દેશ (કાબુલ) ના સમીપમા તેમજ સિંધુનદના બન્ને પાર્શ્વે (બન્ને બાજુમાં) આયત રમણીય પ્રદેશ છે તે આ ગંધર્વદેશ શૈલૂષ નામક ગંધર્વના તાબામાં હોઇ તેના પુત્રોથી સુરક્ષિત છે તેઓ મહાયુદ્ધ તેમજ યુદ્ધકોવિદ હોવાથી આપના સિવાય ત્યા કોઇ જઇ શકે તેમ નથી."

આ પ્રમાણે ભરતજીના મામા યુધાજીત્‌ના આ સંદેશને શ્રવણ કરી શ્રી રામચંદ્રજીએ ભરતજીને ત્યાં જવાની આજ્ઞા કરી, જેથી ભરતજી પોતાના બે પુત્રો તથા સૈન્ય સહિત તે દેશ ઉપર ચઢાઇ કરી વિજયી થયા, તે પછીના ૧૦૧ સર્ગમાં લખવામા આવ્યુ છે કે ભરતજીએ પોતાના મામા (યુધાજીત્) ની સંમતિપૂર્વક રાજ્યવ્યવસ્થા આ પ્રમાણે કરી હતી—

तक्षं तक्षशिलायां तु पुष्कलं पुष्कलावते ।
गंधर्वदेशे रुचिरे गान्धारविषये च सः ॥

અર્થાત ગંધર્વ દેશની અંદર 'તક્ષશિલા' નામની નગરીમાં તક્ષને રાજ્યાભિષેક કર્યો. "તક્ષશિલાને વર્તમાન કાળમાં રાવલપિંડી કહે છે' તે પછી ગાંધાર (કંદહાર) દેશની અંદર પુષ્કલાવત નામક નગરમાં પુષ્કલને રાજ્યાભિષેક કર્યો આ કથા રઘુવંશ કાવ્ય સર્ગ ૧૫ શ્લોક

૮૯ મા ઉપર પ્રમાણેજ આવેલી છે આ દેશો માટે પ્રાચીન તથા અર્વાચીન નામોની ઘટના કરતા પ્રતીત થાય છે કે કેકય દેશ ભરતજીના મામાના અધિકારમા હતો એમ વાલ્મીકિ રામાયણમા સ્પષ્ટ રીતે લખવામા આવ્યુ છે કેકયદેશના રાજાની પુત્રી હોવાથી ભરતની માતાનું નામ કેકયી હતુ. કેકયદેશનેજ આપણે હાલ કાબૂલ એવા નામથી ઓળખીએ છીએ તે કાબૂલપ્રાત હિન્દુકુશ પર્વત પર્યન્ત પ્રસરેલો હોઈ, ગાંધાર (કદહાર)થી પૃથક્ હતો આમ મધ્ય યુગીન ભારત ભા. ૨ પૃ ૫૩ મા સ્પષ્ટ લખેલુ છે

કામૂલદેશના રાજા યુધાજીતે કહ્યુ કે અમારા દેશના નિકટમા એટલે કે કાબૂલના સમીપમા ગાધારદેશ અને ગધર્વદેશ કે જે બન્ને દેશો સિધુનદની બન્ને બાજુમા રહેલા છે એમ વાલ્મીકિ રામાયણમા સ્પષ્ટ લખેલુ હોવાથી કાબૂલની સમીપમા ગાધાર (કદહાર) દેશ છે આ વાર્તા પણ તેટલીજ પ્રમાણગમ્ય થઈ જાય છે કેમકે પુષ્કલને પુષ્કલાવત નામની રાજધાનીમા ભરતજીએ રાજ્યાભિષેક કર્યો હતો તે પુષ્કલાવત્ત સ્થાન પછીથી પુરુષપુર એ નામથી અને છેવટે—સાપ્રત સમયમા 'પેશાવર' એ નામથી પ્રસિદ્ધ છે એમ મ યુ ભા ભા ૧ તથા ૨ જામા, તથા મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ પ્રસ્તાવના ખડ ભાગ ૪ મા અને ભારતવર્ષકા ઇતિહાસ નામક પુસ્તક ભા ૧ લા ઈત્યાદિમા સ્પષ્ટ રીતે લખેલુ છે અને જેમા 'પુષ્કલાવત'

પુરુષપુર કિમ્વા પેશાવર સ્થાન છે એવો ગાંધાર (કંદહાર) પ્રદેશ સિંધુનદના પાર્શ્વમાં કાબૂલની દિશા તરફ છે. અર્થાત સિંધુનદના પશ્ચીમતીર ઉપર સપાટ પ્રદેશ, પર્વતોની રાંગની પૂર્વ બાજુમાં ગાંધાર (કંદહાર) દેશ છે આ વાર્તા પણ ઉક્ત ઐતિહાસિક ગ્રંથોમાં સ્પષ્ટ રીતે કથન કરાયેલી છે સિંધુનદના બીજા પાર્શ્વમાં કાશ્મીર તરફનો કેટલોક ભાગ આવેલો છે તે પણ ગંધર્વ દેશના નામથી તે વખતે ઓળખાતો હોવો જોઈએ. જે ગંધર્વદેશમાં ભરતજીના મોટા પુત્ર તક્ષને 'તક્ષશિલા' નામની નગરીમાં રાજ્યાભિષેક કરવામાં આવ્યો હતો. તે 'તક્ષશિલા'ને વર્તમાન કાળમા 'રાવલપિંડિ' કહેવામાં આવે છે. આ 'તક્ષશિલા' હાલની રાવલપિંડિ સિંધુનદના કાશ્મીર તરફના પાર્શ્વમાં આવેલી છે અર્થાત પ્રસ્તુત નગરી સિંધુનદના પૂર્વ તીર તરફના પ્રદેશમાં છે એમાં જરા પણ શંકા નથી.

* તક્ષશિલા એજ હાલની રાવલપિંડિ છે એમ મ. ચુ ભારત ભા. ૧ લા તથા ૨ જામાં, તથા મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ પ્ર. ખં. ભા ૪માં, અને ભારતવર્ષકા

ઇતિહાસ ભા. ૧લા ઇત્યાદિમાં સ્પષ્ટ રીતે લખેલું પ્રતીત થાય છે. પ્રાયઃ પ્રત્યેક રાજ્યક્રાંતિ વખતે દેશોની સીમાઓમાં પરિવર્તન થવું સ્વાભાવિક છે, જેથી પ્રાચીન તથા અર્વાચીન દેશ સીમાઓમાં કેટલુંક અતંર આવે એ બનવા સંભવ છે. તેમ છતાં રઘુવંશ નામક મહાકાવ્યના સર્ગ ૪ શ્લોક ૬૭માંના "सिन्धुतीर विचेष्टनैः" આ શ્લોકની ટીકામાં "सिन्धुर्नाम काश्मीरदेशेषु कश्चिन्नदविशेषः।" તથા મેઘદૂત નામક કાવ્યના શ્લોક ૩૦ માં લખ્યું છે તે પ્રમાણે કાશ્મીરમાં સિંધુનદનું હોવું તથા સિંધુનદના પાર્શ્વમાં કાશ્મીરનું હોવું વધારે સ્પષ્ટ થાય છે

સિંધુ, સતલજ અને બ્રહ્મપુત્રા એ ત્રણેનાં મૂળ એકાંત ખીણોમાં છે, ને તે એકમેકથી ઘણાં દૂર નથી એટલું તો હાલ સુધીમાં સિદ્ધ થયું છે.

બ્રહ્મપુત્ર કિંવા બ્રહ્મપુત્રા હિમાલયની પાછળ પૂર્વ દિશાના માર્ગાનુક્રમે આસામમાં પ્રથમ જાય છે. સિંધુ હિમાલયથી નીકળ્યા પછી પ્રથમ પશ્ચિમમાં વહે છે. તે પછી કાશ્મીરની વચમાંથી પસાર થઇ પછી દક્ષિણ તરફ વળતાં વચમાં પાંચ નદીઓનાં પાણીને સાથે લઈ સિંધમાં જાય છે.

આ પ્રમાણે કેકય (કાબૂલ) દેશની સમીપમાં અને સિંધુનદના ઉભય પાર્શ્વોમાં ઉપર દર્શાવ્યા અનુસાર ગાંધાર (કંદહાર) દેશમાંના પુષ્કલાવત (પેશાવર) માં પુષ્કલ

નામક પુત્ર માટે તથા ગાંધર્વદેશ કાશ્મીર તરફના તક્ષશિલા (રાવલપિંડિ) માં તક્ષ નામક જ્યેષ્ઠ પુત્રને માટે રાજ્યો નિયત કર્યા પછી ભરતજી અયોધ્યાજીમાં આવ્યા; તેમને શ્રી રામચંદ્રજીએ પુછયું કે લક્ષ્મણજીના પુત્રોને રાજ્ય કયાં આપવું ?

અર્થાત જ્યાં કોઇ રાજાને તેમજ કોઇપણ ઋષિના આશ્રમને પ્રતિકૂલતા ન થાય તેવા પ્રદેશમાં રાજ્ય સ્થાપવું. આ પ્રમાણેની પૂર્ણ પુરુષોત્તમ શ્રીમદ્ રામચંદ્રજીની ઇચ્છાને જાણી ભરતજીએ કહ્યું કે—

अयं कारुपथो देशो रमणीयो निरामयः।

वाल्मी. उ. स. १०२ श्लो. ५.

टीका-कारुपथस्तदाख्यः पाश्चात्यौदीच्यदेश विशेषः॥

આ કારુપથ નામક દેશ રમણીય તેમજ આરોગ્યતાવાળો છે. 'કારુપથદેશ' નો પર્યાય શબ્દ ટીકાકારે પણ લખ્યો નથી, તથા રઘુવંશ કાવ્યના સર્ગ ૧૫ શ્લોક ૯૦ માં આ પ્રસંગ છે, ત્યાં પણ કારુપથ (કારાપથ) ના માટે તત્પ્રદેશના ધોતક શબ્દો મળી શકતા નથી. તેમ છતાં વિંધ્યાચલથી પશ્ચિમ તરફ અને પશ્ચિમ પ્રદેશથી ઉત્તર તરફના પ્રદેશને 'વાલ્મીકિના ટીકાકારે' કારુપથ તરીકે સમજાવવા પ્રયત્ન કર્યો છે. તેમ આગળ ચાલતાં વાલ્મીકિ રામાયણમાં લખ્યું છે કેઃ—

अङ्गदं पश्चीमां भूमिं चन्द्रकेतुमुदङ्मुखम् ।
वाल्मी. उ. स. १०३ श्लो. ११

અંગદ નામક જ્યેષ્ઠ કુમારને પશ્ચિમ દિશાનું રાજ્ય, અને નાના કુમાર ચંદ્રકેતુને ઉત્તર મુખ (પંજાબ તરફ મુખવાળા સિંધદેશ) નું રાજ્ય લક્ષ્મણજીએ આપ્યું હતું આટલું તો ઉપલા શ્લોકના આધારે કહી શકાય છે. એથી પ્રથમના શ્લોક અનુસાર એકજ કારુપથ દેશમાં બન્ને કુમારોને રાજ્ય આપ્યું હતું. પરંતુ કારુપથ દેશની તે સમયમાં વિસ્તીર્ણ સીમા હોય અને તેથીજ પશ્ચિમભૂમિ તથા ઉત્તર મુખવાળી ભૂમિનું રાજ્ય એકંદર કારુપથના નામથી પ્રસિદ્ધ હોય એમ દેખાય છે. તેમાંથી જ્યેષ્ઠ કુમારને હિંદના પશ્ચિમ પ્રદેશ (ગુજરાત) નું રાજ્ય, અને નાના કુમારને ગુજરાતથી ઉત્તર અને ઉત્તર તરફ મુલતાન પંજાબ તરફ મુખવાળા સિંધ દેશનું રાજ્ય આપ્યું હોય એમ વાલ્મીકિનાં પ્રમાણથી કહી શકાય છે. પરંતુ ઉપર દર્શાવ્યા પ્રમાણે કારુપથ દેશની સીમા પ્રથમ વિસ્તીર્ણ હશે અને તે પછીના સમયમાં હિંદનો પશ્ચિમ દેશ કારુપથ દેશની સીમાથી બહિર્ગત થયો હશે, અને આમ થવા પછી કારુપથ દેશનું કારૂર તરીકે જે રૂપાન્તર થયું હોય તો તે કારુપથ દેશ સિંધુ નદીની ડાબી બાજુ ઉપર વસેલા 'અલોર' નામક નગરની પૂર્વ તરફ સિંધમાં છે. સાહસીના રાજ્યાસનને મેળવ્યા પછી ચચ્ચે તે કારૂર કિંવા કારુપથ દેશને પણ મેળવ્યો

જુઓ ટીપ્પણી ૧૨.

હતો આમ મધ્ય યુગીન ભારત ભા ૧ પૃ ૭માં લખ્યું છે. એ પ્રમાણે જોતાં વાલ્મીકિ રામાયણના ટીકાકારે સમજાવવા યત્ન કર્યો છે તે કારુપથ દેશ સિંધનો ઉક્ત પ્રાંત છે એમ સ્પષ્ટ રીતે સિદ્ધ થઇ જાય છે.

આગળ ચાલતાં વાલ્મીકિ રામાયણમાં લખવામાં આવ્યું છે કે અંગદને અંગદીઆ પુરીમાં અને ચંદ્રકેતુને ચંદ્રકાન્તા નામની નગરીમા લક્ષ્મણજીએ રાજ્યાભિષેક કર્યો હતો. અર્થાત તે તે પ્રદેશમાં તેમનાં નામોથી નગરો વસાવી તેમાં તેઓને રાજ્યાભિષેક કર્યો આ કથા રઘુવંશ કાવ્ય સર્ગ ૧૫ શ્લોક ૯૦ માં પણ ઉપર પ્રમાણેજ છે તથા તુલસીદાસજીએ પણ લખ્યું છે કે,

पश्चिमदेश पिशाचबहु जीतहते संग्राम ।
तहॅराखे सुत सरिसदोउ विलग विलग कहिनाम ॥

લવકુશ કાડ દોહા ૬૮.

પશ્ચીમ તરફના દેશમાં ઘણા પિશાચોને સંગ્રામમા જીતીને, તે પ્રદેશમાં લક્ષ્મણજીએ દેશનો વિભાગ કરી બન્ને પુત્રોને અલગ અલગ રાજ્ય આપ્યુ હતુ.

શત્રુઘ્નના પુત્રોના રાજ્યાભિષેકની કથા વાલ્મીકિ રામાયણનાં ઉત્તર કાડના ૬૧ સર્ગમા આ પ્રમાણે છે કે, "મધુદૈત્યનો પુત્ર લવણાસુર શૂરસેનદેશને સ્વાધીન કરી બેઠો હતો જેથી તે પ્રદેશના ઋષિઓએ શ્રીમદ

રામચંદ્રજી પાસે દૈત્ય તરફથી થતાં કષ્ટનું વર્ણન કર્યું; તે ઉપરથી શ્રી રામચંદ્રજીએ શત્રુઘ્નને ઋષિઓનાં સંરક્ષણ સારૂ દૈત્ય ઉપર ચઢાઈ કરવાની આજ્ઞા આપી. રઘુવંશ કાવ્યમાં પણ "आदिदेशाथ शत्रुघ्नं तेषां क्षेमाय राघवः" ઉપર પ્રમાણેજ આજ્ઞા થયેલી પ્રતીત થાય છે. તેથી તે

स च प्राप मधूपघ्नं कुम्भीनस्याश्च कुक्षिजः ।
वनात्करमिवादाय सत्त्वराशिमुपस्थितः ॥ रघु. १५-१५

કુંભીનસી નામની રાવણની બ્હેન તથા મધુદૈત્યનો પુત્ર લવણાસુર, પોતાની નગરીમાં પ્રવેશ કરી આવેલા બળના રાશિ-રૂપ શત્રુઘ્નને જોઇ હતતેજ થઈ ગયો, તેમ છતાં શત્રુઘ્નની સામે સંગ્રામમાં ઉતર્યો, પરંતુ વિજયલક્ષ્મી શત્રુઘ્નને પ્રાપ્ત થઈ, અર્થાત્ દૈત્યને મારી નાંખી રાજ્ય સ્વાધીન કરી શત્રુઘ્ને સુબાહુને મધુરા (મથુરા)નું, તથા નાના કુમારને 'વૈદિશિ' નું રાજ્ય આપ્યું હતુ.

सुबाहुर्मधुरां लेभे शत्रुघाती च वैदिशम् ।
द्विधा कृत्वा तु तां सेनां माधुरीं पुत्रयो र्द्वयोः ॥

મધુદૈત્યના નામથી 'મધુપુરી'—'મધુરા' એવાં નામોથી શૂરસેન દેશની રાજધાની પ્રસિદ્ધ હતી. તેનું રાજ્ય યુવરાજ સુબાહુને આપ્યું, આમ વાલ્મીકિ રામાયણના ઉત્તરકાંડ સર્ગ ૧૦૮ માં લખ્યું છે, અને શ્રીમદ્ ભાગવતમાં લખ્યું છે કે

શત્રુઘ્ને મધુદૈત્યના પુત્ર લવણાસુરને મારી નાખી મધુવનમા 'મથુરાપુરી'ની રચના કરી, हत्वा मधुवने चक्रे मथुरा नाम वै पुरीम् । ભાગ ૯-૧૧-૧૩ આ પ્રમાણે મધુવનમા કિમ્વા મધુ દૈત્યના અધિકારવાળા રાજ્યમા 'મધુરા' નામની રાજધાની હતી તે શત્રુઘ્નના સમયથી 'મથુરા' એવા નામથી પ્રસિદ્ધ થઈ, અને તેમા મોટા કુમાર સુબાહુને રાજ્યાભિષેક કરવામા આવ્યો નાના કુમારના નામો પ્રત્યેક કવિએ ભિન્ન ભિન્ન લખ્યાં છે.

सुबाहुः श्रुतसेनश्च शत्रुघ्नस्य बभूव तु । ભાગ ૯-૧૧-૧૨ શ્રીમદ્ ભાગવત્ પુરાણમા શત્રુઘ્નના સુબાહુ અને શ્રુતસેન નામના પુત્રો થયા આમ લખ્યુ છે.

शत्रुघातिनि शत्रुघ्नः सुबाहौ च बहुश्रुते ।
मधुरा विदिशे सून्वोर्निदधे पूर्वजोत्सुकः ॥

રઘુવંશ કાવ્યના ૧૫ સર્ગ શ્લોક ૩૬ મા લખ્યુ છે કે સુબાહુ અને બહુશ્રુત એમને અનુક્રમે મથુરા અને વિદિશા નામની રાજધાનીઓમા રાજ્યાભિષેક કર્યો.

આ ઉપરાંત ગોસ્વામી તુલસીદાસજીએ સુબાહુ અને યૂપકેતુ એવા નામો લખ્યા છે.—

चोपाई—ज्येष्ठतनय बलबुद्धिनिशाला ।
नाम सुबाहु विदित महिपाला ॥

राख्यो यमुनातटवलभूरि ।
विदिश नगर पश्चिम वहुदूरि ॥
यूपकेतु पुनि सोथलपावा ।
राजनीति दोउ सुत समुझावा ॥

અર્થાત્ ગોસ્સામીજી લખે છે કે યુવરાજ સુબાહુને શ્રીમથુરાજી નામની રાજધાનીમાં, અને નાના કુમાર યૂપકેતુને યમુનાજીના પશ્ચિમ તટ ઉપર મથુરાથી દૂર અને યમુના નદીના પશ્ચિમ (સુખ તરફના) પાછલા ભાગના પ્રદેશમાં વિદિશ નામની રાજધાનીમાં રાજ્યાભિષેક કર્યો.

ભાગ ૩ માં સિંધુનદ પાસે વિદિશનું હોવું લખ્યું છે, પરંતુ લવણાસુરનુ રાજ્ય યમુના નદીના તીરપ્રાંતમાં હતું, તેમ તે લાંબા વિસ્તારવાળું હતું તે રાજ્યને જીત્યા પછી તેના રાજ્ય માંજ બન્ને પુત્રોને રાજ્ય આપેલું હોવાથી સિંધુનદ તરફ વિદિશનું હોવું સંભવિત નથી. કિન્તુ ઉપર લખી દર્શાવેલી કથાઓ પ્રમાણે યમુનાજીના તીરપ્રાંતવાળો ગ્વાલીયર પ્રદેશજ વિદિશ એવા નામથી પ્રાચીન સમયમાં પ્રસિદ્ધ હોય તેજ સુસંગત કહી શકાય.

આ પ્રમાણે પેશાવર અને રાવલપિંડિ એ પ્રદેશો ભરતજીના પુત્રો માટે, તથા કેટલોક ગુજરાત અને સિંધનો ભાગ લક્ષ્મણજીના પુત્રો માટે, અને મથુરા અને ગ્વાલીયર પ્રાંત શત્રુઘ્નના પુત્રો માટે નિયત થયા પછી શ્રીરામચંદ્રજીના પુત્રોનાં રાજ્ય સમ્બન્ધે વાલ્મીકિ રામાયણમાં નીચે પ્રમાણે લખવામાં આવ્યું છે

कोशलेषु कुशं वीरमुत्तरेषु तथा लवम् ।
अभिषिच्य महात्मानावुभौ रामकुशीलवौ ॥
वाल्मीकि रा. उ. स. १०७ श्लो. १७

कुशस्य नगरी रम्या विन्ध्यपर्वतरोधसि ।
कुशावतीति नाम्ना कृता रामेण धीमता ॥
वा. उ. स. १०८ श्लो. ४

श्रावस्तीति पुरि रम्या श्राविता च लवस्य ह ।
अयोध्यां विजनां कृत्वा राघवो भरतस्तथा ॥
वा. उ. स. १०८ श्लो. ६

અર્થાત્ કોશલ દેશના રાજા તરીકે કુશને અને ઉત્તર દેશના રાજા તરીકે લવને ખોળામાં બેસારીનેજ રામચંદ્રજીએ રાજ્યાભિષેક કર્યો હતો.

"अभिषिक्तौ सुतावङ्के प्रतिष्ठाप्य पुरे ततः" ।
वा. रा. उ. स. १०७ श्लो. १८

અને રાજ્યાભિષેક કર્યા પછી તેમને આપેલા પ્રદેશોમાં વિદાય કર્યા. અર્થાત્ વર્તમાનકાળના મગધ દેશમાં હાલ જ્યાં 'પટના' નામક નગર છે તેની સમીપમાંજ શોણનદ અને ગંગાજીના સંગમવાળા પ્રદેશમાં વિંધ્યાચળની તળેટીમાં ખાસ કુશના સારૂ શ્રીરામચંદ્રજીએ વસાવેલી તેમજ રચેલી 'કુશાવતી' નામની નગરી તરફ મહારાજ કુશને સંપત્તિ તથા સૈન્ય આપી વિદાય કર્યો.

"उत्तरेषु तथा लवम्" તથા ઉત્તર તરફનું રાજ્ય જો કે કુમાર લવ સારૂ નિયત કર્યું હતું, પરંતુ ઉત્તર તરફના ખાસ પ્રદેશમાં લવ સારૂં ખાસ કોઇ નગર રચેલું નહિ હોવાથી તે પ્રદેશમાં લવ બીજું નગર વસાવી રહે તે

અગાઉ "श्रावस्तीति पुरि...श्राविता" લવને રહેવા માટે શ્રાવસ્તી શ્રીરામચંદ્રજીએ (श्राविता) સંભળાવી હતી.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ઉત્તરમાં રાજધાની સ્થાપવા પ્રથમ કુમાર લવે શ્રાવસ્તીમાંજ નિવાસ કર્યો હતો, અર્થાત્ શ્રીમદ્ રામચંદ્રજીના મહાપ્રસ્થાન પછીજ ઉત્તરમાં લવે રાજધાની સ્થાપી હતી, પરંતુ ઉત્તરમાં રાજધાની સ્થાપવા અગાઉ લવને શ્રાવસ્તી (શાળસ્તી) માં, તેમજ બીજા કુમારોને પણ તેમનાં નિયત કરેલાં રાજ્યોમાં રહેવાની શ્રીરામચંદ્રજી તરફથી આજ્ઞા થઇ ગઇ હતી. કેમકે "अयोध्यां विजनां कृत्वा" અયોધ્યાજીને વિજનાં એટલે વસતી વિનાની કરી ભાઇઓ અને ભકતજનો સહિત શ્રીમદ્ રામચંદ્રજીએ મહાપ્રસ્થાન કર્યું હતું.

આ વાર્તા રઘુવંશ કાવ્યના ૧૬ સર્ગમાં યુવરાજ કુશને કુશાવતી નગરીમાં આવેલા સ્વપ્નામાં અયોધ્યા નગરીની અધિદેવતા સાથે થયેલા સંભાષણથી તથા—

कुशावतीं श्रोत्रियसात्सकृत्वा...सैन्यैरयोध्याभिमुखः प्रतस्थे।

रघु. १६–२५.

કુશાવતીની સંભાળનું કામ અમાત્ય મંડળને સોંપી પોતે મહારાજ કુશે અયોધ્યાજી તરફ સૈન્ય સહિત પ્રયાણ કર્યું. ઇત્યાદિથી શ્રીરામચંદ્રજીના મહાપ્રસ્થાન અગાઉ પોતપોતાની રાજધાનીમાં કુમારોના વસવાની વાર્તા તો સ્પષ્ટજ છે.

આ પ્રમાણે લવ કુમારને ઉત્તરનું રાજ્ય મળ્યા છતાં પ્રથમ નિવાસ માટે શ્રાવસ્તી કિમ્વા શાળસ્તીમાં જઈ વસવાની વાર્તા અમોએ ઉપર જણાવી છે, પરંતુ રા. ગણાત્રા પોતાના ઇનામી નિબંધના પૃ૦ ૪૧ માં શ્રાવસ્તીને "ધર્મપત્તન અથવા ધર્મપુર તરીકે" ઓળખાવે છે એથી શ્રાવસ્તીના ભૂપ્રદેશ માટે તેમણે કેટલું જ્ઞાન સંપાદન કર્યું છે તે સ્પષ્ટ થઈ જાય છે। અર્થાત્ શ્રાવસ્તીને ધર્મપુર તરીકે ઓળખાવવામાં રા. ગણાત્રાની અસાધારણ ભૂલ થયેલી છે. કેમકે વાલ્મીકિ રામાયણના ઉત્તરકાંડ ૧૦૨ સર્ગના છેલ્લા શ્લોકમાં "धर्मपुरे च संस्थिताः" તથા તે પછીના ૧૦૩ સર્ગમાંના ૧ લા શ્લોકમાં कस्यचित्त्वथकालस्य रामे धर्मपुरे स्थिते। कालस्तापसरूपेण राजद्वारमुपागमत् ॥ લખવા અનુસાર ધર્મપુર એટલે અયોધ્યાજીમાં રામચંદ્રજી હતા ત્યારે તાપસ રૂપે રાજદ્વારમાં કાળ આવીને શ્રીરામચંદ્રજીને મળ્યો. અને મહાપ્રસ્થાન કરવાની તરતમાં આવશ્યકતા જણાવી ઇત્યાદિ તેમાં તે પછી કથા છે, તે ઉપરથી વધારે સ્પષ્ટ થાય છે કે શ્રાવસ્તી નગરીને ધર્મપુર તરીકે કથન કરાયેલું નથી, કિન્તુ અયોધ્યાજીનેજ ધર્મપુર એવા નામથી અલંકૃત કરવામાં આવી છે. કેમકે શ્રીમદ્ રામચંદ્રજીના મહાપ્રસ્થાન પર્યન્ત તેમનો નિવાસ અયોધ્યાજીમાં હતો. તેમ તાપસના રૂપે આવેલા કાળ સાથે સંભાષણ અયોધ્યાજીમાં થયું છે ઇત્યાદિ વાર્તા ઉપલા વાલ્મીકિના પ્રમાણથી સિદ્ધ છે.

હવે રહી શ્રાવસ્તીની વાત. તે શ્રાવસ્તી નગરી સૂર્ય-વંશના મૂલ પુરુષ મનુથી ૧૧ મા પુરુષ શ્રાવસ્ત નામના રાજાની વસાવેલી છે. જેને માટે વિષ્ણુપુરાણ તથા ભાગવતમાં લખેલું છે કે—

शावस्त तत्सुतो येन शावस्ती निर्ममे पुरी ।

भा. ९–६–२१.

શાબસ્તે શાબસ્તી નગરી વસાવી હતી. વિષ્ણુપુરાણ તથા વાલ્મીકિ રામાયણમાં શ્રાવસ્તે શ્રાવસ્તી નગરી વસાવી અર્થાત્ 'શ્રા'ને ઠેકાણે ભાગવતમાં 'શા' જેટલું નામાક્ષરમાં પરિવર્ત્તન થયેલું છે, બાકીનું વર્ણન એક સરખુંજ છે

આપણે ઉપર બતાવી આવ્યા છીયે તે ઉપરથી સાફ કહી શકાય કે શ્રાવસ્તી માટે રા. ગણાત્રા કોઈ જાતના નિશ્ચય ઉપર આવી શકયા નથી, અર્થાત્ તેમણે 'અયોધ્યાની પડોશમાં' તથા 'અયોધ્યાની પૂર્વે' તથા 'અયોધ્યાની ઉત્તરે' અને છેવટે .અયોધ્યા કિંવા ધર્મપુરને શ્રાવસ્તી તરીકે ઓળખાવી છે. જેથી તેઓ એક નિશ્ચય ઉપર આવ્યા નથી એટલું જ માત્ર નહિ પણ આ સંબંધે તેમનું અજ્ઞાન પણ કાંઈ ઓછું કહી શકાય તેમ નથી.

પરંતુ આપણે "ભિન્ન ભિન્ન મતથી" શ્રાવસ્તી કયાં હતી એ સિદ્ધ કરીશું.

શ્રાવસ્તી સંબંધે વિદ્વાનોનાં પ્રમાણવચનોઃ—

૧ શ્રાવસ્તી એટલે કોશલપ્રાંતની મુખ્ય નગરી વિંધ્યાચલથી ઇશાન ખૂણા તરફ છે આમ ચીની યાત્રી હ્યુએનત્સંગનો મત છે. ( જુઓ મધ્યયુગીન ભારત ભા. ૧ પૃ. ૨૪૬. )

૨ શ્રાવસ્તી નગરી કોશલદેશના રાજાની નગરી. આ નગરી વર્તમાન સમયમાં નેપાલ રાજ્યમાં મળેલી છે. જે ગોરખપુરથી વાયવ્ય ખૂણા તરફ ૭૦ માઇલના અંતરે છે. આ વાર્તા 'ભારતવર્ષકા ઇતિહાસ ભા. ૧ પૃ. ૩૯૭ તથા ૪૦૧ માં લખેલી છે.

૩ શ્રાવસ્તી કોશલ રાજાની નગરી હતી. તે આજ નેપાળમાં મળેલી છે. જે ગોરખપુરના વાયવ્ય ખૂણામાં ૭૦ માઇલના અંતરે હતી. શ્રાવસ્તીની દક્ષિણ સીમા ઉપર ગંગાજી, પૂર્વ સીમા ઉપર ગંડકી ( જે [1]નેપાલમાં છે ), અને ઉત્તર સીમા ઉપર હિમાલય પર્વત છે. ( જુઓ મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ પ્રસ્તાવના ખંડ ભાગ ૪ થો પૃ. ૧૧૭માં. )

૪ શ્રાવસ્તી માટે ઇસ્વીસનના ચોથા સૈકામાં આવેલા ફાહીયાને પોતાના પુસ્તકના ૨૦ મા અધ્યાયમાં વર્ણન લખ્યું છે તે પ્રમાણે કોસલની ઉત્તર સીમા તરફથી દક્ષિણ તરફ આવતાં આઠ યોજન ચાલીને ફાહીયાન શ્રાવસ્તીમાં આવ્યો હતો.

---

૧ નેપાલમાં મુખ્ય નદિઓ ત્રણ છેઃ—ઘાઘરા, ગંડકી અને કોસી. નેપાલકા ઇતિહાસ પૃ ૩.

ફાહીયાને પોતાના પ્રવાસવર્ણન પુસ્તકના ૨૧ તથા ૨૨ મા અધ્યાયમાં શ્રાવસ્તીની ચતુર્દિશા પણ લખી છે. અર્થાત શ્રાવસ્તીનાં ચારે તરફનાં નગરોનાં પ્રાચીન નામો પણ લખ્યાં છે. આ પ્રદેશમાં ગૌતમબુદ્ધ, અશોક ઈત્યાદિ વિચર્યા હતા જેથી ફાહીયાનની મંડળી તથા તે પછી ૨૧૫ વર્ષના અંતરે હુંએનત્સંગની મંડળી આવીને વિચરવા લાગી હતી. તે લોકોને કોશલ પ્રાંતમાંથી ગૌતમબુદ્ધનાં ઘણાં સ્મરણચિન્હો મળ્યાં હતાં. ( જુઓ ફાહીયાન તથા હુંએનત્સંગનું પ્રવાસવર્ણન. )

આ સર્વ વર્ણનો ઉપરથી પ્રતીત થાય છે કે નેપાલ તથા અયોધ્યાની વચમાં 'બસ્તી' જીલ્લો છે તે કદાચ હોય. તેમાંથી 'શા'-શ્વાસ નીકળી જઈ 'બસ્તી' એટલુંજ માત્ર તેનું નામ અવશિષ્ટ રહેવા પામ્યું હોય તો તે બનવા સંભવ છે. કેમકે શ્રીમદ્ ભાગવતમાં શ્રાવસ્તીને બદલે શાબસ્તી એવું નામ આપ્યું છે. તેમાંથી 'શા' (પ્રાણવાયુ) બાદ કરીએ તો માત્ર બસ્તી એટલુંજ નામ રહી શકે છે. અને તે ઉપર કરેલું વર્ણન એ સ્થાનનું સૂચક અવશ્ય છે. શ્રાવસ્તીની પૂર્વકાલીન સમૃદ્ધિ ફાહીયાનના સમયમાં પણ હતી નહિ. એટલે તેમાં તે વખતે કેવળ બસો ઘરની વસ્તી રહી હતી એમ ફાહીયાન પુસ્તક અધ્યાય ૨૦ પૃષ્ટ ૩૦ માં લખ્યું છે.

ઉકત લેખકોએ શ્રાવસ્તીને કોશલદેશની પ્રાચીન રાજધાની તરીકે લખ્યું છે. તે સંબંધમાં લખવાની એટલી તો આવશ્યકતા

છેજ કે કોશલ દેશની પ્રાચીન રાજધાની તો અયોધ્યાજી છે. બાકી બૃહદ્બલના સમયમાં એટલે મહાભારત યુદ્ધના સમયમાં કે તેથી થોડા સમય અગાઉ કોશલ દેશની રાજધાની શાબસ્તી થઇ હોય તો તે માત્ર સંભવિત છે. પરંતુ રામચંદ્રજીના સમય સુધી તો કોશલદેશના રાજાની અયોધ્યાજી ઉપરાંત પ્રિય નગરી શ્રાવસ્તી હતી એમ તેના પ્રાચીન વૈભવ ઉપરથી તથા પરિસ્થિતિ ઉપરથી કહી શકાય તેમજ માની શકાય છે.

બ્રહ્માવર્ત દેશમાં આદિ સૃષ્ટિ સ્વાયંભૂ મનુએ કરી હતી. (ભાગ. ૩-૨૧-૨૫.) તે વખતે રાજ નગરી અયોધ્યાજી હતી કે કેમ તે કહી શકાતું નથી, પરંતુ સાતમા વૈવસ્વત મનુએ ઉકત પ્રદેશમાં અયોધ્યા નગરી નિર્માણ કરીને પોતાના મુખ્ય કુમાર ઇક્ષ્વાકુને તેમાં રાજ્યાભિષેક કર્યો હતો. તે અયોધ્યાજી ઇક્ષ્વાકુથી આરંભીને શ્રીરામચંદ્રજીના સમય પર્યન્ત મુખ્ય રાજધાની હતી. તેમ છતાં વચવચમાં મુખ્ય રાજકુમારોએ બીજાં નગરો વસાવ્યાં હતાં એવું વર્ણન પુરાણોમાંથી તથા વાલ્મીકિ રામાયણ ઇત્યાદિમાંથી મળે છે. તે પ્રમાણે ઇક્ષ્વાકુ પછી અગીયારમા પુરુષ શાબસ્તે 'પોતાની રાજધાની અયોધ્યા ઉપરાંત પોતાને રહેવા માટે શ્રાવસ્તી વસાવી હતી' એમ સિદ્ધ થાય છે.

કોશલપ્રાંતની પ્રધાન એવં પ્રાચીન રાજધાની અયોધ્યા છે, અને તે ઇક્ષ્વાકુથી આરંભી શ્રીરામચંદ્રના મહાપ્રસ્થાન સુધી

અવિચ્છિન્નપણે રહેલી છે. એમ વાલ્મીકિ રામાયણમાં સ્પષ્ટપણે લખેલું છે.

कोशलो नाम मुदितः स्फीतो जनपदो महान् ।
निविष्टः सरयुतीरे प्रभूतधनधान्यवान् ॥
अयोध्या नाम नगरी तत्रासील्लोकविश्रुता ।
मनुना मानवेन्द्रेण या पुरी निर्मिता स्वयम् ॥
वा. रा. वा. स. ६ श्लो. ५ तथा ६.

તેમ છતા શ્રાવસ્તે શ્રાવસ્તી નગરી વસાવી હતી એવી કથા ઉપરથી પ્રતીત થાય છે કે ગ્રીષ્મઋતુની અયોધ્યાજી માંની પ્રખર ઉષ્ણુતા વખતે નેપાલની સમીપમા ત્યા જઇ રહેવા સારૂ શ્રાવસ્તે ખાસ શ્રાવસ્તી નગરી વસાવી હશે જેનુ અનુકરણ વર્તમાનકાળમા પણ થાય છે અર્થાત એકજ રાજાની ભિન્ન ભિન્ન ઋતુઓ પરત્વે ભિન્ન ભિન્ન વાસ સ્થાન તરીકેની નગરીઓ હોય છે, તેવીજ રીતની મુખ્ય રાજ કુમારના અધિકારની શ્રાવસ્તી નગરી હતી આમ કહી શકાય તેમ છે તે વખતે કોશલદેશની રાજસત્તાનો અધિકાર પ્રાય સર્વત્ર હતો, તેમ કોશલની સીમા પણ તે વખતે ઘણીજ વિશાળ હતી અને મગધદેશ તો અવધ સાથેજ મળેલો હતો કેમકે શ્રીરામચંદ્રજીએ પોતાના મહાપ્રસ્થાનથી પ્રથમ અયોધ્યાજીમાંથી મુખ્ય રાજધાની બદલાવીને વર્તમાન કાળના મગધદેશમા સ્થાપી હતી અર્થાત તે સમયમા અયો

ધ્યા કિંવા અવધપ્રાંતમાંજ મગધ દેશનો સમાવેશ થતો હતો. કોશલની કિંવા અવધપ્રાંતની સીમા તે વખતે વિસ્તીર્ણ હતી આમ વાલ્મીકિ રામાયણમાં લખેલું છેજ.

कोशलो नाम मुदितः स्फीतो जनपदो महान् ।
वाल्मी. बा. स. ६ श्लो. ६ तथा

कोशलेषु कुशं वीरं । वाल्मी. उ. स. १०७ श्लो. १७

આ ઠેકાણે કોશલ દેશના વિસ્તાર માટે જેમ કહેલું છે તેમ તે ઠેકાણે બહુવચન વાપરેલું હોવાથી પણ અવધ પ્રાંતમાંજ મગધ દેશનો સમાવેશ હોવાની વાર્તા સિદ્ધ થઈ શકે છે. તેમ છતાં તે પછી કાળાન્તરે અવધપ્રાંતમાંથી મગધદેશ છુટો પડી ગયો હશે એમ દેખાય છે, કેમકે જરાસંધના સમયમાં મગધદેશ અવધથી અલગ થયેલો હતો આ વાર્તા તો પ્રસિદ્ધજ છે, પરંતુ તેથી પ્રથમ અવધપ્રાંતની સીમામાંજ મગધ દેશ હતો અને અવધની સત્તા તો તેથી પણ અધિક પ્રસરેલી હતી. અજ રાજાના ઇન્દુમતી સાથે સ્વયંવર થવાના પ્રસંગમાં ( રઘુ. સ. ૬ શ્લો. ૭૧ માં) ' उत्तरकोसलेन्द्राः । " ઉત્તર તથા કોશલ દેશના રાજા તરીકે તો કાલિદાસે પણ કથન કરેલું છે

इक्ष्वाकुणां हि सर्वेषां राजा भवति पूर्वजः ।
पूर्वजेनावरः पुत्रो ज्येष्ठो राज्याभिषिच्यते ॥
वाल्मी. अयो. स. ११० श्लो. ३६

ઇક્ષ્વાકુવંશમાં એવી પ્રથા છે કે મ્હોટા રાજકુમારનેજ મુખ્યરાજ્યનો અભિષેક થાય છે. આ વાલ્મીકિના કથન અનુસાર મુખ્ય રાજ્ય કોશલદેશનું છે. તેમ મ્હોટો કુમાર કુશ છે. મહારાજા કુશને [1]કોશલદેશનું રાજ્ય શ્રીરામચં-

[1] પ્રાચીન કાળમાં અવધ-કોશલ કિંવા અયોધ્યાપ્રાંત, (સંયુક્તપ્રાંત) મગધ દેશ (બિહારપ્રાંત) ને પોતાની સાથે જોડી લઇ પોતે સંયુક્ત સ્થિતિમાં હતો. તેથીજ તેનું નામ સંયુક્તપ્રાંત થયું હોય તો તે વધારે સુસંગત કહી શકાય.

આ પ્રમાણે અવધ કિંવા કોશલ દેશનો અંતર્ગત મગધદેશ હોવાથીજ અયોધ્યાજીને બદલે મગધદેશમાં વિંધ્યાચલની તલેટી પાસે એટલે શોણનદ અને ગંગાનદીના સંગમ ઉપર 'કુશાવતી' નામિકા નગરી નિર્માણ કરી તેની કોશલ દેશની પાટનગર તરીકે પ્રતિષ્ઠા કરી. અને શ્રીરામચંદ્રજીએ પોતાના જ્યેષ્ઠ કુમાર કુશને તેમાં રહેવા માટે આજ્ઞા કરી હતી. આ વાર્તા પ્રાચીન તથા આર્વાચીન ઇતિહાસથી સિદ્ધ થાય છે. આજથી પૂર્વે સવાબસે વર્ષ પર થઇ ગયેલા અંબર-પ્રાંતના રાજા જયસિંહે ઉક્ત વાર્તાને સપ્રમાણ સિદ્ધ કરી હોવાથી તદનુરોધે ટૉડ સાહેબે લખ્યુ છે કે "કુશે શોણનદ ઉપર રાજ્ય સ્થાપ્યું હતું." (રાજસ્થાન ભાગ ૧ પૃ૦ ૮૯) વાલ્મીકિના લેખ પ્રમાણે કુશની રાજધાની વિંધ્યાચલની તળેટી પાસે કરવામાં આવી. કોશલમાં સંમિલિત થયેલી મગધદેશની ચતુઃસીમા ઘણું કરી આ પ્રમાણે છે. ઉત્તરમાં ગંગા, પૂર્વમાં ચંપાનદી, દક્ષિણમાં વિંધ્યપર્વત અને પશ્ચિમમાં શોણનદ.

દ્રજીએ આપ્યું હોવાથી, અયોધ્યા—અવધ કિંવા કોશલ રાજ્યના અધિકારવાળી એટલે કોશલરાજ્યના તાબાની શ્રાવસ્તી નગરી કુશનીજ સંભવી શકે છે.

---

ઉક્ત કુશાવતીનું પછીથી 'રાજગૃહ' એવું પણ નામ થયું હતું. તે પછી તેનું નામ પાટલિપુત્ર પડયુ હતું. પાટલિપુત્ર એવું નામ પણ પહેલા ચંદ્રગુપ્તના સમયથી પણ પ્રથમ હતું, અને એ પાટલિપુત્ર આપણે ઉપર કહી આવ્યા તે પ્રમાણે ગંગા અને શોણનદના સંગમના મધ્ય ભાગમાં હતું એમ ફાહીયાન તથા હ્યુએનત્સંગના પ્રવાસવર્ણનમાં પણ લખ્યું છે.

એ સ્થાન ઇ. સ. ૭૫૦ માં ગંગા અને શોણનદના પૂરને લીધે નાશ પામ્યું છે એમ શંકર દિગ્વિજય (દેવા.) પ્રસ્તા. પૃ. ૧૦ માં લખ્યું છે. આ પ્રમાણે કુશની રાજધાનીને ઠેકાણે કિંવા તેની આસ પાસમાંજ હાલના બિહારપ્રાંતનું પટના સંસ્થાન છે.

પાટલિપુત્રને કેટલાક લેખકોએ 'કૌશામ્બી' એવું પણ નામ આપ્યું છે. પરંતુ હ્યુએનત્સંગના લખવા પ્રમાણે કૌશામ્બીનુ એક સ્વતંત્ર રાજ્ય હતું, તેમ પાટલિપુત્રનું પણ એક સ્વતંત્ર રાજ્ય હતુ. તેમના પ્રદેશો પણ પૃથક્ પૃથક્ છે. કૌશામ્બીપુરી યમુનાજીના તટ ઉપર કાશીથી ૨૩૦ મૈલ દૂર છે આમ 'ભારતવર્ષકા ઇતિહાસ પૃ. ૩૩૭ માં લખ્યું છે. અને તે (કૌશામ્બી) પ્રયાગરાય પાસેજ છે આમ "પૂર્વરંગ" પૃ. ૨૩૨ માં લખ્યું છે. જેથી પાટલિપુત્રને કૌશામ્બી લખવામાં તેમની ભૂલ થયેલી છે

પરંતુ ઉત્તરમાં રાજધાની વસાવીને તેમાં કુમાર લવ રહે તે અગાઉ લવના નિવાસસ્થાન તરીકે શાબસ્તી નગરી શ્રીરામચંદ્રજીએ 'શ્રાવિતા' સ ભળાવી હતી આ વાર્તા આપણે ઉપર વિસ્તારપૂર્વક જણાવી આવ્યા છીએ. રા. ગણાત્રાના કથન પ્રમાણે "શ્રાવસ્તી અયોધ્યાની પડોશમાં હતી" તેથી પણ અયોધ્યાની સીમામાંજ શ્રાવસ્તીનું હોવું સિદ્ધ થઇ જાય છે.

અને "कोशलेषु कुशं वीर" કોશલના અયોધ્યા જેવા પ્રાંતોનું રાજ્ય કુશને આપ્યું, અને "उत्तरेषु तथा लवम् ॥" ઉત્તરમાં લવને રાજ્ય આપ્યું આ વાલ્મીક મહર્ષિનાં કથનથી સ્પષ્ટ છે. તેમ છતાં કોઇ એમ કહે કે "ઉત્તર કોશલનું રાજ્ય લવને આપ્યું." તોપણ અમને ઇષ્ટાપત્તિ છે. કેમકે રઘુરાજાના દિગ્વિજય પ્રકરણમાં કાલિદાસે ઉત્તર કોશલ એટલે પંજાબ વિગેરે પ્રદેશોથી કાશ્મીર પર્યન્ત અવધ કિંવા કોશલની રાજ્યસત્તા વર્ણવી છે. અર્થાત્ ઉત્તર કોશલ એટલે પંજાબ તથા કાશ્મીર એમ હોય તો પણ હું ઉપર કહી આવ્યો તે વાર્તાને પુષ્ટિ મળે છે. પરંતુ ઉક્ત રાજ્ય વિભાગ દર્શક શ્લોકનો અર્થ કોઇ એવો કરે કે દક્ષિણ કોશલનું રાજ્ય કુશને આપ્યું અને ઉત્તર કોશલનું રાજ્ય લવને આપ્યું.

આ અર્થમાં પ્રશ્ન થશે કે દક્ષિણ તથા ઉત્તર કોશલની સીમા કયાં સુધીની સમજવી, તથા ભરત આદિના પુત્રોને

સ્વતંત્ર એવં ભિન્ન ભિન્ન પ્રાંતોનું રાજ્ય આપવામાં આવ્યું, અને કુશ તથા લવને એકજ પ્રાંતમાંથી નાના નાના ભાગો કેમ અપાયા ? તેમ રઘુવંશકાવ્યના સર્ગ છઠ્ઠાના શ્લોક ૭૧ માંના " उत्तरकोसलेन्द्राः। " નો અર્થ પણ " કેવળ ઉત્તર કોસલના રાજા " ! એટલોજ કરવામાં આવે અને તે ઉત્તર કોસલનું રાજ્ય લવને આપ્યું હોય તો પછી કુશને કોસલનું રાજ્ય અપાયાની વાર્તા સંભવેજ કેમ ? તેમજ રા. ગણાત્રાના લખવા પ્રમાણે અયોધ્યાની પૂર્વમાં રહેલી શ્રાવસ્તી નગરી પણ લવને કેમ મળી શકે ?

અર્થાત્ " उत्तरकोसलेन्द्राः " । નો 'ઉત્તર કોસલના રાજા' એટલોજ માત્ર સંકુચિત અર્થ કરવામાં આવે તો દક્ષિણ કોસલનુ રાજ્ય તેમના સ્વાધીનમાં કહેવાયજ કેમ ? જો નહિ તો પછી ઉત્તર કોસલનું રાજ્ય લવને તથા દક્ષિણ કોસલનું રાજ્ય કુશને આપ્યું એવું કથન સંભવેજ કેમ ?

ઇત્યાદિ પ્રશ્નકોટિ વિતર્ક કરનારને નિરુત્તર કરે તેવી છે. જેથી " उत्तरकोसलेन्द्राः। " નો અર્થ ઉત્તર તથા કોસલના રાજા આવો પ્રશસ્ત ગણાશે અને તેથી ઉત્તરનુ રાજ્ય લવને આપવાની વાર્તા પણ તેટલીજ પ્રમાણગમ્ય થઈ જાય છે.

તેમ છતાં શ્રીમદ્ રામચંદ્રજીનાં મહાપ્રસ્થાન પર્યન્ત શ્રાવસ્તીમાં રહી તે પછી ઉત્તર તરફ 'પંજાબ'ના મળેલા રાજ્યમાં લવે લાહોર વસાવી તેમાં રાજધાની સ્થાપી હોય

તેમા પછી કોઈને શકા કરવાનુ' કારણુ રહેતુ' નથી. લાહોરનુ' પ્રાચીન નામ 'લવપુર" હતુ' આમ પ્રાચીન લેખમાળા 'નિર્ણયસાગર પ્રેસ' ભાગ ૨ પૃ૦ ૧૨૫ મા સ્પષ્ટ લખેલુ છે. આ પ્રાચીન ઇતિહાસના આધારે લવને લાહોરના વસાવનાર તરીકે આપણે બતાવી શકયા છીએ હવે પછી વિદેશી ઇતિહાસકારોના અભિપ્રાયનુ' પણ આપણે દિગ્દર્શન કરાવીશુ'.

સર જેમ્સ ટૉડ પોતાના "રાજસ્થાન" ભાગ ૧ પૃ૦ ૮૯ માં લખે છે કે "લાહોર આ નામ લવના માન દાખલ પાડવામા આવ્યુ છે" તેમજ ભાગ ૨ પૃ૦ ૨૦૦મા 'લોહકોટ એટલે લાહોર." આમ તેમણે લખ્યુ છે તથા "કુશવાહા જાત એ રામના પુત્ર કુશમાથી ઉતરેલ છે અને જેવી રીતે મેવાડના 'લવાઈત' છે, તેવી રીતે તેઓ હિ'દુસ્તાનના કુશાઇત છે. કોશલ દેશમાંથી બે શાખા વિદેશમાં ગઇ, એકે સોન ('શોણનદ') ઉપર રોટાસ સ્થાપ્યુ, અને બીજીએ લાહોર આગળ કોહારીનાં કોતરો (નાળાંવાળી જમીન) મા એક સ'સ્થાન સ્થાપ્યુ'" ભાગ ૧. પૃ૦ ૮૯.

આગળ ચાલતા ટૉડ લખે છે કે "રામના પુત્ર લવે લાહોર બધાવ્યુ' તેનુ' પ્રાચીન નામ લવકોટ હતુ' અને જે શાખામાથી મેવાડના વ'શજો ઉતર્યા તે શાખા કનકસેન દ્વારકામાં જઈ વસ્યો ત્યા સૂધી લાહોરમાં હતી" ભાગ ૧ પૃ૦ ૨૧૨ તથા ટૉડ સાહેબે લખ્યુ છે કે "ઓછામા ઓછા

દશ વસ્તીપત્રકો આ વંશના પહેલા સ્થાપનાર 'કનકસેન' વિષે મળતાં આવે છે. અને એમ સૂચવે છે કે તે હિન્દુસ્થાનના છેક ઉત્તર તરફના પ્રાંતોમાંથી સન્ ૧૪૫ માં સૌરાષ્ટ્ર દ્વિપકલ્પમાં જઇ વસ્યો હતો,...બાદશાહી ઇતિહાસકર્તા અને ભગોળવેત્તા અંબારનો જેસિંગ રાજા તે શાખા સુમિત્ર (ઇશ્વરાવતાર રામચંદ્રના વારસ) સાથે જોડે છે. તે સુમિત્ર વિક્રમાજીત સાથેજ થઇ ગયો એમ જણાવે છે." ભાગ ૧ પૃષ્ટ ૨૧૧ "ભાટોના ગ્રંથો ઉપરથી માલમ પડે છે કે મહારાજા કુશે વૃદ્ધોના વાસસ્થાન (અયોધ્યા)થી સોમનદ ('શોણનદ')ના કાઠાપર જઇ બોતસ નગર વસાવ્યું;.. ..પહેલા કચ્છવાહો લાહોર ગોવાલિયર નગર અને તેના નજીકનો તમામ મુલક અધાપિ કચ્છાવાગાર કહેવાય છે." ભાગ ૨ પૃ. ૨૧૭

કુશના નામ ઉપરથી 'કુશાવહા-કુશવાહા' અને તેનું અપભ્રંશ કચ્છાવાગાર કહેવાયું હોય અને કુશ સહુથી મહોટો હોવાથી બીજા લવ વિગેરે કુમારોનું રાજ્ય પણ કુશાવહા કિંવા કચ્છાવહાના નામથી ઓળખાયું હોય તો તેમાં જરા પણ ખોટું નથી. કુશવાર જાતિનો નૈપાલના હિન્દી ઇતિહાસ પૃ. ૨૦ માં ઉલ્લેખ થયેલો છે

કદાચ કુશના અમુખ્ય વંશજ કિંવા રઘુવંશના નાની શાખાના વંશજે ત્યાં—નેપાલમાં ઉક્ત શાખાનું સ્થાપન કર્યું હશે અને કુશ મુખ્ય હોવાથી તેના નામનેજ ધારણ કર્યું

હશે. પરંતુ આ હકીકત સમ્બન્ધે જોઇએ તેવો ખુલાસો મળતો નથી, જેથી એના આધારે આપણે કાંઇપણ લખવા માગતા નથી. તેમ ટૉડ ઇત્યાદિ ઇતિહાસકારોના લેખોમાંથી પણ પ્રમાણરહિત કિંવા પ્રમાણથી પ્રતિકૂલ વાર્તાઓને ત્યાગી દેવામાં આવી છે. જેમ કે કર્નલ જેમ્સ ટૉડ "રામચંદ્રજીનો મહોટો પુત્ર લવ છે" એમ ઘણે ઠેકાણે લખી ગયો છે. પરંતુ તેટલા ભાગને અમોએ સુધારીને લખ્યું છે. ટૉડે કુશને નાના કુમાર તરીકે ક્યાં ક્યાં લખ્યું છે તે જુઓ. "રામચંદ્રના બીજા પુત્ર કુશ" રાજ્યસ્થાન ભાગ ૨. પૃ૦ ૨૧૭ તથા "રામને બે પુત્રો હતા. તેનાં નામ લવ અને કુશ. રાણાનું કુલ લવના વંશનું કહેવાય છે, તેણે (લવે) લાહોર વસાવ્યું હતું" રાજ્યસ્થાન ભાગ ૧ પૃ૦ ૨૧૨ "કુશવાહા જાત રામના બીજા પુત્ર કુશમાંથી ઉતરેલ છે." ટૉડ ભાગ, ૧ પૃ૦ ૮૯ "મેવાડના રાજાઓ રાણા કહેવાય છે. અને તે સૂર્યવંશી મોટી શાખાના છે." ટૉડ ભાગ ૧ પૃ૦ ૨૦૮. વળી ટૉડ સાહેબ લખે છે કે "રામના પુત્રો બે મોટા લવ અને નાના કુશ......સૌથી મોટા ભાઇ લવથી સુમિત્ર સૂધી (૫૬) પેઢીએ સુમિત્ર થયો." ભાગ ૧ પૃ૦ ૪૭

આટલા ઉપરથી પણ વાંચકવૃંદ કર્નલ ટૉડની માન્યતા સમજી શકે તેમ છે. ટૉડની આવી ભૂલો ઘણી થઇ છે પરંતુ તેની ભૂલો લખવા જતાં એક સ્વતંત્ર નિબંધ લખવો પડે, જેથી પ્રસંગ પૂરતુંજ અત્રે લખ્યું છે. એક ભૂલને

લીધે બીજી ભૂલો થઇ જાય એ સ્વાભાવિક છે. અર્થાત્ ટૉડ સાહેબે રામનો મોટો પુત્ર લવને માન્યો હોવાથી મેવાડના રાણાનું કુળ લવના વંશનું છે એટલુંજ માત્ર તેઓ લખી ગયા છે. જો કે ટૉડે તો આમ ભૂલથી લખ્યું છે, પણ આ ભૂલ આ પ્રમાણે સુધારી શકાય છે કે શ્રીરામચંદ્રજીના મોટા પુત્ર કુશનો વંશ સુમિત્ર સુધી ચાલીને બંધ થાય છે, તેમ છતાં તે સુમિત્રનું રાજ્ય લવના વંશજોએ એવં કનકસેનના પૂર્વજોએ મેળવ્યું હતું. અને મેવાડના રાણા કનકસેનના વંશમાં ઉત્પન્ન થયેલા છે. કનકસેન જો કે લવવંશી હતો છતાં કુશ વંશના છેલ્લા સુમિત્રની રાજ્યલક્ષ્મીનો ઉત્તરાધિકારી હોવાથી કુશ વંશનો કહેવાયો હોય. અર્થાત્ કુશવંશના સ્થાનાપન્ન થવાથી કનકસેન લવવંશી છતાં કુશવંશી કહેવાયો હોય, અને મેવાડના રાણાઓ લવના વંશજ કનકસેનના વંશમાં થયેલા છતાં શ્રી રામચંદ્રજીના મહોટા પુત્ર કુશના વંશજો તેથીજ કહેવાયા હોય તો તે યોગ્યજ છે.

પરંતુ રામના મોટા પુત્ર કુશ છે આ વાર્તા વાલ્મીકિ રામાયણ, વિષ્ણુપુરાણ, શ્રીમદ્ભાગવત અને રઘુવંશકાવ્ય ઇત્યાદિથી સિદ્ધ છે.

જો કે ગોસ્વામી તુલસીદાસજીએ પણ રામના મોટા પુત્ર તરીકે કુશનેજ માન્યો છે, તેમ છતાં તેમણે "લવ-

કુશકાંડ ” આ કાંડમાં લવનું નામ પ્રથમ લખેલું હોવાથી કેટલાક વાંચનારાઓ, લવને મોટો પુત્ર માની ગયા લાગે છે. તેમ “ લવ કુશ કાંડ ” માં પ્રસંગપરત્વે વારંવાર કુમારોનાં નામો આવેલાં છે, તેમાં લવ અને કુશ એમ લખેલું હોવાથી અર્થાત્ પહેલું નામ લવનું અને તે પછી કુશનું નામ આવેલું હોવાથી કેટલાકોની લવને મોટો પુત્ર માની લેવાની ભૂલ દ્રઢ થઇ ગઈ છે એમ દેખાય છે. પરંતુ લવકુશ કાંડના ૬૮ મા દોહેરા પછીની ચોપાઇમાં લખ્યું છે કેઃ—

अवध नृपति कुशकीन्ह वहोरी।
सिखै नीति पुनि कह्यो निहोरी ॥
भ्रातन पर सुत दया करेहू ।
राम नीति उरसादर धरेहू ॥ १ ॥

અવધનું રાજ્ય કુશને આપી શ્રી રામચંદ્રજીએ કુશને ભલામણ કરી કે હે પુત્ર! ભાઈઓ ઉપર દયા કરતો રહેજે ઇત્યાદિ પરથી પ્રતીત થાય છે કે અયોધ્યા કિંવા અવધનું રાજ્ય ‘ ઇક્ષ્વાકુ ’ થી આરંભી મહોટા પુત્રને અપાતું આવ્યું હતું, તે રાજ્ય શ્રી રામચંદ્રજીએ ‘મહોટો પુત્ર કુશ હોવાથી’ કુશને આપ્યું હતું, તથા ભાઈઓ ઉપર દયા કરવાની ભલામણ પણ મહોટા પુત્રને કરી શકાય આ વાર્તા પ્રસિદ્ધ છે. તે પછીની ચોપાઇમાં—

उत्तर नगर सुउत्तर दूरी ।
सुख सम्पदा जँहा अति भूरी ॥
लव कहँ दीन्ह कृपानिधि सोई ।
पटतरि अवर नगर नहिं कोई ॥ २ ॥

લખ્યું છે કે ઉત્તર નગર કે જે ઉત્તર દિશામાં ઘણું દૂર હતું, (તે લાહોર પ્રાંત હોય એમ સિદ્ધ થાય છે.) અને ઘણી ઘણી સુખ સંપત્તિઓથી ભરપુર હતું તેમાં લવને રાજ્ય આપ્યું. આ ઉપરથી કુશ મોટા છે એમ તુલસીદાસજીએ માન્યું છે આ વાર્તા સ્પષ્ટ થાય છે. ભવભૂતિ કવિ ઉત્તર રામચરિત્રના ચોથા અંકમાં લખે છે કેઃ—

कौसल्या—[1]भादाविदे अत्थिं હે લવ! તારો ભાઈ પણ છે?

લવઃ—अस्त्यार्यः कुशो नाम। લવ કહે છે કે આર્ય કુશ નામે મારા ભાઈ છે.

कौसल्या—जेट्ठोत्ति भणिदं होदि। આર્ય એવા તમારા સન્માનદર્શક નિર્દેશથી તમારાથી કુશ મહોટા ભાઈ હોવા જોઇએ એવું અનુમાન થાય છે.

લવઃ—एवमेतत्। प्रसवानुक्रमेण स किल ज्यायान्। એમજ છે; પ્રસવના અનુક્રમે તેઓ (કુશ) મહોટા છે. અર્થાત્ પ્રથમ કુશ જન્મ્યા, પછી મહારો જન્મ થયો.

૧ આ માગધી ભાષા છે.

जनक —किं यमावायुष्मन्तौ। તમો બન્ને ભાઈઓ શું સાથેજ જન્મ્યા છો ?

लव —अथकिम्। પ્રસવાનુક્રમે જન્મ્યાનું કહ્યા પછી એમા કહેવાનુ શુ હોય ? આમા કુશ મોટા છે એમ જણાવ્યા ઉપરાત હજી વાલ્મીકિ રામાયણમા જુઓ —

यस्तयोः पूर्वजो जातः स कुशैर्मन्त्रसत्कृतः।
निर्माजनीयस्तु तदा कुश इत्यस्य नाम तत्॥
यश्चावरो भवेत्ताभ्यां लवेन सुसमाहितः।
निर्मार्जनी यो वृद्धाभि र्लवेति च स नामतः॥

वाल्मी. उ. स. ६६ श्लो. ७, તથા ૮

વાલ્મીકિ રામાયણના ઉક્ત સર્ગના આરંભમા લખવામાં આવ્યું છે કે પર્ણશાળામા સીતાજીના બે બાળકો સાથે જન્મ્યાની વાર્તા ઋષિકુમારોએ વાલ્લીક ઋષિને જણાવવાની સાથેજ કહ્યુ કે " ततो रक्षां महातेजः कुरु भूतविनाशिनीम् ' ભૂતોના ઉપદ્રવોનો નાશ કરનારી, બાળકોની રક્ષા કરો. આ વાર્તા શ્રવણ કરી વાલ્મીકજીએ કુશમુષ્ટિ વડે ' પૂર્વજ ' ( પ્રથમ જન્મેલા ) પુત્રનું માર્જન કર્યુ, અને કુશને મુષ્ટિના અગ્ર ભાગ વડે માર્જન કરેલું હોવાથી તેનું નામ કુશ રાખ્યુ, અને यश्चावरः જે નાનો કુમાર તેને દર્ભના નાચેના ભાગથી માર્જન કરેલું હોવાથી તેનુ નામ



દેવી સીતા-લવ, કુશ

પૃ ૨૦૩

લવ રાખ્યું. કેમકે વાલ્મીકિ રામાયણના એ શ્લોકોની ટીકામાં લખ્યું છે કેઃ—

लूनकुशानामग्रभागः कुश मुष्टिरित्युच्यते ।
तेषामधो भागो लव इति ॥

કુશો (દર્ભો) ના અગ્ર ભાગને 'કુશમુષ્ટિ' કહેવાય છે. તે પ્રમાણે કુશોના અગ્રભાગ વડે કિંવા કુશમુષ્ટિ વડે મહોટા કુમારને માર્જન કર્યું હોવાથી તેનું નામ 'કુશ' રાખ્યું, અને તે કુશોના નીચેના ભાગનું નામ લવ છે, તે (લવ) ભાગવડે નાના કુમારને માર્જન કરેલું હોવાથી તેનું 'લવ' એવું નામ રાખ્યું અને આશીર્વાદ આપ્યો કેઃ—

एवं कुशलवौ नाम्नातावुभौ यमजातकौ ।
मत्कृताभ्यां च नामभ्यां ख्यातियुक्तौ भविष्यतः ॥

ઇત્યાદિ ઉપરથી શ્રી રામચંદ્રજીના મોટા પુત્ર કુશ છે આ વાર્તા નિર્વિવાદ સિદ્ધ થાય છે. તો પછી લવને શ્રી રામચંદ્રજીના મહોટા પુત્ર માની લેવાની ટૉડ સાહેબ ઇત્યાદિની ભૂલ છે એમ કહેવામાં હવે કોઇને પણ શંકા રહેશે નહિ.

ટૉડની ભૂલથી નાટકવાળા પણ ભૂલા પડયા છે. જુઓ દેશી નાટક સમાજના "સતી સીતા" નામના નાટકના લેખક ઝવેરી ચંદુલાલ દલસુખરામ ધોળશાજી ઉક્ત નાટકના પૃ. ૨૭ માં લખે છે કેઃ—

## नानो कृश महागुणवान मोटानुं लव राख्युं नाम ।

આ પ્રમાણેની ભૂલો વિદેશી ઇતિહાસકારોના હાથેથી થાય એનુ' કારણ એજ કે તેઓ વિદેશમાં જન્મ્યા હતા, તેમ ત્યાના સસ્કારોમાં ઉછર્યા હતા, જેથી તેઓ ગમે તેવી અને ગમે તેટલી શોધકબુદ્ધિના હોય છતાં (આ વિદ્યાપ્રધાન એવ' વિશુદ્ધ સસ્કાર પ્રધાન ભારત દેશમા જન્મ્યા નહિ હોવાથી ) કોઇ ઠેકાણે ભૂલથી, પક્ષપાતથી, કે ભ્રાંતિથી, અને કોઇક ઠેકાણે ઇરાદાપૂર્વક એકનુ' બીજુ' લખી નાખે એ સ્વાભાવિક છે.

પર'તુ અમને તો અત્રત્ય લેખકોમાંથી જેઓ કેવળ વિદેશી લોકોના લેખો ઉપર આધાર રાખે છે તેમને માટેજ 'પ્રધાનપણે' સખેદ કહેવુ' પડે છે કે તેઓ તેમ કરી દેશનુ' અહિત કરે છે.

આવી સૂક્ષ્મ બાબતો અસ'ખ્ય છે, તેમાં વિદેશીઓનુ' ઇગિત જાણવા જેટલુ' સામર્થ્ય કદાચ લેખકોમાં ન હોય તેથી તેવી ભૂલો કરતા હશે એમ પણ કેવળ નથી, કિન્તુ સ્થૂલ-સર્વ સાધારણને વિદિત હોગ તેવી બાબતો માટે પણ કેટલા અજ્ઞાન હોય છે.

'ટૉડ કૃત રાજસ્થાન' જે હુ વાચી રહ્યો છુ' તેના અનુવાદક ભગુભાઈ ફતેચ'દ છે. એના ભાગ ૧ પૃ૦ ૩૨ માં "કૃષ્ણના

કાકા કંસ" આમ લખ્યું છે. અર્થાત્ શ્રીકૃષ્ણના કંસ કાકા થાય છે કે મામા એટલી પણ જે માહિતી ધરાવતો ન હોય તે ભારતવર્ષના ઇતિહાસનો લેખક કે અનુવાદક થઇને વાસ્તવિક ઘટના કેટલી જણાવી શકે વારૂ?

આ શબ્દ માટે કદાચ ઇતિહાસકાર ટૉડની ભૂલ ન હોય એવો સંભવ છે. કેમકે અંગ્રેજી ભાષામાં કાકા અને મામા આ બન્નેને 'અંકલ' કહેવાય છે. જો કે સ્પષ્ટ કરી જણાવવા ખાતર તેઓ કાકાને ફાધર્સ બ્રધર, કિંવા બ્રધર ઑફ વન્સ ફાદર, અને મામાને મેટરનલ અંકલ, કિંવા મધર્સ બ્રધર અથવા બ્રધર ઑફ વન્સ મદર, આમ કહે છે. પણ તેટલી સ્પષ્ટતા કદાચ ટૉડ સાહેબે નહિ કરી હોય તો પણ અનુવાદકે તો યથાસ્થિત કરી લખવું જોઇએ. પરંતુ તેમ થયેલું પ્રાયઃ પ્રતીત થતું નથી. અને એવી બીજી પણ અનેક બાબતો છે. પરંતુ તે તરફ વધારે લક્ષ નહિ આપતાં આપણા પ્રસ્તુત વિષય તરફ આવીશું. આપણે વાલ્મીકિ રામાયણ, પુરાણો અને રઘુવંશાદિ કાવ્યગ્રંથો ઉપરથી એટલું તો સિદ્ધ કરી આવ્યા છીએ કે શ્રીરામચંદ્રજી, લક્ષ્મણજી, ભરતજી અને શત્રુઘ્ન એ ચારે ભાઈઓના આઠ કુમારોમાંથી ભરતજી અને લક્ષ્મણજીના કુમારોના નામથી નગરો વસાવી તેમાં તેમને રાજ્યાભિષેક કરવામાં આવ્યો, તેમજ શ્રીરામચંદ્રજીના જ્યેષ્ઠ કુમાર કુશને પણ તેનાં નામથી વસાવેલી નગરી માટે અભિષેક કરવામાં આવ્યો. તેમ

તે પછી લવે પણ લાહોર નગર વસાવ્યું હોય તેમાં આશ્ચર્ય કે અસંભવ કેમ માની શકાય ? લવને ઉત્તર તરફનું રાજ્ય મળ્યું હતું અને અયોધ્યાજીથી બહુ દૂર હતું આમ ઇતિહાસ પુરાણ ઇત્યાદિમાં લખેલું હોવાથી પંજાબ દેશના છેડા ઉપર લવે લાહોર નગર વસાવ્યું હોય તો તે સર્વથા સંભવિત છે. તેથીજ ટૉડ વિગેરે યૂરોપિયનોએ ઉક્ત માન્યતા સ્વીકારી છે! અર્થાત્ કર્નલ જેમ્સ ટૉડ અને કર્નીંગ હોમ ઇત્યાદિ પાશ્ચિમાત્ય ઈતિહાસકારોએ પણ લખ્યું છે કે "લાહોરનું પ્રાચીન નામ લવાલકા કિંવા લવકોટ હતું" 'લવાલકા આ નામમાં પષ્ઠિ તત્પુરુષ સમાસ રહેલો હોવાથી લવની અલકા એટલે લવની નગરી એવો સ્પષ્ટ અર્થ થાય છે. તે લવની નગરીનાં દુર્ગ-કિલ્લાનાં નામો પણ ઉપર પ્રમાણે સમાસાન્ત પદવાળાં હોઈ વિશેષણો યુક્ત છે. અર્થાત તે લવની નગરીના કોટને લોહાવરણ-લોહનું આવરણ એટલે લોહગઢ આવાં નામો અવશ્ય અપાયેલાં હોવાં જોઇએ. જો કે આ નામો વાસ્તવિક છે કે ઉપમા સાદૃશ્ય કિંવા આલંકારિક છે, તે સમ્બન્ધે જોઇતા નિશ્ચય ઉપર કોઇ આવી શકયો નથી, તથાપિ ઉક્ત નામવાળું નગર (લોહાવરણ) કિંવા લવાલકા છેવટે લાહોર એવા નામથી ઓળખાય છે એમ તેઓએ સ્પષ્ટ રીતે લખ્યું છે. અર્થાત્ ટૉડે લખ્યું છે કે "રામના પુત્ર લવે લાહોર બધાવ્યું તેનું પ્રાચીન નામ લવકોટ હતું, અને જે શાખામાંથી .....કનકસેન દ્વારકામાં

જઈ વસ્યો ત્યાં સૂધી તે શાખા લાહોરમાં હતી." ભાગ ૧ પૃ૦ ૨૧૨.

આ ઉપરથી બન્ને વાતો એકી સાથેજ સિદ્ધ થઇ આવે છે. અર્થાત લવનો વંશજ કનકસેન ઈ સન ૧૪૫ માં સૌરાષ્ટ્રમાં આવ્યો આમ લખેલું હોવાથી લવનો વંશ ચાલુજ છે એમ સિદ્ધ થાય છે. અને કનકસેનની મૂલ શાખા લાહોરમાં હતી આ લેખથી લવે લાહોર વસાવ્યું હતું આમ પણ સિદ્ધ થાય છે.

જ્યારે બન્ને વસ્તુઓ પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસથી સિદ્ધ થાય છે, ત્યારે મિથ્યા કુતર્કોના યોગે તેવી દ્રઢ માન્યતાથી સ્વજ્ઞાતિને ચલિત કરવાનું કે ભ્રાંન્તિયુક્ત કરવાનું રા. ગણાત્રાને વાજબી કેમ લાગ્યું હશે વારૂ? અર્થાત "લવનો વંશ ચાલ્યોજ નથી, તેમ લવે લાહોર વસાવ્યુંજ નથી." આમ મિથ્યા લખીને 'લોહાણા જ્ઞાતિની રઘુવંશી તરીકેની પોતાની વિશુદ્ધ એવી વાસ્તવિક માન્યતાને ચલિત કરી દેવામાં તેમને શો લાભ હશે ?

રા૦ ગણાત્રા અને તેમની મંડળી ઉક્ત નિબંધમાંના પોતાના લેખ માટે ગમે તેટલો ઉંચો અભિપ્રાય ધરાવતી હોય છતા તેમના નિબંધમાં કોઇ જાતનું સામર્થ્ય નથી। તે ગમે તેમ હોય છતાં તેઓ કયાં ભૂલ્યા છે તે દેખાડવા

સારૂ આપણે અર્થાત્ તેમના ઇનામી નિબંધમાના સમગ્ર લેખ કિંવા તેમની દરેક માન્યતા ઉપર હવે પછીના ખંડમા વિચાર કરીશુ.

इति श्रीगङ्गाधरात्मजनि खटावतनुज महो
पाध्यायेत्युपपदसमलंकृतव्यारामशर्मविरचिते
श्रीरघुवंशी रत्नाकर अथवा आदर्श इतिहासे
"कुमार लवना अर्वाचीन इतिहास
साथे संबंध" नाम पंचमः खण्ड ॥



॥ ॐ तत्सत् ॥






# ખંડ ૬ ઠો,

રા. ગણાત્રાના ઇનામી નિબંધની સમીક્ષા.



કેટલાક વિદેશી ઈતિહાસકારોની અનિશ્ચિત કલ્પનાઓના મોહપાશમાં મુંઝાઇ જઈ પ્રાચીન માન્યતાઓને રા. ગણાત્રાએ વિચાર કર્યા વિનાજ ત્યાગી દીધી હોવાથી તેઓ કેવી રીતે ખરો માર્ગ ભૂલી ગયા છે તે સંબંધી અત્રે તુલનાત્મક વિચાર આપણે દર્શાવીશુ.

"આપણે લોહાણા 'રઘુવંશી' કે 'આંવટા' યાને લોહાણાઓની ઉત્પત્તિ અને પ્રભવસ્થાન" નામક ઈનામી

નિબધનાં રાયલ ૧૬ પેજી સાડા ૭ ફ્રોર્મો છે. અર્થાત ટાઈટલ પેજ સિવાય પૃષ્ટ સંખ્યા ૧૦૪ ની છે. પ્રાસ્તાવિક તથા અંદરના બે મુખપૃષ્ટો બાદ કરતાં ૨૯ પૃષ્ટથી ઉક્ત નિબધનો પ્રારંભ થયો છે તેમાં ' પ્રશ્નનો વિચાર અને મર્યાદા" તથા "પ્રશ્નના નિર્ણય માટેનાં સાધનો"નો પૃ૦ ૩૫ પર્યન્ત વિચાર કરેલો છે તે પછી તેજ પૃષ્ટથી "લોહાણાઓનું ઉત્પત્તિસ્થાન" આ શીર્ષક નીચે તેમણે જે લખ્યું છે અર્થાત મધ્ય એશિયામાંથી આર્યો હિન્દમાં આવ્યાની વાર્તાનો તેમણે માર્મિક રીતે સ્વીકાર કરીને જે ઉલ્લેખ કર્યો છે તેનું ખંડન આપણે "આર્યોના આદિનિવાસ" નામક પ્રથમ ખંડમાં કરી આવ્યા છીએ.

આ હાસ્યાસ્પદ પ્રવીણતા ઉપરાંત રા. ગણાત્રાના નિબંધમાં પ્રસ્તુત પ્રસંગ પરત્વે પરાપૂર્વનો વિરોધ પણ ઓછો નથી. અર્થાત્ નિબંધ પૃ૦ ૪૯ માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "સિકંદરના સમકાલીન કફન્દનો પુત્ર અયન્દ (જે હિન્દુ ન હતો) તેના રાજ્યના ચાર પેટા વિભાગમાંથી એક લોહાણા નામે પ્રાંત હતો."

આ તેમના કથનથી તેઓ પોતેજ કબૂલ કરે છે કે મુસલમાનોના આગમન અગાઉ હિન્દુ નહિ એવી જાતિના અયંદનું સિંધમાં મ્હોટું રાજ્ય હતું. અને પૃ૦ ૩૬ મા રા. ગણાત્રાએ લખ્યું કે "મુસલમાનોના આગમન અગાઉ સિંધમાં હિન્દુઓનુંજ રાજ્ય હતું." આ બન્ને વાર્તાઓ તેમણે પોતેજ લખી છે ત્યારે ખરી વાત તેમણે શી નકકી કરી છે?

મુસલમાનો આઠમી શતાબ્દીની શરૂઆતમાં હિન્દમાં આવ્યા છે, અને તેથી અંદાજે એક હજાર વર્ષ પૂર્વે અયન્દ સિંધમા થઇ ગયો હોવો જોઇએ.

વર્તમાન કાળમાં જ્યાં ઇતર રાજ્યો છે ત્યાં પ્રથમ હિન્દુ રાજ્યો હતાં, અને હિન્દુ રાજ્યનું પ્રાબલ્ય ઓછું થવા છતાં હિન્દુ ધર્મના પ્રતાપી સૂર્યનો પ્રભાવ ચિરકાળપર્યન્ત ત્યાં રહ્યો હતો એમ સિદ્ધ થઇ ચૂકયું છે. "એશિયા બગજ કોઇ" નામક સ્થાનમાં હમણા કોઇ પ્રાચીનસ્થાન ખોદવાથી

જુના સમયનાં સંધિપત્રો મળ્યાં છે, અર્થાત્ 'હિટિશિયા' ના બાદશાહ સુબ્બિલુલિઉમા અને મિતાનીના બાદશાહ મુટ્ટી ઝૂબાની વચ્ચે ઘણે ભાગે સંવત પૂર્વે ૧૩૫૦ માંનાં કાંઈક સંધિપત્રો મળ્યાં છે. તેમાં વૈદિક દેવતાઓ (મિત્ર, વરુણ, ઇન્દ્ર, અગ્નિ અને અશ્વિનીકુમારો) નાં નામો આવ્યાં છે, અને તેમની વંદના કરવામાં આવી છે. (જુઓ રોયલ એશિયાટીક સોસાયટીનું જરનલ સન્ ૧૯૦૯ પૃ૦ ૭૨૧, તથા સન ૧૯૧૦ પૃ૦ ૪૫૬ અને ભારત વર્ષકા ઇતિહાસ પૃ૦ ૩)

આથી વિદિત થાય છે કે હિન્દ શિવાયના દૂર દેશોમાં પણ વૈદિક મતનો પ્રભાવપૂર્વક પ્રચાર હતો પરંતુ રા ગણાત્રાને તો મુસલમાનો પૂર્વે સિંધમા હિન્દુઓના રાજ્ય વિષે પણ જાણે પોતે નવી શોધ કરી હોય એમ લાગ્યા કરે છે!

તે પછી નિબંધ પૃ૦ ૩૭ થી ૪૦ સુધીમાં લોહાણા શબ્દ ગુણ લક્ષણ વાચક છે એમ ધારી લઇ પાશ્ચિમાત્ય સંસ્કૃતિવાળા ત્યાંના કેટલાક ઇતિહાસકારોએ પોઠીઆ ઉપર દાણા અને મીઠું લઇ જનાર વણઝારાને લોહાણા તરીકે કલ્પ્યા છે. તથા લવણના વ્યાપારથી લમાની કે લવાણી નામક જાતિ કહેવાતી હોય તે લોહાણા જાતિ હોવી જોઇએ એવી કેટલાક પાશ્ચિમાત્યોની ભ્રામક કલ્પનામાંથી રા ગણાત્રા બચવા પામ્યા છે એટલું પણ તેમનું સૌભાગ્ય સમજવું. તથા લોહાણાઓનો ધંધો કલમનો અને કલમ કરતાં વધારે બરછીનો હતો એટલા શબ્દો બર્ટન તથા ઇલીઅટ નામક ઇતિહાસકારોના લેખથી દર્શાવી શકયા છે એટલુંજ માત્ર સારૂં છે. અર્થાત આખા નિબંધમાં લોહાણા જ્ઞાતિ તરફ માનની ઉંચી લાગણી કિંવા સ્વજાતિ અભિમાન માત્ર આ ઠેકાણેજ થયેલું પ્રતીત થાય છે. તેમ છતા આ પણ દંભ હોય તો પ્રભુ જાણે!

તે પછી નિબંધ પૃ૦ ૪૧ તથા ૪૨ માં "લવે લાહોર કયારે અને શા માટે વસાવ્યુ" ઇત્યાદિ તેમની શંકાઓનું સપ્રમાણ સમાધાન પાંચમા ખંડમા આપણે કરી આવ્યા છીએ એટલે તેની પુનરુક્તિ અત્રે કરવાની આવશ્યકતા નથી.

પૃષ્ટ ૪૩ માં રા. હીરાલાલ લખે છે કે "લોહાણાઓનું મૂળ સ્થાન લાહોર ન હોય તેના સમર્થનમા એક વજનદાર દલીલ એ છે કે જે સમયથી લોહાણાઓ વિષે ઇતિહાસમા

ઉલ્લેખ મળે છે તે સમયથી લોહાણાએ આખા પંજાબમાં નહિ પરંતુ માત્ર દક્ષિણ પંજાબ ( સિંધ ) માં હતા. "

પાઠકગણ ! રા. હીરાલાલે જે દલીલને વજનદાર માની લીધી છે તે દલીલમાં મુદ્દલ વજન નથી એમ નિમ્ન લિખિત લેખથી સર્વ સાધારણ વર્ગ પણ જાણી શકશે. મહાન્ સિકંદર કિંવા એલેકઝાંડર નામક ગ્રીક દેશનો રાજા જ્યારે ( ઈ૦ સ૦ પૂર્વે ૩૨૭ ) માં હિન્દમાં આવીને સિંધમાં આવ્યા હતો ત્યારે સિંધમાં લોહાણા નામક રઘુવંશી જાતિનું રાજ્ય હતું. પરંતુ તેથી પ્રથમ લોહાણા નામક સૂર્યવંશી કિંવા રઘુવંશી જાતિના પૂર્વજોનું મુખ્ય રાજ્ય બ્રહ્માવર્ત દેશ કિંવા કોશલ દેશમાં હતુ. અને લોહાણા જાતિના પૂર્વજોમાંથી અનેક મહાપુરુષો ચક્રવર્તી રાજાઓ થઇ ગયા હતા. છેવટે લોહાણા જાતિના મૂલ પુરુષે પંજાબમાં પોતાનું રાજ્યાસન સ્થાપ્યું હતું. આ વાર્તા અમોએ યોગ્ય સ્થળે સવિસ્તર જણાવેલી હોવાથી અત્રે માત્ર એટલુંજ જણાવાનું કે જ્યારે સમગ્ર આર્ય પ્રજાનું ભારતવર્ષમાં મૂળસ્થાન બ્રહ્માવર્ત, પંચનદ અને આર્યાવર્ત છે, ત્યારે લોહાણા સંજ્ઞક જાતિનું મૂળસ્થાન સિંધદેશ કેમ સંભવે ? લોહાણા નામનો ઉલ્લેખ યદ્યપિ ૨૩૦૦ વર્ષ અગાઉ ઇતિહાસમા નહિ મળતો હોય છતાં લોહાણા જાતિ તો તેથી અગાઉ હતી કે નહિ ? જો લોહાણા જાતિ હતી, તો કયાં હતી ? અને જો નહિ હતી તો પછી તે નામ સહિત લોહાણા જાતિ આવી કયાંથી ?

આ પ્રશ્નો એમજ સાબીત કરી આપે છે કે લોહાણા સંજ્ઞક રઘુવંશી જાતિ પંજાબમાંથી સિંધુનદના માર્ગે મુલ્તાન અને સિંધ ઈત્યાદિ સ્થળે આવીને વસી હતી. અને તે સંબંધી સપ્રમાણ વર્ણન પંચમ ખંડમાં થયેલુંજ છે. કેમકે વાસ્તવિક ઘટના શૃંખલાબદ્ધ ઇતિહાસના અભાવે પણ સૂક્ષ્મ રીતે અન્વેષણ કરતાં પ્રાપ્ત થઈ આવે છે, અર્થાત વિદેશી રાજાઓના આક્રમણ સમ્બન્ધી ઈતિહાસનાં અંગોપાંગને તપાસતાં વાસ્તવિક ઘટના વિષયક આભાસ અવશ્ય થઇ આવે છે. મહાન સિકંદરની હિન્દ ઉપરની ચઢાઇનું વર્ણન ૧૯ જણાઓએ લખ્યું છે, તેમાંથી ઐતિહાસિક ભાગ મળે છે. તથા અત્રેના વિદ્વાનોના ગ્રંથો અને ફાહીયાન તથા હ્યુએનત્સંગનાં પ્રવાસ વર્ણનમાંથી કેટલાક ઐતિહાસિક ભાગની પ્રાપ્તિ થાય છે. તેનો યોગ્ય રીતે ઉપયોગ કરવાથીજ વાસ્તવિક ઘટના જાણી શકાય. પણ રા. ગણાત્રાએ તેમ કર્યું નથી.

જો કે સંપૂર્ણ શૃંખલાબદ્ધ ઇતિહાસનું અસ્તિત્વ નાશ પામ્યું છે, પરંતુ તે કેવળ રા. ગણાત્રાની માન્યતા કિંવા કથન પ્રમાણે સાતમી શતાબ્દી અગાઉનો એક હજાર વર્ષનો ઇતિહાસ મળતો નથી. એટલુંજ માત્ર નહિ, પણ " સોમંડળ પરિક્રમ " નામક બૃહદ્ ગ્રંથમાં જોતાં આનુમાનિક પ્રતીતિ થાય છે કે ઘણા જુના કાળના ઈતિહાસો તથા અનેક પ્રકારના સાહિત્ય ગ્રંથો ઇત્યાદિ એલેકઝાંડર ( ઈ. સ. પૂર્વે ૩૨૭ માં ) આવીને ઉપાડી ગયો હતો. આ પ્રમાણે જોતાં હજારો વર્ષોના

ઇતિહાસ ચોરાઈ કે લૂંટાઇ ગયા હોવાથી લોહાણા એવું નામ ૨૩૦૦ વર્ષ અગાઉના ઇતિહાસમાં નહિ મળતું હોય એ બનવાજોગ છે. પણ જે સમયની અગાઉ નામ નહિ મળતું હોય તે સમયની અગાઉ તેઓ હશેજ નહિ આમ રા. હીરાલાલ શિવાય ભાગ્યેજ કોઈ માનતું હશે. કેમકે લોહાણા જાતિનો મૂલ પુરુષ 'ક્ષાત્ર કુલદીપક' કુમાર લવ શ્રીરામચંદ્રજીનો નાનો કુમાર હતો, અને મુખ્ય રાજકુમાર શિવાયના રાજકુમારની વંશકથા લખવાનો 'ઘણેભાગે પુરાણોમાં' રિવાજ નથી; અને પુરાણો શિવાયનો ઇતિહાસ પ્રાપ્ત થતો નથી. તેમ છતાં લોહાણા જાતિ તો પ્રથમ હોવીજ જોઇએ તેમજ તેમનું મૂળસ્થાન પણ પંજાબજ સંભવી શકે છે.

પૃ૦ ૪૪ માં રા. હીરાલાલ લખે છે કે "આર્યોએ હિન્દુકુશને માર્ગે પંજાબમા પ્રથમ પ્રવેશ કર્યો હોય તેજ પ્રમાણે તેમણે સિંધમાં સિંધ અને બલુચીસ્તાન વચ્ચેના ઘાટો ઓળગીને પ્રવેશ કર્યો હોય તો તેમાં કાંઇપણ અસંભવ નથી"

પાઠકગણ ! આ રા ગણાત્રાની કલ્પના વેદાદિ ગ્રંથોના વર્ણનથી વિરુદ્ધ તેમજ ભ્રાંતિમૂલક છે. કેમકે ઋગ્વેદના કાળમાં આર્ય લોકો સમગ્ર ભારતવર્ષમાં પ્રસર્યા નહિ હતા, કિન્તુ પંજાબમા હતા. "પશ્ચિમ તરફથી અને હિન્દુકુશ પર્વતની ખીણોમાંથી આર્યલોકોનો પ્રવેશ પંચનદીના પ્રદેશમાં થયો હતો, આમ મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ–પ્રસ્તાવના ખંડ

ભાગ ૨ જો પૃ૦ ૨૪ માં સ્પષ્ટ લખ્યું છે. તથા રમેશચંદ્રના ઇ. પુ૦ કાંડ ૧, અ. ૪ પૃ૦ ૨૫ થી ૩૬ -પર્યન્ત જોતાં જણાય છે કે મૂલ આર્યો ઉપલા માર્ગેથી આવ્યા હતા તેમજ સૂર્ય-વંશીઓજ પ્રથમ આવ્યા હતા. આ વાર્તા તેમણે આપેલી અનેક ઋગ્વેદની ઋચાઓથી સિદ્ધ થાય છે. એથી ખાત્રીપૂર્વક કહી શકાય છે કે બલુચીસ્થાનના ઘાટો ઉલ્લંઘી પરબારા આર્યો સિંધમાં આવ્યાની રા ગણત્રાની વાર્તા કૃત્રિમ એવં મિથ્યા છે.

અંગ, બંગ, કલિંગ, સિંધ, સૌવીર, અને સૌરાષ્ટ્ર ઇત્યાદિ કેટલાંક સ્થાનોમાં આપત્તિકાળ તેમજ દુષ્ટ લોકોને પરાસ્ત કરી ત્યાં ધર્મરાજ્ય સ્થાપન કરવાની ઇચ્છા /શિવાય અને તીર્થયાત્રાના ઉદ્દેશ શિવાય પ્રાય ઉત્તમ ગુણ કર્મવાળી જાતિઓ જતી ન હોતી કેમકે ત્યા શુદ્ધ હેતુ કિંવા ઉકત નિમિત્તો વિના જવાથી " पुन संस्कारमर्हति " તેની શુદ્ધિ માટે વિધિપૂર્વક ઉપનયન સંસ્કાર કરવાની આવશ્યકતા ઉપસ્થિત થતી હતી એવાં ધર્મશાસ્ત્રોમાં વચનો છે. મહાભારતની કથા અનુસાર દુશલા નામની પુત્રી, ધૃતરાષ્ટ્રે ચંદ્રવંશી અજમીઢના દ્વિતીય પુત્ર બૃહદિષુના પ્રપૌત્ર ' રાજા જયદ્રથ જોડે પરણાવી આપી હતી, તે વખતે સિંધમા બ્રાહ્મણો હતા નહિ જેથી દુશલાએ પિતાદ્વારા સારસ્વત દેશ ( પંજાબદેશ ) માંથી બ્રાહ્મણોને તેડાવી સિંધમા વસાવ્યા હતા. સરસ્વતી નદીના સૂકાઈ જવા પછી સિંધુ ઉપર કિંવા સિંધુ સાગર સંગમ ઉપર આપત્તિકાળ સમજી બ્રાહ્મણોએ રહેવાનુ પસંદ કર્યું હોય તો તે સર્વથૈવ

સંભવિત છે. તેમ સૂર્યવંશી કિંવા રઘુવંશી ક્ષત્રિઓ પણ ઉપર જણાવેલાં નિમિત્તોમાંથી એકાદ નિમિત્તે સિંધમાં આવ્યા છે. મહાભારત, વાલ્મીકિ રામાયણ અને પુરાણોમાંથી જે વાર્તાઓ ઉપલબ્ધ થાય છે તે ઉપરથી એમ જણાય છે કે શ્રીરામચંદ્રજીના સમયથી રઘુવંશની જે શાખા મથુરાપ્રાંત ઉપર તથા ગ્વાલીયર પ્રાંત ઉપર રાજ્યાસન સ્થાપન કરી રાજ્ય કરતી હતી, તે શાખાને કાળાન્તરે યદુઓએ પરાસ્ત કરી હતી. તે પછી યદુના વંશના શ્રીકૃષ્ણ પર્યન્ત એ પ્રાંતમાં હતા. પરંતુ તે સમયમાંજ મગધ દેશાધિપતિ રાજા જરાસંધે તમને પરાસ્ત કરી તે પ્રાતમાંથી કાઢયા. જેથી યદુ લોકો શ્રીકૃષ્ણ સહિત સૌરાષ્ટ્ર દેશમાં આવી વસ્યા હતા. વાલ્મીકિ રામાયણની કથા પ્રમાણે લક્ષ્મણજીના પુત્રોનું ગુજરાત તથા સિંધમાં રાજ્ય હતું. પુરાણોની કથા પ્રમાણે સૌરાષ્ટ્ર દેશ ઉપર પણ પ્રથમ સર્યાતિ રાજાના બીજા પુત્ર આનર્તે રાજ્યસત્તા ભોગવી હતી. તેથી તે પ્રાંત આનર્તદેશના નામથી પ્રસિદ્ધ હતો. આ પ્રમાણે અનેક પ્રસંગોને જોતાં તેમાંથી સિદ્ધ થાય છે કે સુમેરુપર્વત કિંવા ઉત્તર ધ્રુવપ્રદેશમાંથી આર્યો હિમોત્તર કાલમાં આ તરફ આવતાં પ્રથમ પંજાબમાં આવી વસ્યા હતા એવી કથા ઋગ્વેદમાંથી વિસ્તાર પૂર્વક વર્ણવેલી મળે છે, તેમ છતાં લોહાણા સંજ્ઞક જ્ઞાતિનું મૂળસ્થાન સિંધ છે એમ સિદ્ધ કરવા સારૂ રા. ગણાત્રાએ મિથ્યા પ્રયત્ન કર્યો છે.

આગળ ચાલતાં નિબંધ પૃ૦ ૪૮ થી "લોહાણાઓનું મૂળસ્થાન સિંધમાં હોવાનાં કારણો." આ શીર્ષક નીચે

'રા. ગણાત્રાએ' જે કારણો દર્શાવ્યાં છે, તેમાંથી મુખ્ય મુખ્ય ફકરા લખી તેના ઉપર આપણે તુલનાત્મક વિચાર દર્શાવીશું.

૧ રા. ગણાત્રા લખે છે કે "લોહાણાઓ મુલતાન પ્રાંતના લોહાનપુરમાંથી ઉતરી આવેલા છે."

સમીક્ષા–લોહાનપુરથી ઉતરી આવેલા લોહાણાઓ તેથી પ્રથમ કયાં હતા ? અર્થાત્ પંજાબમાંથી ઉતરી આવ્યા પછી મુલતાનમાં લોહાણાઓએ લોહાણપુર વસાવ્યું હોય અને તે પછી મુલતાનથી પણ નીચે સિંધમાં આવી વસ્યા હોય તેમાં અસંભવ જેવું શું છે ?

૨ બીજી દલીલમાં રા. ગણાત્રાએ લખ્યું છે કે "લારીબંદર, લોહરીબંદર, અથવા લોહરાણીબંદર એવાં ભિન્ન ભિન્ન નામોથી એ રોરીબંદર ઓળખાય છે, અને એનુંજ પ્રાચીન નામ લોહરકોટ હતું."

સુજ્ઞ પાઠકગણ! ઉકત સર્વ નામોની સામ્યતા જો લોહાણાઓના નામ સાથે થતી હોય તો લવકોટ કિમ્વા લાહોરના વસાવનાર કુમાર લવના વંશજોએ એટલે લોહાણાઓએ પંજાબમાંથી એ પ્રાંતમાં આવ્યા પછી ઉકત બંદર વસાવ્યું (બંધાવ્યું) હોય તો તેમાં અજાયબી જેવું કે નહિ માનવા જેવું શું છે?

૩ રા. હીરાલાલ લખે છે કે "સિંધમાં અને પંજાબમાં અદ્યાપિ લોહાણાઓનો એક મોટો ભાગ અરોડવંશી તરીકે પ્રસિદ્ધ છે. અરોડવંશીઓના પૂર્વજો લોહાણા હતા."

લોહાણાઓના વંશજો અરોડવંશી તરીકે પંજાબમાં અદ્યાપિ છે એવાં રા. ગણાત્રાના કથનથી લોહાણાઓ મૂળ પંજાબનાજ છે એમ સિદ્ધ થાય છે. કેમકે લોહાણાઓની વંશજ અરોડ જ્ઞાતિ હજી પંજાબમાં છે તે જ્ઞાતિને લોહાણાઓ પોતે સિંધ તરફ આવતાં ત્યાં મૂકી આવ્યા હશે. જો તેમ નહિ તો તે અરોડ જ્ઞાતિજનો સિંધમાં આવ્યા પછી શું પંજાબમાં ગયા છે?

૪ રા ગણાત્રા લખે છે કે "સિકંદરના સમકાલીન કફન્દનો પુત્ર અયંદ હતો, તેના રાજ્યના ચાર વિભાગમાં એક લોહાણા વિભાગ હતો."

આ દલીલમાથી પણ પાઠકગણને વાસ્તવિક ઘટનાની પ્રાપ્તિ અવશ્ય થશે. અર્થાત્ ક્ષાત્રકુલદીપક કુમાર લવના કેટલાક વંશજોએ પંજાબને છોડયા પછી મુલતાન તથા સિંધમાં પોતાનું રાજ્યાસન સ્થાપ્યું હતું, અને કાલાંતરે સિકંદરના સમયમાં તથા અયંદના સમયમાં અને છેવટે મુસલમાનોના સમયમાં પણ દીર્ઘકાળ પર્યન્ત તેમના પેટા રાજ્યો હતાં આ વાર્તા ઇતિહાસપ્રસિદ્ધ છે પણ અયંદના સમયમા લોહાણાપ્રાંત સિંધમાં હતો તેથી લોહાણાઓ મૂલ પંજાબના નથી આમ કોઈ ઇતિહાસજ્ઞ પુરુષ માની શકે તેમ નથી કેમ કે રઘુવંશી કિમ્વા લવવંશી કનકસેને ઇ. સ ૧૪૫ માં પંજાબમાથી અંતિમ પ્રયાણ કર્યું હતું. પરંતુ તેથી અગાઉ પણ લવવંશી લોહાણાઓએ

સમગ્ર બલુચિસ્થાન, અફગાનિસ્થાન અને મધ્ય એશિયા ઇત્યાદિ પ્રદેશો તરફ જેમ સંચાર કર્યો હતો, તેમજ પંજાબમાંથી લવવંશી જાતિએ મુલતાન, સિંધમાં આવી પોતાનાં રાજ્યો સ્થાપ્યાં હતાં.

૫ મી દલીલમાં રા. ગણાત્રા લખે છે કે "લોહાણા નામનો ગઢ અથવા કિલ્લો હતો."

આ દલીલથી પણ આપણી માન્યતાને અધિક પુષ્ટિ મળે છે. અર્થાત સિંધમાં લોહાણા નામનો ગઢ હોય તેથી લોહાણાઓ સિંધનાજ હોય એમ સિદ્ધ થઈ શકતું નથી. પરંતુ લાહોરથી પ્રસંગપરત્વે ઉતરી આવ્યા પછી સિંધમાં લોહાણાઓએ લોહાણા નામનો ગઢ વસાવ્યો હતો આમ માનવામાં શી અડચણ થાય છે તે રા. ગણાત્રા જણાવશે ખરા કે? અને ગઢના નામથી લોહાણા જાતિ છે કે લોહાણા જાતિએ વસાવ્યો તેથી તે ગઢનું નામ લોહાણાગઢ પડ્યું છે?

આ પ્રશ્નના પ્રત્યુત્તરમાં તજ્ઞપુરુષ તો એમજ કહેશે કે લોહાણા જાતિએ ઉકત ગઢ વસાવ્યો હશે તેથીજ તેનું નામ 'લોહાણાગઢ' પડ્યું હશે. આમ થવાથી પંજાબમાંથી લવવંશી લોહાણાસંજ્ઞક જાતિ સિંધમાં આવ્યાની વાર્તા વધારે દઢ થાય છે.

૬ ઠ્ઠી દલીલ રા. હીરાલાલની આ પ્રમાણે છે કે "પંજાબમાં અકાલી (વિશુદ્ધ શીખ) અને બીજા લોહાણા શીખ

છે તેમનો ધર્મ નાનકશાહી છે. તેવોજ ધર્મ સિંધના લોહાણામાં છે. તથા કેટલાક રીતરિવાજો લોહાણાને મળે છે."

પાઠકગણ ! પંજાબની શિખ જાતિમાંના બે પેટામાંથી એક પેટાવિભાગ લોહાણા શિખ છે, અને તેમના નાનકશાહી ધર્મની સામ્યતા સિંધના લોહાણામાં હોવાથી લોહાણાઓના મૂલપુરુષની શાખામાંજ લોહાણા શિખ છે એમ ભલે હોય, તથાપિ તે શિખોના બન્ને વિભાગો પંજાબમાં છે આમ રા. ગણાત્રા પોતે પણ લખે છે, ત્યારે લોહાણાઓનું મૂળ

સમીક્ષા—સિંધુ નદ લોહાણા દરિયા તરીકે ઓળખાયો હોય તેથી લોહાણા મૂળ સિંધનાજ છે એમ રા. હીરાલાલે માન્યું હોય તો તેમની વધારે ભૂલ થાય છે. કેમકે સિંધુ તો હિમાલયમાંથી નીકળ્યા પછી કાશ્મીરની વચમાંથી પસાર થઇ છેડાથી પાછી વળી પંજાબમાં પાંચ નદીઓના જળને લઇ સિંધમાં આવે છે. તેથી લવવંશી લોહાણાઓ સિંધુના માર્ગે લાહોરથી મુલ્તાન સિંધ ઇત્યાદિ ઠેકાણે આવી વસ્યા હોય તો વધારે યુક્તિયુક્ત દેખાય છે. પણ સિંધના મૂળસ્થાન માટે બીજાં કારણો પ્રમાણે આ પણ દલીલ તેમને ઉપયોગી નથી, એટલુંજ માત્ર નહિ કિંતુ લોહાણાઓ મૂળ પંજાબના નિવાસી હોઇ કાલાન્તરે મુલતાન, સિંધમાં આવી વસ્યા છે આ વાર્તા આથી વધારે સ્પષ્ટ થાય છે.

૮ મી દલીલમાં રા. ગણાત્રા લખે છે કે "લોહાણાઓ દરિયાદેવના ખાસ પૂજારી છે. દરિયો તે સિંધુનદ છે. લોહાણાઓ મૂળ શુદ્ધ પ્રાચીન આર્યોમાંથીજ ઉતરી આવેલા હોવા જોઇએ...પણ શ્રીરામચંદ્રજીએ સમુદ્રની સ્તુતિ કરી હતી......તેમ આપણે પણ સમુદ્રના પૂજારી છીએ. તે ઉપરથી શ્રીરામચંદ્રજી આપણા પૂર્વજ છે એવી વાત ઉપજાવી કાઢેલી છે એમ દેખાય છે."

પાઠકગણ! શ્રીરામચંદ્રજી તથા લોહાણા સમુદ્રના ઉપાસક છે એમ પોતે માને છે, પણ શ્રીરામચંદ્રજીના વંશમાં લોહાણા સંજ્ઞક જાતિની ઉત્પત્તિ થઇ છે એમ

તેમણે માન્યું નથી. તેનું કારણ તો ઉકત લોહાણા જાતિને લોભવશ થઇને વગોવવાનું કહેવાય છે તે ઉપરાંત બીજું કારણ એ છે કે "લવનો વંશ ચાલ્યો નથી" આમ રા. ગણાત્રાએ મિથ્યા તેમજ ભ્રાન્તિથી માની લીધેલું છે, પરંતુ અમોએ પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસથી દેખાડી આપ્યું છે તે પ્રમાણે લવનો વંશ ચાલુજ છે. જેથી "લવનો વંશ નથી" એવી રા. ગણાત્રાની કલ્પના ઉડી જાય છે.

તેઓ પોતે લખી ચૂકયા છે કે "લોહાણાઓ શુદ્ધ પ્રાચીન આર્યોમાંથી ઉતરી આવ્યા છે." આ વાર્તા જો તેમને માન્ય હોય તો આપણે ખાત્રી આંપીશું કે આર્યોની સૂર્યવંશ જેવી પ્રાચીન એવં શુદ્ધ ક્ષત્રિયજાતિ એ શિવાય બીજી એક પણ નથી. આ વાર્તા ઋગ્વેદ, મહાભારત અને પુરાણોની કથાઓ ઉપરથી અનેક રીતે સિદ્ધ છે. સૂર્યવંશની કેટલીક પેઢીઓ થયા પછી કાલાંતરે ચંદ્રવંશની ઉત્પત્તિ થઇ છે એમ પણ તેમાં પ્રતીત થાય છે. જેથી પ્રાચીન જાતિ પણ સૂર્યવંશી આર્યોનીજ છે એમ સિદ્ધ થાય છે.

દ્રની ઉપાસના સૂર્યવંશી રાજાઓએ પરંપરાથી કરી છે અને કરે છે. ઋગ્વેદની —

याः सूर्यो रश्मिभिः...ते सिन्धवो०
मं. ७ अ. ३ सू. ४७.

આ ઋચામાં સમુદ્રની ઉપાસના સૂર્યવંશીઓએ મુખ્યત્વે કરી છે. જુઓ સુદાસ રાજાએ વરુણદેવની કરેલી ઉપાસના માટે ઋગ્વેદના ૭ મા મંડળનાં અનુવાકો તથા સૂક્તો

૯ મી દલીલમાં રા. ગણાત્રાએ લખ્યું છે કે " સિંધમાં લોહાણા તથા ભાટીયા આદિની ભિન્નભિન્ન લિપિઓ છે, લોહાણા લિપિથી લોહાણા સિંધના મૂળ વતની છે. "

પાઠકગણ! રા ગણાત્રાની કલ્પનાશકિત કેટલી બધી હાસ્યજનક છે તે આથી જણાશે. લોહાણા લિપિ, લોહાણાઓએ આગળથી કિંવા સિંધમાં આવ્યા પછી ચાલુ કરી હોય, પણ લોહાણા સંજ્ઞક લિપિથી લોહાણા મૂળ સિંધનાજ છે એમ કહી ન શકાય. તેમના લખવા પ્રમાણે મુસલમાન, ભાટીઆ ઇત્યાદિ જાતિઓની પણ સિંધમાં લિપિઓ છે, તેથી મુસલમાનો પણ શું મૂળ સિંધના છે? તથા ભાટીઆ (ભટ્ટી) આ જાતિ યદુવંશી હોવાથી ઋગ્વેદના સાતમા મંડળમાં લખવા પ્રમાણે હિંદુસ્તાનમાં જો કે સૌથી પ્રથમ સૂર્યવંશી ક્ષત્રિયોએ રાજ્યસત્તા સ્થાપન કરી હતી, પરતુ તે

પછી કાલાંતરે ચંદ્રવંશી ક્ષત્રિયો આવ્યા અને તેઓએ પણ ગંગા અને યમુના નદીના વચ્ચેની પ્રદેશમાં પ્રવેશ કર્યો હતો. તે પછી પુરાણોની કથા અનુસાર યદુલોકો સૌરાષ્ટ્ર દેશમાં આવી વસ્યા હતા. યદુવંશના મોટા ક્ષય પછી તેઓએ જાબુલિસ્તાન પર્યન્ત તથા ગજની અને સમરકંદના દેશો વસાવ્યા, અને ફરી હિન્દુસ્થાન તરફ આવતાં પંજાબ ઉપર અધિકાર જમાવ્યો. તે પછી મારવાડ, અંબર ઇત્યાદિથી સિંધમાં આવ્યા પછી ભટ્ટી રજપૂતોએ કિમ્વા ભાટિઆઓએ પોતાની સ્વતંત્ર લિપિ ચાલુ કરી હોય. તે પ્રમાણે ઋગ્વેદનાં અનેક મંડળો, અનુવાકો અને સૂક્તોમા વર્ણવવામાં આવ્યુ છે તદનુસાર લોહાણા નામક ઇતિહાસ પ્રસિદ્ધ એવં વીર-જાતિના પૂર્વજો અર્થાત આર્યોની સર્વોત્તમ ક્ષત્રિય જાતિરૂપે સૂર્યવંશી રાજાઓએજ સૌથી પ્રથમ ભારતવર્ષમાં પ્રવેશ કર્યો હતો અને તેઓએ કોસલદેશમાં રહી પંજાબ ઈત્યાદિ દેશો ઉપર ચિરકાળ પર્યન્ત રાજ્યસત્તા ભોગવી હતી. સૂર્યવંશી સુદાસરાજાએ પરુષ્ણા કિમ્વા પયોષ્ણી અર્થાત રાવી નદી ઉપર સેતુ-પાજ બાંધી હતી. તેનો ચંદ્રવંશી યયાતિ રાજાના પુત્ર તુર્વસુએ નાશ કરી નાંખ્યો હતો જેથી તેને દેહાંત શિક્ષા કરી. યદુને પણ સુદાસે પરાસ્ત કર્યાની કથા તથા રાવી નદીના બન્ને પાર્શ્વના વૈકર્ણ નામકદેશના વીશ યોદ્ધાઓને એકલા સુદાસેજ માર્યાની તથા શ્રુત, કવષ અને વૃદ્ધ તથા દ્રુહ્યુ અને અનુને પરાસ્ત કર્યાની કથા

¹ ઋગ્વેદમાં સવિસ્તર છે. આ પ્રમાણે સૂર્યવંશી સુદાસ રાજાની રાજ્યસત્તા ઘણીજ પ્રબલ હતી. કિમ્બહુના લોહાણા સંજ્ઞક જાતિના પૂર્વજ રઘુરાજાએ કાશ્મીર પર્યન્તના દેશો ઉપરાંત ટિબેટ ઇત્યાદિ દેશો ઉપર પણ રાજ્યસત્તા વિસ્તારી હતી. તેમજ લોહાણા સંજ્ઞક જાતિના મૂલપુરુષ કુમાર લવના પિતાશ્રી પણ સાર્વભૌમ રાજા હતા. આ પ્રમાણે તેમનું મૂળ નિવાસસ્થાન કોસલદેશ, તે પછી પંજાબ અને મુલતાન, અને છેવટે લોહાણા નામક રઘુવંશી જાતિ સિંધમાં આવી વસી હતી. ઇ. સ. પૂર્વે ૩૨૭ વર્ષ પર હિન્દમાં એલેક-ઝાંડર સાથે આવેલા ગ્રીકના વકીલ મેગેસ્થાનજના લખવા પ્રમાણે તથા મેકક્રિંડલના લખવા પ્રમાણે તે વખતે પણ લોહાણા જાતિનું સિંધમાં રાજ્ય હતું. આ પ્રમાણે જોતાં સિંધમાં આવ્યા પછી લોહાણા જાતિએ પોતાની સ્વતંત્ર લિપિ ચાલુ કરી હશે. પરંતુ લોહાણા લિપિ સિંધમાં છે તેથી તેઓ મૂલ સિંધનાજ છે એમ માનવાને સ્વલ્પ પણ અવકાશ નથી. અર્થાત્ રા. ગણાત્રાની આ કલ્પના પણ અર્થ વગરનીજ છે.

૧૦ મી દલીલ રા. હીરાલાલની આ પ્રમાણે છે કે "લોહાણાની કુળદેવી હિંગુલાદેવી (હિંગલાજ) પણ સિંધમાં છે."

---

૧ આ ઋગ્વેદની કથાનો અમોએ ચતુર્થ ખંડમાં ઉલ્લેખ કર્યો છે.

પાઠકગણ! હિંગુલાદેવી સિંધમાં છે તેથી તેના ઉપાસકો (લોહાણાઓ) પણ "સિંધનાજ મૂળ હોવા જોઈએ" આ કલ્પના પણ તેટલીજ વિચારશૂન્યા છે. જ્યાં જ્યાં જવાય ત્યાં ત્યાંના પ્રસિદ્ધ તેમજ ચમત્કારિક દેવની ઉપાસના પણ થાય છે. એવી રીતે પંજાબમાંથી આવ્યા પછી હિંગુલાદ્રિ નિવાસિની હિંગુલાજ દેવીની લોહાણાઓએ ઉપાસના કરી હોય તો તે યોગ્યજ છે. તેમ હિંગુલાદ્રિ ખંડમાં શ્રીરામચંદ્રજી ઉક્ત દેવીનાં દર્શન કરવા સારૂ આવ્યા હતા એવી કથા સ્કંદપુરાણના હિંગુલાદ્રિ ખંડની ઉત્તર સંહિતાના ૮૨ મા અધ્યાયમાં છે. તેથી એટલે શ્રીરામચંદ્રજીએ જે હિંગુલાદેવીની ઉપાસના કરી હોય તે દેવીની ઉપાસના'સે પછી કુમાર લવના વંશજ લોહાણાઓએ પણ ચાલુ રાખી હોય એવો પણ સંભવ છે.

આ ઉપરાંત એમ પણ થઇ શકે છે કે કાળાનુક્રમે એકજ કુલમાં ભિન્ન ભિન્ન ઉપાસનાઓ થવા પામે છે. અર્થાત્ લોહાણાઓમાંથી કેટલાક લોહાણાઓ ઇસ્લામધર્મમાં તેમજ શિખ જાતિમાં ભળી ગયા પછી તેમના ઉપાસ્ય દેવ એથી પણ વિલક્ષણ પ્રકારના થઈ ગયા છે. તો પછી પંજાબમાંથી સિંધમાં આવી હિંગલાજની ઉપાસના લોહાણાઓમાં ચાલુ થઈ હોય તો તેમાં અસંભવ જેવું શું છે! તથા પંજાબમાંથી આવનારાઓ હિંગુલા દેવીની ઉપાસના ન કરે એમ શા આધારે કહી શકાય?

૧૧ મી અને છેવટની રા ગણાત્રાની દલીલ આ પ્રમાણે છે કે ' સારસ્વતો લોહાણાના ગોર-ગુરૂઓ છે, તેમનું પણ લોહાણાઓની માફક પંજાબમાં પ્રાબલ્ય જણાતું નથી...આ સર્વ કારણોથી લોહાણાઓનું ઉત્પત્તિસ્થળ સિંધજ હોવું જોઈએ. ''

પ્રિય પાઠક! સારસ્વતો અને લોહાણાઓનો પ્રાચીન-કાળથી ગુરૂશિષ્ય તરીકેનો ગાઢ સંબંધ મૂળથી અદ્યાપિ પર્યન્ત ચાલ્યો આવ્યો છે, જેથી તેઓ સારસ્વતો તથા લોહાણાઓ જ્યાં હશે ત્યાં સાથેજ હશે એવી ભાવનાથી તેમણે લખ્યું છે કે " સારસ્વતોનું પણ પંજાબમાં પ્રાબલ્ય જણાતું નથી." પરંતુ સૃષ્ટિના આરંભકાળથી જે સારસ્વત બ્રાહ્મણ જાતિ સુપ્રસિદ્ધ છે, ઋગ્વેદની અનેક ઋચાઓમાં મિત્રવરુણની માફક સારસ્વતો સહિત યજ્ઞમા પધારવાની સરસ્વતીને પ્રાર્થના થયેલી છે, કિંબહુના વેદોમાં સારસ્વત પાઠાનુક્રમ (સારસ્વત પાઠ) પ્રસિદ્ધ એવં પ્રશસ્ત છે, તેવી પ્રાચીન સારસ્વત બ્રાહ્મણ જાતિ પરબારી સિંધમાં કયાંથી આવી? વાસ્તવિક રીતે જોતાં પ્રતીત થાય છે કે સારસ્વત બ્રાહ્મણો સરસ્વતી નદીના તીરપ્રાંતમાં રહેતા હતા, અને હજી પણ તે પ્રદેશમાં મ્હોટી સંખ્યામાં રહે છે. સરસ્વતી અને દૃશદ્વતી (કગ્ગર) એ બે નદીઓની વચ્ચેનો પ્રદેશ તે બ્રહ્માવર્ત્ત દેશના નામે ઓળખાય છે. એમાંજ પંજાબ પ્રાંતનો સમાવેશ થાય છે. એ પ્રદેશમાં સારસ્વતોની વસ્તી હતી અને અદ્યાવધિ છે. તેમ

છતાં "પંજાબમાં સારસ્વતોનુ પ્રાબલ્ય જણાયું નથી." એવા ઉલ્લેખથી રા હીરાલાલ ગણાત્રાની કલ્પનાશક્તિ એવં ઐતિહાસિક જ્ઞાનનું પણ સાવત માપ થઇ જાય છે. જો કે મનુસ્મૃતિમાં ઉક્ત બે નદીઓની વચ્ચે બ્રહ્માવર્ત્ત દેશ કહેલ છે. પરંતુ ઋગ્વેદની 'पञ्चनद्यः सरस्वती" એ ઋચાના અર્થ પ્રમાણે પંજાબની પાચે નદીઓમાં સરસ્વતી નદી મળી જવાથી આખો પંજાબ દેશ સારસ્વત દેશ તરીકે પ્રસિદ્ધ થયો તે સારસ્વત દેશમાં "સારસ્વતોની વસ્તી ક્યારે નથી" આમ કહેવા કિંવા લખવાથી રા. ગણાત્રાના ભોગોલિક જ્ઞાન તથા પ્રાચીન જાતિઓના નિવાસસ્થાન વિષયક જ્ઞાનનું પટ પણ ઉઘડી જાય છે.

ઉપર દર્શાવેલાં ૧૧ કારણોથી રા. ગણાત્રાએ લોહાણાઓનું મૂળસ્થાન સિંધ છે એમ સિદ્ધ કરવાની કોશીષ કરી છે પરંતુ તે ઉપર અમોએ દર્શાવેલા વિચારોને તટસ્થ રહી વાંચનાર પાઠકગણને જણાશે કે લોહાણાઓનું મૂળસ્થાન પંજાબ છે, અને તેથી ઉક્ત દલીલોના આધારે "લોહાણાઓનુ મૂળ સ્થાન સિંધ છે" આમ મનાવવા માટે રા. ગણાત્રાએ કરેલો પ્રયત્ન મિથ્યા છે એમ સહજમાં જણાઇ આવશે. વળી નિબંધના પૃષ્ટ ૫૩ માં રા. ગણાત્રાએ લખ્યુ છે કે "સારસ્વતો સિંધના એક રાજા 'ચચ્ચ'ને પોતાનો વંશજ ગણે છે."

પાઠકવર્ગ! વર્તમાન કાળના સારસ્વતો પૂર્વે થઇ ગયેલા 'ચચ્ચ'ને પૂર્વજ ગણી શકે કે વંશજ?

અર્થાત રા. હીરાલાલને પૂર્વજ તથા વંશજ એ શબ્દોની વ્યુત્પત્તિનું પણ ભાન નથી એ વાર્તા તેમના ઉપલા કથનથી અધિક સ્પષ્ટ થાય છે.

તથા પૃ. ૫૩ માં "સિંધના ઇતિહાસ પર એક દૃષ્ટિ" આમ લખીને પૃષ્ટ ૫૪ માં રા. ગણાત્રા લખે છે કે "બર્ટનકૃત સિંધ રીવીઝીટેડમાં લખવા પ્રમાણે કરાંચીમાં રામબાગ છે, ત્યાંથી શ્રીરામચંદ્ર અને સીતાજી પસાર થયાં હતાં અને તેથી તે સ્થળનુ નામ "રામબાગ" પડેલું છે."

પાઠકવર્ગ! આ વાર્તા માટે પણ તેમણે કેવળ બર્ટનનો આધાર શોધ્યો છે અર્થાત્ રા. ગણાત્રાએ આ માન્યતા સંબંધે જેટલો વિશ્વાસ કિંવા આધાર બર્ટનના લેખ ઉપર રાખ્યો છે તેટલો આધાર સુપ્રસિદ્ધ આર્યગ્રંથો ઉપર કિંવા અન્યના બીજા કોઇ સારા વિદ્વાનોના લેખ ઉપર રાખ્યો નથી એ તેમની વિચારવિકલતા કિંવા પરામર્શશૂન્યતાજ છે. પરંતુ રામાયણમાં જોતાં પ્રતીત થાય છે કે સીતાજી સહિત વનવાસ ભોગવતા શ્રીરામચંદ્રજી ઉક્ત પ્રદેશમાં આવ્યાજ નહોતા તેમ તે પછી પણ સીતાજી સહિત કોઇ પણ પ્રદેશમાં શ્રીરામચંદ્રજી પધાર્યા હોય એવી કથા કોઇ સ્થળે નથી. બાકી સ્કંદપુરાણના હિંગુલાદ્રિખંડની ઉત્તર સંહિતાના ૮૨ મા અધ્યાયમાં લખવા પ્રમાણે હિંગુલાદેવીની યાત્રાર્થે શ્રીરામચંદ્રજી પધાર્યા હતા તે વખતે કરાંચીથી પસાર થયા હોય તેમ કચ્છદેશાન્તરગત સમુદ્રતીરે શ્રીનારાયણ-

સરોવર નામક તીર્થ સ્થળે પધાર્યા હોય તો તે સંભવિત છે. તથા તે વખતે શ્રીનારાયણસરોવરના સમીપવર્તિ રામારણ્ય કિમ્વા હાલ જે રામવાડા નામક સમુદ્રતીરે તીર્થ-સ્થળ છે, ત્યાં પણ શ્રીરામચંદ્રજીએ મુકામ કર્યો હોય તો તે પણ સંભવિત છે. પરંતુ એ વખતે શ્રીરામચંદ્રજી સાથે સીતાજી હતાં નહિ. જેથી બર્ટનના આધારે લખાયેલી રા. ગણાત્રાની "કરાંચીથી સીતાજી સહિત શ્રીરામચંદ્રજી પસાર થયા હતા" એવી માન્યતા સાવ ખોટી છે. નિબંધ પૃ. ૫૬ માં રા. ગણાત્રા લખે છે કે "એલેકઝાંડરના સમયમાં આ વિભાગ (બ્રાહ્મણાવાદ)પર કોનું રાજ્ય હતું તેનો સ્પષ્ટ ઉલ્લેખ નથી."

પાઠકવર્ગ! રા. ગણાત્રાનું આ વિધાન પણ અજ્ઞાન-મૂલક છે કેમકે બ્રાહ્મણાવાદના સંબંધમાં મેકક્રિંડલકૃત એલેકઝાંડરની સ્વારીના વર્ણનમાં લખ્યું છે તે પ્રમાણે તે "બ્રહ્મસ્થળ"માં બ્રાહ્મણોનું રાજ્ય હતું. (જુઓ મધ્ય-યુગીન ભારત ભા. ૧. પૃ. ૪.) આ નગરને 'બ્રાહ્મણાવાદ' એ નામ મહંમદ કાસીમના સમયથી મળેલું છે. અર્થાત્ તેથી અગાઉ બ્રહ્મસ્થળ કિમ્વા બ્રાહ્મણસ્થળ એવું નામ હતું. એલેકઝાંડરના સૈન્ય સાથે ત્યાં બ્રાહ્મણોએ આમરણાન્ત ઘોર યુદ્ધ કર્યું હતું. આમ મેકક્રિંડલે સ્પષ્ટ રીતે લખ્યુ છે અને તે બ્રાહ્મણો બીજી કોઈ જાતિના નહિ, કિન્તુ તે સારસ્વત બ્રાહ્મણોજ હોવા જોઇએ. આમ છતાં "એલેકઝાંડરના સમયમાં બ્રહ્મસ્થળ ઉપર

કોનું રાજ્ય હતું. " તે વાર્તા રા. ગણાત્રાના જાણવામાં કેમ આવી નથી ? અર્થાત્ ઇતિહાસમાં પ્રસિદ્ધ હોય તે વાર્તાની પણ જ્યારે રા. ગણાત્રાને ખબર ન હોય ત્યારે તેમના સ્વતંત્ર વિચારની કિમ્મત શી આંકવી તેનો વિચાર વાંચનાર સ્વયં કરી લેશે.

નિબંધ પૃ૦ ૫૭ માં રા. ગણાત્રા લખે છે કે "શક, પહ્લવ ઇત્યાદિ જાતિઓ. ઇ. સ. પૂર્વે બીજા સૈકાથી માંડીને ઇ. સ ના પાંચમા સૈકા સુધીમા ભારત દેશમાં સંગ્રામ માટે આવી હતી."

પાઠકગણ ! પુરાણો મહાભારત અને વાલ્મીકિ રામાયણને જોતા પ્રતીત થાય છે કે સગર રાજાના પિતા બાહુકના સમયમાં હૈહય અને તાલજંઘ રાજાઓની સાથે રહી શક, પારદ અને પહ્લવ ઇત્યાદિ જાતિઓએ બાહુક રાજાનું રાજ્ય પડાવી લીધું હતું; પરંતુ તે પછી સગર રાજાએ યોગ્ય શિક્ષા કરીને ઉક્ત જાતિઓને હાંકી કાઢી હતી, અને પોતે-સગર રાજાએ સાર્વભોમ રાજ્ય પ્રાપ્ત કર્યું હતું. શ્રીરામચંદ્રજીથી ૨૪ મી પેઢી પૂર્વે સગર રાજા હતો. ત્યારે ઇ. સ પૂર્વે બીજા સૈકાથી શક લોકો આવ્યાનું કેમ માની શકાય ?

આગળ ચાલતા પોતાના નિબંધ પૃષ્ટ ૫૮ થી રા. ગણાત્રાએ લખ્યું છે કે, "લોહાણાઓ મૂળ કોણ હતા ?" આ શિરોલેખ નીચે કેટલીક આધાર વિનાની વાતો લખીને

રા હીરાલાલે અકાડતાડવ કર્યું છે. અર્થાત્ તેમણે લખ્યું છે કે "હિન્દુસ્થાનમાંથી પરશુરામે સર્વ ક્ષત્રિયોનો સંહાર કરી નાખ્યો હતો એ વાત બિલકુલ સાબીત થઇ શકે એમ નથી" તથા પૃ૦ ૫૯ મા લખ્યુ છે કે "પરશુરામનો...... શ્રીરામચદ્રજીએ દર્પ હરી, તેમને નિસ્તેજ બનાવી દીધા હતા .. ત્યાર પછી પરશુરામનામાં ક્ષત્રિયોને દમવાની... શક્તિ ન હતી.'

પાઠકગણ ! રા. ગણાત્રાના ઉપલા કથનમાં સત્ય કેટલુ છે તે સ્પષ્ટ કરી દર્શાવવા ખાતર આપણે પ્રાચીન કથાભાગનો ઉલ્લેખ કરીશુ. એ કથા વાલ્મીકિ રામાયણના બાલકાંડ સર્ગ ૭૪ થી શરૂ થાય છે. અર્થાત ૭૪ સર્ગમાં એવી કથા છે કે જનક રાજાને ત્યા સીતા સ્વયંવર પ્રસંગે શ્રીરામચદ્રજીએ ધનુષભંગ કર્યો તેના શબ્દને સાભળી પરશુરામ ત્યાં આવ્યા, પરશુરામની અર્ધ્યપાદ્ય ઇત્યાદિ પ્રકારે પૂજા કરવામાં આવી. તે પછીના ૭૫ સર્ગમા પરશુરામ કહે છે કે:—

राम दाशरथे वीर वीर्यं ते श्रुयतेऽद्भुतम् ।
धनुषो भेदनं चैव निखिलेन मया श्रुतम् ॥

तदद्भुतमचिन्त्यं च भेदनं धनुपस्तथा ।
तच्छ्रुत्वाऽहमनुप्राप्तो धनुर्गृह्यापरं शुभम् ॥

तदिदं घोरसंकाशं जामदग्न्यं महद्धनुः ।
पूरयस्व शरेणैव स्वबलं दर्शयस्व च ॥

तदहं ते बलं दृष्ट्वा धनुषोऽप्यस्य पूरणे ।
द्वंद्वयुद्धं प्रदास्यामि वीर्यश्लाघ्यमहं तव ॥

तस्य तद्वचनं श्रुत्वा राजा दशरथ स्तदा ।
विषण्णवदनो दीनः प्राञ्जलिर्वाक्यमब्रवीत् ॥

क्षत्ररोषात्प्रशान्तस्त्वं ब्राह्मण श्चमहातपाः ।
बालानां मम पुत्राणामभयं दातुमर्हसि ॥

तदिदं घोरसंकाशं जामदग्न्यं महद्धनुः ।
पूरयस्व शरेणैव स्वबलं दर्शयस्व च ॥

तदहं ते बलं दृष्ट्वा धनुषोऽप्यस्य पूरणे ।
द्वंद्वयुद्धं प्रदास्यामि वीर्यश्लाघ्यमहं तव ॥

तस्य तद्वचनं श्रुत्वा राजा दशरथ स्तदा ।
विषण्णवदनो दीनः प्राञ्जलिर्वाक्यमब्रवीत् ॥

क्षत्ररोषात्प्रशान्तस्त्वं ब्राह्मण श्चमहातपाः ।
बालानां मम पुत्राणामभयं दातुमर्हसि ॥

હે દશરથનંદન! તહારૂં પરાક્રમ અદ્દભુત સંભળાય છે. હે વીર! ધનુષભંગનો શબ્દ મેં સંપૂર્ણપણે સાંભળ્યો. હે રામ! ધનુષના ભેદનનું કાર્ય અદ્દભુત જાણી આ (જામદગ્ય) ધનુષ અત્રે લઇ આવ્યોછું. તે આ-જામદગ્ન્ય મહા ધનુષને બાણો વડે પૂર્ણ સંધાન કરી તમારૂં બળ દેખાડો. આ ધનુષને બાણો વડે પૂર્ણ કરશો તો હું તમને દંદયુદ્ધ આપીશ. અને તમારા પરાક્રમનાં વખાણ કરીશ.

આ પ્રમાણે પરશુરામનાં વચન શ્રવણ કરી ખિન્ન થયેલા મહારાજા દશરથ હાથ જોડી આ પ્રમાણે કહેવા લાગ્યા કે "તમો ક્ષત્રિયોના રોષથી શાંત થયેલા છો, તેમ તમો મહા

તપસ્વી બ્રાહ્મણ છો જેથી મ્હારા પુત્રોને અભયદાન આપવા યોગ્ય છો.

તે પછી દશરથ રાજાએ કહ્યુ કે તમો ઉત્તમ એવા ભાર્ગવકુલના છો, તેમ તમોએ શસ્ત્ર નહિ ઉપાડવાની ઇન્દ્ર પાસે પ્રતિજ્ઞા કરી છે.; તથા ધર્મપરાયણ થઈ સર્વ પૃથ્વી દાનમાં આપી દઇ મહેન્દ્ર પર્વત ઉપર વાસસ્થાન કર્યું છે, તેમ છતાં હે મહામુનિ! મ્હારા વિનાશ માટે અત્રે તમો શા સારૂ આવ્યા છો? ઇત્યાદિ દશરથરાજાનાં કથન તરફ દુર્લક્ષ્ય કરી પરશુરામે પુન: શ્રીરામચંદ્રજીને ઉદ્દેશી કહ્યું કે "વિશ્વકર્માએ બનાવેલા દિવ્યલોકમાં પૂજીત એવાં આ બે ધનુષોમાંથી એક પિનાક ધનુષ મહાદેવને દેવતાઓએ આપ્યું હતું. તે ધનુષને આપે ભાંગી નાખ્યું છે. બીજું આ ધનુષ વિષ્ણુને દેવતાઓએ આપ્યું હતું, તે આ ધનુષ પછીથી ઋચિક ઋષિને મળયું હતું, અને તે પછી તે આ ધનુષ મહારા પિતા જમદગ્નિ પાસે હતું. પરંતુ સહસ્રાર્જુને જ્યારે પ્રાકૃત બુદ્ધિથી મહારા પિતાશ્રીનો વિરોધ કર્યો તે પછીજ આ ધનુષને ગ્રહણ કરી મેં અનેક દુષ્ટ ક્ષત્રિયોનો નાશ કર્યો હતો. તે પછી પ્રાપ્ત કરેલી પ્રથ્વીનું દાન કરી હુ મહેન્દ્ર પર્વત ઉપર રહુ છું, પરંતુ તમોએ કરેલા ધનુષભંગના શબ્દને સાંભળીને આવ્યો છુ. માટે આ ધનુષ મને ચઢાવી દેખાડો. ઇત્યાદિ વચનો શ્રવણ કરી શ્રીરામચંદ્રજીએ ધનુષ ચઢાવીને કહ્યુ કે–

ब्राह्मोऽसीति पूज्यो मे विश्वामित्र कृतेन च ।
तस्माच्छक्तो न ते राम मोक्तुं प्राणहरं शरम् ॥
वाल्मी. कां. १ अ. १६ श्लो. ६

હે પરશુરામ! તમો બ્રાહ્મણ છો જેથી મ્હારા પૂજ્ય છો, તેમ વિશ્વામિત્રના ભાણેજ છો તેથી પ્રાણઘાતક બાણને તમારા ઉપર હું છોડતો નથી. તથાપિ આ વિષ્ણુનું ધનુષ અમોઘ (અવ્યર્થ) હોવાથી તમારા બળ-પરાક્રમને અવશ્ય રોકી લેશે. આમ કહી શરસંધાનથી પરશુરામના બળને કુંઠિત કરી લીધું, જેથી પરશુરામ કહેવા લાગ્યા કે હે રામ! મેં પૃથ્વી દાનમાં આપેલી હોવાથી હું તેમાં રાત્ર રહેવા માગતો નથી! " मनोजवं गमिष्यामि " કિન્તુ મનના વેગ પ્રમાણે જવા ઇચ્છું છું. મને ખાત્રી થઈ કે મધુદૈત્યાદિના દમન કરનાર સાક્ષાત્ વિષ્ણુ, કિંવા ત્રૈલોક્યનાથ તમો છો. તમો શર (બાણ)ને મૂકો તે સાથેજ હું મહેન્દ્રપર્વત ઉપર જઇશ. આ પ્રમાણે કહ્યા પછી કુંઠિત કરેલાં પરશુરામના બળને મુક્ત કરવા સારૂ શ્રીરામચંદ્રજીએ શરને મૂકયું હતું ઇત્યાદિ ત્યાં કથા છે. તેમ પરશુરામના બળ-પરાક્રમની પૂર્વકાલીન સ્મૃતિથી " पितरं विकलं दृष्ट्वा प्रोवाच रघुनन्दन । " વિકલ બની ગયેલા પોતાના પિતા મહારાજા દશરથને શ્રીરામચંદ્રજીએ કહ્યું કે પરશુરામજી મહેન્દ્રપર્વત ઉપર ગયા, તમો શાંત થાઓ! આ કથન શ્રવણ કર્યા પછી શ્રીયુત્ રાજા દશરથ શાંત કિંવા સ્વસ્થ થયા હતા ઇત્યાદિ ત્યાં કથા છે

આટલા આખ્યાનમાં રા. ગણાત્રાના કથન પ્રમાણે "પરશુરામમાં પછી ક્ષત્રિયોને દમવાની શક્તિ રહી ન હતી" આમ કયાંઇ લખ્યું નથી. પરંતુ પરશુરામજીએ શ્રીરામચંદ્રજીના સમ્બન્ધમાં જે કાંઈ સાંભળ્યું હતું તે પ્રત્યક્ષ કરવા સારૂ તેમને જામદગ્ન્ય ધનુષ સજ્જ કરવા કહ્યુ, તે ઉપરથી શ્રીરામચંદ્રજીએ પોતાના અવતારની પ્રતીતિ કરાવવા સારૂ તત્કાળ માટે પરશુરામની શક્તિનો અવરોધ કર્યો હતો. આટલોજ આનો નિર્ગલિતાર્થ છે. પરશુરામના માટે લખવામાં આવ્યું છે કે—

यमाहु र्वासुदेवांशं हैहयानां कुलान्तकम् ।
दुष्टक्षत्रं भुवोभारमब्रह्मण्यमनीनशत् ॥
भाग ९, १५, १४–१५

તેઓ પરશુરામ પરમાત્માના અંશાવતાર હતા. તેમ ખાસ કરીને સગર રાજાના પિતા બાહુક રાજાના દ્વેષિ-હૈહય કુલના મદાંધ રાજાઓના નાશ કરનારા હતા. તથા બીજા પણ દુષ્ટ ક્ષત્રિયોના વિનાશક હતા ઇત્યાદિ લખ્યું છે.

પરશુરામ, મૂલક નામના રાજા જે મનુથી ૫૮ મા પુરુષ હતા તેના સમયથીજ ક્ષત્રિયોના સંહારરૂપ કાર્યથી ઉપરામ થઇ મહેન્દ્ર પર્વત ઉપર રહેતા હતા. અર્થાત્ ચંદ્રવંશી યયાતિપુત્ર યદુના ચાર પુત્રોમાંથી જ્યેષ્ઠ પુત્ર સહસ્રજીતના

વંશમાં થયેલા સહસ્રાર્જુનના સમયમાં દુર્વિનિત એવં મદાન્ધ થયેલા દુષ્ટ ક્ષત્રિયોનોજ પ્રાયઃ તેમણે સંહાર કર્યો હતો એમ પ્રતીત થાય છે.

" પરશુરામે એકવીશવાર પૃથ્વી નિઃક્ષત્રી કરી " આ કથનથી પણ ઉક્ત વાર્તાને અધિક અનુમોદન મળે છે. કેમ કે સવ ક્ષત્રિયોને નાશ કરવાનો અર્થ ' નિ.ક્ષત્રી ' આવો થતો હોય તો તે એકજવાર થઇ શકે છે એકવીશવાર ' નિઃક્ષત્રી ' કરી હતી જેથી પ્રત્યેક વખતે જેમ ક્ષત્રિયો અવશિષ્ટ રહેતા હતા, તેમ છેવટના વખતે પણ રહ્યા હોવાજ જોઇએ. અને તે ધર્માચરણી ક્ષત્રિયોજ અવશિષ્ટ રહેતા હતા આમ સહજમાં સિદ્ધ થઇ આવે છે. પરંતુ અવશિષ્ટ રહેલા ધર્માચરણી ક્ષત્રિયોમાંથી પણ પુન ધર્મની મર્યાદા જે મૂકી ગયો હશે, તેનો પુન તેમણે સહાર પણ કર્યો હશે. પરંતુ

વંશમાં થયેલા સહસ્રાર્જુનના સમયમાં દુર્વિનિત એવં મદાન્ધ થયેલા દુષ્ટ ક્ષત્રિયોનોજ પ્રાયઃ તેમણે સંહાર કર્યો હતો એમ પ્રતીત થાય છે.

"પરશુરામે એકવીશવાર પૃથ્વી નિઃક્ષત્રી કરી" આ કથનથી પણ ઉક્ત વાર્તાને અધિક અનુમોદન મળે છે. કેમ કે સવ ક્ષત્રિયોને નાશ કરવાનો અર્થ 'નિઃક્ષત્રી' આવો થતો હોય તો તે એકજવાર થઈ શકે છે. એકવીશવાર 'નિઃક્ષત્રી' કરી હતી જેથી પ્રત્યેક વખતે જેમ ક્ષત્રિયો અવશિષ્ટ રહેતા હતા, તેમ છેવટના વખતે પણ રહ્યા હોવાજ જોઈએ. અને તે ધર્માચરણી ક્ષત્રિયોજ અવશિષ્ટ રહેતા હતા આમ સહજમાં સિદ્ધ થઈ આવે છે. પરંતુ અવશિષ્ટ રહેલા ધર્માચરણી ક્ષત્રિયોમાંથી પણ પુનઃ ધર્મની મર્યાદા જે મૂકી ગયો હશે, તેનો પુનઃ તેમણે સંહાર પણ કર્યો હશે. પરંતુ "સર્વ ક્ષત્રિયોનો પરશુરામે સંહાર કર્યો હતો" અને "તેથી શુદ્ધ ક્ષત્રિયવંશ રહેવા પામ્યોજ નથી." આવી અન્યોક્તિ કલ્પી લઈને રા. ગણાત્રાએ લખ્યું છે. પણ આમ કોણ કહે છે? અર્થાત્ 'શુદ્ધ ક્ષત્રિયવંશ રહેવા પામ્યો નથી' આમ કોઈપણ કહી શકે તેમ નથી, ત્યારે રા. ગણાત્રાની મનઃકલ્પિત અન્યોક્તિ નિષ્પ્રયોજન, કૃત્રિમ તેમજ અર્થહીન છે.

આ વાર્તાનું સંક્ષિપ્ત રૂપ એવું છે કે પરશુરામ ખાસ કરીને હૈહયકુલ: કે જેમાં સહસ્રાર્જુન ઉત્પન્ન થયો હતો તેના તથા બીજા પણ દુષ્ટ ક્ષત્રિયોના વિનાશક હતા. આવું

ઘોર કર્મ તેમણે સહસ્રાર્જુનના સમયથી આરંભીને મૂલક-નામના રાજાના સમય પર્યન્ત કર્યું હતું. તે પછી મહેન્દ્ર પર્વત ઉપર રહેતા હતા, તેમ છતાં તે પછી પણ જ્યારે જ્યારે દુષ્ટ ક્ષત્રિયની તેમને માહિતી મળતી ત્યારે ત્યારે ત્યાં જઇ તેની દુષ્ટતાનો પ્રતીકાર કરતા હતા એવી કથાઓ પુરાણો, મહાભારત અને વાલ્મીકિ રામાયણમાંથી મળે છે.

આ ઉપરથી સિદ્ધ છે કે પરશુરામ દીર્ઘજીવી (ચિરંજીવી) હતા. તેથી રા ગણાત્રાના નિબંધ પૃ૰૬૧ માં લખવા પ્રમાણે " અરેરે પુરાણ " ની કથા અનુસાર અરેરા ક્ષત્રિયોની નમ્રતા જોઇ પરશુરામ શાંત રહ્યા હશે તેમ (પૃ૰ ૬૧) કોઇકને ભયાનક પણ દેખાયા હશે. પરંતુ " પરશુરામમાં શકિત ન હતી કે પરશુરામ તે સમય સૂધી હતા નહિ " આમ રા. ગણાત્રાનું માનવું પ્રમાણશૂન્ય તેમજ અજ્ઞાનમૂલક છે કેમકે સહસ્રાર્જુનના સમયથી કલિયુગના આરંભ કાળ પર્યન્ત પરશુરામના અસ્તિત્વ વિષયક અનેક કથાઓ મળી આવે છે. યુધિષ્ઠિર રાજા મહેન્દ્રપર્વત ઉપર તીર્થયાત્રા નિમિત્તે ગયા હતા, ત્યા પરશુરામ તથા ઇતર બ્રાહ્મણોની તે રાજાએ પૂજા કરી હતી. ઇત્યાદિ કથા મહાભારતના વનપર્વ અધ્યાય ૧૧૭ મા છે હરિવંશના વિષ્ણુ પર્વ અધ્યાય ૩૮ થી ૪૧ સૂધીમાં શ્રીકૃષ્ણ તથા બલરામજી સાથે પરશુરામના સંભાષણ રૂપ વિસ્તૃત કથા છે. અર્થાત જરાસંધના ભયથી મથુરાજીનો ત્યાગ કર્યા પછી જરાસંધને જીતી શકાય તેવી યુદ્ધવિદ્યા

શીખવા સારૂ યદુવીરો પરશુરામ પાસે ગયા હતા. પરશુરામજીએ તેમને મંત્રવિદ્યા આપીને કામધેનુનું દૂધ પાયું જેથી તેઓ ક્ષત્રિયોચિત અભિમાન તથા બળને પ્રાપ્ત કરી શકયા હતા.

तन्तुधेन्वा पयः पीत्वा बलदर्पसमन्वितौ ।
ततस्तौ रामसहितौ प्रस्थितौ यदुपुङ्गवौ ॥

ઇત્યાદિ અનેક કથાઓનુ અવલોકન કરતાં પ્રતીત થાય છે કે–

अश्वत्थामा बलिर्व्यासो हनुमाँश्च विभीषणः ।
कृपः परशुरामश्च सप्तैते चिरजीविनः ॥

હનુમાન, પરશુરામ ઇત્યાદિ ચિરજીવી અવશ્ય છે. મહાભારતના વનપર્વ અધ્યાય ૧૪૭ થી ૧૫૭ માં ભીમસેન સાથે હનુમાનના સંવાદની કથા છે. અર્થાતઃ—

एवमाभाष्य हनुमाँस्तदा पांडवनन्दनं ।
मार्गमाख्याय भीमाय तत्रैवान्तरधीयत ॥

ઇત્યાદિ લખ્યું છે. તથા વાલ્મીકિ રામાયણના ઉત્તરકાંડ સર્ગ ૧૦૮ શ્લોક ૩૩ માં લખ્યું છે કેઃ—

यावत्कलिश्च संप्राप्तस्तावज्जीवत सर्वदा ।

હે હનુમાનજી ! જ્યાં સૂધી કલિયુગ આવે ત્યા સૂધી તમો જીવિત રહો આ કથા હનુમાનજીના દીર્ઘાયુ માટે વાલ્મીકિ

માથી મળે છે, તેમ પરશુરામજીના દીર્ઘાયુઃ માટે પુરાણો, મહાભારત ઇત્યાદિમાથી અનેક કથાઓ મળી આવે છે. કિબહુના ભીષ્મ, દ્રોણાચાર્ય અને કરણ ઇત્યાદિ ઐતિહાસિક પુરુષો, પરશુરામ પાસેથી શસ્ત્રાસ્ત્ર વિદ્યા શીખ્યા હતા એવો સ્પષ્ટ ઉલ્લેખ મહાભારતમાંથી મળી આવે છે, ઇત્યાદિ ઉપરથી પરશુરામજી દીર્ઘજીવી છે એમ સિદ્ધ થાય છે તે ઉપરાંત અશ્વત્થામા, બલિ અને વ્યાસ ઇત્યાદિ ચિરાયુ છે એમ ઉપલા શ્લોકમાં લખેલું છે. પરંતુ ઋગ્વેદમાં લખવા પ્રમાણે એવા ઘણા દેવતાઓ દીર્ઘજીવી હતા. અર્થાત્ વારંવાર જન્મવાની કડાકૂટમાંથી છુટી જવું તે દેવોના માટે શોભાસ્પદ હતું આમ ઋગ્વેદ મંડળ ૧ અનુવાક ૫ સૂક્ત ૨૦ માં સ્પષ્ટ રીતે લખેલુ છે

કુશના વંશની કથા સુમિત્ર પર્યન્ત છે. જેમ લવના વંશની કથા લખેલી નથી તેમ લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્નના વંશની કથા પણ લખેલી નથી, તેથી શું રા. ગણાત્રા સર્વેને નિર્વંશ ગયેલા સાબીત કરવા ધારેછે?

સૂર્યવંશી નળરાજાની ચારિત્ર્યકથા મહાભારતના વન-પર્વમાં વિસ્તૃત છે તેમ છતાં તે કયા મૂલ પુરૂષના વંશમાં થયેલો હતો? તેવી કથા ભારત ભાગવત, વિષ્ણુપુરાણ, શિવપુરાણ, હરિવંશ અને વાલ્મીકિ રામાયણમાં પણ નથી.

તેમજ મહાભારતના વનપર્વ અધ્યાય ૧૯૨ માં ઇક્ષ્વાકુ કુલમાં ઉત્પન્ન થયેલા પરીક્ષિત નામક રાજાની સુંદર અને સવિસ્તર કથા છે, પરંતુ તેની આરંભથી પરંપરા પૂર્વકની કથા પુરાણો, મહાભારત અને વાલ્મીકિ રામાયણમાં પણ નથી. આ રાજા તથા નળ ઇત્યાદિ અમુખ્ય વંશના રાજાઓની દર પેઢીની સંપૂર્ણ કથા નથી, પણ તેમની પરંપરા તો હશેજ. તેમ લવના વંશની કથા લખેલી નથી પણ તેનો વંશ તો હશેજ.

કુશનો વંશ સુમિત્ર સૂધી ચાલશે એવું જે પ્રમાણવચન છે:- " इक्ष्वाकुणामयं वंश सुमित्रान्तो भविष्यति ॥ તેનો પણ ધ્વનિત અર્થ એવોજ નીકળે છે કે લવ વિગેરે રાજકુમારોનો વંશ ચાલુજ રહેશે અર્થાત " इक्ष्वाकुणा राज्ञां अय कुशवंशः सुमित्रान्तो भविष्यति ।" ઇક્ષ્વાકુ વંશના શશાદ પ્રભૃતિ

મુખ્ય રાજવંશી કુશનો વંશ સુમિત્ર સુધી ચાલશે. આ પુરાણ વચનની અર્થાપત્તિ જણાવી આપેછે કે કુશ શિવાયના રાજકુમારોનો વંશ તો ચાલુજ રહેશે. આમ છતાં "લવનો વંશ નથી." આમ લખીને રા હીરાલાલ ગણાત્રાએ પોતાની પરામર્શ વિકલતાજ દાખવી છે.

તથા પૃ૦ ૬૦ અને ૬૧ માં "અરોરે સાગર નામક પુસ્તકની વાર્તા તથા બીજી એક એવાજ પ્રકારની આખ્યાયિકા છે" આમ લખીને તેમણે તે વાર્તાને મિથ્યા સિદ્ધ કરવા સારૂ પ્રયત્ન કર્યો છે. પરંતુ અરોરે સાગરનાં પ્રમાણવચનો તો તેમણે ત્યાં જોયાં હશે. અને રત્નસેન તથા તેના પાંચપુત્રોની કથા, સ્કંદપુરાણના હિંગુલાદ્રિ ખંડની ઉત્તર સહિતાના ૭૯ અધ્યાયમાં છે, તે વાર્તાને અસત્ય છે એમ સિદ્ધ કરવા સારૂ રા. ગણાત્રાએ બ્રાહ્મણોને ઉદ્દેશી જે શબ્દો ઉચ્ચાર્યા છે તે તેમની યોગ્યતા માટે પૂરતાજ છે

જો કે તે પછીના (૯૦મા) અધ્યાયમાં રત્નસેનના પુત્રોને ક્ષત્રોપેતાદ્વિજાતય।" ક્ષત્રિયતાયુક્ત બ્રાહ્મણો અર્થાત્ બ્રહ્મક્ષત્રિય નામથી તમારો વંશ ચાલશે આમ પરશુરામે તેમને કહ્યું હતું. તે વંશનો લોહાણાઓ જોડે જન્યજનકભાવ સંબંધ હોય તો તે બનવા યોગ્ય છે, અર્થાત્ તે વંશનો લોહાણાઓ સાથે પોતે બ્રહ્મક્ષત્રિયો લોહાણાઓના વંશજ છે એવો સબંધ હોય તો બની શકે છે પરંતુ બ્રહ્મક્ષત્રિયો લોહાણાઓના પૂર્વજ છે એવો સબધ બની શકતો નથી. એટલે કે અરોરા કિંવા

બ્રહ્મક્ષત્રિય વંશમાથી લોહાણાઓ થયા હોય એમ તો સિદ્ધ થઇ શકેજ નહિ.

રા. ઉદ્ધવજી તુલસીદાસે પોતાનાં પુસ્તકના પૃષ્ઠ ૧૦૩ માં લખ્યું છે કે "હરિદ્વારના યાત્રાગોરોના યાત્રાળુઓની નામાવળીના ચોપડામાં અરોરાના પૂર્વજોને લોહાણા લખવામાં આવ્યા છે."

એ ઉપરથી પણ એમજ સિદ્ધ થાય છે કે લોહાણાઓના વંશમાં આરોરા ઈત્યાદિ થયા છે.

જો કે રત્નસેનના પુત્રોથી અગાઉ પણ દરેક ક્ષત્રિયોમાંથી તેવા (ક્ષત્રોપેતા દ્વિજાતયઃ) વંશો ચાલ્યા છે. એ ઉપરથી કેટલાકોએ 'બ્રહ્મક્ષત્રિયોમાંથી લોહાણાઓની ઉત્પત્તિ માની છે, પરંતુ વાસ્તવિક રીતે જોતાં તેમ નથી. કેમકે અરોરેસાગર તથા હિંગુલાદ્રિખંડની કથા ઇત્યાદિ જે ઉક્ત જાતિઓની ઉત્પત્તિ માટે તેમણે શોધી છે તે કથાઓ ઉપરથી પણ લોહાણાઓમાંથી અરોરા તથા બ્રહ્મક્ષત્રિયોની ઉત્પત્તિ થઈ છે એમ સિદ્ધ થઈ શકે છે. બાકી જેમ ઇતર ક્ષત્રિયોમાંથી બ્રહ્મક્ષત્રિય તથા અરોરા વંશ ચાલ્યો છે, તેમ લવવંશી લોહાણા જાતિમાંથી પણ એ વંશ ચાલ્યો હોય તો તે સંભવિત છે પરંતુ બ્રહ્મક્ષત્રિયોનો વંશ કેમ ચાલ્યો? તેની આરંભથી સવિસ્તર હકીકત તત્સમ્બન્ધી ખાસ પુસ્તક શિવાય અત્ર પ્રસંગે લખવાની આવશ્યકતા નથી

આગળ જતા રા. ગણાત્રાએ લખ્યું છે કે "જ્યારે આ પ્રમાણે એક તરફ બ્રાહ્મણોએ પોતાનું ગૌરવ વધારવાના મિથ્યા પ્રયત્નો કર્યા છે, ત્યારે બીજી દિશામાં કેટલાક વિદેશીઓએ હિન્દુસ્થાનની આર્ય પ્રજાને ઉતારી પાડવાના પ્રયત્નો કર્યા છે."

પાઠકગણ! બ્રાહ્મણોનું ગૌરવ તો વેદોમાં અનેક ઠેકાણે વર્ણવેલું પ્રતીત થાય છે. ક્ષત્રિય મનુએ રચેલી મનુસ્મૃતિમાં પણ બ્રાહ્મણોનું ગૌરવ મુક્તકંઠે અને કૃતજ્ઞતા પૂર્વક વર્ણવેલું છે. બ્રાહ્મણો તપો વિદ્યાયુક્ત હોવાથી, ક્ષત્રિયો તેમની કૃપાથીજ સુરક્ષિત રહેતા હતા. બ્રાહ્મણો રાજ્યલોભ નહિ રાખતાં સ્વાધ્યાય, પ્રવચનદ્વારા જગતનું હિત સાધતા હતા જરૂરના પ્રસંગે પોતાના પ્રાણો પણ પરોપકાર માટે ત્યાગી દેતા હતા બ્રાહ્મણોએ અનેક સંકટો સહન કરી વેદાદિ વિદ્યાને મુખપાઠ કરી રાખી હતી. નહિ તો વિદેશી રાજાઓના મતાંધ હુમલાઓ તથા સાહિત્યનો વિનાશ તેમણે કર્યા છતા આજે પણ ભારતવર્ષ, અખિલ ભૂમંડળનો તત્ત્વજ્ઞાનમાં ગુરૂ છે તે રહેવા પામત નહિ

પરશુરામના ઘોર કર્મમા બ્રાહ્મણોના ગૌરવની વાર્તાજ ક્યાં છે? પરશુરામ તો પુત્રેષ્ટિનો પુરોડાસ જે ક્ષત્રિય સંતાન (ગાધી રાજાની સ્ત્રી) સારૂ ઋચિક ઋષિએ રાખ્યો હતો, તેમાંથી 'માતાના ક્ષત્રિયો તરફના પક્ષપાતને લીધે જન્મ્યો હતો આ વાર્તા પુરાણોમાં પ્રસિદ્ધ છે. અર્થાત

શિવપુરાણુની ધર્મસંહિતાના ત્રીશમા અધ્યાયમાં લખ્યું છે કે ઋચિક ઋષિની સાસુએજ ચરૂ બદલી નાખી પીધુ તેનુંજ પરિણામ છે. તથા મહાભારતનાં વનપર્વ અધ્યાય ૧૧૫ માં લખ્યું છે કે સત્યવતીની માતાએ ચરૂ બદલી નાંખ્યું હતું. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ક્ષત્રિય રાજમહિષીના હાથે થયેલાં સ્વાર્થી પરિવર્તનને લીધે ક્ષાત્ર સ્વભાવવાળો બ્રાહ્મણ (પરશુરામ) જન્મ્યો હતો, અને તેમણે જે કાંઇ કર્યું તે સર્વ સાધારણને પણ સુવિદિત છે.

પરંતુ તેમના ચારિત્ર્યથી બ્રાહ્મણોના વાસ્તવિક ગૌરવની વાર્તા સિદ્ધ થતી નથી. બ્રાહ્મણોની વાસ્તવિક સંપત્તિ શંકરાનંદી ગીતામાં પણ લખી દર્શાવેલી પ્રતીત થાય છે—

नैतादृशं ब्राह्मणस्यास्ति वित्तं यथैकता समता सत्यता च ।
शीलं स्थिति दण्ड निधान मार्जवं ततस्ततश्चोपरमः क्रियाभ्यः।।

અર્થાત્ બ્રાહ્મણોનું ગૌરવ ક્ષમા એવં તપોયુક્ત વિદ્યા અને આત્મ સાક્ષાત્કારજન્ય સુખાતિરેકમાં છે. आत्मरतिः आत्मक्रीडः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः। ઇત્યાદિ ભૂમિકારૂઢ બ્રાહ્મણોની યોગ્યતા, રાગદ્વેષના આવેશમાં આવનારને સ્વપ્નામાં પણ ક્યાંથી પ્રાપ્ત થાય ?

ગ્રીકદેશનો રાજા ઇ. સ. પૂર્વે ૩૨૭ વર્ષપર ભારતવર્ષમાં આવ્યો હતો ત્યારે સિંધુ અને સતલજનાં હોતરોમાં બેઠેલા

બ્રાહ્મણોની તેણે મુલાકાત લીધી હતી. તે વખતે તે એલેક-ઝાંડર સાનંદ આશ્ચર્ય પામ્યો હતો. અર્થાત બ્રાહ્મણોની આત્મનિષ્ઠા અને શાન્તિથી એલેકઝાંડર[1] મુગ્ધ થઇ ગયો હતો.

રાજ્યના તથા સંપત્તિના લોભથી સર્વથા રહિત તેમજ તપોવિદ્યા યુક્ત બ્રાહ્મણો પોતાના ગૌરવ વધારવાની આશા બીજા પાસેથી કે બીજી કોઇ વાર્તાઓ ઉપર રાખે એ સંભવેજ કેમ ?

વાસ્તવિક રીતે જોતાં પ્રતીત થાય છે કે ઇતર પ્રજાનું ગૌરવ પણ બ્રાહ્મણોની વિદ્યા ઉપર અવલંબેલુ હતું. આ

૧ અર્થાત્ ગ્રીકદેશના રાજા એલેકઝાંડર સાથે મેગેસ્થનિજ નામક ગ્રીકનો વકીલ ઇ. સ. પૂર્વે ૩૨૭ વર્ષપર હિન્દુસ્થાનમાં આવ્યો હતો તેણે પોતાના વૃત્તાન્તમાંના ખંડ ૨૭ પૃષ્ટ ૮૮ તથા ૮૯ માં લખ્યું છે કે અરણ્યમાં નદી તટ ઉપર નગ્ન સ્થિતિમાં રહેલા તેમજ ધ્યાન અને બ્રહ્મવિદ્યામાં નિપુણ એવા બ્રાહ્મણને એલેકઝાંડરના માણસે –પ્રત્યુત્તર નહિ મળવાથી–મારી નાખવાની ધમકી આપી ત્યારે તે બ્રાહ્મણે કહ્યું કે "તુ મારૂં મસ્તક કાપી લેશે પણ આત્માને કાપી શકશે નહિ. આત્મા આ મસ્તકને એક વસ્ત્રના ટુકડાની માફક છોડી દેશે, અને જ્યાંથી તેને પ્રાપ્ત કર્યું હતું તે પૃથ્વીમાંજ મૂકી દેશે. કિન્તુ જ્યારે હું સૂક્ષ્મ શરીરમાં હોઇશ ત્યારે પરમેશ્વરની સમીપમાં આરોહણ કરીશ. જેણે આ માસ (માંસયુકત શરીર)મા બંધ કર્યું હતું તેની પાસે જઇશ ઇત્યાદિ

વાર્તા પ્રસિદ્ધ હોવા છતાં રા. ગણાત્રાએ કાલ્પનિક કિંવા તરંગી વાતો લખીને પ્રજાની હાનીનો માર્ગ લીધો છે.

તપોવિદ્યાયુક્ત બ્રાહ્મણો તરફ પ્રજા જ્યારથી ઉપેક્ષા કરવા લાગી ત્યારથીજ ઘણે અંશે બ્રાહ્મણોએ પઠનપાઠન ત્યાગી દીધું છે. તેમ છતાં પ્રજાની વિચારવિકલતા વશાત્ થયેલી ઉપેક્ષાની પણ પર્વા કર્યા વિના કેટલાક બ્રાહ્મણો પોતાની ધાર્મિક ફરજ સમજી સરસ્વતીની ઉપાસના કરી રહ્યા છે એ આનંદની વાત છે. પરંતુ અમને ભય છે કે રા. હીરાલાલ જેવા ઉપદેશ પ્રમાણમાં વધારે પાકશે તો વિદ્યા-સંસ્કારહીન થયેલો ભારતદેશ ભવિષ્યમાં પતિત થઇ જશે, અને તેવા ઉપદેષ્ટાઓને અવશ્ય પોતાના વિનાશક સમજશે અને વેદશાસ્ત્રસંપન્ન બ્રાહ્મણોના વિયોગ માટે અવિશ્રાંતપણે અશ્રુપાત કર્યા કરશે. પરંતુ દૃષ્ટિની ટુંકી મર્યાદા વાળાને આ સર્વ કયાંથી પ્રતીત થાય ?

બ્રાહ્મણો તથા વિદેશીઓને રા ગણાત્રાએ તુલ્ય ગણ્યા છે, તે ઉપરથી એક સુભાષિત પદ્યની સ્મૃતિ થાય છે કે—

न दुःखं दहने घर्षे छेदने ताडनेऽपि मे ।
एकं मे विषमं दुःख गुञ्जया सह तोलने ॥

તોલ કરનારને ઉદ્દેશી સુવર્ણ કહે છે કે દહન, ઘર્ષણ, છેદન અને તાડન કરવાથી પણ મને તેવું દુ ખ થતું નથી કે

જેવુ દુખ મને ગુંજાઓ (ચણોઠીઓ) સાથે તોલ કરવાથી થાય છે સિદ્ધાન્તમા તેવુજ દુઃખ એથી બ્રાહ્મણોને થાય એ સ્વાભાવિક છે.

આગળ ચાલતા રા ગણાત્રાએ પોતાના નિબધ પૃ૦ ૯૪ મા લખ્યું છે કે "કર્નીગહામની પ્રાચીન ભૂગોળ પ્રમાણે એલેકઝાંડરની ચઢાઇ પછી તરતમાંજ સિંધમાં લોહાણાઓનુ રાજ્ય હતું" તથા પૃ૦ ૯૫ માં લખે છે કે "એલેકઝાંડર સામે સારસ્વત બ્રાહ્મણો તથા લોહાણાઓનુ યુદ્ધ બ્રાહ્મણાબાદ આગળ થયું હતુ." "બ્રાહ્મણાબાદ લોહાણા દરિયાની એટલે સિંધુની એક શાખા ઉપર આવેલું હતું."

પાઠકગણ ! રા ગણાત્રાએ લોહાણા જાતિની પ્રાચીન જન્મભૂમિ સિધ છે આમ સિદ્ધ કરવા અત્રે પણ કોશીષ કરી છે, પરંતુ આપણે આ ખંડમાજ સિદ્ધ કરી આવ્યા છીએ તે પ્રમાણે પંજાબમાથી આવ્યા પછી લોહાણાઓએ મુલતાન અને સિધમા રાજ્ય સ્થાપ્યુ હતું એમજ સિદ્ધ થાય છે. અર્થાત સિંધમા લોહાણાઓનુ રાજ્ય હતુ એથી લોહાણા પંજાબમાંથી નથી આવ્યા એમ સિદ્ધ થતું નથી, કિન્તુ પંજાબમાથી આવ્યા પછી લોહાણાઓએ સિધમા રાજ્ય સ્થાપ્યુ હતું એમ સિદ્ધ થાય છે.

ઇનામી નિબંધ પૃ૦ ૬૬ મા રા. હીરાલાલ ગણાત્રાએ લખ્યુ છે કે "ચચ્ચે ત્યારપછી. . ...મુલ્તાનના રાજાને હરાવ્યો,

અને ત્યાં એક ઠાકુર-ઠક્કુરને સુબા તરીકે નીમ્યો. એ ઠક્કુર કોણ હશે તે કહી શકાતું નથી. પરંતુ આપણે ઠક્કુર કે ઠાકુર અને ઠક્કર તરીકે સામાન્યતઃ ઓળખાઇએ છીએ."

એમ તેમણે લખ્યું છે પણ તે સંબંધે રા. ગણાત્રા કોઈ પ્રકારનો નિર્ણય દર્શાવી શકયા નથી. પરંતુ વાસ્તવિક રીતે જોતાં પ્રતીત થાય છે કે મુખ્યતઃ ક્ષત્રિય જાતિને ઉદ્દેશી ઠક્કુર, ઠાકુર, ઠાકોર અને ઠક્કર શબ્દ ઘણા જુના સમયથી પેટા રાજ્યના માલિકને કિંવા નાના જાગીરદારને સંબોધી વપરાય છે. લોહાણાઓ ઘણા જુના સમયથી સિંધમાં પેટા રાજ્યો સ્થાપી રહ્યા હતા, જેથી લોહાણા જાતિના ઠક્કરની ચચ્ચે સુબા તરીકે નેમણુક કહી હશે, અને એથી લોહાણા જાતિ સાથે-ચચ્ચની મિત્રતા પણ દેખાઇ આવે છે.

લવવંશી કેનકસેન પણ સૌરાષ્ટ્રદેશમાં પ્રથમ શકલોકોના ઠક્કુર કિંવા ઠાકુર તરીકેજ રહ્યો હતો. (જુઓ મધ્ય યુગીન ભારત ભા. ૧. પૃ. ૧૪૨.) તેમ અદ્યાવધિ ઉક્ત પ્રકારેજ ક્ષત્રિય જાતિમાં ઠક્કુર-ઠાકોર-ઠાકુર અને ઠક્કર શબ્દનો પ્રયોગ થતો રહે છે.

તથા પૃ. ૬૬ માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "કેટલાક કહે છે કે સાહસીરાય લોહાણા જાતિનો હતો, અને તેથીજ કદાચ લોહાણાઓ ચચ્ચ સામે રીસે ભરાયા હશે."

પાઠકગણ! રા. હીરાલાલે આમ લખીને સાહસીરાયને લોહાણા જાતિને સિદ્ધ કરવા સારૂ મિથ્યા પ્રયત્ન કર્યો છે. પણ ઐતિહાસિક આધારોથી સિદ્ધ થઇ ચૂકયું છે કે સાહસીરાય મૌર્યવંશી હતો, સાહસીરાયને ભાઈ ચિતોડમાં રાજ્ય કરતો હતો; તેના વંશજો પાસેથી બાપા રાવળે આઠમા સૈકામાં રાજ્ય છીનવી લીધું હતું. (જુઓ જા. ભા. પૃ. ૯૫. તથા મધ્યયુગીન ભારત ભા. ૧. પૃ. ૪૬.) આ હકીકતને ચીનદેશના બાૈધયાત્રી હ્યુએનત્સંગ વકીલના લેખથી સહાનુભૂતિ મળે છે એમ ચિ. વિ. વૈદ્યે સ્પષ્ટ રીતે લખ્યું છે. ઈત્યાદિ ઉપરથી સાહસીરાય મૌર્યવંશી હતો આમ સ્પષ્ટ છતાં સાહસીરાય લોહાણા જાતિનો માની લેવામાં રા. ગણાત્રાની ભૂલ પણ કાંઈ જેવી તેવી તો નજ કહેવાય.

તથા પૃષ્ટ ૬૭ માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "વિરોધનું કારણ લોહાણાઓ સાથે ગાઢ સંબંધ ધરાવતું હોવું જોઇએ. તેમ તેની (ચચ્ચની) સામે વૈર લેવાને મેવાડ (ચીતોડ)નો સીસોદીઓ રાજા મહારથ (મહરત) ચચ્ચની સામે ચઢી આવ્યો."

પાઠકગણ! ચચ્ચની સામે મેવાડનો સીસોદીઓ રાજા ચઢી આવ્યો હતો, એ રા. ગણાત્રાની વાર્તા તદ્દન મીથ્યા છે. બાપ્પા રાવળથી પ્રથમ ચિતોડનું રાજય મૌર્ય (ચંદ્રગુપ્ત)ના વંશજો પાસે હતું. (જુઓ મ. યુ. ભા. ભાગ ૧. પૃ. ૪૬.) તેમ ચચ્ચની સામે જે ચિતોડથી ચઢી આવ્યો હતો તે

પણ મૌર્ય (ચંદ્રગુપ્ત)નો વંશજ હતો. (જુઓ મ. યુ. ભા. ભાગ ૨. પૃ. ૭) તેમજ સિંધ પ્રાંતમાં રાજ્યક્રાન્તિ નામક પ્રકરણમાં રા. ચિંતામણ વિનાયક વૈદ્ય લખ્યું છે તે પ્રમાણે મૌર્યવંશના ચિતોડના રાજાની બીજી શાખા સિંધમાં હતી. તે ઉપરથી સિદ્ધ થાય છે કે સાહસીરાય નામક સિંધનો રાજા તથા ચિતોડનો રાજા મહારથ (મહરત) એ બન્ને એકજ વંશમાં ઉત્પન્ન થયેલા ભાઈઓ હતા. પરંતુ 'તે વખતનો ચિતોડનો રાજા મહરત સીસોદીઓ હતો' એવી રા. ગણાત્રાની માન્યતા અત્યંત અજ્ઞાનમૂલક છે.

પૃ. ૬૭ તથા ૬૮ માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "સાહસી સાથે લોહાણાઓને અંગત સંબંધ હોવો જોઇએ."

પાઠકગણ! આ ઉલ્લેખથી રા. ગણાત્રાએ સાહસીરાયને ક્ષત્રિયવંશનો–લોહાણા જાતિનો ગણવા પ્રયત્ન કર્યો છે, પરંતુ ઉપર દર્શાવ્યા પ્રમાણે સાહસીરાય ચંદ્રગુપ્તના વંશનો હતો. ગુપ્ત શબ્દ વૈશ્યને ઉદ્દેશી વાપરવાનો રિવાજ મનુસ્મૃતિ ઈત્યાદિ ધર્મશાસ્ત્રોમાં પ્રતીત થાય છે. પણ વિષ્ણુપુરાણ તથા ભાગવત ઈત્યાદિ પુરાણોમાં લખવા પ્રમાણે ચંદ્રગુપ્ત શૂદ્ર હતો. ચંદ્રગુપ્તે ક્ષત્રિયરાજાઓને રાજ્યથી પદભ્રષ્ટ કર્યાનું તે પુરાણોમાં સ્પષ્ટ રીતે લખેલું છે, તો પછી મૌર્ય કિંવા ટૉડ સાહેબ જેને મોરીવંશ તરીકે લખી ગયો છે તેમાં ઉત્પન્ન થયેલા સાહસીરાયને લોહાણા જાતિનો માની લેવામાં રા. ગણાત્રાની ભૂલ સમજવી કે વંચના ?

પોતાના નિબંધ પૃ૦ ૬૯ માં 'ચચ્ચે અગમસિંહને ઉદ્દેશી લખેલા પત્રના સારમાં' રા. ગણાત્રાએ લખ્યું છે કે "ચચ્ચના લખવા પ્રમાણે લોહાણાઓ મૂળ ક્ષત્રિય છે, તેમજ પ્રાચીન કુળના છે"

એ પત્રમા શાસ્ત્રજ્ઞ એવ વંશપરંપરાથી જ્ઞાત ચચ્ચે, લોહાણા જાતિની વિશુદ્ધ ક્ષત્રિય જાતિ તરીકે તેમજ પ્રાચીન ક્ષત્રિય જાતિ તરીકે અને ઐશ્વર્યસંપન્ન બલવાન જાતિ તરીકેની યોગ્યતા સ્વીકારી છે, તે પત્ર રા. ગણાત્રાએ પોતે વાંચ્યા છતાં આગળ જતાં લોહાણાઓને સેળભેળ કુલ તરીકે લખીને ઉક્ત જાતિને હીણું લગાડવાનો અકારણ એવં અયોગ્ય પ્રયત્ન કર્યો છે.

આગળ ચાલતાં રા. ગણાત્રાએ પોતાના ઇનામી નિબંધ પૃ૦ ૭૦ માં લખ્યુ છે કેઃ—

"અગમસિંહના મરણ પછી તેનો પુત્ર સરહંદ ચચ્ચને નમી પડયો, જેથી ચચ્ચે તેને બ્રાહ્મણાબાદનું રાજ્ય આપ્યું, તથા પોતાના ભત્રીજાની પુત્રીનું સરહંદ જોડે ચચ્ચે લગ્ન કરી આપ્યું, અને સરહંદની જન્મદાત્રી વિધવા મા જોડે ચચ્ચે પોતે વિધવાવિવાહ કર્યો."

પાઠકગણ! અમને સખેદ આશ્ચર્ય થાય છે કે એવી હિન્દુધર્મથી વિરુદ્ધ, હિન્દુઓના શિષ્ટાચારથી વિરુદ્ધ, અને

હિન્દુ ધર્મશાસ્ત્રો જે વાર્તાને " पशुधर्मो विगर्हितः' । " નિંદિત એવો પશુધર્મ કહી ઓળખાવે છે તેવી પ્રતિલોમ લગ્નાદિ વાર્તાને પણ રા. ગણાત્રાએ નિર્ભ્રાન્ત સત્ય માની લીધી છે! પ્રતિલોમ જાતિઓ અથવા વર્ણસંકરતા તરફ હિન્દુધર્મનો પ્રચંડ વિરોધ રા. ગણાત્રા પૃ૦ ૬૩ માં પોતેજ વર્ણવી ગયા છે, છતાં તે વાર્તાનું તેમને અત્ર સ્થળે સ્મરણ રહ્યું નથી તેનું કારણ આધુનિક ઇતિહાસનો મોહજ કલ્પી શકાય. અર્થાત ચચ્ચનામામાં કે ચચ્ચનામાના અનુવાદોની અંદર જેટલુ લખેલું હોય તે સત્યજ છે એમ મોહ શિવાય માનીજ કેમ શકાય?

ચચ્ચનામામા ભવિષ્યકથનની તથા કાલવિપર્યાસની સંખ્યાબંધ વાતો લખેલી છે. આમ મધ્યયુગીન ભારત ભા ૨ પ્ર. ૧ લામાં સ્પષ્ટ રીતે લખવામાં આવ્યું છે.

ચચ્ચનામા ઉપરથી પ્રતીત થાય છે કે દુષ્ટ સ્વભાવવાળી ' પીંગળા ' જેવી સૂંહધી રાણીએ ચચ્ચદેવના આગમનથી અગાઉ જાણાતી જેવા સરદાર એવં કુંટુબીજન સાથે પણ પ્રેમપત્રિકાઓનો વ્યવહાર કર્યો હતો. ચચ્ચને પણ નિશિ તમસિનાં નિશિથ ( અંધારી રાત્રિના મધ્ય ) વખતે ' પ્રપંચ રચી-રાજાનું નામ લઈ—એકાંતમાં બોલાવી લીધો હતો, અને સામ, દામ, ભેદ અને દંડની રીતિએ છલ કપટથી તેના પવિત્ર એવં સંસ્કારી આત્માને પોતાની દુર્વાસનાને તૃપ્ત કરવા સારૂ

१ मनु अ ९ श्लो ६६.

તાબે કરી લીધો હતો. તે પછી તેણીની સાથે રહી ચચ્ચે તેણીનાં દરેક પાપકર્મમાં પોતાની સંમતિ આપી હોય તો તે બનવા યોગ્ય છે.

પરંતુ શાસ્ત્રજ્ઞ એવં વિજયી ચચ્ચ પોતાના ભત્રીજાની પુત્રી, ક્ષત્રિય કુમાર સરહંદને આપી પ્રતિલોમ લગ્ન કરે એ માનવા યોગ્ય નથી કેમકે 'વરમાં બીજા અનેક ગુણો હોય છતાં સુજ્ઞ લોકો તેના કુલની ઉત્તમતા અવશ્ય જુવે છે,' એવી પરંપરાની માન્યતા તે વખતે પણ જાગૃત હતી એમ બાણભટ્ટકૃત હર્ષચરિત્રથી સ્પષ્ટ જણાઈ આવે છે.

તેમ ચચ્ચનો કૃપાભાજન થયેલો સરહંદ પોતાના જ્ઞાતિજનો ઉપર ચચ્ચનો જુલમ સહન કરે એ પણ બનવા-યોગ્ય નથી, અને વીર ક્ષત્રિય અગમસિંહની વિધવા, ક્ષત્રિય યુવક સરહંદની પ્રૌઢવયાતીત માતા-મંજુલ ચચ્ચ જોડે વિધવા વિવાહ કરે એ વાર્તા પણ માનવા લાયક નથી.

મહંમદ ગીઝની અને શાહબુદ્દીન ઘોરીના સમય દરમ્યાન ઈતિહાસકારે સ્વાર્થસિદ્ધિ માટે ઉક્ત બે જ્ઞાતિઓ વચ્ચે વૈમનસ્ય પેદા કરવા સારૂ ઈતિહાસમાં (ચચ્ચનામામાં) અવશ્ય અગ્નિકણ મૂકયો હશે અર્થાત્ ચચ્ચનામાસંજ્ઞક ઐતિહાસિક ગ્રંથમાં લખેલી સર્વ ઘટનાઓ સત્ય નથી. આ વિધાનની પુષ્ટિ માટે હાલ આ સ્થળે માત્ર એક બે વાર્તાઓજ દર્શાવીશું.

ચચનામામાં લખવા પ્રમાણે ચચની પુત્રી કાશ્મીરના રાજા જોડે પરણાવવામાં આવી હતી. તે પુત્રીનો પુત્ર એટલે ચચનો દૌહિત્ર, તથા કનોજનો રાજા સાહિરસ (શ્રીહર્ષ) અને દાહરનો નાનો ભાઈ રાશીલ એ ત્રણે જણાએ સિંધ ઉપર ચઢાઇ કરી હતી. પણ ચચના જ્યેષ્ઠ પુત્ર દાહરે યુક્તિથી તેમનો પરાભવ કર્યો હતો ઇત્યાદિ ત્યાં વર્ણન છે. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ આ વાર્તા ખરી નથી, અર્થાત શ્રીહર્ષ તેથી અગાઉજ પરલોકવાસી થઇ ગયો હતો.

જો કે સાહિરસ (શ્રીહર્ષ) એ સ્થાણ્વીશ્વર તથા કનોજનો શ્રીહર્ષ નકકી છે, અને આરબ લોકોની સ્વારી વખતે પણ તેની કીર્તિ ઝળકતી હતી, પણ દાહરના રાજ્યકાળમાં તે જીવતો હતો નહિ.

ભોગવ્યું હશે. પરંતુ ચચ્ચનામામાં લખવા પ્રમાણે ઇ. સ. ૬૫૦ સૂધી તો મૌર્યવંશી સાહસીરાય હતો, અને તેજ વર્ષમાં મૃત્યુ પામ્યો, પણ સ્થાણેશ્વરાધિપતિ એવં કનોજના રાજ્યનો સંરક્ષક મહારાજા શ્રીહર્ષ કિમ્વા હર્ષવર્ધન તો તેથી બે વર્ષ અગાઉજ પરમ ધામ પામ્યો હતો. તો પછી દાહરના સમયમાં સિંધ ઉપર શ્રીહર્ષની ચઢાઇની ચચ્ચનામાની એ વાર્તા તદ્દન મિથ્યા છે. (જુઓ મ. સુ. ભા. ભાગ ૧. પ્ર. ૧ લો.)

તથા પૃ. ૭૦ માં સ. ગણાત્રાએ લખ્યું છે કે "લોહાણાઓના આ વિરોધથી ખીજાઇને ચચ્ચે તેમને કેટલીક સજાઓ કરી હતી."

પાઠકગણ! આમ લખવામાં પણ સ. ગણાત્રાની ભુલ થયેલી છે. અર્થાત્ એ સંબંધમાં પણ સ. ગણાત્રાએ તત્કાલીન પરિસ્થિતિ પરત્વે વિચાર કર્યો હોય એમ દેખાતું નથી. વાસ્તવિક રીતે ઇ. સ. ના ચોથા સૈકામાં હિન્દમાં આવેલા ચીની પ્રવાસી ફાહીયાનના વૃત્તાન્ત પૃ. ૧૯ માં જોવાથી સિદ્ધ થાય છે કે સિંધુથી મથુરા સૂધી અને મથુરાથી માલવા સૂધીનો અસંસ્કારી પ્રજાવર્ગ પ્રાયઃ બૌદ્ધધર્મી થઇ ગયો હતો, તથા ઇસ્વીસનના સાતમા સૈકાના પૂર્વાર્ધમાં હિન્દમાં રહેલા ચીની વકીલ હ્યુએનત્સંગના વૃત્તાન્તથી ઉક્ત વાર્તાને એથી પણ અધિક અનુમોદન મળે છે. તે પ્રમાણે ચચ્ચના સમયમાં બૌદ્ધ ધર્મનું જોર હતું.

અગમસિંહ પણ કદાચ બૌદ્ધધર્મી થઇ ગયો હશે. બૌદ્ધ માંત્રિક જે અગમસિંહનો સંરક્ષક હતો તેની પાસે એકવાર ચચ્ચ પણ શીતલ થઇ ગયોં હતો. જાટલોકોમાં વિધવાવિવાહનો રિવાજ હતો. કેટલાક લોહાણા પણ ત્યાં બૌદ્ધ થયેલા હશે, અને બૌદ્ધોમાં વર્ણભેદ પ્રાયઃ લુપ્ત થઈ જાય છે, માટેજ લોહાણાઓને બૌદ્ધ થયેલા જાટો સાથે ઇતિહાસકારે ગણી લીધેલા હશે. તેમ ચચ્ચે પણ આવા હુકમો બૌદ્ધ થઇ ગયેલા લોહાણાઓને ઉદ્દેશીને કદાચિત પ્રચલિત કર્યા હશે, પરંતુ એવા હુકમો ખાસ કરીને સમા, સુમરા અને જાટ લોકોને ઉદ્દેશી હતા. તેનો અમલ ચચ્ચ પછી દાહરના તથા મહમંદકાસિમના રાજ્યકાળમાં પણ તેમના ઉપર ચાલુ હતો. એમ ચચ્ચનામામાં લખેલ

મૃત્યુ વખતે તેના કારભારીએ રાજ્યાસન મેળવ્યુ તથા તેની વિધવા જોડે લગ્ન કર્યું" " વળી તેમાં લખ્યું છે કે "ઇ. સ. ૬૩૨ મા મુસલમાનોની પહેલી સ્વારી થઇ હતી તે વખતે ચચ્ચરાજા હતો. અને તેના રાજ્યારોહણનાં ૩૫ વર્ષો વ્યતીત થઇ ગયાં હતાં."

પાઠકગણ! આ ઉપરથી એમ કહી શકાય કે સિંધની ગાદી ઉપર ચચ્ચ ઇ. સ. ૫૯૭મા આવી તેણે ૪૦ વર્ષ રાજ્ય કર્યું; પછી ઇ. સ ૬૩૭મા તેની પછી તેના ભાઈ ચંદ્રે રાજ્ય ગાદીએ આવી ૭ વર્ષ એટલે ઇ. સ ૬૪૪ પર્યન્ત રાજ્ય કર્યું. એટલે ઇ. સ. ૬૪૧માં જ્યારે સિંધ પ્રાંતમાં હુએનત્સંગ ગયો હતો ત્યારે ત્યાં 'ચંદ્ર' રાજ્ય ઉપર હોવો જોઇએ

એ ચંદ્ર બૌદ્ધધર્મી હતો એમ ચચ્ચનામામાં લખ્યુ છે, પણ તે ખરેખર બ્રાહ્મણ હતો. પરંતુ હુએનત્સંગ લખે છે કે "ત્યાં શુદ્ર રાજા હતો." ત્યારે પ્રશ્ન થાય છે કે આમાં ચચ્ચનામાની ભૂલ છે કે હુએનત્સંગની? પરંતુ અમને દેખાય છે કે ભુલ ચચ્ચનામાની છે, કેમકે હુએનત્સંગે પ્રત્યક્ષ જોઇને લખ્યું છે. પણ ચચ્ચનામામા પુષ્કલ વર્ણન કાલ્પનિક અને સાંભળેલી માહિતીના આધારે લખાયેલું છે. તેમ છતાં પ્રત્યક્ષ જોનારા માણસોની આપેલી માહિતી પણ નથી. જો કદી એ માહીતી ખરી માનીએ તો ચચ્ચનામા પ્રમાણે ચંદ્ર ઇ. સ. ૬૪૪ માં મૃત્યુ પામ્યા પછી તેની ગાદીએ દાહૂર આવ્યો હશે પછી

મહમંદ કાસિમે ઇ. સ. ૭૧૨માં જ્યારે સિંધપ્રાંત ઉપર ચઢાઈ કરી ત્યારે દાહરને ૬૮ વર્ષ તો ગાદી ઉપર આવ્યાને થયાં. તેથી અગાઉ અર્થાત ગાદી ઉપર આવ્યો ત્યારે દાહર કેટલા વર્ષનો હોવો જોઇએ ? કદાચ બાવીશ વર્ષનો હોય ત્યારે રાજ્યાસન ઉપર આવ્યો હોય તોપણ ૯૦ વર્ષની વય થયા પછી એવો સંગ્રામ આ યુગમાં તેણે (દાહરે) કર્યો તે વાર્તા જો કે અશક્ય નથી તો પણ અસંભવિત જેવી તો છે જ. (મ યુ ભા. ભા. ૧ પૃ. ૪૬)

ખરી રીતે જોતાં હુએનત્સંગ સિંધુ દેશમાં ગયો ત્યારે એટલે ઇ. સ. ૬૪૧માં સાહસીરાય તે ગાદી ઉપર હતો.

ચચ્ચનામામાં તેનો સંબંધ ચિતોડના રાજ્ય સાથે છે એમ લખેલું હોવાથી એ સાહસી મૌર્યવંશનો હતો. ઇ. સ. ૬૪૧ ના સુમારે ચિતોડનું રાજ્ય સીસોદવંશ પાસે આવ્યું નહોતું, પણ મૌર્યવંશનીજ એક શાખા તે વખતે ત્યાં રાજ્ય કરતી હતી. અને તે પછી તેની પાસેથી બાપા રાવળે રાજ્ય લઇ લીધું આમ સીસોદીયાના વૃતાન્તથી જણાઇ આવે છે. તેમ ચંદ્રગુપ્ત મૌર્યના તથા અશોકના વંશજોનુ ઘણે ઠેકાણે રાજ્ય હતું, તેમ તેઓ બૌદ્ધ હતા, તેમ શૂદ્રો હતા. એમ પ્રસિધ્ધ છે, તેથી હુએનત્સંગે કથન કરેલી સિંધમાં શૂદ્રરાજાની વાર્તા મૌર્યવંશી સાહસીરાયના સમ્બધમાં મળે છે, પણ ચચ્ચનામાની હકીકત બરાબર મળતી નથી. (મધ્ય યુ. ભા ભાગ. ૧ પૃ. ૪૭)

આ પ્રમાણે ચચ્ચનામા ઉપર આધાર રાખી શકાય તેમ નથી, અર્થાત તેમાં લખાયેલી સર્વ ઘટનાઓ સત્ય નથી.

એમ તો ઉપલા ઉલ્લેખથી પણ સિધ્ધ થાય છે. તે ઉપરાંત મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ પ્રસ્તાવના ખંડ ભાગ ૪ પૃ. ૪૧૫ માં લખવા પ્રમાણે બગદાદના વલીદ ખલીફાની આજ્ઞાથી મહં-મદ કાસિમ આઠમા શતકની શરૂઆતમાં આવ્યો હતો, તેથી અગાઉ ઈ. સ. ૬૩૭માં આરબોની ટોળી ખલીફા ઉમરના સમયમાં આવી ને તરતમાંજ પાંછી ચાલી ગઇ હતી. તે પછી ઇ. સ. ૬૬૪માં 'મહલબ' નામનો મુસલમાન સરદાર કાંઇક ફોજ લઈને મુલ્તાન ઉપર આવ્યો હતો, પણ તરતમાંજ તે પાછો ગયો હતો. તે પછી ઉપર લખ્યા પ્રમાણે મહંમદ કાસિમ ઇ. સ. ૭૧૨માં સિધ ઉપર ચઢી આવ્યો હતો. અર્થાત્ મહંમદ કાસિમથી અગાઉ આવેલા મુસલમાનોએ સિંધ ઉપર કોઇ જાતની સત્તા સ્થાપી નહોતી એમ આથી દેખાય છે. છતાં ચચનામામાં ઇ. સ ૬૬૨ ની મુસલમાનોની સ્વારીનું એક ઠેકાણે વર્ણન છે, તથા તે વખતે ચચના રાજ્યારોહણનાં ૩૫ વર્ષો વ્યતીત થઇ ગયાં હતાં એમ લખ્યું છે, એટલે એ પ્રમાણે ઈ. સ. ૫૯૭ મા ચચ રાજ્યાસન ઉપર આવ્યો હોય એમ દેખાય છે. જ્યારે બીજે ઠેકાણે એજ ચચનામામાં લખવા પ્રમાણે ઇ. સ. ૬૫૦ માં ચચ રાજ્યાસન ઉપર આવ્યો હતો એમ લખેલું હોવાથી પણ ચચનામાના લેખની પૂર્વાપરની વિરુદ્ધતા સિદ્ધ થઇ જાય છે.

આગળ ચાલતાં પોતાના નિબંધ પૃ૦ ૭૧ માં રા. હીરાલાલ ગણાત્રાએ લખ્યું છે કે "શ્રીકૃષ્ણચંદ્રના પુત્ર આબ્ણના વંશજ તે સમા રજપુતો."

પાઠકગણુ ! શ્યામ શબ્દની કે સામ્બના નામની સામ્યતાથી 'સમા' રજપુતો તેના વંશજ છે એવી કિંવા એથી અધિક સામ્યતાથી લોહાણા સંજ્ઞક જાતિ ક્ષાત્રકુલદીપક કુમાર લવની વંશજ છે એમ સિદ્ધ થાય છે, તેમ છતાં શા. ગણાત્રાએ લવના વંશમાં લોહાણા જાતિ થઈ છે, કિંવા લવ અને લોહાણાના નામમાં શબ્દોની સામ્યતા આવે છે એમ પણ કાં લખ્યું નથી ?

પુરાણોની વંશાવળીમાં લવના વંશની કથા લખવામાં નથી આવી તેમ સામ્બના વંશની કથા પણ પુરાણોમા લખેલી નથી, એટલુંજ માત્ર નહિ પણ સામ્બ વિગેરે યાદવો પ્રાયઃ શાપથી નાશ થયાની કથા પુરાણોમાં પ્રસિદ્ધ છે શાપનો ઉત્પાદક પણ સામ્બ પોતેજ હતો. યાદવોમાંથી ( चतुष्पञ्चावशेषिताः ॥ ભા. ૧-૧૫-૨૨ ) માત્ર ચાર પાંચ જણાઓજ અવશિષ્ટ રહેવા પામ્યા હતા એમ શ્રીમદ્ભાગવતમાં સ્પષ્ટ લખ્યું છે. શ્રીકૃષ્ણના વંશમાં મૂસળથી-અનિરુદ્ધનો પુત્ર-'વજ્ર' બચવા પામ્યો હતો એમ ભાગવતના દશમસ્કંધના ૯૦ મા અધ્યાયના ૩૭ મા શ્લોકમાં લખ્યું છે તે પછી પણ શ્રીમદ્ભાગવતના એકાદશસ્કંધના ૩૧ મા અધ્યાયના ૨૫ મા શ્લોકમાં લખ્યું છે કે 'યાદવો તથા શ્રી પૂર્ણપુરુષોત્તમ શ્રી વસુદેવનંદન યાદવેન્દ્ર શ્રીકૃષ્ણ ભગવાન્ પોતાના પારમાર્થિક સ્વરૂપમાં સ્થિત થયા તે પછી તે પ્રદેશના રાજા તરીકે 'વજ્ર'ને રાજ્યાભિષેક કરીને બાકી રહેલ

સ્ત્રી, બાળ અને વૃદ્ધ ઇત્યાદિને સાથે તેડી અર્જુન હસ્તિનાપુરમાં ગયા હતા.

એ પ્રમાણે યાદવોની પરિસ્થિતિ જાણ્યા પછી સામ્બનો વંશ હતો કે કેમ તે શંકાસ્પદ છે. અર્થાત્ યાદવોની ઉકત કથા પ્રમાણે સામ્બનો વંશ રહ્યો હોય એવો સંભવ બહુધા ઓછો કહેવાય. તેમ છતાં સામ્બમાંથી સમા રજપુતોની ઉત્પત્તિ રા ગણાત્રાને જેટલી વાસ્તવિક જણાઇ છે, તેટલી પણ લવમાંથી લોહાણાઓ ઉત્પન્ન થયાની વાર્તા સત્ય પ્રતીત થઇ નથી! તે ઉપરથી રા. ગણાત્રાનો એતિહાસિક પરામર્શ કેટલો મૂલ્યવાન છે તે વાંચકવૃન્દ સહજમાં જાણી શકશે. કેમકે યાદવો પ્રમાણે લવના વંશને શાપ થયો નથી, તેમ લવનો વંશ ચાલ્યો નથી કિમ્વા ચાલશે નહિ એમ પણ કોઈ સ્થળે લખ્યુ નથી તો પછી તે લવના વશજ લોહાણા કા ન હોય? અર્થાત્ લવના વંશજ લોહાણા છે એમ અમોએ યોગ્ય સ્થળે સપ્રમાણ સિદ્ધ કર્યું હોવાથી અત્રે તે વિષે વિવેચન કરવાની આવશ્યકતા નથી.

આગળ જતાં પોતાના નિબંધ પૃષ્ટ ૭૪ માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "ઋગ્વેદમા 'યદુ' નામક જાતિનું વર્ણન" છે. અને તે સર્વથી પ્રથમ હિન્દમાં આવેલા આર્યોમાંની એક જાતિ હોવી જોઇએ......'યદુ' અને બીજા પાછળથી આવેલા આર્યો વચ્ચે શત્રુતા હોય એવો અર્થ ઋગ્વેદમાં નીકળે છે. (જુઓ ઋગ્વેદ; મંડળ ૮ સુ. ઋચા ૮૩)

પાઠકગણ! આ પ્રસંગે રા. ગણાત્રાએ પોતાનું ઋગ્વેદ સમ્બન્ધી જ્ઞાન પણ વ્યક્ત કર્યું છે. શું ઋગ્વેદમાં, પ્રાચીન જાતિ તરીકે 'યદુ'નું વર્ણન છે? અને 'યદુ' જે ચંદ્ર-વંશની શાખામાં હતો .તેની પછી શું સૂર્યવંશી આર્યો ભારતવર્ષમાં આવ્યા હતા એમ લખ્યુ છે?

આ પ્રશ્નોના સમાધાન માટે રા. ગણાત્રા ઋગ્વેદને જોશે તો તેમાં તેમને પ્રતીત થશે કે ઋગ્વેદમાં જે જે વર્ણનો છે તે ઉપરથી સૂર્યવશીઓનીજ પ્રાચીનતા સિદ્ધ થાય છે. જુઓઃ—

विवस्वतः सदने अस्य तानि विप्राउक्थेभिः कवयो गृणन्ति ॥

ઋગ્વેદ મં. ૩ અનુ ૩ સૂ. ૨૪. તથા અષ્ટક ૩ અધ્યા. ૨ વર્ગ ૧૬ ઋચા ૭.

ઋગ્વેદમાં લખ્યું છે કે ઈન્દ્રે સંગ્રામમાં દૈત્યોને પરાસ્ત કરી આશ્રયસ્થાન તૈયાર કરી વિવસ્વતને આપેલું હોવાથી 'अस्य' પૂર્વોક્ત ઋચામાં કથન કરેલા એ ઇન્દ્રના તાનિ-તે પરાક્રમો વિવસ્વતના ઘેરે વિદ્વાનો સ્તોત્રો, પ્રશંસાત્મક પદ્યોએ કરી વર્ણન કરતા હતા.

ઈન્દ્રે વિવસ્વતને રાજ્ય આપ્યું હતું. ઈત્યાદિ ઋગ્વેદની ઋચાઓ ઉપરથી પ્રયાગની સાહિત્ય પરિષદમાં પસાર થયેલા "ભારતવર્ષકા ઈતિહાસ" નામક ગ્રંથ ભાગ ૧ લામાં પણ

સ્પષ્ટ રીતે લખેલું છે. તથા ચિ. વિ. વૈદ્ય બી. એ, એલ, એલ. બી; એમ. એ. એમણે પોતાના પુસ્તક ૫ ભાગ ૨ પૃ. ૪૨૫ માં લખ્યું છે કે "સૂર્યવંશી ક્ષત્રિઓ સૌથી પ્રથમ ભારતવર્ષમાં આવ્યા છે, અને તે પછી હિન્દમાં ચંદ્રવંશીઓ આવ્યા છે." ઇત્યાદિ ઉપરથી સૂર્યવંશની પ્રાચીનતા તેમજ ભારતવર્ષમાં સૌથી પ્રથમ આવી વસ્યાની સૂર્યવંશની વાર્તા સહેજમાં સિદ્ધ થઇ જાય છે.

સૂર્યવંશી 'બૃહદ્બલ' જે મહાભારતના યુદ્ધમાં અભિમન્યુના હાથે મૃત્યુ પામ્યો હતો તે બૃહદ્બલ સૂર્યવંશમાં આદિનારાયણથી ૧૦૪ થી પેઢીએ થયેલો હતો, અને અભિમન્યુ ચંદ્રવંશમાં આદિનારાયણથી ૫૧ મો પુરુષ હતો. ઘણે અંશે સૂર્યવંશી રાજાઓ ચંદ્રવંશીઓથી અધિક આયુષ્ય ભોગવવાવાળા હતા; તેમ છતાં ચંદ્રવંશની પેઢીઓની સંખ્યા ઓછી આવે છે, એથી પણ અનુમાન થાય છે કે સૂર્યવંશની કેટલીક પેઢીઓ થઇ ગયા પછી ચંદ્રવંશની ઉત્પત્તિ થઇ હશે. તથા—"एवमिक्ष्वाकुवंशाद्धि यदुवंशो विनि सृत" હરિવંશના આ પ્રમાણ વચનથી બંકિમચંદ્રે પોતાના "શ્રીકૃષ્ણચરિત્ર" નામક પુસ્તકમાં લખ્યું છે કે "ઇક્ષ્વાકુવંશમાંથી યદુવંશ ઉત્પન્ન થયો છે." આમ છતાં યાદવોને પ્રાચીનઃ આર્યો કહેવામાં, શા. ગણાત્રાની ભૂલ સમજવી કે સાહસ ?

યાદવો અને બીજા આર્યો વચ્ચેની શત્રુતા માટે તેમણે ઋગ્વેદની સાક્ષી આપી છે. પણ રા. ગણાત્રાએ લખેલા અંકોને જોતાં પ્રતીત થાય છે કે રા. ગણાત્રાએ ઋગ્વેદનાં દર્શન પણ કર્યાં નથી. અર્થાત તેમણે "ઋગ્વેદ મંડળ ૮ મું ૮૩ ઋચા" આમ લખ્યું છે, પરંતુ ઋગ્વેદના સ્થળદર્શક અંકો મુકવા હોય તો તેમાં પ્રાયઃ બે પ્રકાર છે. એક પ્રકારમાં મંડળ, અનુવાક અને સૂક્ત લખવામાં આવે છે. બીજા પ્રકારમાં અષ્ટક, અધ્યાય, વર્ગ અને ઋચા આમ લખવામાં આવે છે. પરંતુ રા. ગણાત્રા આ બે પ્રકારોમાંથી એક પ્રકાર પણ વાસ્તવિક રીતે લખી દર્શાવી શકયા નથી અર્થાત ઋગ્વેદના પ્રમાણનું સ્થાન દેખાડવા માટેના નિયમો કિંવા સંકેતોને તેઓ જાણતાજ નથી એટલું તો ઉપલા ઉલ્લેખથી પણ કહી શકાય છે.

આ પૃષ્ઠથી તેમણે 'યાદવો'ને પ્રાચીન જાતિ ગણીને તે જાતિમાં થયેલા શ્રીકૃષ્ણચંદ્રના પુત્ર સામ્બમાંથી 'સમા' થયા, અને સમાનો અપભ્રંશ થઇ સોમૈયા, સાહતા અથવા સહાયતા થયા છે, ઇત્યાદિ લખીને જાણે લોહાણા જાતિના મૂળપુરુષની ઉત્તમ શોધ કરી લીધી હોય એમ તેઓ માનતા લાગે છે. પરંતુ તેમનુ માનવું અત્યંત અજ્ઞાનમૂલક છે. આ અમારા વિધાનની સત્યતા ચાલુ પ્રસંગમાંથી પણ જણાઈ આવશે.

તેમ નિબંધ પૃ. ૭૨ તથા ૭૩ માં યાદુવા-યાદવા, રાણા, સોઢા, ચંદારાણા-ચન્નારાણા એ અવટંકો ઉપરથી પણ

રા. ગણાત્રાએ ભિન્ન ભિન્ન રજપુતકુળોમાંથી લોહાણાઓનો ઉત્પત્તિ શોધી કાઢી હોય એવા આશયથી લેખ લખ્યો છે. પરંતુ તે ઉપરથી નીચેના પ્રશ્નો થાય છે.

(૧) અવટંકો કયારથી શરૂ થઈ હશે?

(૨) વર્તમાનકાળની સર્વ અવટંકો મૂલપુરુષ કે પ્રતાપી પુરુષના નામથીજ થઇ છે કે તે શિવાય બનાવોને લઇને પણ થવા પામી છે?

(૩) સર્વે અવટંકોની સોપપત્તિક વ્યુત્પત્તિ થઇ શકે છે?

(૪) અવટંકોમાં અવાન્તર અવટંકો થઈ શકે છે કે કેમ?

(૫) અવટંકોજ મૂલપુરુષનું જ્ઞાન કરાવી શકે છે કે મૂલપુરુષને જાણવાનાં બીજાં પણ સાધનો છે?

(૬) સર્વે અવટંકો એકજ ભાષાની છે કે પૃથક્ પૃથક્ ભાષાની છે?

(૭) એક કુળની અવટંક બીજા કુળના માણસો શું ધારણ ન કરી શકે?

ઇત્યાદિ પ્રશ્નો ઉપર વિચાર કરતાં પ્રતીત થાય છે કે એક મૂળપુરુષથી ઉત્પન્ન થયેલો વંશ તે મૂલપુરુષના નામથી તથા તે પછીના પ્રતાપી પુરુષના નામથી, તેમજ તેમની લોકો-

ત્તર કાર્યસૂચક સંજ્ઞાથી, તેમજ યોગ્યાયોગ્ય આચરણના પરિણામમાં જે પરિસ્થિતિ ઉપસ્થિત થઇ હોય તેની સાથે સંગતિવાળી સંજ્ઞાથી અને અપૂર્વ ઘટના સ્વતઃ થઇ હોય કિંવા કોઇએ તેના માટે યોજી હોય તે ઘટનાની સ્મૃતિરૂપા સંજ્ઞાથી અર્થાત ઇત્યાદિ નિમિત્તોને લઇ એક વંશમાં પૃથક પૃથક અનેક અવટંકો હોય છે. તેમજ એકજ પ્રકારના નિમિત્તથી ભિન્ન ભિન્ન જાતિઓમાં પણ એક પ્રકારની અવટંકો હોય છે.

ઉક્ત રીતિએ પ્રાપ્ત થયેલી સંજ્ઞાઓ પ્રાચીન ઇતિહાસ પુરાણોમાં પ્રસિદ્ધ છે, માટે તત્સંબંધે વિચાર દર્શાવવાની આવશ્યકતા નથી. પરંતુ આપણે અર્વાચીન અવટંકો પરત્વેજ અત્રે સંક્ષિપ્ત વિચાર દર્શાવીશું.

" આસરપોત્રા, જોબનપોત્રા, પંડિતપોત્રા, કૌતક, કારીઆ, કેસરીઆ, કકડ, ગંધા, નરમ, પોપટ, મૈઠીઆ અને સ્વાર" ઇત્યાદિ કેટલીક- નુખો કેવળ અમુક પુરુષની સ્મૃતિવાચક સંજ્ઞાથીજ પ્રસિદ્ધ થઇ હોય એમ દેખાય છે. આસર નામના પુરુષનો પુત્ર અપ્રસિદ્ધ હોય કિંવા તરુણ વયમાં ગત થઇ ગયો હોય તો તે પછી તેના વંશજો 'આસરપોત્રા' એ નામથી પ્રસિદ્ધ થયા હોય તો તે બનવાયોગ્ય છે. તથા યૌવનાવસ્થામાંજ જેમને પોત્રાઓની પ્રાપ્તિ થઇ હોય તેના વંશજો 'જોબનપોત્રા એવી અભિખ્યથી પ્રસિદ્ધ થઇ શકે છે. અને વિદ્વાન લોહાણાના પોત્રા હોય તે "પંડિતપોત્રા" એવા

નામથી ઓળખાય એ બનવા યોગ્ય છે. તેમ આશ્ચર્યકારક બનાવ જેમનાથી બન્યો હોય તેમના વંશજો કૌતક (કૌતક-કોટક) એવાં નામથી ઓળખાતા હોય તો તે સંભવી શકે છે. એ પ્રમાણે રંગ-વર્ણથી, સ્વભાવથી અને કૃતિથી પણ તેવી સંજ્ઞાઓ થઇ શકે છે. તેમ છતાં યાદવા (જાખવા) સોઢા ઇત્યાદિ ચાર છ અવટંકો (નુખો)ના નામની શબ્દ સારૂપતા, અન્ય ક્ષત્રિય કુલોમાં જોવાથી રા. ગણાત્રાએ લખ્યું છે કે "લોહાણાઓ રજપૂતો હતા તેમ લોહાણાઓમાં એક કરતાં વધારે રજપૂત કુળો ભળેલાં છે." આ તેમની માન્યતા યથાર્થ નથી. નહિ તો ઉક્ત ચાર છ નુખો શિવાયની નુખોવાળા લોહાણાઓ કઇ જાતિના છે તે કેમ લખ્યું નથી? લોહાણાઓની તથા ઇતર ક્ષત્રિયજાતિની ચાર છ અવટંકો એકસરખી હોવાથી રા. ગણાત્રાએ એમ માની લીધું છે કે "લોહાણાઓમાં એક કરતાં વધારે રજપૂત કુળો ભળેલાં છે." પણ આ તેમની માન્યતા તેમનું પારાવાર અજ્ઞાન સૂચવે છે. કેમકે અવટંકોની સાદૃશ્યતા તો ત્રણે વર્ણોમાં આવે છે, છતાં આવી કુત્સિત માન્યતા કોઇએ ભાગ્યેજ કરી હશે.

અર્થાત "પંડિત, સોનપાર, પાંધિ, કતિરા અને પુજારા" ઇત્યાદિ કેટલીક અવટંકો બ્રાહ્મણોમાં તેમજ લોહાણાઓમાં છે, તેથી બ્રાહ્મણો પણ શું લોહાણા જાતિમાં ભળી ગયા છે એમ તેઓ કહેશે?

વાયેડા (વાયડા) એ અવટંક બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે જાતિઓનાં કુળોમાં આવેલી છે. (જુઓ જા. ભાસ્કર પૃ. ૧૩૧ તથા પૃ. ૫૭.)

રાણે-જેને આપણી ભાષામાં 'રાણા' કહીએ છીએ તે અવટંક-નુખ મહારાષ્ટ્ર દેશના બ્રાહ્મણોમાં પણ છે, (જુઓ જા. ભા. પૃ. ૪૮.)

પહલણ, (પલણ) ચંદન, પોપટ (તોતે) આ નુખો વામનજાઇ-બ્રાહ્મણ જાતિમાં છે. (જુઓ જા. ભા, પૃ. ૨૧ તથા ૨૨.) તથા એ નુખો લોહાણા જાતિમાં પણ છે. (જુઓ શિ. ભા. કૃત સારસ્વતોપાખ્યાન અને ક્ષત્રિયોત્પત્તિ નામક પુસ્તક.)

મહાજન આ શબ્દ લોહાણા જ્ઞાતિના સમુદાયને ઉદ્દેશી રૂઢ શબ્દ તરીકે વપરાય છે, પરંતુ મહારાષ્ટ્ર બ્રાહ્મણ જાતિમાં 'મહાજન' નામક એક અવટંક છે. (જુઓ જા. ભા. પૃ. ૪૭.)

એ ઉપરથી સિદ્ધ થાય છે કે નુખો તથા નાહ્નોની કેટલીક સાદૃશ્યતા હોવા છતાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ જાતિઓ પરસ્પર ભળી ગઇ હોય એમ નથી, તેમજ ક્ષત્રિયોનાં પૃથક્ પૃથક્ કુળોમાં પણ એક સરખી નુખો હોવા છતાં આપસમાં ભળી ગયાં હોય એમ નથી. અર્થાત ભિન્ન ભિન્ન ક્ષત્રિય કુળોમાં એક સરખી કેટલીક નુખો જોઇ તેને લીધે તેઓ સાથે ભળી ગયાં છે એમ માનવું વ્યર્થ

છે, તેમ છતાં કર્નલ જેમ્સ ટૉડ પ્રમાણે જાતિઓના મિશ્રણની ચેષ્ટા રા. ગણાત્રાએ પણ ભારે ભયંકર કરી છે!

પરંતુ ક્ષત્રિય કુલોત્પન્ન પુરુષ પોતાને નિકૃષ્ટ માની લે એ ભાવના ઐતિહાસિક દૃષ્ટિએ અપૂર્વ છે. એટલે શુદ્ધ ક્ષત્રિયો આવી હીન કોટિની ભાવના બિલકુલ કરતા નથી. ઇ. સ. ૧૧૪૮ માં લખાયેલા "રાજતરંગિણી" નામક કાશ્મીરના ઇતિહાસગ્રંથમાં લખ્યું છે કે:—

प्रख्यापयन्तः संभूतिं षट्त्रिंशत्कुलेषु ये ।
तेजस्विनो भास्वतोपि सहन्ते नोच्चकैः स्थित ॥
राज. भाग. ७ श्लो. १६०७.

અર્થાત્–૩૬ કુલોના ક્ષત્રિયો પોતાથી ઉચ્ચ પ્રદેશમાં રહેલા સૂર્યને પણ પોતાની યોગતામાં પોતાથી ઉંચો માનતા નથી. એટલે સૂર્યના પ્રકાશક બિમ્બથી પણ પોતાની યોગ્યતાને શ્રેષ્ઠ માને છે. પરંતુ લોહાણા જાતિનો દરજ્જો કમી કરવા સારૂ રા. ગણાત્રાએ કરેલી કુત્સિત કિમ્વા હીનભાવના ક્ષત્રિય જાતિના પુરુષ માટે તો નવીનજ છે. અર્થાત શુદ્ધ ક્ષત્રિય જાતિના કોઈ પણ પુરુષે પોતાના કુલ માટે એ પ્રકારની હલકી માન્યતા કરી હોય કિમ્વા સ્વીકારી હોય એ અમારી જાણમાંજ નથી.

પાઠકગણ ! પુનઃ આપણે અવટંક ( નુખો ) ના, વિષય તરફ દૃષ્ટિપાત કરીશું. કેમકે લોહાણા જાતિમાં ઇતરજાતિ

ના ક્ષત્રિયો ભળી ગયા છે " આ માન્યતા રા. ગણાત્રાએ કેટલીક નુખોના નામની સાદૃશ્યતા ઉપરથી સિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે જેથી તત્સંબન્ધે અધિક વિચારની આવશ્યકતા છે

યાદવો પ્રમાણે આપસમાં કંકાસ કરનાર કુટુંબને બીજાઓએ યાદવ ( જાધવા ) તરીકે ઓળખાવ્યું હોય, અને તેથી તેનું નામ યાદવા પડી ગયું હોય તો તે બનવાયોગ્ય છે એ રીતે ગમે તે કુળમાંના કલહપ્રિય કુટુંબની યાદવા ( જાધવા ) એવી અવટંક થઈ શકે છે

' સોઢઃ ' એ શબ્દ સહનશીલ પુરુષનો બોધક છે એમ અમરકોષમાંના તૃતીય કાંડના બીજા વર્ગની ૨૨૧૮મી પંક્તિમાં લખેલું છે. તે ઉપરથી કહી શકાય કે બીજા ' સોઢઃ ' સોઢા ક્ષત્રિયોની માફક લોહાણા જાતિમાં પણ સોઢઃ 'ક્ષમાશીલ' કુલ ' સોઢા ' એવા ઉપનામથી પ્રસિદ્ધિ પામ્યું હશે. આ પ્રમાણે સિંધ તથા કચ્છ ઇત્યાદિ પ્રદેશમાં આવ્યા પછી તે તે પ્રદેશમાં બનેલી ઘટના પ્રમાણે દેશભાવાનાજ નિર્દેશવાળી અવટંકો યોજાઇ હશે, અને પૂર્વેની કેટલીક અવટંકો લુપ્ત થઈ ગઇ હશે. કેમકે આસરપોત્રા જોબનપોત્રા અને પંડિત-પોત્રા ઇત્યાદિ કેટલીક અવટંકોની પૂર્વે-અગાઉ બીજીજ અવટંકો હોવી જોઈએ. અર્થાત્ થોડીક અવટંકો પોતાના પ્રાચીન નામોને ટકાવી શકી હશે અને બાકીની અવટંકોમાં અનેક પરિવર્તનો થઇ ગયાં હશે.

તેવાં પરિવર્તનો કેવળ લોહાણાઓની અવટંકોની તુખો-માંજ થયાં છે એમ નથી, કિન્તુ દરેક કુલ તથા જાતિમાં એ પ્રકારનાં પરિવર્તનો થયેલાં પ્રતીત થાય છે. જેવાં કે રઘુવંશી એવં લવવંશી કનકસેનના વંશજોનું સૌરાષ્ટ્રદેશ (સોરઠદેશ) માંથી રાજ્ય ગયું તેથી તે શાખા 'ગહિલોત' એ નામથી ઓળખાઈ; તથા તે 'ગાંહિલોત' શાખાના વંશજોએ ઈડરનાં જંગલોમાં રાજ્ય વસાવ્યું તે પછી તે વશ અહાડિયા એ નામથી ઓળખાયો, તે પછી તેઓએ 'સીસોદા' નામની રાજધાની વસાવી જેથી તેઓ સીસોદીઆ નામથી ઓળખાયા, અને તે પછી તેઓના વંશજો 'રાણા' કિંવા મહારાણા એવા ઉપનામથી કિંવા અવટંકથી ઓળખાય છે.

તથા યદુવંશી મહારાજાધિરાજ શ્રી કચ્છ નરેશના કુલના મૂલ પુરુષ બન્ને કુમારો સાથે જન્મ્યા હતા, સિંધી ભાષામાં 'બે બાલકો સાથે જન્મે તેને એટલે' બેલડાંને 'જાડા' કહે છે. જેથીજ અદ્યાવધિ તે 'જાડા'ના વંશજો સિંધી ભાષા અનુસાર 'જાડેજા' (જાડાના) કહેવાય છે. પરંતુ 'જાડા'ના પૂર્વજો-'સમા' જામ ઈત્યાદિ નામથી ઓળખાતા હતા. ઈત્યાદિ અનેક ઉદાહરણો આપી શકાય તેમ છે. કિંબહુના ખુદ લોહાણા જાતિની અવટંકોમાં આવાં પરિવર્તનો થઈ ગયાનાં ઉદાહરણો સુપ્રસિદ્ધ છે

ફતેહગઢ નિવાસી બ્રહ્મભાટ ગાંગજી કરશનજીના લખવા પ્રમાણે સિંધ હૈદરાબાદમાં રાયકંગોર અવટંકમાંના કોજુમલ

નામક લોહાણા જાતિના વીરપુરુષ 'સંવત ૧૫૯૮'માં દિવાનપદ ઉપર હતા. પ્રસ્તુત વીર કોજુમલ સ્વધર્માભિમાની હતા, તેમજ કુળધર્મ, જાતિધર્મ અને દેશધર્મ ઇત્યાદિના ગૌરવને અનુસરી પોતાના ઇષ્ટ કિમ્વા પૂજ્યવર્ગ શિવાય બીજા કોઇને માથું નમાવતા નહિ. એ વાર્તા ઘણે અંશે સર્વ સુવિદિત હતી. એટલે કોજુમલ નામક દિવાન, બાદશાહની પ્રત્યેક મુલાકાત વખતે પણ તેને મસ્તક નમાવ્યા વિના-માત્ર સન્માન દર્શક સંકેતથી-શિષ્ટાચાર પાળતા હતા.

પરંતુ આ પ્રમાણે પોતાના 'અનમ'પણાને વીર કોજુમલ કેટલી સીમા પર્યન્ત અવિચલ રાખી શકે છે તે પ્રત્યક્ષ જોવા સારૂ બાદશાહે અરણ્યપ્રદેશમાં ખાસ એક રાજસભા એકત્ર કરવા નિમિત્તે એવા પ્રકારના વસ્ત્રાગાર (તંબૂ)ની રચના કરાવી હતી કે જેમાં મસ્તક નમાવ્યા શિવાય પ્રવેશ કરી શકાયજ નહિ. અર્થાત્ ઉક્ત વસ્ત્રાગારનાં દ્વારની ઉંચાઇ બહુજ ઓછી રાખવામાં આવી હતી.

આ દ્વારમાં ઉન્નત મસ્તકે દિવાન કોજુમલ કેવી રીતે પ્રવેશ કરે છે તે જોવાની બાદશાહ સહિત અમાત્ય મંડળ પ્રતીક્ષા કરતું બેઠું હતું, પરંતુ અચાનક અરણ્ય પ્રદેશમાં એકત્ર કરવામાં આવેલી રાજસભાનું આમંત્રણ મળ્યા પછી, તત્સમ્બન્ધી રહસ્યને જાણી લેવાના કાર્યમાં દિવાન કોજુમલ રોકાયેલા હોવાથી ઉક્ત રાજસભામાં પહોંચવામાં વિલંબ થાય અને તેથીજ બાદશાહ તથા અમાત્ય

મંડળ તેમની પ્રતીક્ષા કરે એ સ્વાભાવિક હતું. તેમ છતાં રાજસભાના નિયત સમય પછી અલ્પ સમયમાંજ દિવાન કોજુમલ ત્યાં જઇ પહોંચ્યા, અને વસ્ત્રાગારમાં મસ્તક નમાવ્યા સીવાય પ્રવેશ કરવાનું કાર્ય દુષ્કર જોઇ પરિકર-માંથી સુવેષ્ટિત 'કટારી' કાઢી તે વડે વસ્ત્રાગાર (તંબૂ)ને વિદીર્ણ કરી (ચીરો નાંખી) મસ્તક નમાવ્યા વિના અંદર પ્રવેશ કરી ગયા.

અર્થાત્ ઉન્નત મસ્તકેજ નિર્ભયતાથી વસ્ત્રાગારમાં પ્રવેશ કરી આવેલા દિવાન કોજુમલને જોઈ, બાદશાહની તેમના તરફ અધિક આદરબુદ્ધિ થઈ, અને તે દિવસથી કોજુમલ દિવાનને 'અનમકાઠ' એવા માનાસ્પદ ઉપનામ સહિત બાદશાહ બોલાવતા હતા. જેથી કોજુમલના વંશજો તે પછી 'રાયકગોર'ને બદલે 'અનમકાઠ' એ નામથી પ્રસિદ્ધ થયા.

એટલે કે 'રાયકગોર' નામક અવટંક તે પછી 'અનમકાઠ' એવા નામથી પ્રચલિત એવં પ્રસિદ્ધ થઇ કિંવા રૂપાંતરને પામી ગઇ, અને તે અદ્યાવધિ એજ (અનમકાઠ) નામથી સુપ્રસિદ્ધ છે. તેમજ શિવજી ભાગ્યચંદ વ્યાસે સંગ્રહ કરેલી અવટંકોની નામા-વલીમાંથી સાતમા અંકને અલંકૃત કરી રહી છે. પરંતુ તેનું અગાઉનું 'રાયકગોર' એવું નામ વ્યવહારમાંથી નીકળી ગયું છે. એજ પ્રમાણે લોહાણા જાતિની બીજી અવટંકો માટે થવા પામ્યું છે જેનું માત્ર આ એક ઉદાહરણ છે. અને સાંભળ્યું છે તે પ્રમાણે એજ 'રાયકગોર' અવટંક-નુખના

એકંદર ૧ અનમકાઠ, ૨ સત્તડ, ૩ માપારા અને ૪ નાનજીઆણી ઈત્યાદિ પેટા વિભાગ છે

આ પ્રમાણે મૂલ અવટંકોના પરિવર્તનો થવાં સ્વાભાવિક છે, તે પ્રમાણે લોહાણા જાતિની અવટંકોમાં તથા ઇતર ક્ષત્રિય જાતિની અવટંકોમાં પરિવર્તનો થયાં છે એમ આપણે ઉપર દર્શાવી આવ્યા છીએ પરિવર્તનો કિંવા રૂપાંતરો થઈ જવાને લીધે પૃથક્ પૃથક્ જાતિ અને કુળની અવટંકોમાંથી કેટલીક એકસરખી હોય અને કેટલીક અવટંકોમાં નામની સાદૃશ્યતા હોય છતાં અવટંકોની કેવળ સામ્યતા કિંવા સાદૃશ્યતા ઉપરથીજ "બીજાં કુળો લોહાણા જાતિમાં ભળી ગયાં છે" એવી રા. ગણાત્રાએ જે કલ્પના કરી છે તે સર્વથા અનુચિત તેમજ અજ્ઞાનમૂલક છે

જેમની કોઈ પણ શાખા નથી તેવી રજપુત જાતિઓની ટૉડ સાહેબે "રાજસ્થાન પૃ૦ ૧૧૯ મા" જે ગણના કરી છે, તેમાં 'કોટક' નામવાળી અવટંક આવેલી છે, અને લોહાણા જાતિમાં પણ 'કોટક-કોતક કિંવા કૌતુક' એવી અવટંક છે; પરંતુ રા. ગણાત્રાને અવટંક એક છતાં જાતિઓ પૃથક પૃથક્ હોવાની વાર્તા માન્ય છે કે ઉક્ત રજપુતકુળ લોહાણા જાતિમાં ભળી ગયાની વાર્તા માન્ય છે?

અને તે પ્રમાણે રખડતી રજપુત જાતિ, લોહાણા જ્ઞાતિમાં ભળી ગઇ છે એમ સિદ્ધ કરી રા. ગણાત્રા શું કૃતાર્થ થવા માગે છે?

અને બીજી રીતે 'કોટક કિંવા કૌતુક' નુખનું શું અસ્તિત્વ ન હોઈ શકે?

અર્થાત વિદેશી લોકોના કેટલાક લેખોની માયાજાળમાં મુંઝાઇ પ્રમાણશૂન્ય તેમજ મિથ્યા અનુમાનો કરી લોહાણા જ્ઞાતિના ગૌરવને રા. ગણાત્રા જેવો ભાગ્યેજ કોઇએ અન્યાય આપ્યો હશે

છત્રીશ કુલની ક્ષત્રિય જાતિઓમાં પેટા અવટંકો કેમ થઇ હશે? એટલુંજ માત્ર નહિ પણ સૂર્યવંશ તથા ચંદ્ર વંશ આ બે વંશોમાં આટલા સંખ્યાબંધ ભેદો કેમ થયા હશે? હાલના ઇતિહાસકારોએ સૂર્ય, ચંદ્ર અને ચાર અગ્નિ વંશોને સાથે ગણી લઇ છ ક્ષત્રિય વંશોની ૩૬ શાખાઓ ગણી છે, અને તેમાંથી વળી ગહિલોત શાખાની ૨૪ પેટા શાખા છે. કુશિકવંશી એટલે વિશ્વામિત્રવંશી 'રાઠોર' જાતિની પણ ૨૪ પેટા શાખા છે.

ઇત્યાદિ ભેદો પણ જે પ્રમાણે થયા હશે તે પ્રમાણે રઘુવંશી લવની વંશજ લોહાણા જાતિમાં ઇતર જાતિઓની અવટંકો સદૃશ નામ રૂપવાળી પૃથક પૃથક અવટંક રૂપ પેટા વિભાગ કિંવા શાખાભેદ હોય એ સ્વાભાવિક છે.

અગ્નિવંશની કથા અનુસાર અગ્નિકુંડમાંથી પ્રકટ થયેલો પ્રથમ પુરુષ વીરાકૃતિ રહિત હતો, જેથી તેને દ્વારપાલ તરીકે નિયત કરવામાં આવ્યો. અને તે કાર્યથી 'પ્રતીહાર' નામથી

પ્રસિદ્ધ થયો. દ્વિતીય પુરુષ કરતલ કિંવા હથેળીમાંથી બનવાના કારણસર 'ચાલુક્ક' નામથી પ્રસિદ્ધ થયો. તેમાંથી થયેલા પછી 'સોલંકી' કહેવાયા.

તૃતીય પુરુષનું નામ 'પરમાર' (પૃથિવહાર—પડિહાર) રાખવામાં આવ્યું, અને ચતુર્થવાર અગ્નિકુંડમાંથી દીર્ઘકાય ઉન્નત્ લલાટવાળો એક પુરુષ ધનુષ, બાણુ અને તલવાર ઈત્યાદિથી સજ્જ થયેલો પ્રકટ થયો; તે સુંદર તેમજ ચતુર હોવાથી તેનું નામ 'ચૌહાન' રાખવામાં આવ્યું ઉકત ચાર પુરુષોના વંશજો પ્રસ્તુત નામોથી પ્રસિદ્ધ છે, છતાં તેમનામાં પેટા શાખાઓ ભિન્ન ભિન્ન નામોથી ઓળખાય છે. કિમ્બહુના ઉક્ત નામોની રચના જે પ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારની ઘટનાઓ ઉપરથી કરવામાં આવી છે, તે પ્રમાણે અન્યત્ર થવા કેમ ન પામ્યું હોય?

ખંડાયત બ્રાહ્મણોની ઉત્પત્તિના પ્રકરણ "જા. ભા. પૃ૦ ૫૬" માં લખવામાં આવ્યું છે કે-खण्ड पूर्वे द्विजैः सर्वैर्वैष्णवैश्च महात्मभिः । અર્થાત્ ખંડ શબ્દ જેના નામના પૂર્વમાં છે એવા ખંડાયત બ્રાહ્મણોને પૂર્વકાળમાં ભગવાન શંકરે ઇચ્છિત વરદાન આપ્યું હતું, પરંતુ શું માગી લેવું તત્સંબંધે તેઓ પોતે નિશ્ચય નહીં કરી શકવાથી સ્ત્રીઓને પુછવા ગયા; પરંતુ ત્યાં પણ 'આ લેવું' કે 'તે લેવું' એવા પ્રકારની ખટપટ થઈ તે ઉપરથી તે બ્રાહ્મણો 'ખંડાયત' કિંવા 'ખડાયત' એવા નામથી પ્રસિદ્ધ

થયા એ વાર્તા ઉપરથી 'અવટંકો'ની રચના કેમ થઇ હશે તે સહજમા જણાઇ આવશે, અને પૃથક પૃથક જાતિઓમાં એકજ પ્રકારની અવટંકો હોય છે એવી એક બે વાર્તાઓ હજી પણ લખી દર્શાવીશું.

ખંડાયત—(ખડાયત) બ્રાહ્મણો તથા વૈશ્યો પણ છે. (જુઓ જા. ભા. અનુક્રમે પૃ૦ ૫૬ તથા પૃ૦ ૧૪૫)

ખાંડાયત—બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો પણ છે. (જુઓ જા. ભાસ્કર પૃ૦ ૧૧૫.)

તથા "જાતિ ભાસ્કર પૃ૦ ૫૯" માં લખવા અનુસાર-ઉપમન્યુગોત્રી 'કંડોલીયા (કંડોલ') બ્રાહ્મણોમાં 'અધ્યારુ' અવટંક છે. તથા ઇરાન દેશીય પારસીઓમાં 'અધ્યારુ' છે તેથી કંડોલ બ્રાહ્મણો તથા પારસીઓનુ પણ શું 'રા. ગણાત્રા' મિશ્રણ થયેલુ માનશે ?

તથા "જા. ભા. પૃ૦ ૮૫, તથા પૃ૦ ૬૫ માં" 'ઓઝા' આ અવટંક મૈથિલ બ્રાહ્મણોની તથા શ્રીમાલી બ્રાહ્મણોની અનુક્રમે છે, અને 'ઓઝા આ ઉપનામ હાલમા 'કુંભાર' ઈત્યાદિ જાતિઓમાં પણ પ્રતીત થાય છે, તેથી તે જાતિઓનું પણ શું મિશ્રણ થયેલું માનવું ?

અર્થાત્ રા ગણાત્રા પ્રમાણે અવટંકોના નામની સામ્યતા ઉપરથીજ કેવળ પૃથક પૃથક જાતિઓનું મિશ્રણ થયેલું માનવું તે અત્યંત અજ્ઞાનમૂલક છે.

પરંતુ જે નિમિત્તવશાત્ તે બ્રાહ્મણો 'ઓઝા' ઈત્યાદિ ઉપનામોથી પ્રસિદ્ધ થયા હશે તેવાજ કિંવા તત્સદશ ઈતર નિમિત્તથી બીજી જાતિઓમાં 'ઓઝા' ઇત્યાદિ ઉપનામો પણ પ્રચલિત થયાં હશે આમ કહેવું વધારે યુક્તિયુક્ત કહેવાશે. પણ અનિશ્ચિત કલ્પનાઓ કિંવા કપોલ કલ્પનાઓના આધારે "બીજી રજપૂત જાતિઓથી લોહાણાઓનું કુળ સંમિલિત છે" આમ રા. ગણાત્રાનું માનવું અવશ્ય ભ્રાંતિમૂલક છે.

કેટલાક વિદેશી ઈતિહાસકારોએ તથા તદનુરોધે અન્યત્રોએ લખ્યું છે તે સર્વે તેવા સ્વરૂપમાંજ સત્ય છે એમ તો હું માનતો નથી એમ અનેકવાર જણાવી ગયો છું. કેમકે આપણા દેશના વિદ્વાનોએ તથા કવિઓએ ભિન્ન ભિન્ન પ્રકારે વંશકથાને વર્ણવી છે તે વાર્તાને ટૉડ જેવા અમર્મજ્ઞો શું જાણી શકે?

ચંદભટ્ટ એક વીરરસનો પ્રેરક મહાકવિ હતો. થરોહાર પૃથ્વીરાજ મહારાજાનો તે ગુણગ્રાહી એવં આશ્રિત હતો. તેણે પૃથ્વીરાજના કુલની શ્રેષ્ઠતાને એક નવીન સ્વરૂપ આપી લખ્યું કે "વસિષ્ઠજીએ અગ્નિકુંડમાંથી ચાર ક્ષત્રિય કુલો ઉત્પન્ન કર્યાં તેમાંથી અનુક્રમે પ્રતીહાર, ચાલુક્ય અને પરમાર એમ એ ત્રણ વીર ક્ષત્રિય પુરુષોને ઉત્પન્ન કર્યાં પણ તેમનાથી રાક્ષસોનો નાશ થઈ શક્યો નહિ; ત્યારે ચોથો 'ચાંહુઆન ચહુવાન' ઉત્પન્ન કર્યો તેણે સર્વે રાક્ષસોને મારી હઠાવ્યા."

વાંચકવૃન્દ જાણે છે કે 'ચૌહાન–ચહુવાન'ના વંશમાં પૃથ્વીરાજ થયાની વાર્તા ચંદવરદાઇએ લખી છે તેથી તેની પ્રશંસા એ નિમિત્તે કરી છે એમ પ્રતીત થાય છે. પૃથ્વીરાજ યોગ્ય પુરુષ હતો તેમજ વીર ક્ષત્રિયોચિત સર્વ ગુણો તેમાં હતા. જેથી તેની પ્રશંસામાં કેવળ અર્થવાદ છે એમ કહેવાનો આશય નથી. પરંતુ ચંદભટ્ટના કહેવાનો એટલોજ આશક હોઇ શકે કે ક્ષત્રિયોના વિજય માટે વસિષ્ઠે કિંવા વસિષ્ઠ ગોત્રી ઇતર બ્રાહ્મણે કરેલાં અગ્નિનાં અનુષ્ઠાન પછી તે ક્ષત્રિય જાતિના વીરપુરુષોને રાક્ષસો—નરમાંસ ભક્ષકો સામે યુદ્ધ કરવાની આજ્ઞા આપી હશે.

બીજાં પ્રમાણોને જોતાં 'પરમાર' (પઢિયાર) જાતિના મૂળ પુરુષની ઉત્પત્તિ આ પ્રમાણે છે કે "સુરધેનુને વિશ્વામિત્ર બલાત્કારથી લઇ જતો હતો તેના શાસન સારૂ વસિષ્ઠજીએ 'બીજાને મારનાર' તરીકેની ઉપમા આપીને અર્થાત્ 'પરમાર' કહીને તેને શાસન કરવાની આજ્ઞા કરી હતી." પરમાર જાતિનું ગોત્ર વસિષ્ઠ છે, અને એમનું ચંદભટ્ટે પણ એજ ગોત્ર લખ્યું છે.

તથા ચાલુકય વંશના મૂલપુરુષને દ્રોણાચાર્યે દ્રુપદરાજાને મારવા સારૂ અંજલીથી (અંજલીગત જળવડે અભિષેક કરી આજ્ઞા કરી હશે તેને) ઉત્પન્ન કર્યાનું સ્વરૂપ મળ્યું હશે. બાકી એઓ ચંદ્રવંશી છે. તથા અનહિલપટ્ટણના સોલંકી કિંવા ચાલુકય એ પણ ચંદ્રવંશી છે એવા શિલા-

લેખો છે. બાકી બદામના ચાલુક્ય અને ગુજરાતના ચાલુક્ય એ ભિન્ન ભિન્ન છે. ( જુઓ મ. યુ. ભા. ભાગ ૨. પૃ. ૨૦ ).

પ્રતીહાર—એ કુળનો મૂળપુરુષ શ્રીરામચંદ્રજીના ભાઇ લક્ષ્મણના વંશમાં થયેલો હતો. લક્ષ્મણજી પોતે શ્રીરામચંદ્રજીના પ્રતીહાર એટલે દ્વારપાલ હતા; તેથી તેના વંશજોને 'પ્રતીહાર' એ નામ પ્રાપ્ત થયું. એથી હવે 'પ્રતીહાર' જાતિને સૂર્યવંશી કહેવામાં કશો સંદેહ રહેતો નથી. એટલુંજ માત્ર નહિ કિન્તુ પ્રતીહાર જાતિ સૂર્યવંશી છે એવો શિલાલેખ દશમી શતાબ્દીનો ગ્વાલીયરમાં છે.

" तद्वंशे प्रतिहारके तनभृति त्रैलोक्य रक्षास्पदे." અર્થાત ત્રૈલોકયની રક્ષા કરનાર શ્રીરામચંદ્રજીના પ્રતીહાર લક્ષ્મણજી તેના વંશમાં થયેલા પ્રતીહાર છે. ( જુઓ મ. યુ ભા. ભાગ ૨. પૃ. ૧૯ ).

ચહુઆન (ચાહુમાન) જાતિ નવમા સૈકાથી તો ઐહિક પ્રમાણોથી સૂર્યવંશી ગણાતી હતી એવો સ્પષ્ટ ઉલ્લેખ શિલાલેખોમાં છે. હર્ષના શિલાલેખો ( એપિ. ઈંડિયા ૨. પૃ. ૧૧૯ )થી, તથા ભુવકો પાસેની વંશાવલીથી પણ તેઓ ચહુઆનો સૂર્યવંશી છે એમ દેખાય છે.

"तन्मुक्त्यर्थमुपागतो रघुकुले भूचक्रवर्ती स्वयं।" આ કોઇ પૃથ્વીરાજના દરબારમાં તે વખતે ગયેલા કવિએ કહ્યું છે. તથા પૃથ્વી વિજય કાવ્ય ઉપરના લેખોથી ( આર. એ.

એસ. ૧૯૦૩) અજમેરના હરિવિલાસ સારડા એમણે પણ 'ચહુવાનો'ને સૂર્યવંશી સિદ્ધ કર્યા છે. અજમેરના વસ્તુ સંગ્રહાલયના એક શિલાલેખથી પણ તેઓ સૂર્યવંશી છે એમ સિદ્ધ થાય છે. ( મ. સુ. ભા. ભાગ ૨. પૃ. ૧૯. )

એ પ્રમાણે હોવા છતાં ઉક્ત વંશોને 'આલંકારિક' અગ્નિવંશી કહેવાથી તેનું પરિણામ એ આવ્યું કે કેટલાક વિદેશી લોકોએ તેથી તેમને હીન કુળના માની લીધા. અર્થાત્ કેટલાક વિદેશી લોકોએ એવી કલ્પના કરી કે "શકાદિક જાતિઓને પ્રાયશ્ચિત્ત આપી ( અગ્નિમાં હોમ હવન કરાવી)ને અત્રેના ક્ષત્રિયો સાથે ભેળી દેવામાં આવ્યા હશે, અને તે જાતિઓને અગ્નિવંશી તરીકે માનવા મનાવવાની એ એક યુક્તિ કરવામાં આવી હશે."

આવું પરિણામ ન આવે તે માટે વિદ્વાનોએ તથા કવિઓએ પોતાની કલ્પનાસૃષ્ટિને નિયમમાં રાખવાની અનિવાર્ય આવશ્યકતા છે.

મૂળપુરુષનાં ભિન્ન ભિન્ન નામો હોય તેવા પ્રસંગોમાં કેટલાક લેખકો સંપૂર્ણ વિચાર કર્યા વિના એકનું બીજુંજ લખી નાંખે છે. અર્થાત્ ભૃગુઋષિની ઉત્પત્તિ પ્રજાપતિથી છે તેમ છતાં તે પ્રજાપતિના, પ્રજાપતિ, અગ્નિ અને ઈંદ્ર ઇત્યાદિ નામો હોવાથી કેટલાક લેખકો સંપૂર્ણ વાંચ્યા વિચાર્યા વિના ભૂલા પડી જાય છે.

अहं प्रजाः सिसृक्षुस्तु तपस्तप्त्वा सुदुश्चरम् ।
पतीन्प्रजानामसृजं महर्षीनादितो दश ॥
मनु. अ. १ श्लो. ३४.

मरीचिमत्र्यङ्गिरसौ पुलस्त्यं पुलहं क्रतुम् ।
प्रचेतसं वसिष्ठं च भृगुं नारदमेव च ॥
मनु. अ. १ श्लो. ३५.

श्रुत्वैतानृषयो धर्मान्स्नातकस्य यथोदितान् ।
इदमूचुर्महात्मानमनलप्रभवं भृगुम् ॥
मनु. अ. ५ श्लो. १.

एतमेके वदन्त्यग्निं मनुं मन्ये प्रजापतिम् ।
इन्द्रमेके परे प्राणमपरे ब्रह्मशाश्वतम् ॥
मनु. अ. १२ श्लो. १२३.

પ્રથમના બે શ્લોકોમાં 'ભૃગુ' પ્રજાપતિના પુત્ર છે એમ લખ્યું છે, તે પછીના પાંચમા અધ્યાયના શ્લોકમાં 'ભૃગુ' અગ્નિના પુત્ર છે એમ લખ્યું છે, અને બારમા અધ્યાયના શ્લોકમા એજ પ્રજાપતિના પ્રજાપતિ, ઇન્દ્ર, અગ્નિ, મનુ, પ્રાણુ અને બ્રહ્મા કિંવા શાશ્વતબ્રહ્મ એવાં નામો લખ્યાં છે, આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે ભૃગુઋષિની ઉત્પત્તિ

પૃથક્ પૃથક્ દેવથી નહિ, પણ પ્રજાપતિ, અગ્નિ ઇત્યાદિરૂપ એકજ અભિન્ન દેવથી થઇ છે.

ब्रह्मणो हृदयं भित्त्वा निःसृतो भगवान्भृगुः ।
महा. आदि. अ. ६६ श्लो. ४१.

તથા મહાભારતમાં લખ્યું છે કે બ્રહ્માજીના હૃદયને ભેદન કરી ભગવાન્ ભૃગુ ઉત્પન્ન થયા છે. પરંતુ હૃદયમાં સ્વસ્વરૂપના ચિંતનરૂપ આચ્છાદિતપટનું સૃષ્ટિ રચવાના વિચારે કરી ભેદન થઇ જાય છે. એ વાર્તાનેજ આલંકારિક રીતે હૃદયનું ભેદન કરી ઉત્પન્ન થયાનું લખવામાં આવ્યું હશે.

પરંતુ એવા પ્રસંગો માટે શાસ્ત્રાનુરોધે વિચાર કરવાની બહુજ આવશ્યક્તા છે કેવળ કપોલકલ્પનાઓથી બહુજ વિપરીત પરિણામ આવે છે, પણ તે તરફ રા. ગણાત્રાએ બીલ્કુલ લક્ષ્ય આપ્યું નથી.

વળી રા. ગણાત્રાએ નિબંધ પૃ૦ ૭૪ તથા ૭૫ માં કચ્છના ઇતિહાસની કેટલીક હકીકત લખી છે, પરંતુ સાથે સાથે સંબંધ ધરાવતી વાર્તાને ચાવડાઓના સંબંધમાં વર્ણવીને રા. ગણાત્રા પોતે કચ્છ ઇતિહાસની દિશાજ ભૂલી ગયા છે.

પરંતુ કચ્છ ઇતિહાસની ખરી હકીકત સંક્ષિપ્ત રીતે આ પ્રમાણે છે કે "નગર સમૈ (સિંધમાંના હાલમાં નગર-

ઠક્કુ )માં 'જામ સમો.' જે રાજા હતો, તેનાથી ૧૦મો પુરુષ લાખો ધુરારો થયો. લાખા ધુરારાની ચાવડી રાણીથી ઉત્પન્ન થયેલો જ્યેષ્ઠ પુત્ર 'મોડ' તથા બીજી ગોએલરાણીથી ઉત્પન્ન થયેલો નાનો કુમાર 'મનાઈ' એ બન્ને ભાઈઓએ કચ્છ દેશના પશ્ચિમ ભાગમાં રાજ્ય કરનાર 'મોડના મામા' 'વાઘમ' ચાવડાનો આશ્રમ મેળવ્યો અને તેઓ ત્યાં રહેતા હતા. વાઘમ ચાવડો ગુંતરી ( જે નખત્રાણાથી વાયવ્ય ખૂણા તરફ ચાર કોશ ઉપર અને અમારા રહેવાના ગામ-દેશલપુરની સીમામાં ખંડેર છે તે ગુંતરી ) નામવાળા સંસ્થાનના માલીક 'વાઘેલા' જાતિના સાત સાંધીને ખંડણી ભરતો હતો. તે વાઘમ ચાવડા ( મામા ) ને મારી નાંખી તેનું રાજ્ય મોડે તથા મનાઈએ મેળવ્યા પછી, સાત સાંધીને વાઘમ ચાવડા તરફની આપવામાં આવતી ખંડણી તેઓ પોતેજ મોકલતા હતા અને છેવટે ખંડણીવાળાં ઘાસના ગાડાઓમાં લશ્કરી માણસો મોકલી ત્યાં સંગ્રામ કરી સાત સાંધીને હરાવી તેમનું રાજ્ય પણ તેઓએ મેળવી લીધું હતું.

પણ "સમાઓએ ચાવડાને ખંડણી આપી હતી." એ રા. ગણાત્રાનું કથન કચ્છ ઇતિહાસની દષ્ટિએ અસત્ય છે. તથા "કચ્છમાં તે સમયે ચાવડાઓનું જોર હતું" આ રા. ગણાત્રાનું વિધાન પણ અજ્ઞાનમૂલક છે, કેમકે ચાવડા સિવાય તે વખતે કચ્છમાં 'કાઠી' તથા વાઘેલાઓનું પણ રાજ્ય હતું એટલુંજ માત્ર નહિ, પણ વાઘમ ચાવડો તો વાઘેલા

જાતિના સાત સાંધાનો ખંડીઓ હતો. તો પછી તે વખતે કચ્છમાં જોર ચાવરાઓનું સમજવું કે સાત સાંધાનું ?

આ પ્રમાણે રા. હીરાલાલ ગણાત્રાએ અપવાદ સિવાય એક વાત પણ ખરી (સત્ય) લખી હોય એમ સિદ્ધ થઇ શકતું નથી.

જામનગરના 'જામ,' કચ્છના 'જાડેજા' અને મોરબી ઇત્યાદિ સંસ્થાનોના રાજાઓ એ એકજ-સમા વંશના છે, તે સમા વંશમાંથી લોહાણાઓ થયા છે કિંવા લોહાણા જાતિમાંથી સમા જાતિ થઇ છે એમ માની લેવામાં પણ રા. ગણાત્રાએ અક્ષમ્ય એવી અસાધારણ ભૂલ કરી છે.

પાઠકગણ! રા. હીરાલાલ ગણાત્રાએ લોહાણા જાતિને જાડેજા જાતિની પૂર્વજ કિંવા સમા જાતિમાંથી અમુક ભાગ (સોમૈયા ઇત્યાદિ અવટંકો) ને લોહાણાજાતિ સાથે મિશ્રિત કરવા સંમિલિત થઈ ગયાનું એકંદર કેવી રીતે સિદ્ધ કર્યું છે તે સંબંધી તેના લેખને અત્રે એકત્ર કરી દર્શાવીશું.

રા. ગણાત્રાએ પોતાના ઇનામી નિબંધ પૃષ્ટ પ૬ માં લખ્યું છે કે 'સમા જાતિ લોહાણાઓનો એક ભાગ હતી. એજ સમાઓ કચ્છમાં આવ્યા પછી તેમનામાંથી 'જાડેજા' થયા."

તથા પૃ. ૭૦ માં તેમણે લખ્યું છે કે "આગમ લોહાણો-અગર્મસિંહ, લાખા, સમા અને સિહતા રજપુતોનો પણ મુખ્ય સરદાર હતો; અર્થાત લાખા, સમા અને

સિહતા પણ લોહાણાઓના વિભાગો હતા. આપણી જ્ઞાતિમાં અદ્યાપિ "લાખાણી" "સોમૈયા" અને "સાહ્લતા" અથવા "સાહતા" નુખો છે, તેમનો મૂળ લાખા, સમા અને સિહતા-સહાયતા રજપૂતો સાથે સંબંધ હોવો જોઇએ." તથા પૃ. ૭૧ માં તેમણે લખ્યું છે કે "સમા રજપુતો યદુવંશી ગણાય છે." "કચ્છના જાડેજા રજપુતો સમા રજપુતોના વંશજો છે."

તથા પૃષ્ટ ૭૩ માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "સુમરાઓ અને સમાઓ વચ્ચે લાંબા સમયથી વિરોધ ચાલ્યો આવતો હતો."..." અધુરો ઘડો છલકાય એ ન્યાયે સત્તાના મદથી સુમરાઓ એવા તો છલકાઇ ગયા હતા કે (પૃ. ૭૪) તેમણે પોતાના ધર્મકર્મને નેવે મુકી દીધાં હતાં, અને ભેંસનું માંસ ખાવા તથા ખુબ દારૂ પીવા લાગ્યા હતા. એક સમયે સુમરાઓએ એક સમાના ઘરમાંથી બળાત્કારે એક

"તેઓ કચ્છના રણમાં પહોંચ્યા એટલામાં સુમરાઓના એક બળવાન લશ્કરે તેમને પકડી પાડ્યા. સમા અને સુમરાઓ વચ્ચે યુદ્ધ થયું અને બને પક્ષનાં ઘણાં માણસો મરાયાં, અંતે સમાઓ કચ્છમાં પહોંચી ગયા. કચ્છમાં તે સમયે ચાવડાઓનું જોર હતું."

પૃ૦ ૭૫ માં રા. ગણાત્રાએ વળી લખ્યું છે કે "કચ્છના ઇતિહાસ ઉપરથી સાબીત થાય છે કે સમાજાતિએ કચ્છ પર પોતાનો અધિકાર જમાવ્યો હતો આ ઇતિહાસમા વિગતવાર ઉતરવાની જરૂર નથી પરંતુ તે ઉપરથી એટલું સાબીત થાય (પૃ૦ ૭૬) છે કે કેટલાક લોહાણાઓ સિંધમાં થતા જુલ્મ અને અત્યાચારથી કંટાળીને ત્રાસીને કચ્છમાં ઉતરી આવ્યા હતા, અને છેવટે તેમણે કચ્છમાં પોતાની સત્તા જમાવી હતી.

વળી પૃષ્ટ ૮૩ માં તેઓ લખે છે કે લોહાણાઓએ કચ્છમાં રાજ્ય અને દિવાનપદ ભોગવ્યાં હતાં.

પૃ૦ ૮૮ માં તેમણે લખ્યું છે કે 'સમા રજપુતો લોહાણા જ્ઞાતિની એક શાખાના હતા. અને સંભવે છે કે સુમરાઓ પણ સમાના ભાયાતો અથવા એકજ કુળ કે વંશના હતા"

પૃ૦ ૯૦ માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "મહંમદ કાસિમના પ્રધાને પ્રશ્નના જવાબમાં કહ્યુ કે "રાય ચચ્ચના સમયમાં લોહાણાઓને એટલે લાખા અને સમાઓને સુંવાળા કપડાં પહેરવા દેવામાં આવતાં નહિ." ઇત્યાદિ.

પાઠકગણ! આટલા ઉલ્લેખથી દેખાશે કે લોહાણા જાતિની શાખા તરીકે તેમણે સમાજાતિને સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે

અને તેમાં મુખ્ય આધાર તેમણે સોમૈયા મુખમાંના 'સ' કાર અને 'મ' કાર ની હાસ્યાસ્પદ સામ્યતાનો લીધો છે.

અને સમાઓના વંશજોએ કચ્છમાં જઇ પોતાની સત્તા સ્થાપી એટલે લોહાઓએ કચ્છમાં જઇ રાજ્યસત્તા સ્થાપી એમ લખીને લોહાણાઓને જાડેજાના પૂર્વજો તરીકે સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે, અને તે પ્રમાણે સિદ્ધ કરવામાં તેમનો હેતુ લોહાણા જાતિને જાડેજા જાતિના પૂર્વજો તરીકે સિદ્ધ કરી, લોહાણા જાતિને માન આપવાનો નથી, પણ સમાઓએ કચ્છમાં જઇ ચાવડાઓનો આશ્રય લીધો અને પછી તેનેજ મારી નાંખ્યો એટલે લોહાણાઓ બંધુ-ઘાતક અથવા 'ખાંવઢા' એવાજ કારણથી કહેવાયા છે. અથવા લોહાણાઓ હલકા સ્વભાવના છે એમ સિદ્ધ કરી ઉકત લોહાણા જાતિની નિંદા કરવાનો રા. ગણાત્રાનો હેતુ કિમ્વા મનોગત ભાવ સ્પષ્ટ દેખાઇ આવે છે. તેમ છતાં જે પાઠકને રા. ગણાત્રાનો મનોગત ભાવ તેમનાજ શબ્દોમાં જોવાની ઇચ્છા થાય તેમણે તેમના નિબંધ પૃ૦ ૮૮ તથા ૯૧ પૃષ્ટો વાચવાં.

આ પ્રમાણે રા. ગણાત્રાએ પોતાની અજ્ઞાનતાથી કિમ્વા ઇરાદાપૂર્વક લોહાણા જાતિ ઉપર મિથ્યા આરોપો સિદ્ધ કરી લોહાણા જાતિની યોગ્યતાને ઉતારી પાડવા માટે તેમનાથી બની શકયા તેટલા બધા પ્રયત્નો કર્યા છે. પરંતુ મ્હારા સ્વાધીન મત પ્રમાણે આવા કુત્સિત પ્રયત્નો કરીને

રા. ગણાત્રાએ પોતાની યોગ્યતાને એથી અધિક ઉતારી પાડી છે. અને તેવા પ્રયત્નો કરવા રૂપ અભિચાર પ્રયોગમાં પ્રવૃત્ત થવા પછી શ. ગણાત્રાને પોતાની ભૂલ કયાં થાય છે તેનું ભાન સુદ્ધાં રહ્યુ નથી.

પાઠકગણ ! રા. ગણાત્રાએ લખ્યું છે કે "લોહાણાએ એટલે લાખા અને સમા તથા સુમરા પણ સમાના ભાયાતો."

અર્થાત રા. ગણાત્રાએ લાખા અને સમાઓને લોહાણા શબ્દના પર્યાય તરીકે માન્યા છે, પરંતુ આમ માનવામાંજ રા. ગણાત્રાની ગંભીર કિંવા ભયંકર ભૂલ થયેલી છે. અને એ ભૂલ આપણી પરંપરાથી અજ્ઞાત એવા વિદેશી ઇતિહાસકારોની કરેલી હોવાથી આ ભૂલ "पीछेसे चली आती है" પાછળથી ચાલી આવી છે. પણ રા. ગણાત્રાને તો એ વાત પ્રિયજ થઈ પડી. કેમ કે લોહાણાઓને એ નિમિત્તે રા. ગણાત્રાએ પેટ ભરીને ગાળો આપી છે.

લોહાણા જાતિની એક શાખા તે 'સમા', અને 'સમા' જાતિની એક શાખા તે 'સુમરા' આમ રા. ગણાત્રાએ લખ્યું છે, તે પાઠકવર્ગે ઉપર વાંચ્યુજ છે. અને સુમરા માંસ મદિરાના સેવક હતા એમ પણ તેમણેજ લખ્યું છે, પરંતુ તે ઇતિહાસ કઇ શતાબ્દીનો છે ? અર્થાત્ સુમરા જાતિમાં કઇ શતાબ્દીથી માંસાહાર તથા મદિરાપાનની શરૂઆત થઇ તે જો કે શ. ગણાત્રાએ લખ્યું નથી, પણ ચચનામાની વસ્તુ સાતમી તથા

આઠમી શતાબ્દીની છે. તેની આસપાસની ધાર્મિક એવં સામાજીક પરિસ્થિતિ આ પ્રમાણે હતી.

ગ્રીક દેશનો વકીલ મેગેસ્થિનિજ ઈ સ. પૂર્વે ૩૨૭ વર્ષપર હિન્દુસ્થાનમા આવ્યો હતો, તેણે પોતાના પ્રવાસ વર્ણનમાં લખ્યું છે કે, હિન્દીઓ યજ્ઞોને છોડી કયારેય પણ મદિરાનો સ્પર્શ કરતા નથી ભોજનમાં 'ભાત' ખાય છે. ચોખામાંથી બનાવેલું (પેંટી) દારૂ રાજાઓ સંગ્રામ વખતે હાથીઓને પીવરાવે છે. (ખંડ ૨૭ પૃ૦ ૩૩ તથા ૭૮.)

ઈ. સ. ૩૯૯ માં ફાહીયાન નામક બૌદ્ધ યાત્રી ચીનથી ભરતખંડમાં આવ્યો હતો, અને ઇ. સ. ૪૧૪ પર્યન્ત ભારતવર્ષમાં વિચર્યો હતો. તેણે લખ્યુ છે કે "પાટલિપુત્ર આ સમયમાં ફાલ્યુફુલ્યું નગર છે. એની ચારે તરફ બીજાં મોટાં મોટાં નગરો છે તેમાં મોટા પરોપકારી, દાની અને સાધુસતો રહે છે ન્યાય ઉત્તમ પ્રકારનો છે. કોઈ ઉત્તમ પુરુષ શિકાર કરતો નથી, તેમ કોઇ માંસ વેચતો નથી. સારા માણસ માંસ, કાંદા અને લસણ ખાતા નથી. જેથી નગરોમાં માંસ કે મદિરા (દારૂ)ની દુકાનો નથી......કોડીથી લઇ ત્રાંબા, રૂપા અને સોનાના સિકકા ચાલે છે. રાજ્યમાં એટલું અમનચેન છે કે મને ઇચ્છા પ્રમાણે યાત્રામાં ફરતાં કોઇ સ્થળે રોકટોક થઇ નહોતી" એ ફાહીયાન સાથે હુઇકિંગ ટાઇચિંગ હુઈઇંગ અને હુઈવી નામના ચીનના બૌદ્ધ ભિક્ષુકો પણ હતા.

તે ઉપરાત ચીની વકીલ હ્યુએનત્સ ગ નામક બૌદ્ધયાત્રી ઇ. સ. ૬૨૬ મા અત્રે આવીને ઇ. સ. ૬૪૫ પર્યન્ત ભરતખંડમા ફર્યો હતો. હ્યુએનત્સ ગે પોતાના પ્રવાસવર્ણન ઉપરાંત ૭૪ પુસ્તકોના અનુવાદો કર્યા હતા, તેનો બૃહદ્‌ગ્રંથ સંગ્રહ ૧૩૩૫ અધ્યાયમાં સમાપ્ત થયો. હ્યુએનત્સંગના સમયમાં પણ માંસ મદિરાની દુકાનો હતી નહિ, તેમ તે વસ્તુઓનું સેવન પણ હતું નહિ; તેમજ કાંદા, લસણ પણ શિષ્ટ પ્રજા ખાતી નહોતી.

તે પછી ઇ સ ૮૫૭ થી ઇ સ ૯૭૬ દરમિયાન આવેલા આરબ પ્રવાસીઓમાંથી ઇદ્રૂમસૂદીએ લખ્યું છે કે "હિંદના લોકો કોઈપણ પ્રાણીનું માંસ ખાતા નથી." (પૃ. ૩૨૮) તથા અલમસૂદીએ લખ્યુ છે કે "હિન્દુ લોકો મદ્યથી અલિપ્ત રહે છે. એકાદ રજપુતરાજાએ મદ્યપાન કર્યું એમ સિદ્ધ થાય તો તેને રાજ્યાસનથી દૂર કરી દે છે. કારણ કે મદ્યપાન કરનારને વિવેક અને વિચાર રહેતો નથી એવી તેમની દ્રઢ સમજુતી છે." (પૃ ૩૨૭).

ઇબ્નૂનખુર્દાદબાએ લખ્યું છે કે "હિંદુ રાજા અને જનતા મદ્ય બનાવવામાં પાપ સમજતાં નથી, પણ મદ્ય પીવામાં પાપ છે એમ સમજે છે" (પૃષ્ઠ ૩૨૭ મ. યુ ભા ભાગ ૨.)

'સૌત્રામણિ'—સૌત્રામણિ નામક એક યજ્ઞ છે. એ યજ્ઞમાં સુરાનો હવન લખ્યો છે તેની સારૂ દારૂ તૈયાર કરવો પડે

છે. પૈષ્ટી, ગૌડી અને માધ્વી એમ ત્રણ જાતનો દારૂ થતો. ઘણે ભાગે ઉક્ત યજ્ઞમાં પૈષ્ટી સુરાનું હવન થતું. ( મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ પ્રસ્તા. ભા. ૨ પૃ ૧૨૧)

અર્થાત્ મદિરા બનાવવાની તેમને આવશ્યકતા એક સૌત્રામણિ યજ્ઞ સારૂ હતી. અને બીજી યુદ્ધ વખતે હાથીને મદિરા પીવરાવી મદોન્મત્ત બનાવી વિજયી થવા સારૂ હતી. પરંતુ તે સિવાય મદિરાનું કે માંસનું ત્રૈવર્ણિક પ્રજામાં સેવન હતું નહિ એમ આપણે ઉપર દર્શાવી આવ્યા છીએ. સમા જાતિનું કચ્છદેશમાં વંશવૃક્ષ નવમી શતાબ્દીથી રોપાયું અને ઈ. સ. ૯૭૬ પર્યંત આરબજાતિના પ્રવાસીઓના કહેવા પ્રમાણે ઉત્તમ જાતિએ માંસ મદિરાથી સર્વથા અલિપ્ત હતી. તો પછી રા. ગણાત્રાએ કથન કરેલી સુમરા જાતિની માંસ મદિરા તરફની આસક્તિ તેમની શૂદ્ર જાતિ હોવાનું સ્પષ્ટ સૂચન કરે છે. છતાં તે જાતિને ક્ષત્રિય કુલની માની લેવામાં રા ગણાત્રાની ભૂલ સમજની કે અજ્ઞતા?

તે પછી પૃ. ૭૬ માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "સોઢા શબ્દ પણ સૂર્ય ઉપરથી નીકળ્યો હોય એવો સંભવ છે."

પાઠકગણ ! વ્યુત્પત્તિશાસ્ત્ર પણ જાણે પોતાના ઘરનુંજ છે એમ ધારી લઇ તેમણે સૂર્યથી સોઢા શબ્દની ઉત્પત્તિ માની લીધી છે. પરંતુ અમો આગળ જણાવી

આવ્યા છીએ તે પ્રમાણે 'સોઢઃ' આ શબ્દ ક્ષમાશીલના અર્થમાં વપરાય છે. તેમ છ ભેદોને તથા ષટ્ સંખ્યાને સોઢા (પોઢા) એમ સંસ્કૃત ભાષામાં કહેવાય છે. એમ છતાં સૂર્ય ઉપરથી 'સોઢા' થયા જેવીજ મિથ્યા કલ્પના (પૃ. ૭૭ માં) સાતા વિગેરે અવટંકો માટે પણ ખેંચતાણ કરીને કરી છે, તે તેમનો અજ્ઞાનમૂલક-દુરાગ્રહજ છે.

તથા પૃ. ૭૮માં તેમણે લખ્યું છે કે "બર્ટને સિંધના ઇતિહાસમાં લખ્યું છે કે "વળી રાણો રાઠોડ રજપુત હતો. અને સોઢા જાતિનો હતો."

પાઠકગણ! આમ બર્ટને લખ્યું છે તે તથા રા. ગણાત્રા જે તે લેખને સત્ય માને છે તે બને ખોટા છે. કેમકે 'રાણા' એવું ઉપનામ મુખ્યત્વે સૂર્યવંશાન્વયે કુશવંશી એવં કનકસેનના વંશજ મેવાડના સીસોદીઆકુળના સંબંધમાંજ વપરાય છે. તથા 'રાઠોડ'કુળ મૂળ કુશિકવંશી વિશ્વામિત્રના વંશમાંથી ઉત્પન્ન થયેલું છે. અને 'સોઢા'કુળ પરમાર જાતિની એક શાખા રૂપ છે. એમ એ પૃથક્ પૃથક્ ત્રણ જાતિનો બનેલો એક પુરુષ! 'બર્ટન' લખે, અને તે ઘટનાને રા ગણાત્રા જાણવા જેવી માને એમાં વળી પુછવુંજ શું હોય?

તથા પૃ. ૭૮ માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "મુંબઇ ઇલાકાના ગેજેટીયરમાં લોહાણાઓને રાઠોડ રજપુતો લખેલા છે."

પાઠકગણ! આ સંબંધમાં એટલુંજ કહેવાનું કે તે ગેઝેટીયરે ગમે તેમ લખ્યું હોય પણ તેણે આધાર શો લીધો છે, તે જોવાની આવશ્યકતા છે. કેમકે બારોટજીની વાર્તા ઉપરથી તો દરેક માણસ એમજ કહી શકે, પરંતુ તે વાર્તાજ અસત્ય છે.

આગળ જતાં પૃ. ૭૯ માં રા. હીરાલાલે લખ્યું છે કે "કનકસેન પંજાબના લાનકોટ-અર્વાચીન લાહોરમાંથી પોતાની જાતિના માણસો સાથે દ્વારિકા આવ્યો...એ કનકસેનની સાથે આવનારાઓમાંથી કેટલાક પાછળ રહી ગયા હશે અને તે સિંધના સ્થાયી થયા હશે."

સુજ્ઞ પાઠક! અમને સખેદ કહેવું પડે છે કે રા. ગણાત્રાએ કોઈક ખરી હકીકત પણ વાંચી છે, પરંતુ તેના ઉપર તેઓએ યોગ્ય રીતે વિચાર કર્યો નથી. નહિ તો ઉપર લખ્યા તેમના ફકરાથી પણ તેમની સમજ ઠેકાણે આવી જાત, કેમકે લવવંશી કનકસેનસાથે લાહોરથી આવેલા તેના જાતિભાઈઓ (લોહાણાઓ) સિંધમાં રહી ગયા, અને પોતે દ્વારિકા પ્રદેશમાં આવ્યો. એથી લોહાણાઓ કનકસેનના જાતિભાઈઓ એટલે લવવંશીઓ હતા એમ પણ સિદ્ધ થાય છે. તેમ લોહાણાઓ તેમની સાથે લાહોરથી આવેલા હોવાથી તેમનું મૂળ નિવાસસ્થાન પંજાબ હતું એમ પણ સિદ્ધ થાય છે. તેમ છતાં આ પ્રમાણસિદ્ધ વાર્તાને પણ તેમણે ઉડાવી દેવાની અયોગ્ય ચેષ્ટા કરી છે.

વળી પૃ૦ ૮૦ માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "કનક-સેનની સાથે આવેલા પરંતુ સિંધમાં પાછળ રહી ગયેલાઓ લોહાણાઓ કહેવાયા હોય તો આપણી લોકવાયકા સત્ય હોવાનો કેટલોક સંભવ છે."

પાઠકગણ ! આ પ્રમાણે તેમણે કેટલોક સંભવ માન્યો છે, પરંતુ ઐતિહાસિક દ્રષ્ટિએ જોતાં તેવો સર્વથા સંભવ છે. તથા કનકસેનની સાથેજ લવવંશીઓ આવ્યા હતા તે પંજાબ-માંથી પોતાના સમસ્ત બંધુવર્ગ સહિત આવેલા હતા, અને તેમનું પંજાબમાંથી અંતિમ પ્રયાણ હતું એમ જણાય છે. કેમકે ઇ. સ. પૂર્વે ૩૨૭ વર્ષપર ગ્રીક દેશના રાજા એલેક-ઝાંડરના સમયમાં પણ લોહાણાઓ સિંધમાં હતા પણ કનકસેનના આવ્યા પછી લોહાણાઓનું નામ પંજાબનાં તે પછીના ઇતિહાસમાંથી મળતું નથી એ ઉપરથી એવું અનુ-માન થાય છે કે કનકસેનથી પ્રથમ ગમે ત્યારે પંજાબ છોડી લવવંશીઓ ઇતર દેશોમાં સંચાર કરી ગયા હોય, પરંતુ તે જાતિનું પંજાબમાંથી અંતિમ પ્રયાણ કનકસેનની સાથે થયું હતું. કનકસેનની સાથે આવેલા તેમના ભાઇઓમાંથી કેટલાક સિંધમાં રહી ગયા, અને કેટલાક કનકસેનની સાથેજ આવી સૌરાષ્ટ્ર દેશમાં વસ્યા હતા. સૌરાષ્ટ્ર દેશમાં પ્રથમ પણ સૂર્યવંશીઓનું રાજ્ય હતું. અર્થાત વૈવસ્વતમનુના ત્રીજા પુત્ર સર્યાતિના ત્રણ પુત્રોમાંથી આનર્તે એ પ્રદેશ પ્રથમ વસાવ્યો જેથી તે આનર્તદેશ કહેવાયો, અને આનર્તના

પુત્ર રેવતે સમુદ્રમાં કુશસ્થળી ( દ્વારિકા ) વસાવી હતી. અને તે પછી એ પ્રદેશ યદુઓને મળ્યો હતો.

એજ પૃષ્ટમાં એક વાર્તા ઉપરથી પોતાની માન્યતા કિંવા કલ્પનાને સિદ્ધ કરવા રા. ગણાત્રાએ કોશેષ કરી છે. અર્થાત્ જયચંદ રાઠોડના સમયની ઘટના શિવજી ભાગ્યચંદ વ્યાસના "શ્રી સારસ્વતોપાખ્યાન અને ક્ષત્રિયોત્પત્તિ" નામક પુસ્તકમાં કચ્છ અંજારવાળા અયાચી લાધારામ વિશ્રામ બારોટે દાખલ કરાવી છે. તે ઘટના ઐતિહાસિક દૃષ્ટિએ કલ્પિત છે એમ લખવામાં રા. ઉદ્ધવજી વાજબી છે, છતાં પૃ૦ ૮૦ માં લખવા પ્રમાણે રા. ગણાત્રાને તે રા. ઉદ્ધવજીનુ કથન રુચિકર થયું નથી, કેમકે તેઓએ લખ્યું છે કે "તે વાર્તામાં કાંઈક ગૂઢ રહસ્ય સમાયલું હોવું જોઈએ...... કનોજના કોઈ રાજા અને લોહાણાઓ વચ્ચે કોઇક કારણથી વૈમનસ્ય થયેલું હોવું જોઈએ."

પાઠકગણ ! આ પ્રમાણે કલ્પના કરીને રા. ગણાત્રા ગમેતેવી બીજી ઘટના તૈયાર કરે, પરંતુ રાઠોડવંશી જયચંદ્રે પોતાની માતાશ્રી ( જન્મદાત્રી ) કમળાદેવીને આપેલા સંકલ્પ અનુસાર સવાલક્ષ બ્રાહ્મણભોજન, દાન ઇત્યાદિ કરવા ધારણા કરી હતી; પણ બ્રાહ્મણોની તેટલી સંખ્યા નહિ મળવાથી તેને બદલે પોતાના સાયાતોને બ્રાહ્મણ તરીકે ભોજન કરાવવાની જયચંદ્રની આખ્યાયિકા, લોહાણા શબ્દની તથા 'અયાચી' પદની ઉત્પત્તિ સારૂજ, ગોઠવેલી છે, બાકી તેમાં

ઐતિહાસિક દૃષ્ટિએ સત્ય નથી આમ લખવામાં શ. ઉદ્ધવજીનો દોષ શાનો ?

તેમ વ્યાસ શિવજી ભાગ્યચંદે 'હિંગુલાદ્રિ ખંડની વાર્તાઓ' સ્થળનિર્દેશ પૂર્વક લખી છે, તેથી તે વાર્તાઓની જવાબદારી વ્યાસજી ઉપર નથી. રા. 'અયાચી'ની વાર્તા માટે પણ શિવજી વ્યાસની જવાબદારી ન કહેવાય, તેમ છતાં રા. અયાચીની વાર્તાને વ્યાસજીએ પોતાનો તદ્વિષયક અભિપ્રાય આપ્યા વિનાજ દાખલ કરી છે તેટલો દોષ શિવજી વ્યાસનો અવશ્ય છે. કેમકે રા. અયાચીની વાર્તા માટે પ્રસિદ્ધ ઇતિહાસ પુરાણોમાં પૂરાવા નથી, અર્થાત્ વાલ્મીકિ રામાયણમાં તથા મહાભારત અને પૂરાણોમાં લખ્યું છે કે સુમિત્ર અપ્રજ હતો. એટલે કે સુમિત્રનો ઔરસ પુત્ર હતો નહિ. એવુ સ્પષ્ટ વિધાન સર્વત્ર હોવા છતાં રા. અયાચી લાધારામ બારોટજીએ તે-સુમિત્રનો વંશ પણ ગોઠવો દીધો છે.

એમ છતાં બારોટજીની વાર્તા માટે પણ રા ઉદ્ધવજી તુલસીદાસે વ્યાસ શિવજી ભાગ્યચંદનેજ જવાબદાર ગણ્યો છે અને રા. ગણાત્રાએ તેમાં રહેલું ગૂઢ રહસ્ય નહિ જોવા માટે રા. ઉદ્ધવજીને ઉપાલંભ આપ્યો છે, પરંતુ તેમ માની લેવામાં તેમની ભૂલ થયેલી છે.

જયચંદ્ર 'કુશિકવંશી' રાઠોડ હતો એમ ઇતિહાસોમાં પ્રસિદ્ધ છે. તથા નૈષધકાવ્યની પ્રસ્તાવનામાં લખવા પ્રમાણે

કનોજના રાજાઓમાંથી શ્રીકાશીજી ઉપર અધિકાર ધરાવતો કુશિકવંશી રાઠોડ જાતિનો અંતિમ જયચંદ્ર રાજા હતો. અર્થાત્ કનોજના તે પછીના રાજાનો અધિકાર કાશીજી ઉપર રહ્યો ન હતો.

यं ( जयचंद्रं ) च विप्रस्य पञ्चनवत्युत्तरैकादशशताब्दां यवनाराज्यात् प्रसह्य प्रभ्रंशायां चक्रुः । જે જયચંદ્રને ઇ. સ. ૧૧૯૫ માં યવનોએ રાજ્યથી પદભ્રષ્ટ કર્યો હતો. આ પ્રમાણે જયચંદ્ર કુશિકવંશી એવં રાઠોડ જાતિનો હતો અને લોહાણાઓ રઘુવંશી એવં લવવંશી છે. તો પછી જયચંદ્રના ભાયાત લોહાણા કેમ હોઇ શકે ?

તેમ ઉક્ત આખ્યાયિકામાં તે વખતે લાહોર વસાવી તેમાં રહ્યા અને ૮૪ અવટંકો બાંધી, અને તે પછી 'લોહાણા' એવા નામથી ઓળખાયા એમ લખ્યું છે, પરંતુ જયચંદ્ર તો વિક્રમની તેરમી શતાબ્દીમાં થઈ ગયો. પણ લાહોર તથા લોહાણા જાતિ તો તેથી પ્રથમ પણ હતી.

અર્થાત્ જયચંદ્રથી પ્રથમ થઇ ગયેલા મહંમદગીઝનીએ લાહોર ઉપર ચઢાઇ કરી હતી. તથા તેથી અગાઉ પણ લાહોરના અસ્તિત્વ માટે ઉદાહરણો મળે છે. તેમ ઇ. સ. પૂર્વે લોહાણા નામક પ્રાંત સિંધમાં હતો. તેમ ચચના સમયમાં લોહાણાઓનું સિંધમાં મોટું રાજ્ય હતું એવું વર્ણન ચચનામાના આધારે સર્વ ઐતિહાસિક ગ્રંથોમાં થયેલું

છે. તે પ્રમાણે તે ચચ્ચ જયચંદના સમયથી અગાઉ છસો વર્ષો ઉપર થઇ ગયો હતો, ત્યારે જયચંદના સમયમાં કે તે પછી લોહાણા નામક સંજ્ઞા પ્રચલિત થઇ એવા કથનવાળી એવી કલ્પિત વંશાવળીનો શો ઉપયોગ !

પરંતુ રા. ગણાત્રા પોતાની એક મિથ્યા એવં અર્થહીન કલ્પનાને બારોટજીની આખ્યાયિકાથી સિદ્ધ કરવા માગે છે. અર્થાત્ પોતાના નિબંધ પૃ. ૮૨ માં લખે છે કે "તે વખતે પંજાબ તથા લાહોરનું મહત્વ નહોતું, જેથી લોહાણાઓએ જયચંદ્રના ભયથી મુલ્તાનમાં 'લોહાનપુર' વસાવ્યું હશે."

પરંતુ "मूलं नास्ति कुतः शाखा" વાર્તાજ ખોટી તો પછી તે ઉપરથી ઉત્પન્ન થતી કલ્પના સત્ય કયાંથી હોય ! તેમ ચચ્ચના સમયમાં ચીન દેશમાંથી આવેલા હુએનત્સંગ ઇત્યાદિએ પંજાબનું મહત્ત્વ ઓછું જોયું હોય એમ નથી. લાહોરનું મહત્ત્વ તેથી પણ ઓછું હોય તો મહંમદગીઝનીએ લાહોર ઉપર સ્વારી કરી હતી તે કરતે નહિ. એટલુંજ નાહે પણ ઇ. સ. પૂર્વે આવેલા ગ્રીક દેશના રાજા સિકંદરના સમયમાં પણ પંજાબ તથા લાહોરનું સંપૂર્ણ વર્ણન થયેલું છે.

સક્ષેપથી કહીએ તો રા. ગણાત્રાની પ્રાયઃ સર્વ કલ્પનાઓ તથ્યવિનાની છે જયચંદ્ર તથા તેના જાગીરદારો

વચ્ચે થયેલા વૈમનસ્યની વાર્તામાં "ગૂઢ રહસ્ય"ને નહિ જોવા રૂપ આરોપ રા ગણાત્રાએ જેમ રા. ઉદ્ધવજી ઉપર મુકયો છે, તેમ ઉક્ત વાર્તાની અપ્રમાણિકતા માટે રા. ઉદ્ધવજીએ શિવજી વ્યાસને જવાબદાર માન્યો છે, પરંતુ વાસ્તવિક રીતે તેમ નથી. જો કે "સારસ્વતોપાખ્યાન અને ક્ષત્રિયોત્પત્તિ" નામક પુસ્તક પૃ. ૭૯ માં શિવજી વ્યાસે લખ્યું છે કે "આ ઇતિહાસ સંસ્કૃત ગ્રથો ઉપરથી તથા કચ્છ અંજારવાળા અયાચી લાધારામ વિશ્રામ પાસેથી જુદું ભાષાંતર મેળવી બંને એકજ રીતે કરી દાખલ કર્યો છે."

આમાં "સંસ્કૃત ગ્રંથો ઉપરથી" આમ લખ્યુંછે ત્યાં વ્યાસ શિવજી ભાગ્યચંદે તે ગ્રંથોનાં નામો લખ્યાં નથી. તેથી રા. ઉદ્ધવજી શંકાશીલ થયા હોય એમ દેખાય છે. અને તેટલી ભૂલ કિંવા પક્ષપાત શિવજી વ્યાસ અવશ્ય કરી ગયા છે.

પરંતુ સંસ્કૃત ગ્રંથોમાંથી ઉક્ત વાર્તાને યદ્યપિ કિંચિત્ પુષ્ટિ આપે તેવી કથા હિંગુલાદ્રિખંડમાં છે. તેમ છતાં હિંગુલાદ્રિખંડની કથામાંથી તેમનું સંપૂર્ણ કથન સિદ્ધ થતું નથી, જેથી તેઓએ એ પ્રસંગ માટે તેનું (હિંગુલાદ્રિખંડ) નું નામ લખ્યું નથી. અને બીજા કોઇ પુરાણમાં તેવી કથા નથી તેમ છતાં શિવજી વ્યાસે જે સંસ્કૃત ગ્રંથ ('ગ્રંથો' આવું બહુવચનાંત પદ કદાચ પક્ષપાતને લીધે લખ્યું હશે.) જોયો હશે તે "गृहज्ज्योतिपार्णव" નામક ગ્રંથ હશે કેમ કે

ઉક્ત ગ્રંથના છઠ્ઠા મિશ્રસ્કંધના ૧૬ મા અધ્યાયમાં બ્રાહ્મણોત્પત્તિનિર્ણય છે. કિમ્બહુના તે અધ્યાય ब्राह्मणोत्पत्ति मार्तण्ड એવા નામથી પ્રસિદ્ધ છે. પૂર્વોક્ત ગ્રંથ બહુ મોટો છે તેના સ્કંધો પણ તેના પ્રમાણમાંજ છે. છઠ્ઠા સ્કંધમાં ૧૦૦ અધ્યાય છે, તેમાંથી ૧૬ મો અધ્યાય તે 'બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ' છે તેમાં પણ અદાજ પાંચ હજાર શ્લોકો છે. એ ગ્રંથ શાલિવાહન શકે ૧૭૯૩ ના કાર્તિક માસમાં છપાઇ પ્રસિદ્ધ થયો હતો. અને શિવજી વ્યાસનું પુસ્તક શકે ૧૮૧૬ માં એટલે કે ઉક્ત ગ્રંથ પછી ૨૩ વર્ષે છપાયું હતું. જેથી શિવજી વ્યાસે જે સંસ્કૃત ગ્રંથ જોવાનું લખ્યું છે તે ગ્રંથ એ બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ, એને જોઇને શિવજી વ્યાસે લખ્યું હશે. પણ શિવજી વ્યાસે ગ્રંથનું નામ નથી આપ્યું તેથી અનુમાન થાય છે કે શિવજી વ્યાસને ખબર હોવી જોઇએ કે બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ નામક ગ્રંથમાં બારોટજીની વાર્તાને આધારેજ તેટલો ભાગ તેમાં રચાયો છે

ઉક્ત ગ્રંથમાં લખવામાં આવ્યું છે કેઃ—

अत·परं प्रवक्ष्यामि लवाणा क्षत्रियस्य च ।
उत्पत्तिभेदं विपुलं श्रुतो द्विजमुखाच्च यः ॥ ३६ ॥

અર્થાત્—લવાણા ક્ષત્રિયોની ઉત્પત્તિની હકીકત 'એક બ્રાહ્મણ' પાસેથી સાંભળી છે તે હકીકત આ ગ્રંથમાં કહું છું "

પાઠકગણ ! આ ગ્રંથકારને લોહાણાઓની ઉત્પત્તિ-સંબંધી હકીકત કહેનાર કયો બ્રાહ્મણ હોવો જોઇએ, વારૂ ? એટલે કે એ બ્રાહ્મણને લોહાણાજાતિના વિચારશીલ એવં મર્મજ્ઞ પુરૂષો અવશ્ય ઓળખી લેશે.

તેમ છતાં કદાચ કોઈક સંશયાન્વિત થઇ જઈ નિશ્ચય ન કરી શકતો હોય તો તેને માટે આ ઉપશંત લોહાણાઓની ઉત્પત્તિ ઉક્ત ગ્રંથકાર પંડિત હરિકૃષ્ણ શાસ્ત્રીને કોણે સંભળાવી હશે તે જાણવા સારૂ ત્યાંથી એક બીજી વાર્તા મળી આવે છે.

पुत्रपुत्रीविवाहार्थ संकोचो ह्यभवन्महान् ।
तदा तत्प्रार्थनायोगाद्दुर्गादत्तो द्विजोत्तमः ॥

चतुरशीति भेदान्वै कृत्वा प्रोवाच तान्प्रति ।
त्यक्त्वा स्ववर्ग भोः शिष्याः पाणिं गृह्णन्तु निर्भयम् ॥

चौरासी सरदारते नुख चौरासी नाम ।
अपनो अपनो वर्गतजी करो व्याहको काम ॥

આ દોહોરાને વાંચ્યા પછી જણાશે કે ગ્રંથકારે ગ્રંથ સંસ્કૃત પદ્યાત્મક નવો રચ્યો છે. તેમાં લોહાણા જાતિની ઉત્પતિ વિષયક કથા કોઇ સંસ્કૃત ગ્રંથના આધારે જો આ ગ્રંથકારે લખી હોય તો તેમાં આ દોહોરો કયાંથી આવે ?

આ દોહોરો તથા ઉક્ત જાતિની ઉત્પત્તિ સમ્બન્ધી હકીકત કોઇક બ્રાહ્મણે અવશ્ય પૂરી પાડી હશે એમ તો આ દોહોરાને જોતાંજ પ્રતીત થઈ આવે છે. તે ઉપરાંત આ માન્યતાને સિદ્ધ કરી આપે એવી હકીકત ગ્રંથકારે એ પ્રસંગના અંતમાં પણ પુનઃ જણાવી છે.

" सारस्वतस्य विप्रस्य लवाणा क्षत्रियस्य च ।
उत्पत्तिभेदः कथितो यथा दृष्टो यथा श्रुतः ॥

અર્થાત્ સારસ્વત બ્રાહ્મણોની અને લવાણા ક્ષત્રિયોની ઉત્પત્તિનો ભેદ મેં જેમ સાંભળ્યો છે અને જેમ જોયો છે તેમજ કહ્યો છે "

એ ગ્રંથકાર એમાં જોયેલી અને સાંભળેલી હકીકત ઉપરથી પોતે લખવાનું જણાવે છે તે ઉપરથી સ્પષ્ટ રીતે કહી શકાય છે કે ગ્રંથકારે હિંગુલાદ્રિખંડની ઉત્તર સંહિતાના ૮૬ મા અધ્યાયની કથા જોઇ હશે. કેમકે બારોટજીની

કથાનો પાયો ત્યાથી ગોઠવાયો છે તેમાં લખવામાં આવ્યુ છે કે "જ્યારે જયચંદ રાજા કનોજમાં રાજ્ય કરતો હતો ત્યારે રાઠોડ વંશના એના ૮૪ સરદારો જેઓ રાજ્ય કારભારની વ્યવસ્થા કરતા હતા તેઓએ રાજ્ય સમ્બન્ધી કેટલાક પૈસા પચાવી પાડયા. જયચંદ રાજા આથી ઘણોજ ગુસ્સે થયો અને તે સરદારોને મારી નાખવાનો નિશ્ચય કીધો." ઇત્યાદિ તેમાં કથા છે. અને એ ગ્રંથકારે પણ એજ કથાનો ઉલ્લેખ કર્યો છે.

અર્થાત "तेन सार्कं नृपस्यासीद्विरोधः स्तेयसंभव ॥ "જયચંદ અને તેના જાગીરદારો વચ્ચે-'ચોરી' સમ્બન્ધી વિરોધ ઉત્પન્ન થયો હતો એમ લખ્યુ છે

એ પ્રમાણે બ્રાહ્મણોત્પત્તિ માર્તંડ નામક ગ્રંથના રચયિતા પંડિત હરિકૃષ્ણ શાસ્ત્રીએ જોયો છે તે હિંગુલાદ્રિખંડ અને શ્રવણ કરી છે તે બારોટજીની ગોઠવેલી અને તેમણેજ કહેલી પ્રાય કલ્પનામૂલક કથા એટલે કે લોહાણા જાતિ માટે એ બેજ આધારો તેમને મળી શકયા છે, અને તે તેમણે સ્પષ્ટ રીતે લખી દર્શાવ્યા છે.

ઈત્યાદિ ઉપરથી ફલિત થાય છે કે ઉકત વાર્તા ઉપર આધાર રાખી શકાય તેમ નથી

આ ઉપરાંત હાલાઇ સારસ્વત બ્રાહ્મણ કવિરાજ માગજી ધનજી બલિભદ્રે લખેલા "લોહાણા ક્ષત્રિયોના ઇતિહાસ" મા

લખ્યું કે "સ્વર્ગસ્થ માતાના ઉત્તરકાર્ય પ્રસંગના જ્ઞાતિભોજનમાં જમીને તેના ભાયાતો પાત્રમાં વસુમુદ્રા મૂકી ગયા, તે અનાદર થયા બદલ તેમના પ્રત્યે જયચંદ્ર ક્રોધાક્રાંત થયો."

આ માન્યતા પણ અમુક ફેરફાર સહિત પ્રથમની વાર્તા પ્રમાણેજ છે. અર્થાત્ તેના આધારેજ રચાયેલી હોય એમ પ્રતીત થાય છે. શિવજી વ્યાસનું પુસ્તક ઈ. સ. ૧૮૯૪ માં છપાયું છે, જ્યારે કવિરાજ પ્રાગજી ધનજીનું પુસ્તક ઇ. સ. ૧૯૦૫ માં એટલે શિવજી વ્યાસના પુસ્તકથી પછી છપાયું છે.

આ ઉપરાંત 'લોહાણા' જાતિની વંશકથા લખનાર-વંશવાચક કિંવા વૈયાવંચ ફતેહગઢવાળા ગાંગજી બારોટના લખવા પ્રમાણે "દશમા સૈકામાં કાબુલ કે ઇરાનથી (એ માટે બારોટજી પાસે નિશ્ચયાત્મક પુરાવો નથી.) કોઈ મુસલમાન બાદશાહ કાશી ઉપર ચઢી આવતો હતો. તેથી કાશીના રાજા રણસિંહે સામે જઈ અધવચેજ તે બાદશાહને મારી નાંખી તેની સ્ત્રીને લઇ આવ્યો. તે સ્ત્રીના હાથે ઘણીજ ખરાબ રીતે રાજાનું મૃત્યુ થવાથી તેના પુત્ર ગુણસિંહ રાઠોડે પોતાના પિતાની સદ્‌ગતિ સારૂ એક લાખ બ્રાહ્મણભોજન કરવા નિશ્ચય કર્યો. પરંતુ બ્રાહ્મણોની સંખ્યા ઓછી થઇ 'અર્થાત તેટલી સંખ્યામાં બ્રાહ્મણો મળી શકયાં નહિ' ત્યારે પંડિતોએ જણાવ્યું કે બ્રાહ્મણો કરતાં બારગણું પુણ્ય બ્રહ્મક્ષત્રિયો જમે તો થાય.' (લોહાણાઓ તે વખતે બ્રહ્મક્ષત્રિયો કહેવાતા

"આમ બારોટજીએ લખ્યું છે") પરંતુ બ્રહ્મક્ષત્રિયોએ જમવાની ના કહી, તેથી તેમનો રાજા સાથે વિરોધ થયો. સંગ્રામમાં રાજાનાં એક લાખ અને ૬૩ હજાર માણસો માર્યાં ગયાં. અને બ્રહ્મક્ષત્રિયોનાં ૮૨૯૬૦ માણસો માર્યાં ગયાં, અને બાકીના લાહોરગઢનો આશ્રય કરી રહ્યા ઇત્યાદિ લખ્યું છે. પરંતુ એ વાર્તામાં પણ સત્ય નથી. તેમ પ્રથમની વાર્તાઓ કરતાં આમાં અંદાજ અઢીસો વર્ષનું અંતર છે. તેમ વસ્તુસંકલનામાં પણ અંતર છે. તો પછી કઈ વાર્તાને સત્ય માનવી ?

ફતેહગઢના બારોટ (બ્રહ્મભાટ) ગાંગજીએ શ્રીમદ્ રામચંદ્રજીના કુમાર લવથી વિક્રમ સંવત એક એટલે વિક્રમ રાજાના રાજ્યકાળના આરંભક કિંવા પહેલા વર્ષ સૂધી (૨૦૫) પેઢી થયાનું લખ્યું છે. પણ ઇતિહાસ પુરાણોમાં જોતાં કુમાર લવથી સુમિત્ર સુધીમાં વધારેમાં વધારે (૬૩) પેઢી થાય છે.

સુમિત્ર રાજા વિક્રમથી પ્રથમ થોડાજ સમય ઉપર કિંવા વિક્રમના સમયમાંજ થઈ ગયો હતો. એમ ટૉડ સાહેબે પણ રાજસ્થાનમાં લખ્યું છે, જેથી ગાંગજી બારોટની (૨૦૫) પેઢીઓની વાર્તા વિશ્વસનીય નથી.

તથા "ગાંગજી ભાટ વિક્રમ સંવત ૧ સૂધી રજપુતોનો પરસ્પર ભોજનવ્યવહાર તથા કન્યાવ્યવહાર હતો." એમ લખીને પોતે જાણે તાત્કાલીન વાસ્તવિક પરિસ્થિતિ જણાવતો હોય એવા આશયથી તેમણે લખ્યું છે.

પરંતુ વાસ્તવિકરીતે જોતાં હર્ષવર્ધન કિંવા શ્રી હર્ષ તથા ચચના સમય પર્યંત સ્મૃતિઓમાં વર્ણવેલા અનુલોમ વિવાહનો પ્રચાર ચાલુ હતો એમ પ્રતીત થાય છે.

સ્થાણેશ્વરનો રાજા એવં કનોજના રાજ્યનો સંચાલક ભારતવર્ષનો ચક્રવર્તી મહારાજા શ્રીહર્ષ વૈશ્ય જાતિનો હતો. અને વલ્લભીનો રાજા ધ્રુવસેન મૈત્રકવંશી એટલે સૂર્યવંશી ક્ષત્રિય જાતિનો હતો; તેમ છતાં ધ્રુવસેને હર્ષની કન્યાનું પાણિગ્રહણ કર્યું હતું. (જુઓ મ. યુ. ભા. ભાગ ૧ લો.)

તથા ગાંગજી બારોટે સંવત ૧૦૦૦ માં કાબૂલથી કોઈક મુસલમાન બાદશાહ 'કાશી' ઉપર ચઢી આવ્યાની વાર્તા લખી છે, પરંતુ ઐતિહાસિક વાર્તાઓ પ્રમાણે ઇ સ. ૧૦૨૧ અર્થાત્ વિક્રમ સંવત ૧૦૭૮ વર્ષ પર્યન્ત કાબૂલમાં બ્રાહ્મણોનું રાજ્ય હતું. અને કંદહારમાં ક્ષત્રિયોનું રાજ્ય હતું. (જુઓ મ. યુ. ભા. ૨. પૃ. ૨૫૬.)

તથા ગાંગજી બારોટના લેખથી "રાઠોડ જાતિ તથા બ્રહ્મક્ષત્રિયો પૃથક્ પૃથક્ કુળના હતા એમ પ્રતીત થાય છે" જેથી 'રાઠોડ જાતિમાંથી લોહાણા થયા છે' એ અયાચી ઈત્યાદિની કથન કરેલી વાર્તાઓ એથી પણ અસત્ય સિદ્ધ થઈ જાય છે.

ગાંગજી બારોટે લોહાણા જાતિની ૧૦૮ અવટંકો લખી છે, ત્યારે શિવજી વ્યાસે તથા શા. અયાચીએ લોહાણાઓની

૮૪ અવટંકો લખી છે અને બ્રહ્મક્ષત્રિયોની ૧૧૨ અવટંકો લખી છે.

આ પ્રમાણે પરસ્પરથી વિરુદ્ધ એવી વાર્તાઓને અધિક નહિ લંબાવતાં એટલુંજ માત્ર જણાવવાનું કે લોહાણા જાતિની ઉત્પત્તિ માટે ઉપયોગી થાય તેવી વાર્તા ઉપર જણાવેલી આખ્યાયિકાઓમાંથી પ્રતીત થતી નથી. તેમ છતાં રા. ગણાત્રાને તેમાં 'ગૂઢ રહસ્ય' રહેલું પ્રતીત થયું તેમાં આશ્ચર્ય જેવું નથી. કેમકે તેમણે પણ એવીજ કલ્પિત વાર્તાઓ પ્રાયઃ લખી છે.

આ વાર્તાઓ ઉપરાંત 'દ્વારિકા'ના ઠક્કુર દ્વારકાદાસ વહાલજી વકીલે "લવાણા ક્ષત્રિયની ઉત્પત્તિ" નામક પુસ્તકમાં 'લવ'થી લોહાણા જાતિની ઉત્પત્તિ લખી છે; પરંતુ તે કાશ્મીરી લવ સાથે લોહાણા જાતિનો કોઇ જાતનો સંબંધ નથી.

રા. દ્વારકાદાસ વકીલે પોતાના - પુસ્તક પૃ. ૨૦ માં લખ્યું છે કે "બહુ જુના કાળે કાશ્મીરના રાજા તરીકે મહારાજ લવનું નામ આવે છે. તેમણેજ આ લોહરગઢ અને લાહોર શહેર બાંધ્યાં હોય એમ સમજાય છે.

આ ઉત્પત્તિનો આપણી પ્રાચીન માન્યતા સાથે તેમજ અર્વાચીન ઇતિહાસ સાથે કોઇ પ્રકારનો સમ્બન્ધ નથી, કેમકે 'રાજ તરંગિણી' નામક કાશ્મીરના ઐતિહાસિક ગ્રંથ પ્રમાણે કલિગત ૧૪૦૬ વર્ષપર થઇ ગયેલા ઉક્ત 'લવ'નું નામ

રા. વકીલે ઉક્ત–રાજતરંગિણીમાંથી લખ્યું છે: પરંતુ શ્રીરામચંદ્રજીના કુલદીપક કુમાર 'લવ' કે જેની વંશજ લોહાણા જ્ઞાતિ છે તે 'લવ' તો ત્રેતા યુગના અંતમાં હતા.

પરંતુ રાજતરંગિણી પ્રમાણે કાશ્મીરનો પહેલો રાજા 'ગોનંદ' કલિગત ૬૫૩ વર્ષ પર હતો. તે પછી તેનો પુત્ર દામોદરરાય રાજ્યાભિષિક્ત થયો. દામોદરરાયના મૃત્યુ પછી તેની રાણી 'યશોમતીએ' શ્રી કૃષ્ણની સહાયતાથી રાજ્ય હસ્તગત કર્યું હતું. તે વખતે દામોદરરાયની વિધવા રાણી યશોમતી સગર્ભા હતી, તેનાથી દિવ્ય ચિહ્નવાળો પુત્ર જન્મ્યો; તેનું 'બાળ ગોનંદ' કિમ્વા 'ગોનંદ બીજો' એવું નામ હતું.

એ બીજા ગોનંદને પણ શ્રીકૃષ્ણે રાજ્યાભિષેક કર્યો હતો. ઉક્ત બાળગોનંદ પછી, નામ નિશાન વિનાના (૩૫) રાજાઓ થઈ ગયા. પછી 'લવ' નામે પ્રતાપી રાજા કલિગત ૧૪૦૬ વર્ષપર હતો. અને તે લવનો કુશ નામે પુત્ર થયો. તેનો ખગેન્દ્ર, તેનો સુરેન્દ્ર, તેનો ગોધર, તેનો સુવર્ણ, તેનો જનક ઇત્યાદિ અનુક્રમે પુત્રો થયા આમ રાજતરંગિણીમાં લખ્યું છે.

અને એમાં લખ્યું છે તે પ્રમાણે કાશ્મીરમાં પહેલો ગોનંદ યુધિષ્ઠિર રાજાનો સમકાલીન રાજા હતો તેમ ઉક્ત ગોનંદની પુત્રવધૂ યશોમતીને રાજ્યની પ્રાપ્તિ તથા ગોનંદના પૌત્ર બાળ ગોનંદને શ્રીકૃષ્ણની સહાયતાથી રાજ્યાભિષેક થયો હતો, અને શ્રીકૃષ્ણ તથા યુધિષ્ઠિર રાજા દ્વાપરયુગના અંતમાં હતા, ત્યારે

તેમનો સમકાલીન પહેલો ગોનંદ નામક કાશ્મીરનો રાજા કલિયુગનાં (૬૫૩) વર્ષ વ્યતીત થયા પછી થયો હતો આવું કથન કેમ સંભવે? આ પ્રશ્નના સમાધાન માટે કલ્હણ પંડિતે રાજતરંગિણીમાં લખ્યુ છે કે "કળિયુગનાં ૬૫૩ વર્ષ વ્યતીત થયા પછી કૌરવો અને પાંડવો થયા" આમ લખીને કલ્હણ પંડિતે પહેલો ગોનંદ પાંડવોનો સમકાલીન હતો એમ સિદ્ધ કર્યુ છે.

પરંતુ આમ લખવામાં કલ્હણ પંડિતની ભૂલ થઇ છે. પણ તેની એ ભુલ શા હેતુથી થઇ છે? ઇત્યાદિ આપણે 'કાલ-ગણના' નામક ૮મા ખંડમાં વિસ્તાર પુર્વક જણાવીશું. અર્થાત્ કલિયુગના આરંભ કાળમાંજ કૌરવો, પાંડવો અને પહેલો ગોનંદ હતા એમ આપણે સિદ્ધ કરી 'કલિયુગનાં ૬૫૩ વર્ષ વ્યતીત થયા પછી કૌરવો પાંડવો થયા." એ પ્રમાણેની કલ્હણ પંડિતની થયેલી ભૂલ સપ્રમાણ સુધારીશું. જેથી કાશ્મીરી લવની ૬૫૩ વર્ષ જેટલી અધિક પ્રાચિનતા થશે. એટલે કે કાશ્મીરી 'લવ' રાજતરંગિણીમાં લખેલાં કલિગત ૧૪૦૬ વર્ષને બદલે કલિગત ૭૫૩ વર્ષ પર હતો એમ સિદ્ધ થઇ જશે, તેમ છતાં એ 'લવ' થી લોહાણા જાતિ થઇ હોય એ વાર્તા બિલકુલ સિદ્ધ થતી નથી. કેમકે લોહાણા મૂળ રઘુવંશી લવના વંશજ હોવાથી સૂર્યવંશી છે, જ્યારે કાશ્મીરનો લવ ચંદ્રવંશી હતો. અને સુર્યવંશી કિંવા રઘુવંશી કુમાર 'લવની' લોહાણા જ્ઞાતિ વંશજ છે એવાં પ્રમાણો પ્રાચીન

તથા અર્વાચીન ઇતિહાસોમાંથી મળે છે. પણ કાશ્મીરી લવના વંશજોની જાતિજ અલગ છે. જેથી રા. દ્વારકાદાસ વકીલની માન્યતા પણ ભુલભરેલી એવં નિરૂપયોગી છે.

આગળ ચાલતાં રા. ગણાત્રાએ પૃ૦ ૮૨ માં લખ્યું કે "લોહાણાઓ લડવૈયા હોવા જોઇએ......તેમજ મૂળ ક્ષત્રિય રાજપુત્ર હોવા જોઇએ, પંરતુ એક કુળ કે વંશના ક્ષત્રિયોને બદલે તેમાં અનેક કુલ ભળેલાં છે."

પ ઠકગણ ! રા. ગણાત્રાએ લોહાણા જ્ઞાતિનો મૂલપુરુષ જે શ્રીરામચંદ્રજીનો "કુમાર લવ" તેનો વંશ હતોજ નહિ એમ માની લેવારૂપ મૂલોચ્છેદન કરી ભૃગુપાત કર્યો છે. અર્થાત્ ગિરિશિખર ઉપર રહેલા ગગનચૂંબિત વૃક્ષનાં મૂલનું છેદન કરી ઉપરથી નીચે પડનારાં તે વૃક્ષનાં મધુરાં ફળો, પર્વતની તળેટીમાં પાડયા પછી તે ફળો પોતે જેમ શોધ કરવા નીકળે અને ઇતર ફળોને પુછે કે અમો કયા વૃક્ષનાં ફળો છીએ ? તેમ સાથેજ તે ફળો જેમ જણાવતાં હોય કે અમારામાંના સર્વ ફળો એકજ વૃક્ષનાં નથી. પણ અમારામાં અનેક વૃક્ષોનાં ફળો ભળી ગયાં છે. આ પ્રકારનો રા. ગણાત્રાના નિબંધમાં અર્થહીન એવં હાસ્યાસ્પદ વિચાર થયેલો છે.

રા. ગણાત્રાએ પોતાને થયેલી ભ્રાંતિ કિંવા પોતાની અજ્ઞતાથી લોહાણા જ્ઞાતિની ભારે હાની કરી છે. રાજપુત્ર

કિંવા રજપૂત શબ્દ ઉભય કુલ શુદ્ધ ક્ષત્રિય જાતિ માટે વાપરવાનો પ્રઘાત કિંવા પરિપાટી નહિ હોવા છતાં રા. ગણાત્રાએ તે શબ્દો પણ પોતાની અજ્ઞાનતાથી વારંવાર વાપર્યા છે.

'પછી સમુદ્રની ઉપાસનામાં બોલાતા શબ્દો ઉપરથી "લોહાણાઓ લડવૈયા હોવા જોઇએ એવી કલ્પના કરી છે. તે કલ્પનાને આધારે "લોહાણાઓ ક્ષત્રિય કુળના છે." એવી માન્યતા સ્થિર કરવા સારૂ જો કે યત્ન કર્યો છે, પરંતુ એકજ કુલની લોહાણા જ્ઞાતિ છે એમ કદાચિત કોઇ માનીલે તો તેમની ગ્રંથસંકલનામાં જાણે ખામી આવી જતી હોય તે સારૂ તેમણે વારંવાર લખ્યું છે કે "લોહાણાઓમાં એક કુલ કે વંશના નહિ પણ તેમાં અનેક કુળ કે વંશના ક્ષત્રિઓ હોવા જોઇએ."

પાઠકગણ ! લોહાણા જાતિમાં અનેક કુળ ભળી જવાની માન્યતા કિંવા કલ્પના મુખ્યત્વે તેમણે જયચંદ અને તેના સરદારોની આખ્યાયિકા ઉપરથી તથા પૃથક્ પૃથક્ અવટંકો ઉપરથી ઉપસ્થિત કરી છે, (જુઓ બાં. પૃ૦ ૮૩) પરંતુ આપણે પ્રચલિત ખંડમાંજ આથી અગાઉ વિસ્તાર પૂર્વક એવં સપ્રમાણ સિદ્ધ કરી આવ્યા છીએ કે અવટંકોની સામ્યતા ઉપરથી તેમજ જયચંદની આખ્યાયિકા ઉપરથી બીજી શાખાના ક્ષત્રિયો લવવંશી ક્ષત્રિય જાતિમાં ભળી ગયાની તેમની કલ્પના ભ્રાંતિમૂલક છે.

નિબધ પૃષ્ટ ૮૪ થી ૮૮ સૂધીમા રા. ગણાત્રાએ લખ્યું છે કે:—

## "લોહાણાઓ બાંવઢા ખરા કે નહિ ?"

આ શીર્ષક નીચે તેમણે તત્સમ્બન્ધી કેટલીક સાંભળેલી ને કેટલીક કલ્પિત આખ્યાયિકાઓનો ઉલ્લેખ કર્યો છે. પરંતુ તેમના લખવા પ્રમાણે "બાવઢા શબ્દના અર્થ માટે તેમને પ્રશ્નની ઉત્પત્તિથી અગાઉ કોઈ જાતની માહિતી હતીજ નહિ. પણ તે પછી પ્રકાશક તરફ જ્ઞાતિ બંધુઓની ઈર્ષા છે ઈત્યાદિ હકીકત જેમ પ્રકાશક તરફથી અથવા તેવાજ કોઈ ઇતર લોહાણાબંધુ તરફથી પૂરી પાડવામાં આવી હશે, તેમ "બાંવઢા" શબ્દનો અર્થ તથા તે સમ્બન્ધી દંતકથાઓ પણ પૂરી પાડવામા આવી હશે. તે ગમે તેમ હોય અર્થાત્ તે હકીકત કોણે પૂરી પાડી ઈત્યાદિ વાર્તા સાથે આ ગ્રંથનો ખાસ સમ્બન્ધ નથી. જેથી આપણે "બાવઢા" શબ્દના અર્થનો વિચાર કરીશુ.

ઉક્ત શબ્દનો અર્થવિષયક વિચાર નિબધકારે નિબંધના આરંભમાંજ કર્યો છે. તથા તે સબંધી દંતકથાઓ તેમણે પૃ. ૮૪થી દાખલ કરી છે. રા. ગણાત્રાએ નિબંધના પ્રારભમા "પોતાનો હાથ પોતાથી આગળ ચાલે માટે પોતેજ કાપી નાખનાર" આ પ્રમાણે બાવઢા શબ્દનો અર્થ નિયત કર્યો છે જો કે "બાવઢા" શબ્દની બીજી વ્યુત્પત્તિઓ પણ

રા. ગણાત્રાએ કરી છે પરંતુ તે સર્વે કલ્પનાઓમાંથી ઉપર લખેલી કલ્પનાને તેમણે પ્રધાનપણે સ્વીકારી છે. જેથી આપણે તેમના નિયત કરેલા અર્થ ઉપરજ વિચાર કરીશું.

જો કે નિંબંધનો ઉત્પાદક પ્રશ્ન તેમના (પ્રશ્નકર્તાના) ઇંગિત અર્થને એટલે કે મનોગત ભાવને સંપૂર્ણપણે જણાવી શકતો નથી, કેમકે પ્રશ્નનો એક ભાગ વંશનો વાચક છે અને બીજો ભાગ સ્વભાવ કિંવા ગુણનો વાચક છે. તેમ છતાં પ્રશ્નકર્તા શું પૂછવા અથવા શું કહેવા ઇચ્છે છે તે હકીકત અર્થાત્ પ્રશ્નકર્તાનો આશય રા. ગણાત્રાએ ગમે તે પ્રકારે જાણી લીધા પછીજ "રઘુવંશી લોહાણાઓ બાંવઢા થઈ ગયા છે." આમ સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે તે પ્રયત્નના પ્રારંભમાંજ તેમણે પ્રશ્ન મુક્યો છે કે "લોહાણાઓ બાંવઢા ખરા કે નહિ?"

'બાંવઢા' શબ્દનો રા. ગણાત્રાએ કરેલો અર્થ અમોએ ઉપર દર્શાવ્યો છે. પણ તે અર્થ વિચારવિકલ હોઈ ખામીવાળો છે. પરંતુ 'બાંવઢા' શબ્દનો વાસ્તવિક અર્થ-ખરો અર્થ આ પ્રમાણે હોઇ શકે છે.

અયોગ્ય વર્તન કરનારી/પોતાની ભુજા હોય કે બીજાની ભુજા હોય, તેમજ અયોગ્ય વર્તન કરનાર/ભુજારૂપ ગણાતા ભાઈ બાંધવો ઇત્યાદિ હોય તેને વાઢી નાંખનાર (કાપી નાંખનાર) સમૂહને 'બાંવઢા" કહેવાય

બાંવઢા શબ્દનો સંભવિત અર્થ આ છે. પરંતુ નિબંધમાંનો રા. ગણાત્રાએ કરેલો અર્થ ખામીવાળો છે તેનું કારણ પ્રસિદ્ધ છે કે નિબંધકારે આખ્યાયિકાઓ ઉપરાંત 'બાંવઢા' ઉપનામક શબ્દના વિષયમાં કાંઇ અવલોકન કર્યું નથી. તથા કેટલાક લોહાણા સંજ્ઞક જાતિના લેખકોએ કોઇ કારણવશાત્ ઉદાસીનતા સેવી હશે, અને લોહાણા જ્ઞાતિ સિવાયની બીજી કોઇ જ્ઞાતિના લેખકોને તત્સંબંધી લેખ લખી મોકલવાનો અધિકાર નહિ હોવાથી કોઇએ લખ્યુંજ નથી

પરંતુ અમોએ ઉપર લખી દર્શાવેલી વ્યાખ્યાનુસાર જોતાં પ્રતીત થાય છે કે 'બાંવઢા' પ્રાચીન અગ્નિવંશ એટલે પ્રજાપતિ નિર્મિત બ્રાહ્મણવંશમાં સૂર્યવંશમાં અને સોમવંશમાં હતા અને છે. પરંચ શુદ્ધ સૂર્યવંશમાં સહુથી અધિક સંખ્યામાં 'બાંવઢા' હતા અને છે, જેથીજ રઘુવંશમાંથી ઉતરી આવેલી લોહાણા જ્ઞાતિ માટે 'બાંવઢા' એ ઉપનામ રુઢ થઇ ગયું હોય તો તે સંભવનીય છે. તેમ છતાં રા. ગણાત્રાના કથન અનુસાર 'બાંવઢા' નામક માનાસ્પદ ઉપનામને ધારણ કરવાનું સૌભાગ્ય ગુજરાત, કાઠિયાવાડ પ્રદેશમાં વસતા લોહાણાઓને પ્રાપ્ત થયું નથી. પરંતુ, અમો ખાત્રીપૂર્વક એવં સપ્રમાણ સિદ્ધ કરીશું કે 'બાંવઢા' એ ઉપનામ ઉચ્ચતાદર્શક એવં પ્રચંડ ઓજસ્વીતા દર્શક છે, અને કચ્છદેશીય રઘુવંશી એવં લવની વંશજ લોહાણા જાતિ માટે ખાસ વાપરવામાં આવે છે.

જે આખ્યાયિકાના આધારે ઉક્ત પ્રદેશની લોહાણા જાતિને 'આંવઠા' એ ઉપનામ પ્રાપ્ત થયેલું માનવામાં આવ્યુ છે, તેવા પ્રસંગો સૃષ્ટિના વિકાસ કાળથી આરભીને સૂર્યવંશી કિમ્વા રઘુવંશીઓમા અવારનવાર થતા આવ્યા હતા. જેની છેવટની સર્વ સુવિદિત સ્મૃતિરૂપ, ઘટના 'ભવાયા'ના શિરચ્છેદ અને પોતાના હાથનુ છેદન છે.

અગ્નિવંશી પરશુરામે અયોગ્ય વર્તન માટે સહસ્રાર્જુનની તથા સૂર્યવંશી શ્રીરામચંદ્રજીએ અયોગ્ય વર્તન માટે રાવણની અને ચંદ્રવંશી શ્રીકૃષ્ણે અયોગ્ય વર્તન માટે બાણાસુરની ભુજાઓ વાઢી (કાપી) નાખી હતી.

એ પ્રમાણે અયોગ્ય વર્તન કરનારની અર્થાત પારકી ભુજાઓ કાપી નાખવાના એ ઉપરાંત પ્રસંગો ઘણા છે. તથા ભાઇ બાંધવો ઈત્યાદિને ભુજારૂપ ગણી લઇ તેવાઓના અયોગ્ય વર્તનને લીધે તેમના વધ સારૂ મહાભારતનું છેવટે યુદ્ધ થયું હતું.

વર્તમાન કાળે લોકોમાં પ્રસિદ્ધ છે કે ભુજા ઉપર સખ્ત આઘાત થયો હોય અને તેને લીધે આખા શરીરને પક્ષાઘાત થવાની સંભાવના કે ભીતિ રહેતી હોય તો પોતાના જીવનના સંરક્ષણ સારૂ ડો. પાસેથી હર્ષસહિત પોતાની ભુજા કપાવી નાંખવામાં આવે છે

એથી પણ અધિક આવશ્યકતાવાળી વસ્તુ પ્રતિષ્ઠા છે. અર્થાત જીવન કરતાં પણ અધિક મહત્ત્વવાળી વસ્તુ પ્રતિષ્ઠા

હોવાથી, જે પ્રસંગમાં પ્રતિષ્ઠા જવાની ભીતિ ઉપસ્થિત થતી હોય તે પ્રસંગના પ્રત્યક્ષ દર્શનની પૂર્વેજ ભૂજા તો શું પણ આખા શરીરનો પણ ત્યાગ કરાય છે.

'संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ।'

આમ ગીતાજીમા પણ સ્વષ્ટપણે લખવામાં આવ્યું છે

તેમ છતાં પોતાની ભુજા પોતે કાપી નાખનારને ઉદ્દેશી રા. ગણાત્રાએ (પૃ ૮૫ માં) અક્કલના બારદાનની તથા અવિચારીપણાની જે ઉપમા આપી છે તે તો રા ગણાત્રાનેજ શોભે. કેમકે પ્રતિકૂલ થતી હોય તેવી ભુજાને કાપી નાંખવાની વાર્તા તો પ્રાચીન કાળથીજ પ્રશસ્ત કિમ્વા શોભાસ્પદ ગણાય છે.

શ્રીમદ્ ભાગવત પુરાણ તૃતીયસ્કંધના ૧૬ માં અધ્યાયના ૬ ઠ્ઠા શ્લોકમાં શ્રીવિષ્ણુ ભગવાને સનત્કુમારોને ઉદ્દેશી કહ્યુ છે કે—

"सोऽहं भवद्भ्य उपलब्ध सुतीर्थकीर्ति
श्छिद्यां स्वबाहुमपि वः प्रतिकूलवृत्तिम् ।"

અર્થાત તમો બ્રાહ્મણોને પ્રતિકૂલ થતી હોય તેવી મ્હારી 'ભૂજા'ને પણ હું કાપી નાખું, ત્યારે પાર્ષદોને તેના અપરાધની શિક્ષા કરૂં તેમાં આશ્ચર્ય જેવું શું છે?

પાઠકગણ ! આ ખાસ પ્રભુના શબ્દો છે. અર્થાત્ શ્રીમદ્ ભગવાન વિષ્ણુ પોતે પ્રતિકૂલ પ્રવૃત્તિવાળી પોતાની ભુજાને કાપી નાંખવામાં પોતાનું ગૌરવ સમજે છે. એટલે કે પ્રતિકૂળ કિંવા અયોગ્ય વર્તનવાળી પોતાની ભુજાને કાપી નાખવા રૂપ કાર્ય ઉચ્ચતા સૂચક, ઓજસ્વીતા સૂચક, અને લોકોત્તર કાર્ય સૂચક અનાદિ કાળથી સિદ્ધ હશે તેથીજ પ્રભુએ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કેઃ—પ્રતિકૂલ વૃત્તિ સ્વવાહું અપિ અહં છિદ્યાં:" 'પ્રતિકૂલ વૃત્તિં' અર્થાત્ અયોગ્ય વર્તનમાં પ્રવૃત્ત થતી હોય તેવી મહારી ભુજાને પણ હું છેદન કરી નાંખું ત્યારે અયોગ્ય વર્તન કરનાર બીજા કોઇને કાપી નાંખું અથવા શિક્ષા કરૂં તેમાં આશ્ચર્ય જેવું શું છે ?

આ સૃષ્ટિરચયિતા શ્રી આદિનારાયણ પ્રભુના મુખારવિંદમાંથી નિર્ગત થયેલા શબ્દો રૂપ કથન અને તે પ્રમાણેનું પ્રભુનું વર્તન ઉપલા પ્રમાણવચનમાં પ્રસિદ્ધ છે. અને પ્રભુની પ્રવૃત્તિ લોકસંગ્રહના માટેજ હોય છે એમ ગીતાજીમાં પ્રસિદ્ધ છે.

વળી જે જે સદાચારનું ઉત્તમ પુરૂષો આચરણ કરતા હોય તેવું આચરણ પોતાના ચારિત્ર્યમાં ઉતારવા સારૂ કલ્યાણની ઇચ્છાવાળા પુરુષો અંતઃકરણપૂર્વક પ્રયત્નશીલ રહે છે એવો પણ ગીતાજીમાંથી ઉપદેશ પ્રાપ્ત થઇ શકે છે.

તો પછી સાક્ષાત્ સ્વયં પરમાત્માએ લોકસંગ્રહ અર્થે સર્વોત્તમ એવં જાતીય ઉચ્ચતા દર્શક જાણીને જે કાર્ય માટે

પ્રોત્સાહક વચનો ઉચાર્યાં છે તે વચન રૂપ પ્રભુની ઇચ્છા કિંવા આજ્ઞા લોહાણા જાતિએ પરંપરાથી અવિછિન્ન રીતે પાલન કરીને 'બાવંઢા' કિંવા ભુજાછેદક તરીકેની માના-સ્પદ પદવી કિંવા ઉપનામને ધારણ કરી પોતાની જાતિનું સારી રીતે ગૌરવ જાળવી રાખ્યું છે.

તેમ છતાં પ્રસ્તુત ઉપનામ માટે રા. ગણાત્રાએ પોતાના અજ્ઞાનને લીધે ગમે તેમ લખ્યું હોય તો પણ ઉપર લખેલા પ્રમાણવચનથી 'બાંવઢા' શબ્દની વ્યાખ્યા સહજમાં સમજાઇ જાય તેમ છે. પરતુ "प्रतिकूल वृत्तिम्" પોતાને અથવા બીજાઓને તેથી પ્રતિકૂલતા થતી હોય તો." આ વાર્તા ધ્યાનમાં અવશ્ય રાખવા જેવી છે પ્રતિકૂલતા અયોગ્ય વર્તન સિવાય થાયજ નહિ. માટે 'બાંવઢા' શબ્દની વ્યાખ્યા કરતી વખતે "અયોગ્ય વર્તન"નો તેના શબ્દાર્થમાં અધ્યાહાર અવશ્ય કરવો જોઇએ એમ ઉપલા શ્લોકમાંથી સ્પષ્ટ રીતે જાણી શકાય છે.

"બાંવઢા" આ શબ્દ કચ્છી ભાષાનો હોઇ બહુવચનાત છે, એક વચનમાં 'બાંવઢો' અને બહુવચનમાં 'બાંવઢા' આવાં રૂપો બની શકે છે ઉક્ત ભાષામાં પણ ગુજરાતી, હિન્દી ઇત્યાદિ ભાષાઓની માફક દ્વિવચન નથી.

ભુજા કિંવા બાંયને કચ્છ દેશીય ભાષામાં 'બાં' કહે છે. તે 'બાં' ને વાઢી (કાપી) નાંખનાર એક વ્યક્તિને

ઉદ્દેશી ' બાંવઢો ' કહેવાય છે, અને તે શબ્દને સમુદાયવાચક બનાવવો હોય તો ' બાંવઢા ' કહેવાય છે.

પરંતુ તેઓએ કેવા પ્રસંગે ' બાં ' વાદી હતી, અને તે વખતે તેમ કરવું ઉચિત હતું કે નહિ ! જો તે પ્રસંગો ઉચિત જણાતા હોય તો પછી તેમ કરવામાં તેમનો દોષ શાનો ? પરંતુ સખેદ કહેવું પડે છે કે " બાંવઢા " શબ્દની ભાવપૂર્ણ તેમજ પ્રમાણિક વ્યાખ્યાને મૂકી દઈ એટલે કે ઉકત શબ્દનો તાત્પર્યવિષયીભૂત અર્થને ત્યાગી દઈ રા. ગણાત્રાએ તે શબ્દની કુત્સિત એવં અયોગ્ય વ્યાખ્યા કરી છે, તથા તેમ કરીને લોહાણા જ્ઞાતિને હીણવાનો અયોગ્ય એવં હાસ્યાસ્પદ પ્રયત્ન કર્યો છે.

તે પછી નિબંધ પૃષ્ટ ૮૮ ના દ્વિતીય પેરેગ્રાફમાં રા ગણાત્રાએ લખ્યું છે કે " સમા રજપુતો લોહાણા જ્ઞાતિની એક શાખાના હતા. " સુમરા પણ સમાના ભાયાતો અથવા એકજ કુળ કે વંશના હતા.

પાઠકગણ ! ચચ્ચનામા નામક સિંધના ઇતિહાસ ગ્રંથ પ્રમાણે સાતમી શતાબ્દીથી સમા જાતિ સિંધમાં પ્રસિદ્ધ છે. તેમ કચ્છના ઇતિહાસ પ્રમાણે ઇ. સ. ની નવમી સદીમાં લાખીયાર ભડ નામે સમા જાતિના રાજાએ નગરસમૈ ( નગર ઠઠ્ઠા ) વસાવ્યું હતું, તેનો લાખો ઘુરારો નામે પુત્ર હતો. લાખા ઘુરારાના મોડ તથા મનાઈ નામના બે પુત્રો

કચ્છમાં વાઘમ ચાવડાને ત્યાં આવી રહ્યા હતા. તેઓએ વાઘમ ચાવડાનું રાજ્ય હસ્તગત કર્યા પછી 'ગુંતરી' નામક સંસ્થાનવાળા વાઘેલા જાતિના સાત સાંધોનો પરાજય કરી કચ્છમાં પોતાની સર્વોપરી રાજ્યસત્તા સ્થાપન કરી હતી. મોડનો સાડ, તેનો ફુલ, અને ફુલનો લાખો ફુલાણી નામે પુત્ર થયો. લાખા ફુલાણીના 'ગ્રહરિપુ' નામક સોરઠીઆ મિત્ર ઉપર મૂળરાજ સોલંકી ચઢી આવ્યો હતો, તે વખતે મિત્રની સહાયતા માટે મૂળરાજની સામે સંગ્રામમાં લાખો ફુલાણી ગયો હતો. મૂળરાજ સોલંકીને વિક્રમ સંવત ૯૮૭ માં એટલે ઇ. સ. ૯૩૧ માં રાજ્યાભિષેક થયો હતો એમ ટૉડ સાહેબે રાજ્યસ્થાનમાં લખ્યું છે.

મૂળરાજ સોલંકીના સમકાલીન લાખા ફુલાણીના જીવન દિવાકરનો ઉક્ત સંગ્રામમાં વિક્રમની ૧૧ મી સદીમાં અસ્ત થયો. પોતે અપ્રજ હતો, માટે લાખા ફુલાણીનું રાજ્યાસન તેના ભત્રીજા પુંવરાને પ્રાપ્ત થયું. પુંવરાએ પધરગઢનો કિલ્લો બાંધ્યો હતો, જે પુંવરગઢ કિંવા પુંવરોગઢ નામે ખંડેર, આક પરગણામાં, નખત્રાણાથી અગ્નિખુણા તરફ અંદાજ દશ મૈલ ઉપર છે. તે પુંવરો કિમ્વા પુંઅરો પણ અપ્રજ અવસ્થામાં જીવનયાત્રા પૂર્ણ કરી પરલોકવાસી થયો. જેથી પુંવરાની વિધવા રાણીએ લાખા ધુરારાની ઘોએલરાણીથી ઉત્પન્ન થયેલા મોટા પુત્ર ઉન્નડના વંશમાંથી અર્થાત્ મનાઈના મોટા ભાઈના વંશમાંથી જામ લાખાને વિક્રમ સંવત

૧૨૦૨ (ઇ. સ. ૧૧૪૬)માં દત્તક લીધો. તે જામ લાખાના વંશમાં જાડેજા થયા છે. પરંતુ લોહાણા જ્ઞાતિની 'સોમૈયા નામક અવટંક કિમ્વા શાખાને 'સમા' (જાડેજાના પૂર્વજો) કહેવામાં રા. ગણાત્રાની કચ્છના ઇતિહાસ પ્રમાણે, પણ ભૂલ થયેલી છે. આ વાર્તા આપણે શબ્દભેદે પ્રથમ પણ જણાવી આવ્યા છીએ.

ઉશ્કેર્યો હોય, તેથીજ તેમને ઉદ્દેશી ઉક્ત હુકમનામું પ્રસિદ્ધ થયુ હોય તો તે બનવાયોગ્ય છે.

કેમકે અગમસિહના પુત્ર સાથે તો ચચ્ચની નવેસર મૈત્રી થઈ હતી. તે વખતેજ રૂપલા હુકમનામાનો અમલ જાટ, સુમરા ઇત્યાદિ જાતિઓ ઉપર ચાલુ હતો. જો સુમરા, સમા અને લાખા જેમના ઉપર તાબેદારીનું શાસન ચાલુ હતું, તેઓ જો લોહાણા હોય તો તેમના ઉપરના જુલમને અગમસિહનો પુત્ર 'સરહંદ' કદી પણ સહન કરે નહિ. જેથી પ્રતીત થાય છે કે ચચ્ચનામામાં થયેલી ભૂલોના ભોગ રા. ગણાત્રા થઈ પડયા છે.

"ચચ્ચનામામાં નામોની ગુંચવણુથી સમા અને લાખા જાતિઓનો લોહાણા જાતિમાં સમાવેશ થયો છે" (એમ રા ઉદ્ધવજીએ પોતાના પુસ્તક પૃષ્ટ ૧૧૭ માં પણ લખ્યુ છે)

સુમરા તથા સમાના ગુણો રા. ગણાત્રાએ પૃ ૯૧મા લખ્યા છે. "તેમનો સ્વભાવક્રુર જંગલીઓના જેવો અને પોતાના રાજા સામે તેઓ હમેશા બળવો કરતા હતા. તેઓ રસ્તાઓ પર લુટફાટ કરતા"

આમ લખીને રા. ગણાત્રાએ તે જાતિઓના સર્વે દુર્ગુણોનો આરોપ લોહાણાઓ ઉપર મૂકયો છે. અર્થાત્ અવટંકોની ખેચતાણવાળા અર્થ કરી પોતાની માન્યતાને અનુકુલ થાય તેવી સામ્યતા ઉપજાવી કાઢી. સુમરા, સમા અને લાખાને

લોહાણાઓની શાખાના માની લેવાની રા. ગણાત્રાએ અક્ષમ્ય ભૂલ કરી છે, અને તે ભૂલના પરિણામે તેમના હાથે બીજી પણ અસંખ્ય ભૂલો થવા પામી છે.

પૃ૦ ૯૨ માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "બાંવઠા" ઉપનામને સાર્થક કરે એવી ઘણી બાબતો મળી શકે છે. પણ અમારો આ અભિપ્રાય વાંચી...' અમો લોહાણાઓને કલંકિત બનાવી રહ્યા છીએ એવો આરોપ મુકશે 'તેમને' પ્રત્યુત્તર એટલોજ હોઈ શકે કે લોહાણાઓએ પોતે પોતાનાં કર્મોથી જ્ઞાતિ ઉપર કલંક ચઢાવ્યું હોય તો તે કહી બતાવવામાં કશી હરકત હોઈ શકે નહિ."

પાઠકગણ ! રા. ગણાત્રાએ 'તદ્વિષયક અજ્ઞાનને લીધે' પોતે કલ્પેલા 'બાંવઠા' શબ્દના અર્થ અનુસાર અંધારૂં જાણી લોહાણા જાતિની ભારે ભયંકર એવં અકારણ નિંદા કરી છે. ભાઈ, સગાં, સંબંધી અને આશ્રયદાતા ઇત્યાદિને વાઢી નાખનારને 'બાંવઠા' કહીને તેવું વર્તન લોહાણાઓએ કર્યું છે એમ તેમણે સિદ્ધ કર્યું છે તે અસત્ય છે. કેમકે જે વાર્તા ઉપરથી તેમણે સિદ્ધ કર્યું છે તે વાર્તા સાથે લોહાણાઓને કાંઇપણ લાગતુંવળગતું નથી. અર્થાત્ સમાઓએ કચ્છમાં આવી વાઘમ ચાવડાનો આશ્રય લીધો અને તેનેજ મારી નાંખી તેનું રાજ્ય મેળવ્યું. તથા સુમરા અને સમાઓ આપસમાં લડ્યા હતા ઈત્યાદિ બનાવો ઉપરથી લોહાણાઓને રા. ગણાત્રાએ પેટ ભરીને ગાળો આપી છે. પણ અમોએ

આગળ લખી દેખાડયું છે તે પ્રમાણે જોતાં પ્રતીત થાય છે કે સુમરા તેમજ સમાઓ સાથે લોહાણાઓનો કોઇ પ્રકારનો સબંધ નથી. જેથી પોતાને વિના કારણે કલંકિત બનાવવાનો આરોપ શ. ગણાત્રા ઉપર લોહાણાઓ મુકે તો તેમાં ખોટું શું છે? કેમકે તેમણે કલ્પેલા કિંવા માની લીધેલા દોષો લોહાણાઓએ કર્યાજ નથી, તો પછી તે નિંદા મૂંગે મોઢે સહન કરવાનું કારણ શું?

પરિસ્થિતિ જોતાં પ્રતીત થાય છે કે લોહાણા જાતિએ રાજ્યલોભનો ત્યાગ કર્યો છે, પણ સ્વધર્મનો ત્યાગ કર્યો નથી. રાજ્યપાલનમાં, સ્વધર્મપાલનની જે સમયે ભીતિ ઉપસ્થિત થઇ હશે, ત્યારથી લોહાણા જાતિએ રાજ્યલોભનો ત્યાગ કરી ક્ષત્રિઓને માટે વેદાદિ પ્રતિપાદિત વણિકવૃત્તિરૂપ આપત્તિ-ધર્મ સ્વીકારી લીધો છે.

તેમ છતાં ઉક્ત જાતિમાંથી ક્ષત્રિયત્વનો આવેશ સર્વાંશે નાશ પામ્યો નથી. તેમ લોહાણા જ્ઞાતિમાં કોઇ પ્રકારની અંધશ્રદ્ધા કિંવા અંધપરંપરા પણ સર્વથા પ્રવેશ કરી ગઇ નથી. અને લોભવશ થઇ કોઈના 'અયોગ્ય રીતે' તાબેદાર થઇ રહેવાનો તુચ્છ સ્વભાવ પણ પ્રાયઃ લોહાણા જાતિમાં નથી. આમ છતાં શ. ગણાત્રાને લોહાણા જાતિમાં કેવળ દોષ જોવાનું દુર્દૈવ પ્રાપ્ત થયું છે તે તેમના ભાગ્યની વાત છે! અર્થાત્ રઘુવંશમાંથી ઉતરી આવેલી રત્નપ્રસૂતા એવી લોહાણા જાતિની અકારણ એવં અનુચિત નિંદા કરીને

રા. ગણાત્રાએ કેટલીક રીતે પોતાની હાનીજ કરી છે. આગળ ચાલતાં પૃ૦ ૯૩ માં રા. ગણાત્રાએ લખ્યુ છે કે "જેઓ માત્ર મિથ્યાભિમાનમાં તણાય છે." તથા પૃ૦ ૯૪ માં લખ્યું કે "જ્ઞાતિના કહેવાતા આગેવાનો.....તેમના પક્ષપાત, અન્યાય અને જોહુકમીભર્યા વર્તનો સુવિખ્યાત છે." પૃ૦ ૯૫ માં લખ્યુ' છે કે લોહાણો ભાઈ..... શ્રીમંત બન્યો હોય, યા વિદ્વાન થયો હોય.......તેને માટે ઈર્ષ્યાનો અગ્નિ પેદા થાય છે." "ઈર્ષાખોર બધુઓ ઈર્ષાને કારણે ઘૃણાની લાગણીને પોષે છે." તથા પૃ૦ ૯૬ માં રા. ગણાત્રાએ લખ્યુ' છે કે "રીઢા થયેલા વૃધ્ધો બીડના કુતરાની જેમ" તથા ૯૧ માં તેમણે લખ્યુ' છે કે "મહાજનોના અન્યાય ઇર્ષ્યા અને પક્ષપાત." "તેમની આ મૂર્ખતા માટે ગ્રાઝું વિવેચન કરવાની ભાગ્યેજ જરૂર રહે છે."

પાઠકગણ ! આ રા. ગણાત્રાએ ઉચ્ચારેલા શબ્દોમાં વાણીની સભ્યતા કોઈ સ્થળે જેવામાં આવે છે ખરી કે ? આવા અનેક શબ્દો તેમણે મહાજનો કિંવા સર્વ પ્રાંતોના લોહાણાઓના સમુદાયને ઉદ્દેશી લખ્યા છે. તેમ કરીને તેમણે પોતાની યોગ્યતાનો પરિચયજ માત્ર કરાવ્યો છે. પરંતુ તેમાં શાસ્ત્રીય કે ઐતિહાસિક સંબંધ નથી જેથી તે સંબંધે લખવાની પણ વિશેષ આવશ્યકતા નથી. છતાં સંક્ષેપથી જણાવાનું કે રા. ગણાત્રા પોતે ભ્રાંતિની ગર્તામાં પડેલા હોવાથી લોહાણાઓને રઘુવંશી કે લવવંશી

ન માનતા હોય, પરંતુ શા. ગણાત્રા સિવાયના લોહાણાઓ પોતાને પોતાની વંશપરંપરાની પ્રાચીન માન્યતાના આધારે લવવંશી કિંવા રઘુવંશી માનતા હોય તેથી તેમને મિથ્યાભિમાની કેમ ગણી શકાય?

તથા આગેવાનપદ કોઇનું અપાયું અપાય છે કે તેઓ પોતેજ આગેવાન થઇ બેસે છે? જો બીજાઓએ તેમને આગેવાનપદ આપ્યું હોય તો તેમાં પછી શોક કિંવા ખેદ કરવાનું કારણ શું?

બહુમતિથી કાર્યો થતાં હોય તેમાં આગેવાનોનો દોષ શાનો? અને કેટલાક શ્રીમંતો તથા વિદ્વાનો જોઇતી ખાનદાનીના તથા શાસ્ત્રીય ગુણોના અભાવે જ્ઞાતિમાં આદરને ન પામે તેમાં દોષ જ્ઞાતિજનોનો કે તેમનો પોતાનો?

સર્વ મહાજન મંડળોને ઉદ્દેશી જે હલકા શબ્દો વાપરવામાં આવ્યા છે તેથી લેખકની યોગ્યતાનું શું માપ થઇ જતું નથી?

છે. તેઓએ લખ્યું છે કે "પરદેશ જનાર શ્રીમંત...... હોય તો ભુખ્યા વરૂઓની જેમ કહેવાતી ધાર્મિક લાગણી-વાળા પણ ખરેખર ઇર્ષ્યાથી પ્રેરાયેલા જ્ઞાતિજનો પ્રાયશ્ચિત્ત લેવડાવવા તેની પાછળ પડે છે. આવા આગ્રહથી બહુ બહુ તો જ્ઞાતિજનોનાં મોઢાં એકાદ ટંકના જમણથી મીઠા થાય છે, યા જ્ઞાતિની તિજોરીમાં બે પાંચ હજાર રૂપીઆનો વધારો થાય છે."

પાઠકગણ! રા. ગણાત્રાએ મહાજન સમુદાયોને ઉદ્દેશી વાપરેલા આવા શબ્દોમાં અનેક સ્થળે હૃદયનું સમતોલપણું ખોઇ નાખ્યું છે, તથા તેમ કરીને તેઓએ વાઙમય તપનો જ માત્ર ત્યાગ કર્યો છે, એટલું નહિ કિન્તુ તેઓએ પોતાની વાણીને દુર્ગંધયુકત પણ કરી દીધી છે.

પૃ. ૯૮માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "પ્રાયશ્ચિત્ત માત્ર અજાણ્યે કરેલા પાપના નિવારણાર્થે છે. જાણીબુઝીને કરેલા પાપ માટે નહિ"

પાઠકગણ! આમ લખીને રા. ગણાત્રાએ પોતાનું ધર્મ-શાસ્ત્રોનું જ્ઞાન પણ વ્યકત કર્યું છે કેમકે મનુસ્મૃતિમાં લખ્યું છે કે—

अकामतः कृतं पापं वेदाभ्यासेन शुध्यति ।
कामतस्तु कृतं मोहात्प्रायश्चित्तैः पृथग्विधैः ॥

मनु. अ. ११ श्लो. ४६.

વિના કામનાએ એટલે કે અજ્ઞાનપણે કરેલાં પાપો વેદા-ભ્યાસથી શુદ્ધ થાય છે, અને કામનાવશાત્ (જાણી જોઇને) કરેલાં પાપો ભિન્ન ભિન્ન પ્રકારનાં શાસ્ત્રોદિત પ્રાયશ્ચિત્તો કર-વાથી શુદ્ધ થાય છે. એટલે કે તે પાપોથી મુક્ત થવાય છે.

આ પ્રમાણે અનેક પ્રમાણો છે. અર્થાત્ જાણી બુઝીને તથા અજાણ્યે એમ બન્ને પ્રકારનાં પાપો માટે પ્રાયશ્ચિતો ધર્મશાસ્ત્રોમાં છે. જેમાંથી કેટલાંક પ્રમાણો આ ગ્રંથમાંના યોગ્ય સ્થળેથી રા. ગણાત્રાને દ્રષ્ટિગોચર અવશ્ય થશે. તેમ છતાં આ વેદતુલ્ય તેમજ यद्यन्मनुरवदत्तद्भेषजम् ॥ મનુએ જે જે કહ્યુ છે તે ઔષધરૂપ એટલે કે હિતકર સમજવું. આમ શ્રુતિમાં પણ લખેલું હોવાથી આ એકલા પ્રમાણથી પણ તેમની મિથ્યા માન્યતા કિંવા કલ્પના ઉડી જાય છે.

પૃ૰ ૧૦૦ માં રા. ગણાત્રાએ લખ્યું છે કે "અસત્યનો લેશમાત્ર અંશ ભેળવ્યો નથી." પાઠકગણ! આ રા. ગણા-ત્રાની પ્રતિજ્ઞા વદતોવ્યાઘાત જેવી છે. કેમકે લોહાણા જાતિનું પ્રભવસ્થાન પંજાબને બદલે તેઓ સિંધ લખી ગયા છે તે અસત્ય છે, એમ અમોએ આ ગ્રંથમાં અનેક સ્થળે સિદ્ધ કરી દેખાડયું છે. તથા "લોહાણાઓ રઘુવંશી કે લવવંશી નથી." આ વાર્તા પણ તેમણે અસત્યજ લખી છે એમ અમોએ પાંચમા તથા છઠ્ઠા ખંડમાં અનેક વાર સપ્રમાણ સિદ્ધ કર્યું છે. અને "લોહાણાઓ એક કુળ કે જાતિના નહિ પણ તેમાં એક કરતાં અધિક કુળો ભળી ગયાં

છે. " આ વાર્તા પણ તેમણે અસત્યજ લખી છે એમ અમોએ છઠ્ઠા ખંડમાં દેખાડી આપ્યું છે. કિંબહુના રા. ગણાત્રાને મૂળ વસ્તુના વિષયમાંજ ભ્રાંતિ થઇ ગઇ હોવાથી નિબંધની સર્વ સંકલના અસત્ય તરફ વળી ગઇ છે. છતાં અસત્યનો 'પોતાના લેખમાં' લેશ પણ નથી આમ લખીને રા. ગણાત્રાએ અસત્યમાં અધિકતાજ કરી છે.

વળી એજ પૃષ્ટમાં રા. ગણાત્રાએ લખ્યું છે કે "ન્યાય અને સત્યપ્રિયતાને ખાતર અમારે સ્વીકારવું જોઈએ કે આ ચિત્રની એક બાજુ છે, બીજી બાજુ વધારે સંતોષજનક છે." "બાંવઢા..... ઉપનામનું કલંક દૂર કરવું જોઈએ."

પાઠકગણ ! સત્યપ્રિયતાને ખાતર તેઓએ લોહાણાઓના કેટલાક સદ્ગુણો સ્વીકારવાની પોતાને જરૂર જોઈ લખ્યું છે. પરંતુ લખવા પ્રમાણે તેઓ વર્તી શકયા નથી. જો સત્ય તરફ નિબંધકારની પ્રવૃત્તિ હોત તો લોહાણા જ્ઞાતિની ઉજળી બાજુનું વર્ણન આખા નિબંધની ફકત તેર પંકિતમાંજ કેમ લખે ? અને કાળી બાજુનુંજ વર્ણન અધિક કેમ કરે ?

ખામી આવી જતી હતી ? અર્થાત્ આખા નિબંધમા લોહાણા જાતિની ભયંકર નિંદા કરીને અત્રે ઔપચારિક રીતે વખાણ કર્યાં છે તેમા તેમનો તો કેવળ દંભ લાગે છે.

'બાંવઠા' શબ્દના અર્થને તેઓએ અર્થબોધ વિષયક અજ્ઞાનને લીધે કલંકિત બનાવ્યો છે. પરંતુ વાસ્તવિક રીતે તે ઉપપદ કલંક રૂપ નથી કિન્તુ અલંકાર રૂપ છે.

રા. ગણાત્રાએ 'બાવઠા' શબ્દનો જે અર્થ કર્યો છે, અને તે અર્થમાં તેઓએ જે દુર્ગુણોનો સમાવેશ કર્યો છે, તેવા દુર્ગુણો કદાચ અપવાદ તરીકે લોહાણા જ્ઞાતિની સાગર નાતના કોઇક ભાગમાં હશે, પણ બીજી જાતિઓ તેવા દુર્ગુણોથી શું સર્વથા રહિત છે ?

અમારા અભિપ્રાય પ્રમાણે રા. ગણાત્રા સ્વાર્થમા તણાઈ જઇ અથવા આવેશમાં આવી જઈ આવા અસભ્ય શબ્દો સમુદાયને ઉદ્દેશી લખી ગયા છે, તેમાં તેમની પ્રથમ-પહેલી ભૂલ થયેલી છે. તથા પોતા તરફથી થયેલી ભૂલ માટે સમુદાય પાસેથી ક્ષમા માગી નથી તે તેમની બીજી ભૂલ છે, અને પોતાની કપોલકલ્પનાને અનુકુલ થાય તેવી રીતના ઐતિહાસિક આધારોના અર્થ કરી તેમણે અક્ષમ્ય એવી ત્રીજી ભૂલ કરી છે. કિમ્બહુના રા ગણાત્રાની એવી અનેક ભૂલો આ ખંડમાં પણ આપણે દેખાડી આવ્યા છીએ જેને તટસ્થ પાઠકવર્ગ સહજમા જાણી લેશે.

નિબંધની પ્રસ્તાવનામાં રા. વર્માના લખવા પ્રમાણે શ્રીયુત્ શેઠ રાઘવજી પુરૂષોત્તમને મહાજન તરફથી કડવો અનુભવ થયો હતો, અને રા. ગણાત્રા જેવાઓને તે મહાજનો તરફથી કદાચ તેવો કડવો અનુભવ થવાનો હશે, પરંતુ તે અનુભવને સાગરના જળ ઉપરની સેવાળ કિંવા તીરવર્તી કાદવના સંપર્કજન્ય........સમજવો.

પરંતુ જ્ઞાતિ રૂપી સાગરની ગભીરતામાં જે નિર્મળતા એવં શીતળતા રહેલી છે, તેનો અનુભવ અહંમન્યોને ભાગ્યેજ થઈ શકે છે

જેવા એટલે ઉપર થોડા કોમળ અને અંદર કઠિન સ્વભાવ- વાળા હોય છે. કોઇપણ વ્યકિતની અયોગ્ય કિંવા સમુદાયને હાની કરે તેવી ઇચ્છાનો પ્રતીકાર કરતી વખતે સજ્જનો પ્રથમ કઠિન સ્વરૂપમાંજ પ્રતીત થાય છે. પરંતુ તેમની આંતર કોમળતાનો પ્રસાદ સર્વસાધારણને કયાંથી પ્રાપ્ત થાય વારૂ?

સમુદ્રની મર્યાદા કિંવા સીમાનું ઉલ્લંઘન કરી જનારને સમુદ્રની ગંભીરતાનું પરિજ્ઞાન હોતું નથી એવી ખાત્રી મુરારિ કવિએ પણ આપી છે. અર્થાત લંકા ઉપરની સ્વારી વખતે કેટલાક વાંદરાઓ સમુદ્રનું ઉલ્લંઘન કરી ગયા હતા એ વાર્તા ખરી, પણ સમુદ્રની ગંભીરતા તેઓ બીલ્કુલ જાણી શકયા નહોતા. તે પ્રમાણે રા. ગણાત્રા જેવાઓ મહાજન- મંડળ રૂપ જ્ઞાતિ-સાગરની મર્યાદા કિંવા સીમા એટલે કે નિયમોનુ ઉલ્લંઘન કરી ગયા હશે, પણ જ્ઞાતિરૂપી સમુદ્રની ગંભીરતા તેઓ મુદ્દલ જાણી શકયા નથી એમ ખાત્રીપૂર્વક કહી શકાય છે. કેમકે પોતે યોગ્યતામાં જે *ભારી હોય તેજ તેની ગંભીરતા જાણી શકે છે.

નિબંધ પૃષ્ટ ૧૦૧ થી ૧૦૪ સુધીમાં 'લોહાણાઓની વર્તમાન સ્થિતિ અને ભવિષ્ય,' આ શિરોલેખ નીચે લોહા- ણાઓને ઉદ્દેશી રા. ગણાત્રા તરફથી કેટલોક ઉપદેશ આપ-

* अब्धिर्लंघित एव वानरभटै किं त्वस्य गंभीरताम् ।
आपातालनिमग्नपीवरतनुर्जानाति मंथाचलः ॥

વામાં આવ્યો છે. તેની વચમાં પૃષ્ટ ૧૦૩ માં રા. ગણાત્રાએ લખ્યું છે કેઃ—

"બર્ટન જેવા કેટલાક લેખકોએ લોહાણાઓને વૈશ્ય ગણ્યા છે તે તેમની ભૂલ છે તેમ ચચ્ચનામામાં 'જાટ' લોકોને લોહાણાઓ પૈકી ગણેલા છે તે પણ ભૂલ છે."

પાઠકગણ! રા. ગણાત્રાને બર્ટન તથા ચચ્ચનામાની એટલીજ ભૂલ દેખાઇ છે. બાકીની ભૂલો 'ચચ્ચનામા ઉપરથી' રા. ગણાત્રાએ સ્વયં કરી છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં ચચ્ચનામામાં અસંખ્ય કિંવા સંખ્યાબંધ ભૂલો પ્રતીત થાય છે. તેમાંથી કેટલીક ભૂલો અમોએ આથી અગાઉ લખી દર્શાવી છે, તેમજ હજી પણ યોગ્ય સ્થળે પ્રસંગને લગતી ભૂલો લખી દર્શાવીશું. પણ આ ઠેકાણે તો બર્ટન તથા ચચ્ચનામાની ભૂલો રા. ગણાત્રાએ પણ કબૂલ કરી છે એથી સાફ દેખાઇ આવે છે કે કેવળ ચચ્ચનામાના આધારે રચાયેલાં પુસ્તકોમાં લોહાણા જાતિને ભારે અન્યાય મળ્યો છે.

ચચ્ચનામાનો લેખક કોણ હતો તથા ચચ્ચનામા નામક ઈતિહાસ ગ્રંથ કયારે લખાયો તે સમ્બન્ધે જોઈતા પ્રમાણમાં ખુલાસો મળ્યો નથી, પણ ઉકત ગ્રંથનો લેખક મુસલમાન હતો અને ' ચચ્ચનામા ' એ ગ્રંથ મૂળ અરબી ભાષામાં લખાયેલો હતો તેમાં તે ગ્રંથનું ફારસી ભાષાન્તર ઇસ્વીસન ૧૨૧૬ માં મહમદ કુફીના પુત્ર અલીએ કર્યું હતું. આમ રા. નારાયણજી વિસનજી ઠકુરે તથા ચિંતામણ વિનાયક વૈદ્ય બી. એ. એલ. એલ. બી. એમ. એ. ઇ. તથા મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ તથા ભારતવર્ષકા ઇતિહાસ અને પ્રાચીન ઈતિહાસકી સામગ્રી ઇત્યાદિમાં લખ્યું છે. પરંતુ મૂળ લેખકનું નામ તથા સન સંવત કોઈ સ્થળે લખેલાં નથી.

મધ્યયુગીન ભારત ભા. ૧ લામાં લખવા પ્રમાણે "ચચ્ચનામામાં પુષ્કળ વર્ણન કાલ્પનિક અને સાંભળેલી માહિતીના આધારે લખાયેલું છે, તેમ છતાં પ્રત્યક્ષ જોનારા માણસોની આપેલી માહિતી જેવું પણ વર્ણન નથી."

આથી જણાય છે કે ચચ્ચનામામાં ઇરાદાપૂર્વક કિંવા અજ્ઞાનને લીધે ઘણુંજ અન્યથા થવા પામ્યું છે. તેમાંથી રા. ગણપ્યાને જાટ લોકોને લોહાણા જાતિની શાખા માનવાની વાર્તાજ માત્ર ભુલ ભરેલી જણાય છે. અર્થાત્ જાટ લોકોને લોહાણા જાતિની શાખા માની લેવાની ભૂલ ચચ્ચનામાના લેખકે કરી હશે તથા લાખા તેમજ સમા જાતિને લોહાણા જાતિની શાખા માની લેવાની ભૂલ ઇરાદાપૂર્વક અનુવાદકે

કરી હશે, અને એ ઉપરથી એટલે કે અનુવાદકે કરેલી ભૂલના આધારે તેમજ અવટંકોની ખેંચી કાઢેલી સામ્યતાના આધારે "લોહાણા જાતિ એક વંશ કે કુળની નહિ, પણ લોહાણા જાતિમાં અનેક કુળો સંમિલિત થયાં છે." એમ માની લેવા રૂપ ભૂલ રા. ગણાત્રાએજ કરી છે

પરંતુ 'જાટ' એવી નુખ જેમ લોહાણા જાતિમા નથી, તેમ લાખા, સમા અને સુમરા એ નામો વાળી નુખો પણ લોહાણા જાતિમા નથી. તેમ છતાં રા ગણાત્રાએ બર્ટનનાં પ્રમાણો આપી 'સમા' માંથી 'સોમૈયા'ની ઉત્પત્તિ કલ્પેલી છે, અને સમા જાતિની શાખાઓ તરીકે 'લાખા' તથા સુમરાઓને સિદ્ધ કરવા કોશેષ કરી છે તે તેમનું અજ્ઞાન કિંવા ભ્રાંતિ છે એમ આપણે સપ્રમાણ સિદ્ધ કરી આવ્યા છીએ.

લોહાણા જાતિની અવાન્તર નુખો કિંવા પેટા નુખો કે જે કેવળ અમુક પુરુષના નામથીજ પ્રચલિત થઈ હોય તેવી આસાણી, મેગાણી, લાખાણી, માધવાણી અને વરેઆણી ઇત્યાદિ ઘણી છે તે ઉપરથી પણ કેટલીક મિથ્યા કલ્પનાઓ કરી લોહાણા જાતિને તેમણે સેળભેળ જાતિ તરીકે વર્ણવી છે પરંતુ અમો આગળ જણાવી આવ્યા છીએ તદનુસાર લોહાણા જાતિ પવિત્ર એવં પ્રતિભાસંપન્ન પ્રાચીન આર્યોના વંશજ રઘુવંશી કુમાર લવના વંશમાં ઉત્પન્ન થયેલી છે એમા સ્વલ્પ પણ સંદેહ નથી

લોહાણા જાતિનું અંદાજ ૨૩૦૦ વર્ષો પૂર્વે સિંધમાં રાજ્ય હતું, તેમજ સારસ્વત બ્રાહ્મણો તથા લોહાણાઓએ બ્રાહ્મણસ્થળ (બ્રાહ્મણાબાદ,) પાસે ગ્રીકદેશના રાજા એલેકઝાંડર સામે યુદ્ધ કર્યું હતું, આ વાર્તા યૂનાની વકીલ મેગાસ્થનિજ તથા મેકક્રિંડલનાં વૃત્તાન્ત ઉપરથી સિદ્ધ થાય છે.

તે પછી છઠ્ઠી તથા સાતમી શતાબ્દીમાં સિંધમાં લોહાણા જાતિના રાજ્યની વાર્તા 'ચચ્ચનામા ' ઉપરથી પણ સિદ્ધ થાય છે

પૃથ્વીરાજ ચહુવાનના રાજ્યકાળમાં લોહાણા જાતિ રાજ-કર્ત્રી પ્રજા હતી એમ ચંદવરદાઈના રાસા ઉપરથી સિદ્ધ થાય છે.

લોહાણા જાતિમાંથી ઉત્પન્ન થયેલા દાદા યશરાજ તથા 'ઉડેરાલાલ ' જેવા અવતારી પુરુષો કિંવા ઇશ્વરની વિભૂતિરૂપ મહાપુરુષો સિંધ દેશમાં થઈ ગયા છે; જેમના સમાધીસ્થળની અદ્યાવધિ વર્તમાન સમય પર્યન્ત સર્વ જાતિઓ ( હિન્દુ, મુસલમાન વિગેરે ) શ્રદ્ધાપૂર્વક પૂજા કરે છે.

'વાસ્તવિક રીતે ઐતિહાસિક વૃત્તાન્તોથી સિદ્ધ થાય છે કે શ્રી પૂર્ણપુરુષોત્તમ શ્રીમદ્ રામચંદ્રજીના ક્ષાત્રકુલ-દીપક કુમાર લવના વંશમાં લોહાણા જાતિની ઉત્પત્તિ થઈ છે.

લોહાણા જાતિ મૂળ પંજાબમાંથી પ્રસરીને પુરા કાળથીજ ( ઘણા જુના સમયથીજ ) અનેક ભિન્ન ભિન્ન પ્રદેશોમાં જઈ વસી હોય એમ પ્રતીત થાય છે

લોહાણા જાતિ હાલ સમગ્ર બલુચિસ્થાન, અફગાનિસ્થાન, મધ્ય એશિયાના પૂર્વ ભાગ, મુલ્તાન, સિંધ, કચ્છ કાઠીઆવાડ અને ગુજરાત ઇત્યાદિ પ્રદેશોમાં વિખરાયેલી દેખાય છે.

મહાન્ સિકંદર કિંવા એલેકઝાંડરનાં પ્રવાસવર્ણનો ઉપરથી સ્પષ્ટ રીતે કહી શકાય છે કે, લોહાણા જાતિ કનકસેનથી પૂર્વેજ મુલ્તાન, સિંધ ઇત્યાદિમાં જઇ વસી હતી અને ત્યાં પોતાની રાજ્યસત્તા પણ સ્થાપન કરી હતી એવા ઉલ્લેખો મળી શકે છે.

શક, સંવતથી કેટલીક શતાબ્દીઓ પૂર્વે પંજાબમાંથી સિંધુ નદીના માર્ગે આવતાં પ્રસ્તુત લવવંશી લોહાણા જાતિએ પ્રથમ મુલ્તાન પ્રાંતમાં પોતાના કુળની સ્મૃતિસૂચક સંજ્ઞાથી લોહાનપુર વસાવ્યું હતું. તેમજ લોહાણા જાતિએ સિંધના ભિન્ન ભિન્ન પ્રદેશોમાંથી પોતાના કુળની વોતક સંજ્ઞાથી બંદર, કિલ્લા અને વાસસ્થાનો વસાવ્યાં હતાં.

શ્રીરામચંદ્રજીના કુમાર લવે લવાલકા-લવકોટ કિંવા જેનું અર્વાચીન નામ લાહોર છે તે નગર વસાવ્યું હતું. એ વાર્તા તથા લવનો વંશજ કનકસેન કુલ પરિવાર સહિત ઇ. સ. ૧૪૫ માં સૌરાષ્ટ્ર દેશમાં આવ્યો હતો એ આ વાર્તા વિદેશી ઇતિહાસકારોએ પણ સ્વીકારી છે.

લોહાણા જાતિના પૂર્વજો આરંભકાળથી સમુદ્રના ઉપાસક છે એમ ઋગ્વેદથી સિદ્ધ થાય છે. અને તે પછી ઉક્ત

જાતિમાં સમુદ્રની ઉપાસના અનેક પરિવર્તનો છતાં અદ્યાવધિ પ્રચલિત છે; એટલુંજ માત્ર નહિ કિંતુ લોહાણા જાતિના સુપ્રસિદ્ધ પૂર્વજ શ્રીમદ્ રામચંદ્રજીએ લંકા પર ચઢાઈ કરતી વખતે પણ સમુદ્રની ઉપાસના કરી હતી. તથા પોતાના સ્વરૂપના સામર્થ્ય વડે સમુદ્ર પાસેથી ઇપ્સિત માર્ગ મેળવ્યો હતો. તે પ્રમાણે શ્રીમદ્ રામચંદ્રજીની વંશજ-લોહાણા જાતિએ સિંધપ્રદેશમાં સમુદ્રની ઉપાસના કરી હતી. તથા પોતાની એકનિષ્ઠાના સામર્થ્ય વડે સમુદ્ર પાસેથી પુત્ર તરીકેની વિભૂતિ મેળવી હતી. અર્થાત્ લોહાણા જાતિના પૂતાત્મા રત્નારાયની દેવકી સંજ્ઞિકા ધર્મપત્નીના ઉદરથી શ્રીરત્નાકર સાગરે પુત્ર તરીકે અવતાર ધારણ કર્યો હતો. રત્નાકર ઉપનામક અવતારી દિવ્ય કુમારને મંગળ કિંવા ઉડેરાલાલ એવા અભિધાન (નામ) થી અલંકૃત કરવામાં આવ્યો હતો.

યશરાજ (જશરાજ) ઉડેરાલાલ અને તેથી અગાઉ એવા અનેક મહાપુરુષો જે જાતિમાં અવતર્યા હતા એવી રત્નપ્રસૂતા એવં પ્રાચીન તેમજ શુદ્ધ ક્ષત્રિય વંશ રૂપ સૂર્ય કિંવા રઘુવંશમાંથી ઉત્પન્ન થયેલી શુદ્ધતર લોહાણા સંજ્ઞક જાતિને વિના કારણે કિંવા અજ્ઞાનવશાત્ માની લીધેલાં કારણે નિંદવાનું કે ઉતારી પાડવાનું દુર્ભાગ્ય યદ્યપિ કોઈકના ભાગ્યમાં લખેલુંજ હોય અને તેને લીધે તેણે તેમ કર્યું હોય, તથાપિ લોહાણા જાતિવિષયક—ઐતિહાસિક અપૂર્ણતાઓ છતાં જે માહિતી કિંવા પ્રમાણો મળે છે તેવી માહિતી

રાજ્કર્ત્રી પ્રજાને બાદ કરતાં બાકીની કોઇ પણ પ્રજા માટે મળવી અપ્રાપ્ય નહિ, તો પણ દુષ્પ્રાપ્ય જેવી તો અવશ્ય છે.

इति श्रीगङ्गाधरात्मजनि.छटायतनुज , पद्दो-
पाध्यायेत्युपपद्समलंकृतदयारामशर्मविरचिते
श्रीरघुवंशी रत्नाकर अथवा आदर्श इतिहासे
" रा. गणात्राना इनामी निबंधनी समीक्षा "
नाम षष्ठः खण्डः ॥



॥ ॐ तत्सत् ॥



# ખંડ ૭ મો.



## શ્રી ચંદ્રવંશ કથા.



अथातः श्रूयतां राजन्वंशः सोमस्य पावनः ।
यस्मिन्नैलादयो भूपाः कीर्त्यन्ते पुण्यकीर्तयः ॥

आदिनारायण:—નારાયણનાં નાભિકમળમાંથી બ્રહ્માજી ઉત્પન્ન થયા.

ब्रह्मा—બ્રહ્માજીએ પુત્રો દ્વારા પ્રજાની વૃદ્ધિ કરવા રૂપ ઇચ્છા જણાવી.

अत्रि—બ્રહ્માજીની ઈચ્છાને અનુસરી અત્રિએ દૃષ્ટિથી ચંદ્રમાને ઉત્પન્ન કર્યો.

१ सोमः ( चन्द्रः )—ચંદ્ર કિંવા સોમને પરકીયાથી બુધ નામે પુત્ર થયો. ચંદ્ર તારાગણ તથા ઔષધીઓનો સર્વોપરિ નિયંતા થયો. વિષ્ણુપુરાણ અં. ૪ અ. ૬ શ્લોક ૩ ભાગ સ્કં. ૯ અ. ૧૪ શ્લો. ૩.

૨ बुधः—બુધને ઇલાવૃત ખંડમાં વૈવસ્વત મનુની પુત્રી ઈલાથી ' પુરૂરવા ' નામે પુત્ર થયો હતો. ઈલા નામવાળી મનુની પુત્રીનું વસિષ્ઠજીએ મિત્ર વરૂણના અનુગ્રહથી પુંસ્ત્વ ( પુરુષપણું ) સાધ્યું હતું. અને તે કન્યા પુરુષ રૂપે થયા પછી તેનું ' સુદ્યુમ્ન ' એવું નામ રાખ્યું હતું. સ્રીને પુરુષત્વની પ્રાપ્તિ થવા સમ્બંધી વાર્તા ઋગ્વેદ મં. ૮ અનુ. ૫ સૂ. ૩૫ માં આ પ્રમાણે છે કે " પ્લાયોગિ નામના રાજાનો આસંગ નામક પુત્ર દેવના શ્રાપથી (શાપથી) સ્રી થઈ ગયો હતો. તે પછી તપોબલથી તથા મેધાતિથિની કૃપાથી પુરુષ થયો હતો." એ વાર્તાથી ઉપલી કથાને સંપૂર્ણ અનુમોદન મળે છે.

કન્યામાંથી પુત્ર રૂપે થયેલો કુમાર સુદ્યુમ્ન ઉત્તર ધ્રુવ પ્રદેશમાં અર્થાત્ स कुमारो वनं मेरोरधस्तात् प्रविवेश ह ભાગવત. ૯–૧–૨૫ મેરુ પર્વતના નીચેના ઇલાવૃત ખંડના વનમાં વિચરતો હતો.

पुनश्चेश्वरकोपात्स्त्री सती सोम सूनोर्बुधस्याश्रम समीपे बभ्राम: । विष्णु पु० ४-१-१०

તે ઇલાવૃત્ત ખંડમાં જવાથી ફરી પોતે સ્ત્રી રૂપે થઈ ગયો, અને ત્યાંજ ચંદ્રના પુત્ર બુધના આશ્રમ પાસે જઇ તેની સાથે લગ્ન કરવાથી તે ઇલાને બુધ થકી 'પુરૂરવા' નામે પુત્ર થયો હતો. એ બુધ અને ઇલા મેરુ પર્વત પાસે હતા. ત્યાનું અહોરાત્રમાન આપણાં એક વર્ષ જેટલું છે. એટલે ત્યાંના એક ૧૦૦ સો વર્ષ જેટલા સમયમાં આપણાં ૩૬૦૦૦ છત્રીશ હજાર વર્ષ વ્યતીત થઇ જાય છે.

૨ पुरुरवा—પુરૂરવા ઇલાનો પુત્ર હોવાથી 'અપત્યર્થક તદ્ધિત પ્રત્યયની રીતિએ તેનું 'ઐલ' એવું નામ પણ હતું. (ભાગ ૯-૧૫-૧૦) પૂરૂરવાનું 'ઉર્વશી' સાથે સ્નેહ લગ્ન પણ તે પ્રદેશમાંજ થયું હતું. પુરૂરવા સાથે રહેવા અગાઉ ઉર્વશી મિત્ર તથા વરુણની પાસે રહેતી હતી. તેમણે ત્યાગ કર્યા પછી પુરૂરવા સાથે એક સાઠ હજાર વર્ષ પર્યન્ત રહી હતી. એમ વિષ્ણુપુરાણ અંશ ૪ અ. ૬ શ્લો. ૨૮ માં લખ્યું છે. ભાગવતમાં પણ 'ઘણાં વર્ષો સુધી રહી હતી" એમ લખ્યું છે. વર્ષોની મોટી સંખ્યાથી કેટલાક વાંચનારાઓ કદાચિત ગભરાઈ જશે, પરંતુ ધ્રુવ પ્રદેશના વર્ષના હિસાબે

આપણાં ૬૧ હજાર વર્ષોનાં ત્યાનાં બસેં વર્ષ પણ થતાં નથી. ઉર્વશીએ ત્યાગ કર્યા પછી પુરૂરવા વિહ્વલ તેમજ શોકાતુર થઈ મદોન્મત્ત પ્રમાણે પૃથિવીમાં ભ્રમણ કરતો કરતો.

स तां वीक्ष्यकुरुक्षेत्रे सरस्वत्यां च तत्सखीः ।
भा. ९–१४–३२

સરસ્વતી તીરે કુરુક્ષેત્ર પ્રદેશમાં પુનઃ ઉર્વશીને જોઈ તેણીને રહેવા માટે પ્રાર્થના કરવા લાગ્યો. તેણીએ તે પછી પુરૂરવાને અગ્નિ વિદ્યા આપી તેથી—

पुरूरवस एवासीत् त्रयी त्रेता मुखे नृप ।
भाग. ९–१४–४९.

ત્રેતાયુગના આરંભમાં યજ્ઞારાધનના યોગે ઉર્વશીના લોક (સ્વર્ગલોક) ને પામ્યો. આથી સિદ્ધ થાય છે કે મનુના પુત્ર ઇક્ષ્વાકુથી સૂર્યવંશ ઉત્પન્ન થયો, અને મનુની ઇલા નામની કન્યાથી ચંદ્રવંશ ઊત્પન્ન થયો. પરંતુ મનુની કન્યા ઇલા, ઇલાવૃત ખંડમાં જઈ રહેવાથી આખો કૃતયુગ ત્યાં વ્યતીત થઈ ગયા પછી દ્વિતીય યુગ-ત્રેતાયુગમાં ઇલાનો પુત્ર પુરૂરવા કુરુક્ષેત્રમાં આવી પહોંચ્યો. તેથી અગાઉ બ્રહ્માવર્ત દેશમાં રહેલા સૂર્યવંશી ઇક્ષ્વાકુ રાજાની કેટલીક પેઢીઓ થઈ ગઇ હશે.

કેમકે ત્રેતાયુગના અંતે તો શ્રીરામચંદ્રનો અવતાર થયો હતો. જે શ્રીરામચંદ્રજી મનુથી ૬૫ મા પુરુષ હતા. આથી ભારતવર્ષમાં સહુથી પ્રથમ સૂર્યવંશી આર્યો આવી વસ્યા હતા એ વાર્તા સહજમાં ફલિત થઇ આવે છે.

૪ આયુ—પુરૂરવાનો ૧ આયુ, ૨ અમાવસુ, ૩ વિશ્વાયુ, ૪ શ્રુતાયુ, ૫ દઢાયુ, ૬ વનાયુ અને શતાયુ એ સાત પુત્રો હતા એમ હરિવંશ પર્વ ૧ અધ્યા ૨ લખ્યુ છે. ભાગવતમાં ૧ આયુ, ૨ શ્રુતાયુ, ૩ સત્યાયુ, ૪ રય, ૫ વિજય ૬ અને જય એ નામવાળા છ પુત્રો લખ્યા છે, તેમાંથી મુખ્ય પુત્ર ઉપર્યુક્ત આયુ ઉપરાંત 'વિજય' ની વંશકથા થોડી લખેલી છે અર્થાત્ વિજયથી પાંચમા પુરુષ જહ્નુએ ગંગાજીના પ્રવાહનો અવરોધ કર્યો હતો. ઉપર્યુક્ત પુરાણોની વંશકથા અનુસાર ચંદ્રવંશમાં ચંદ્રથી ૮ મો પુરૂષ જહ્નુ થાય છે. જ્યારે ગંગાજીને લઈ આવનાર 'ભગીરથ' સૂર્યવંશમાં મનુથી ૪૬ મો પુરુષ હતો. તેમ છતાં ગંગાજીની વાર્તા ઉપરથી જાણી શકાય છે કે તે બન્ને સમકાલીન અવશ્ય હતા. ઉક્ત जन्हु ના વંશમાં વિશ્વામિત્ર થયા હતા. જે વિશ્વામિત્ર ચંદ્રથી ૧૫ મી પેઢીએ થયા હતા. વિશ્વામિત્ર જે વંશમાં જન્મ્યા હતા તે વંશ કુશિક નામના રાજાના નામથી ઓળખાતો હતો. તેઓની રાજધાની કાન્યકુબ્જ દેશમાં

હતી. તે સમ્બન્ધી કથા વાલ્મીકિ રામાયણના બાલકાંડમાં વિસ્તૃત છે. કાન્યકુબ્જ દેશનું ,નામ તે પછી 'મહોદય' અને છેવટે 'કનોજ' એવું પ્રચલિત થયું છે.

૫ નહુષ:-આયુના પુત્રો કિંવા નહુષના ભાઈઓ ૧ ક્ષત્રવૃદ્ધ, ૨ રજી, ૩ રંભ અને ૪ અનેનસ્ નામે હતા. રજિની વંશકથા લખેલી નથી. રંભની ચાર પેઢી જેટલી વંશકથા લખેલી છે અનેનસ્ પછી પાંચ પેઢી ચાલીને વંશ નાશ થયો હતો. પરંતુ ક્ષત્રવૃદ્ધનો પુત્ર 'સુહોત્ર' તેનો પુત્ર 'કાશ્ય' 'થયો' તેનો કાશિરાજ નામે પુત્ર થયો, તેણે કાશીમાં સંસ્થાન કર્યું હતું. તેના વંશમાં દિવોદાસ, પ્રતર્દન, અલક અનુક્રમે થયા. એ બધા કાશીના રાજા હતા.

रे नान्यो युमुजे मेदिनीं युवा") લખવામાં આવ્યું છે કે અલર્ક તરુણ અવસ્થામાંજ ચક્રવર્તી રાજા થયો હતો

૬ यथातिः—નહુષના યતિ, યયાતિ, સંયાતિ, આયતિ વિયતિ અને કૃતિ એ નામવાળા છ પુત્રો હતા. તેમાંથી મોટો પુત્ર યતિ રાજ્યનું વિનાશી પરિણામ જાણી તેનો ત્યાગ કરી વનમા ચાલ્યો ગયો તેમ તેનો પિતા (નહુષ) ઈન્દ્રાણીમા મોહિત થવાથી 'અજગર' પણાને પામ્યા. પછી નહુષનો બીજો પુત્ર યયાતિ મુખ્ય રાજ્યાધિકાર ઉપર આવ્યો. યયાતિને શુક્રકન્યા-દેવયાનીથી 'યદુ' તથા 'તુર્વસુ' એ બે પુત્રો થયા હતા. અને વૃષપર્વાની પુત્રી શર્મિષ્ઠાથી યયાતિને દ્રુહ્યુ અનુ અને પુરૂ એ નામોવાળા ત્રણ પુત્રો થયા હતા. પાચ પુત્રોમાંથી યયાતિની ઇચ્છાનુસાર બીજા પુત્રોએ તેની જરા અવસ્થા સ્વીકારી નહિ, પરંતુ પુરુએ યયાતિના કહેવાથી જરાવસ્થા ગ્રહણ કરી, જેથી યયાતિએ પુરૂને મુખ્ય રાજ્યાસન ઉપર રાજ્યાભિષેક કરી દીધો હતો. યયાતિ પોતે ચક્રવર્તી રાજા હતો (ભાગવત ૯-૧-૪૬) યયાતિના પુત્ર દ્રુહ્યુના વંશની કથા દશ પુરૂષ જેટલી છે. તથા તુર્વસુના વંશની કથા આઠ પેઢી પર્યન્તની છે. અને યયાતિના પુત્ર અનુના-વંશમાં રોમપાદ થયો હતો, જે રોમપાદ ચંદ્રથી ૨૩મો પુરૂષ હતો છતાં શ્રીરામચંદ્રજીના પિતા દશરથ રાજાનો તે સમકાલીન હતો. તે સબધી કથા ભાગવત ૯-૨૩-૭

તથા વિષ્ણુપુરાણ અંશ ૪ અ. ૧૮ શ્લો. ૩, અને વાલ્મીકિ રામાયણ બાલકાંડ સર્ગ ૧૧માં છે.

'અનુ 'ના વંશમાં થયેલા રોમપાદથી પાંચમી પેઢીએ જયદ્રથ થયો હતો. એ જયદ્રથનો પુત્ર ધૃતિ થયો તેનો ધૃતવ્રત થયો. તેનો સત્કર્મા થયો, તેનો અધિરથ થયો. એ અધિરથને ગંગા નદીમાં તરતી પેટીમાંથી કર્ણ નામનો કુંતાજીનો 'કાનીન' પુત્ર મળ્યો હતો. યયાતિને દેવયાનીમાંથી થયેલા પુત્ર યદુના ચાર પુત્રોમાંથી મોટા પુત્ર સહસ્રજીતનો પૌત્ર 'હૈહય' નામે થયો હતો. તેના વંશમાં તેનાથી ૧૦મો પુરુષ અને ચંદ્રથી ૧૯ મો પુરુષ સહસ્રાર્જુન થયો હતો. જે સહસ્રાર્જુનને તેનાં અયોગ્યાચરણ માટે પરશુરામે મારી નાખ્યો હતો. ભાગવત સ્કંધ ૯ અધ્યાય ૨૩ શ્લોક ૨૩માં લખ્યા પ્રમાણે

જન્મ્યો હતો શ્રીકૃષ્ણ અને કંસ 'સાત્વત' નામના મૂલ પુરુષ પછી ૧૨ મી પેઢીના અંતરે જન્મ્યા હતા

૭ પૂરુ—યયાતિએ મોટા પુત્ર યદુને રાજ્ય નહિ આપતાં પૂરુને રાજ્ય આપ્યું હતું, તેનું કારણ આ પ્રમાણે લખવામા આવ્યું છે કેઃ—

यः पुत्रो गुणसंपन्नो मातापित्रोर्हितः सदा ।
सर्वमर्हति कल्याणं कनीयानपि स प्रभुः ॥

જે પુત્ર ગુણસંપન્ન હોય અને માતાપિતાના હિતમા તત્પર હોય, તે કનિષ્ટ હોવા છતાં સર્વ પ્રકારની શ્રેષ્ઠતાને પામે છે. આ ન્યાયથી ( પૂરુ પિતાને અનુકુળ વર્ત્યો હતો જેથી) મુખ્ય રાજ્યાસન પૂરુને મળ્યુ હતું.

८ जनमेजयः ९ प्रचिन्वान्. १० प्रवीर. ११ नमस्य. १२ चारुपाद १३ सुद्यु १४ बहुगव १५ संयाति १६ अहंयाति १७ रौद्राश्वात्

ગાંધર્વલગ્ન કર્યું હતું તેનાથી 'ભરત' નામક મહા પ્રતાપી પુત્ર થયો હતો.

૨૩ भरत:—ભરતે ૫૫ અશ્વમેધ યજ્ઞો કર્યા હતા. તેણે સાર્વભૌમ રાજ્ય પ્રાપ્ત કર્યું હતું.

૨૪ वितथः.

૨૫ मन्यु:—મન્યુના પાંચ પુત્રોમાંથી મુખ્ય પુત્ર સિવાયના પુત્ર 'નર'ને સંસ્કૃતિ થયો, તેના ગુરૂ તથા રંતિદેવ થયા હતા.

૨૬ बृहत्क्षत्रः

૨૭ हस्तिः—હસ્તીએ હસ્તિનાપુર વસાવ્યું હતું. એમ પુરાણોના અનુરોધે ટૉડ સાહેબે પણ રાજ્યસ્થાન પૃ૦ ૪૦ માં લખ્યું છે. હસ્તીના પુત્ર દ્વિમીઢની વંશકથા પંદર પેઢી સૂધીની લખેલી છે. તથા પુરુમીઢ નિર્વંશ ગયો હતો એમ ભા. ૯-૨૧-૨૦ માં લખ્યું છે.

પુરુષ હતો. અજમીઢના ત્રીજા પુત્ર 'નીલ'ના વંશમાં દિવોદાસની બેન 'અહલ્યા' થઇ હતી. તથા ઉક્ત વંશમાં છેલ્લો દ્રુપદનો પુત્ર ધૃષ્ટદ્યુમ્ન થયો હતો, જે ચંદ્રથી ૪૬ મો પુરુષ હતો. અજમીઢનો ચતુર્થ પુત્ર 'ઋક્ષ' થયો; તેનો સંવરણ, તેનો કુરુ થયો.

२९ ऋक्ष. ३० संवरण.

३१ कुरुः—કુરુનો મોટો પુત્ર 'પરિક્ષત્' નિર્વંશ જવાથી બીજા પુત્ર 'સુધનુ'ને રાજ્ય મળ્યું. સુધનુના વંશમાં તેનાથી ૭ મો પુરુષ 'જરાસંધ' થયો હતો, જે ચંદ્રથી ૩૮ મો પુરુષ હતો. કુરુના ત્રીજા પુત્ર જન્હુના વંશમાં કૌરવો પાંડવો થયા હતા.

३२ जन्हुः—કુરુ રાજાનો જ્યેષ્ઠ પુત્ર અપ્રજ ગયો. કુરુ રાજાના બીજા પુત્ર સુધનુના વંશમાં થયેલો જરાસંધ મગધદેશ (બિહાર પ્રાંત) નો રાજા હતો. મગધ દેશની રાજધાની રાજગૃહ-પાટલિપુત્રમાં હતી. તે સમયમાં મગધદેશનું રાજ્ય સર્વોપરી ગણાતું હતું. ઉકત જરાસંધનો જમાઇ રાજા કંસ, શ્રીકૃષ્ણનો મામો થતો હતો. એ જરાસંધના રાજ્યની પ્રતિષ્ઠા શ્રીકૃષ્ણની સહાયતાથી યુધિષ્ઠિર રાજાએ છિન્નભિન્ન કરી દીધી હતી. તેમ છતાં ચંદ્રથી ૩૯ મા પુરૂષ જરાસંધનો ઉત્તરાધિકાર તેના પુત્ર 'સહદેવ'ને મળ્યો હતો. સહદેવની મુખ્ય



અર્જુન, શ્રીકૃષ્ણ, અને ભીષ્મ. ૩૫૬.

શાખાનો અંતિમ વંશજ ચંદ્રથી ૫૯ મો પુરુષ રિપુંજય હતો. જરાસંધના રિપુંજય પર્યન્તના ૨૦ વંશજોએ કલિયુગમાં એક હજાર વર્ષ સુધી રાજ્ય ભોગવ્યું હતું. પરંતુ કુરુ રાજાનો ત્રીજો પુત્ર જન્હુ કે જેના વંશમાં કૌરવો અને પાંડવો થયા હતા તે વંશ તો યુધિષ્ઠિર રાજાના શક પર્યન્ત ચાલ્યો હશે.

३३ सुरथः ३४ विदुरथ ३५ सार्वभौम ३६ जयसेन ३७ राधिक ३८ अयुत ३९ क्रोधन ४० देवातिथि ४१ ऋष्यकः ४२ दिलीप, ४३ प्रतीपः

४४ शंतनु—શંતનુ રાજાનો મોટો ભાઈ 'દેવાપી' અવિવાહિત અવસ્થામાં તપ કરવા ચાલ્યો ગયો જેથી શંતનુ રાજાએ તે રાજ્યાસન ઉપર પોતાનો રાજ્યાભિષેક કરાવી

ક્ષત્રિયવંશ પાંડુ રાજાથી આરંભી 'ક્ષેમક' નામના રાજા પર્યન્ત ચાલીને બંધ પડયો હતો,

भीष्मः—જે પ્રમાણે યયાતિ રાજાના પૂરૂ નામક પુત્રે પિતાની ઈચ્છાનુસાર જરાવસ્થા સ્વીકારી હતી. તે પ્રમાણે પૂરુવંશી ભીષ્મે પોતાના પિતાની ઈચ્છાને અનુકૂલ થવા સારૂ જીવન પર્યન્ત નૈષ્ઠિક બ્રહ્મચર્યવ્રત સ્વીકાર્યું હતું.

૪૫ चित्रांगदः—ની સ્ત્રી અંબિકાથી પાંડુ નામે પુત્ર થયો હતો, તેના ભાઈ વિચીત્રવીર્યની અંબાલિકા સ્ત્રીથી ધૃતરાષ્ટ્ર નામે પુત્ર થયો હતો

૪૬ पाण्डुः—ની કુંતિ નામની સ્ત્રીથી યુધિષ્ઠિરાદિ ૫ પુત્રો થયા હતા. ધૃતરાષ્ટ્રને દુર્યોધન નામે પુત્ર થયો હતો.

૪૭ अर्जुन—૪૮ अभिमन्यु. ૪૯ परीक्षित् ૫૦ जन्मेजयः ૫૧ शतानीकः ૫૨ सहस्रानीक ૫૩ अधिसिमकृष्णः ૫૪ निमिचक्रः એ નિમિચક્રે ઈતર રાજાઓના ત્રાસથી 'દિલ્લી'નો ત્યાગ કર્યો હતો.

૫૫ चित्ररथः ૫૬ कविरथः ૫૭ वृष्टिमानः ૫૮ सुषेणः ૫૯ सुनीथः ૬૦ नृचक्षु ૬૧ सुखीनलः ૬૨ परिप्लवः ૬૩ सुनयः ૬૪ नृपंजयः ૬૫ दुर्वः ૬૬ तिमिः ૬૭ बृहद्रथः ૬૮ सुदासः ૬૯ शतानीकः ૭૦ दुर्दमन ૭૧ दण्डपाणिः

૭૨ निमिः

ब्रह्मक्षत्रस्य वै प्रोक्तो वंशो देवर्षि सत्कृत

૭૩ ક્ષેમકઃ—' क्षेमकं प्राप्य राजानं संस्थां प्राप्स्यति वै कलौ'॥

भाग ९–२२–४५.

એ બ્રહ્મક્ષત્ર ( બ્રહ્મક્ષત્રિય ) વંશની મુખ્ય શાખા ક્ષેમક નામના રાજાપર્યન્ત ચાલીને બંધ પડી હતી. એજ પ્રમાણે સૂર્યવંશની મુખ્ય શાખા સુમિત્ર નામના રાજા પર્યન્ત ચાલીને બંધ પડી હતીઃ પરંતુ અમુખ્ય વંશની શાખાઓ તો બન્ને વંશોમાં ચાલુજ હતી. અનુમાન થાય છે કે પાંડવવંશી ક્ષેમક રાજાના રાજ્યકાળ પર્યન્ત યુધિષ્ઠર શક ચાલુ હશે અને એ ' શક ' વિક્રમ રાજાથી થોડો સમય અગાઉ બંધ પડયો હતો એ વાર્તા નિર્વિવાદ છે.

## યદુવંશ.

૭ યદુઃ—ચંદ્રથી ૬ ઠ્ઠો પુરુષ યયાતિ રાજા હતો અને યયાતિ રાજાનો મોટો પુત્ર યદુ હતો. પરંતુ યયાતિ રાજાએ પોતાનું 'મુખ્ય રાજ્યાસન' નાના કુમાર પૂરૂને આપ્યું હતું. કેમકે યદુ પ્રતિલોમ લગ્નથી ઉત્પન્ન થયેલો હોવાથી દાસત્વને પામ્યો હતો; તેમજ યયાતિ રાજાની ઈચ્છા અનુસાર તેની જરાવસ્થા યદુએ પણ સ્વીકારી નહોતી. જેથી તેને મુખ્ય રાજ્યાસન મળી શકયું નહોતું. યદુના જ્યેષ્ઠ પુત્ર 'સહસ્રજીત 'નો શતજીત્ નામનો પુત્ર હતો; તેનાં ' હૈહય ' ઇત્યાદિ ચાર પુત્રો હતા. હૈહયનો ધર્મ, તેનો નેત્ર, તેનો કુંતિ, તેનો

સોહંજી, તેનો મહિષ્માન્, તેનો ભદ્રસેનક, તેનો ધનક, તેનો કૃતવીર્ય, તેનો સહસ્રાર્જુન, તેનો મધુ, તેનો વૃષ્ણિ એમ અનુક્રમે પુત્રો થયા હતા. એ પ્રમાણે સહસ્રાર્જુનનો વંશ પછીથી યદુના પુત્ર ક્રોષ્ટુના વંશમાં ભળી ગયો હતો. અને યદુના છેલ્લા બે પુત્રો 'નલ' તથા 'રિપુ'ના વંશની કથા લખેલી નથી. બાકી યદુના બીજા પુત્ર ક્રોષ્ટુનો વંશ શ્રીકૃષ્ણના પ્રપૌત્ર 'વજ્ર' પર્યન્ત પુરાણોમાંથી મળી શકે છે.

૮ क्रोष्टा ९ वृजिन्वान. १० श्वाहि. ११ सद्योकु. १२ चित्ररथ.

१३ शशविन्दुः—એ શશબિંદુનું બીજું નામ 'મહાભોજ' હતું. શશબિંદુની પુત્રી બિંદુમતીનાં લગ્ન સૂર્યવંશી 'માંધાતા' રાજા જોડે થયાં હતાં. જે માંધાતા સૂર્યવંશમાં મનુથી ૨૧ મો પુરુષ હતો. અને શશબિંદુ ચંદ્રવંશમાં ચંદ્રથી ૧૩ મો પુરુષ હતો. તેમ છતાં એઓ સમકાલીન હતા. (જુઓ વિષ્ણુપુરાણ અંશ ૪, અધ્યાય ૧૨, શ્લોક ૧.)

१४ पृथुश्रवा. १५ धर्म. १६ उशना. १७ रुचक. १८ ज्यामघ.

१९ विदर्भः—વિદર્ભ નામક રાજાનો જ્યેષ્ઠ પુત્ર રોમપાદ, તેનો બભ્રુ, તેનો કૃતિ, તેનો ચેદિ (દમઘોષ), અને તેનો શિશુપાલ નામે પુત્ર હતો. એ શિશુપાળ ઉક્ત પ્રકારે ચંદ્રથી ૨૪ મો પુરુષ હતો. તેમ છતાં એજ વિદર્ભના

દ્વિતીય પુત્ર 'ક્રથ'ના વંશમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણનો સમકાલીન હતો. શ્રીકૃષ્ણ, ચંદ્રવંશમાં ચંદ્રથી ૫૧ માં પુરુષ હતા.

૨૦ क्रथः. ૨૧ कुंतिः. ૨૨ धृष्टि. ૨૩ निर्वृतिः. ૨૪ दशार्हः. ૨૫ व्योमः ૨૬ जीमूतः ૨૭ विकृतिः.

૨૮ भीमरथः—એ ભીમરથ રાજાની પુત્રી 'દમયંતી' નિષધ દેશના સૂર્યવંશી 'નળ રાજા'ને પરણી હતી. દમયંતીનો ત્યાગ કર્યા પછી વિરૂપાવસ્થામાં એ 'નળ રાજા' સૂર્યવંશની મુખ્ય શાખામાં ઉત્પન્ન થયેલા અયોધ્યાધિપતિ મહારાજા 'ઋતુપર્ણ'ને ત્યાં રહ્યો હતો. એ ઋતુપર્ણ મનુથી ૫૨ મો પુરુષ હતો. અને દમયંતી ચંદ્રવંશમાં ૨૯ મી પેઢીએ થઈ હતી. છતાં તેઓ સર્વે એટલે કે સૂર્યવંશની અમુખ્ય શાખામાં ઉત્પન્ન થયેલો નળ રાજા દમયંતી અને ઋતુપર્ણ એ સર્વે સમકાલીન અવશ્ય હતાં.

૨૯ नवरथः ૩૦ दशरथः ૩૧ शकुनिः ૩૨ करंभिः ૩૩ देवरातः ૩૪ मधु. ૩૫ कुरुवशः ૩૬ अनुः ૩૭ पुरुहोत्रः

૩૮ सत्त्वतः—એવું નામ એક ગરુડપુરાણમાં છે, બીજા કોઇ પુરાણમાં એ નામ નથી. પણ શ્રીમદ્ ભાગવતમાં 'સત્વત' ને ઠેકાણે 'આયુઃ' એવું નામ મૂલમાં આવેલું છે. પરંતુ અપત્યર્થક તદ્ધિત પ્રત્યય પ્રમાણે

સ્વરૂપમાં ષડૈશ્વર્યયુક્ત અંશ રૂપ હતા. ( कृष्णस्तु स्वयं भगवान् षडैश्वर्यवानंशरूप इत्यर्थ )

अथाहमंशभागेन देवक्याः पुत्रतां शुभे ।
भाग० १०-२-९.

आविवेशांशभागेन मन आनकदुन्दुभेः ।
भाग० १०-२-१६.

दिष्ट्याऽम्ब ते कुक्षिगतः परः पुमानंशेन
साक्षाद्भगवान् भवाय नः ।
भाग० १०-२-४१.

અર્થાત્ શ્રીમદ્ભાગવતમાં લખ્યું છે કે "હે માયે! હું અંશ ભાગે કરી દેવકીજીના પુત્ર તરીકે અવતાર ધારણ કરીશ." તથા પરમાત્માના "અંશ ભાગે કરી વસુદેવજીના મનમાં પ્રવેશ કર્યો" અને બ્રહ્માદિ દેવતાઓએ સ્તુતિ કરતાં કહ્યું કે "હે અંબ (માતાજી)! આપની કુક્ષિમાં પરમેશ્વરે અંશે કરી સાક્ષાત્ ભગવાન એટલે ષડૈશ્વર્યસંપન્ન પ્રભુ અમારા સંરક્ષણ સારૂ પ્રવેશ કરી રહ્યા છે.

ઇત્યાદિથી સિદ્ધ છે શ્રીકૃષ્ણ ભગવાન પરમાત્મસ્વરૂપના સાક્ષાત્ શ્રીરામચંદ્રજી જેવા અંશાવતારી

હતા. તેમના આશ્ચર્યકારક, અલૌકિક, અકથ્ય અને અદ્‌ભુત ચારિત્ર્ય તથા ગીતારૂપ મહિમાએ અખિલ વિશ્વને આનંદસાગરમાં નિમગ્ન કરી દીધું છે.

૫૨ प्रद्युम्न. ૫૩ अनिरुद्ध.

૫૪ वज्र:—યદુવંશના મોટા ક્ષય થયા પછી શાપરૂપ મુસલથી શ્રીકૃષ્ણનો પ્રપૌત્ર વજ્ર બચવા પામ્યો હતો એમ ભાગ ૧૦-૨-૩૭, તથા મુસળથી ચાર કે પાંચ જણ બચવા પામ્યા હતાં એમ ભાગ. ૧-૧૫-૨૩ માં પણ લખ્યું છે. એ પૃથક્ પૃથક્ કથનની એક વાકયતા ભાગવતના એકાદશસ્કંધમાં એવી રીતે થયેલી પ્રતીત થાય છે કે:—

बन्धुनां नष्टगोत्राणामर्जुनः सांपरायिकम् ।
भाग० ११-३१-२२.

માતુલપક્ષના બંધુઓનું પ્રાયઃ કુળ નાશ થઇ ગયું હોવાથી અર્જુને તેમનાં કુલાચાર અનુસાર તેમનું ઔર્ધ્વદૈહિક કર્મ પોતેજ કર્યું. અને મૃત્યુમાંથી બચેલા સ્ત્રી, બાળ અને વૃદ્ધોને અર્જુન હસ્તિનાપુરમાં સાથે તેડી ગયો હતો. ત્યાં વજ્રને રાજ્યાભિષેક કર્યો હતો. અર્થાત્ યદુવંશના મોટા ક્ષય પછી તેમનું ઔર્ધ્વદૈહિક કર્મ કરી શકે તેવો તે વખતે કોઇ હતોજ નહિ. તે વખતે 'વજ્ર' પણ અલ્પવયસ્ક હોવો જોઈએ

શ્રીકૃષ્ણને જાંબવતીથી ઉત્પન્ન થયેલા કુમાર સામ્બની વંશકથા 'પુરાણોમાં નથી. પણ વિદેશી પ્રવાસીઓએ લખ્યું છે કે " 'મુલ્તાન'નું બીજું નામ 'સામ્બપુર' હતું, અને એ નગરમાં શ્રીકૃષ્ણના પુત્ર સાંબે પોતાના શરીરમાં થયેલ ત્વગ્ રોગને મટાડવા સારૂ સૂર્યનું મંદિર બંધાવ્યું હતું. સૂર્યદેવતા મહા રોગો સહિત સર્વ પ્રકારના ત્વગ્રોગ (ત્વચાના રોગ)ને મટાડે છે. એવી માન્યતાથી કેવળ મુલ્તાન કે સિંધના માણસો નહિ, પણ સમગ્ર ભારતવર્ષના સર્વ ભાગોમાંથી રાજા મહારાજાઓ પ્રભૃતિ સર્વ કોટિના મનુષ્યો દર્શનના માટે ત્યાં આવતા હતા અને આવે છે." ઇસ્વીસન ૬૨૬ માં ચીનથી આવેલા હ્યુએનત્સંગના લખવા પ્રમાણે, 'સામ્બપુર' કિમ્વા 'મૂલસ્થાન' એટલે હાલના મુલ્તાનમાં તે વખતે સૂર્યનું પ્રચંડ અને ભવ્ય મંદિર હતું. તે મંદિરમાં સૂર્યની મૂર્તિ સુવર્ણની હતી. તેના ઉપર રત્નજડિત અલંકારો હતા તે મૂર્તિનું સામર્થ્ય અદ્ભુત હતું. એ મંદિરમાં દૂર દૂરથી આવેલા પ્રતિદિન એક હજાર ભક્તજનો સ્તોત્ર પાઠ કરતા જોવામાં આવતા હતા તેમજ હ્યુએનત્સંગના લખવા પ્રમાણે કાશી વિશ્વનાથના મંદિરમાં પ્રતિદિન ૧૦૦૦૦ દશ હજાર શિવ ભક્તો દર્શનાર્થ આવતા હતા. એ મંદિરમાં મહાદેવની પુરુષાકાર મૂર્તિ લગભગ ૧૭ સતર હાથ ઉંચાઇની હોઇ અતીવ સુંદર અને ભવ્ય હોવાથી આબેહુબ 'સજીવ' મનુષ્ય જેવી દેખાતી હતી.

પૂર્વોક્ત મુલ્તાન નગરમાંનાં સૂર્યમંદિર વિષયક વર્ણન, 'ચચ્ચનામા' નામક ઈતિહાસ ગ્રંથનું તથા ચીની પ્રવાસી હુએનત્સંગનું એક સરખુંજ છે.

તે પછી ઈ. સ. ૮૧૫ માં આવેલા આરબ દેશીય 'બિલાવરી' નામક લેખકે લખ્યું છે કે "લોકો આ દેવલની પરિક્રમા કરીને તેની સામે ક્ષોર કરાવે છે."

ઈ. સ. ૯૭૫ માં આવેલા 'ઇસ્તાખેરી' નામક બીજા એક લેખકે લખ્યું છે કે "મુલ્તાનનું સૂર્યમંદિર નગરની ભર વસ્તીને ઠેકાણે એટલે હસ્તિદાંત (હાથીદાંત)ની બજાર અને ત્રાંબાગલ્લીની મધ્યમાં છે. મંદિરમાં મૂર્તિ મનુષ્યાકાર હોઈ ચૂનેથી બાંધેલા સિંહાસન ઉપર આસનવાળી બેઠેલી છે. ત્રાંબા જેવા લાલરંગના-કમાવેલા ચર્મથી તે મૂર્તિનાં સર્વાંગ વેષ્ટિત હોવાથી નેત્રા (આંખો) શિવાય તેનું કોઈ પણ અવયવ જોઇ શકાતું નથી. આ મૂર્તિ કાષ્ઠમય છે (એટલે લાકડાની છે) એમ કેટલાક કહે છે. આ મૂર્તિનાં 'નેત્ર'ને ઠેકાણે મૂલ્યવાન રત્નો બેસારેલાં છે અને મસ્તક ઉપર સોનેરી મુકુટ છે."

જેથી ઈ. સ. ની ૧૧ મી શતાબ્દીમાં આવેલા 'અબૂલ-રિહન'ના વખતે એ મંદિર નહોતું.

પણ હિન્દુઓની ધર્મ ભક્તિને લીધે મુસલમાન વિજેતાએ-તેમની પાસેથી દ્રવ્ય લઈને જુના મંદિરની પાસેજ એક નવીન મંદિર બંધાવી આપ્યું હતું. તે મંદિરનું વર્ણન ઈ. સ. ૧૧૩૦ માં 'ઇદ્રિસી' નામક લેખકે કર્યું છે. તેમજ ઈ. સ. ૧૨૬૩ માં આવેલા 'કાઝવિની' નામક લેખકે લખ્યું છે કે "મુલ્તાનમાં મોટી મસિદ સૂર્ય મંદિરની પાસેજ એટલે કિલ્લાના મધ્ય ભાગમાં છે."

ઈ. સ. ૧૬૬૬ માં મુલ્તાનમાં ગયેલા 'થેવેનો' નામક ફ્રેંચ પ્રવાસીએ લખ્યું છે કે "સૂર્યના મંદિરમાં સૂર્યની મૂર્તિ રક્ત-લાલ ચર્મથી વેષ્ટિત હોઇ તેનું મુખ કૃષ્ણ રંગી છે અને બે આંખોને ઠેકાણે બે મોતીઓ બેસાડેલાં છે."

વંશ બિલ્કુલ ચાલ્યો નથી, અને કુશનો વંશ સુમિત્ર નામક રાજાથી અટકી પડયો છે."

પાઠકગણ ! પુરાણોમાં રઘુવંશી લવની વંશકથા લખેલી નથી અને કુશનો વંશ સુમિત્રથી અટકી પડયો છે, પણ કુશવંશની જેટલી પેઢીઓ પુરાણોમાંથી લખેલી મળી શકે છે, તેટલી પેઢીઓ સૂર્યવંશ કે ચંદ્રવંશમાંથી કોઇ પણ રાજાની લખેલી મળી શકતી નથી. અને જેની વંશકથા પુરાણોમાં લખેલી ન હોય તેનો વંશ હશેજ. નહિ એવી રા. હીરાલાલ હરજીવન ગણાત્રાની દ્રઢ માન્યના હોય અને તે માન્યતાને 'દુર્જનતોષન્યાય'ની રીતે ક્ષણવાર સત્ય માનવામાં આવે તો અખિલ વિશ્વમાં હાલ સૂધી સૂર્ય કે ચંદ્રની વંશજ જાતિઓમાંથી અપવાદ તરીકે એકાદ વંશજ પણ કોઇ રહેવા પામ્યો હોય એમ સિદ્ધ કરી શકાયજ નહિ,

કેમકે પુરાણોમાં સૂર્યવંશી મનુના મુખ્ય વંશની ૧૨૯ પેઢીઓની કથા લખેલી છે. પણ મનુના બીજા પુત્રોની તેટલી લાંબી વંશકથા કોઇ સ્થળે લખેલીજ નથી. અને એ (સૂર્યવંશી મનુ)નો મુખ્ય વંશ 'સુમિત્ર' નામક રાજા પર્યન્ત ચાલીને સમાપ્ત થયો હતો.

તેમજ પુરાણોમાં ચંદ્રવંશની મુખ્ય શાખામાં ઉત્પન્ન થયેલા યયાતિ રાજાના પુત્ર 'પૂરુ'નો વંશજ કુરુ નામક રાજા હતો. તેના મુખ્ય વંશમાં ઉત્પન્ન થયેલા જરાસંધ'નો

અંતિમ વંશજ 'રિપુંજય' ચંદ્રથી ૫૯ મી પેઢીએ થયો હતો. અર્થાત્ પુરાણોમાં એ વંશની ૫૯ પેઢીઓ પર્યન્તની વંશકથા લખેલી છે. અને પુરુવંશી કુરુ રાજાના ત્રીજા પુત્ર જન્હુના વંશમાં ઉત્પન્ન થયેલા પાંડવોનો અંતિમ વંશજ ચંદ્રથી ૭૩ મો પુરૂષ 'ક્ષેમક' નામે થયો હતો. એ વંશ 'ક્ષેમક' નામના રાજા પર્યન્ત ચાલીને સમાપ્ત થયો હતો.

યયાતિ રાજાના 'યદુ' નામક પુત્રના વંશજોમાંથી ચંદ્રથી ૫૨ મો પુરૂષ 'રાજા કંસ થયો હતો, અને ચંદ્રથી ૫૪ મો પુરૂષ શ્રીકૃષ્ણનો પ્રપૌત્ર વજ્ર થયો હતો. એ સમય પર્યંત કોઇપણ ચંદ્રવંશીની એથી અધિક વંશકથા લખેલી નથી.

મહાભારતના સમરાંગણમાં એકત્ર થયેલા સૂર્યવંશી તેમજ ચંદ્રવંશી રાજાઓની તે સમય પછીની પેઢીઓ તપાસતાં પુરાણોમાંથી તેમની પેઢીઓની નિમ્ન લિખિત સંખ્યા મળી શકે છે.

પર્યન્તની વંશકથા લખેલી છે. અને તેઓ સર્વે મહાભારતના યુદ્ધકાળ પછી અલ્પ સમય પર્યન્તજ હતા. બાકી તે પછીની તેમની વંશકથા મુખ્ય પુરાણોમાં લખેલી નથી.

યયાતિ રાજાના 'પૂરુ' નામક પુત્રના વંશજોમાથી રાજા 'જરાસંધ' મહાભારતના યુદ્ધની અગાઉજ વીરગતિને પામી ગયો હતો. તેનો અંતિમ વંશજ-જરાસંધથી ૨૦ મો પુરુષ-'રિપુંજય' નામે હતો. અને યયાતિ રાજાના 'પૂરુ' નામક પુત્રનાજ વંશમાં ઉત્પન્ન થયેલા કૌરવો તથા પાંડવો તો મહાભારતના યુદ્ધના અંતે હતા ન હતા થઇ ગયા પછી પાંડવોની મુખ્ય શાખાનો અંતિમ વંશજ-'ક્ષેમક' નામનો રાજા અપ્રજ સ્થિતિમાંજ પરલોકવાસી થઈ ગયો હતો એમ પુરાણોમાં સ્પષ્ટ લખ્યું છે. એ 'ક્ષેમક' પાંડવોની ૨૬ મી પેઢીએ ઉત્પન્ન થયો હતો.

અર્થાત્ મહાભારતના યુદ્ધમાં ઉપસ્થિત થયેલા રાજાઓના મુખ્યવંશમાંથી, તેમજ તે સમયના ઇતર રાજાઓના મુખ્યવંશમાંથી, તે સમય પછી ચંદ્રવંશી જરાસંધની ૨૦ પેઢીઓ ચાલી હતી. ચંદ્રવંશી પાંડવોની ૨૬ પેઢીઓ ચાલી હતી. અને સૂર્યવંશી કિમ્વા રઘુવંશી કુશના વંશજ બૃહદ્દ્બલની ૩૦ પેઢીઓ ચાલી હતી. એ ઉપરાંત એટલી કે એથી અધિક કોઇની પણ વંશકથા પુરાણોમાં લખેલી નથી.

હવે જો પુરાણોમાં જેમની વંશકથા લખેલી ન હોય તેનો વંશ હશેજ નહિ એવી શ. ગણાત્રાની-ભ્રમમૂલક,

અજ્ઞાનમૂલક અને પારાવાર પ્રતારણામૂલક માન્યતા સ્વીકારવામાં આવે તો જગતમાં સૂર્ય કે ચંદ્રવંશનું અસ્તિત્વ હોઇ શકેજ નહિ.

પરંતુ અમો ખાત્રીપૂર્વક સિદ્ધ કરી આપ્યા છીએ કે પુરાણોની શૈલી અનુસાર-સૂર્યવંશ તથા ચંદ્રવંશનું જગતમાં શાખા પ્રશાખા રૂપે અવિચ્છિન્નતયા અસ્તિત્વ છે, અને રહેશેજ.

इति श्रीगङ्गाधरात्मजनि-पटावतनुज महो-
पाध्यायेत्युपपदसमलंकृतश्यारामशर्मविरचिते
श्रीरघुवंशी रत्नाकर अथवा आदर्श इतिहासे
चंद्रवंश कथा नाम सप्तमः खण्डः ॥



॥ ॐ तत्सत् ॥



# ખંડ ૮ મો.

## કાલગણના.

युगेष्वावर्तमानेषु मासर्त्वयनहायनैः ।
सर्गप्रलययोः कर्ता तस्मै कालात्मने नमः ॥



સૃષ્ટિનો આરંભ કાળ ઘણો પ્રાચીન છે. બીજાં ગત કલ્પોની સૃષ્ટિ સંબંધી વાર્તાને મૂકી દઇ આપણે વર્તમાન કલ્પની સૃષ્ટિ તરફ દૃષ્ટિપાત કરીએ, તેમ તેની કાળગણના શ્રીમદ્ ભગવત ગીતા ઇત્યાદિને અનુસરી કરીએ.

सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ।
रात्रिं युगसहस्रान्तां तेऽहोरात्र विदो जनाः ॥
गीता. अ. ८ श्लो. १७.

હજાર યુગ ચતુષ્ટય જેટલા સમયનો બ્રહ્માનો એક દિવસ અને તેટલા દીર્ઘ કાળની રાત્રિ, એટલે એ હજાર યુગોની ચોકડી જેટલું બ્રહ્માનું અહોરાત્રમાન છે. તેટલા સમયમાં " बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन " । ગીતા ૪–૫ મ્હારા અને તમ્હારા અનેક જન્મો વ્યતીત થઇ ગયા છે. આ કથન બ્રહ્માના દિવસ (૬૯૫) ની વાર્તાને વધારે પુષ્ટિ આપે છે.

આ પ્રમાણેની વર્ષ સંખ્યાને કિંવા બ્રહ્માનાં અહોરાત્ર માનને મહાભારત સ્વીકારે છે.

एषा द्वादशसाहस्री युगाख्या परिकीर्तिता ।
एतत्सहस्रपर्यन्तमहोब्राह्ममुदाहृतम् ॥

महाभारत वन. अ. १८८.

અર્થાત્ દેવમાનનાં ૧૨ હજાર વર્ષની સંખ્યાવાળા યુગચતુષ્ટયો, જ્યાં સૂધી એક હજારની સંખ્યામાં થાય ત્યાં સૂધી સતત બ્રહ્માનો એકજ દિવસ હોય છે. રાત્રિ પણ તેટલાજ માનની થાય છે.

'ચદ્રમા' લગભગ (૫૪) કલાક જેટલા સમયમાં, એક રાશિ જેટલા પંથમાંથી પસાર થઇ જાય છે. જ્યારે શનેશ્વરને એક રાશિ જેટલા માર્ગમાં અઢી વર્ષ જેટલો સમય વ્યતીત કરવો પડે છે. આથી પ્રત્યેક ગ્રહની ગતિ ન્યૂનાધિક કળા, વિકળાની હોવાનું લખેલું છે. પરંતુ બીજી રીતે જોતાં પ્રતીત થાય છે કે શનૈશ્ચર નામક ગ્રહનું ફરવાનું દીર્ઘવર્તુલ (લંબગોળ) વિસ્તૃત હોવાથી, તેને તેમાં લાંબો સમય વ્યતીત કરવો પડે છે. બ્રહ્માના લોકનું વર્તુલ આ પ્રમાણે બહુજ વિશાળ હોવું જોઇએ કે જેથી તેને સૂર્યના પ્રકાશ પાસે આવવામાં ઘણો વખત લાગી જતો હશે, તેમ ઘણો સમય પ્રકાશ પાસે રહેવું પણ પડતું હશે. તેને લીધેજ, તેમનું અહોરાત્રમાન આટલું લાંબું ગણાતું હશે.

તે ગમે તેમ હોય છતાં બ્રહ્માજીનાં ઉક્ત અહોરાત્રમાનની ગણના, મહાભારત, વાલ્મીકિ રામાયણ, ઉપનિષદ્, સ્મૃતિ, ધર્મશાસ્ત્ર, પુરાણ અને પ્રયોગ ગ્રંથ ઇત્યાદિમાં એક સરખી રીતેજ કરવામાં આવી છે.

આ પ્રમાણે બ્રહ્માજીને પચાશ વર્ષ પુરાં થઇને ૫૧ એકાવનમા વર્ષનો પહેલો દિવસ પ્રચલિત છે. પ્રત્યેક દિવસમાં ૭૧ ૭૧ યુગ ચતુષ્ટય (ચતુર્યુગી) જેટલા સમયવાળા (૧૪) ચતુર્દશ મન્વન્તરો વ્યતીત થઇ જાય છે. એ પ્રમાણે વર્તમાન દિવસમાં તેવા સ્વયંભૂ ઇત્યાદિ છ મન્વન્તરો વ્યતીત થઇ ગયા છે. અને સાતમો વવસ્વત નામક મન્વન્તર ચાલે છે,

તેની (વૈવસ્વત મનુની) ૨૭ યુગોની ચોકડીઓ વીતી ગઈ. વર્તમાન કાળમાં ૨૮મી ચોકડી ચાલે છે.

આધુનિક પ્રજા પ્રાયઃ ઘડીયાળની ગતિ ૨૪ કલાકથી અધિક જોતી નહિ હોવાથી તેમાં ચોવીશ કે તેથી ન્યૂન (૧૨) કલાકનીજ ગતિ સમજે છે, પરંતુ ખરી રીતે ઘડીયાળ ઉત્પન્ન થયા પછી દશ વર્ષમાં તેની ગતિ એકંદર કેટલા કલાકોની થઇ હશે તેની માત્ર ગણના કરીએ તો જણાઈ આવે છે કે દશ વર્ષમાં ૮૬૪૦૦ કલાકો જેટલી ગતિ તેમાં થઈ છે. પરંતુ તે વાર્તાનું થોડાઓનેજ સ્મરણ હોય છે. જેથી આપણે પ્રાચીન સૃષ્ટિની તેમજ બીજા મન્વન્તરોની 'ઘટમાળોપમ' કાળગણનાને મુકી દઇ કિમ્બહુના વર્તમાન મન્વન્તરની પણ સત્યાવીશ ચતુર્યુગીઓની કાળગણના મુકી દઈ ચાલુ અઠ્ઠાવીશમી ચતુર્યુગીની વાર્તા યથામતિ લખીશું.

વર્તમાન કાળમાં પાશ્ચિમાત્ય વાતાવરણનું જોર એટલું બધુ વધ્યું છે કે પ્રાચીન રીતિએ કાળગણના કરવાથી વિદેશી લોકો ઉપહાસ કરશે એવી ભીતિથી કિંવા પોતાને વિદેશીઓ સુધારક નહિ કહે એવા વાસનામય મનોભાવથી યૂરોપિયનોને અનુકુલ થાય તેવી કાળગણના કેટલાક અત્રત્ય વિદ્વાનોએ પણ કરી છે.

કૅર્નલ જેમ્સ ટૉડે મનુથી સૂર્યવંશી સુમિત્ર સુધી દરેક પેઢીની સરેરાશી બાવીશ વર્ષની લખી છે. જ્યારે પં. શ્યામ-

બિહારી તથા શુકદેવબિહારીએ (પોતાના ભારતવર્ષકા ઇતિહાસ નામક પુસ્તક ભા ૧ પૃ ૫૩માં) ૨૫ વર્ષની સરેરાશી કહી છે, તે યુરોપિયનોને ખુશ કરવા સારૂં જ છે એમ પ્રતીત થાય છે. કેમકે તેઓ વધુમાં લખે છે કે "વિજયી-વિલિયમથી વિકટોરીયા મહારાણી સુધી પેઢીઓ ગણીશું તો પણ ૨૫ વર્ષની સરેરાશી આવે છે."

મન્વન્તરની અને હાલના મનુષ્યના અવસ્થા સમાન ગણવાનું માન જેમણે મેળવ્યું હોય તે ગમે તેમ લખે, પરંતુ આપણે તેવા માનને ઇચ્છતા નથી.

ઇક્ષ્વાકુના પુત્ર નિમિ રાજાએ હજાર વર્ષ ચાલે તેવો યજ્ઞ કર્યો હતો. (વિષ્ણુ ૪—૫—૧) તથા વિશ્વામિત્રે હજારો વર્ષ તપશ્ચર્યા કર્યાની વાર્તા (पूर्णे वर्षे सहस्रे तु भूय एव महातपा ॥ वाल्मीकि रा बाल स ૫૭શ્લો૯માં) પ્રસિદ્ધ છે. શ્રીરામચંદ્રજીએ દશ હજાર વર્ષ પર્યન્ત યજ્ઞો કર્યા હતા (दशवर्षसहस्राणि वाजिमेधानथाकरोत् वाल्मी. उ स ૯૯) દુર્વાસા ઋષિએ ૧૦ હજાર, વર્ષ તપશ્ચર્યા કરી હતી. (વા ઉ સ. ૧૦૫) અને યયાતિરાજા હજાર વર્ષ ગૃહસ્થાશ્રમમાં રહ્યો હતો (વા. ઉ. સ ૫૮ તથા ૫૯) અને મહા ભા આદિ અ. ૭૫ તથા અ ૮૪—૮૫ ઇત્યાદિ ઠેકાણે) આ ઉપરાંત અનેક એવી કથાઓ મહાભારત તથા વાલ્મીકિ રામાયણ ઇત્યાદિમાં છે તે વાર્તાઓ અત્યુક્તિ ભરેલી છે એમ માનવા કરતા, આયુર્વેદના ચરક, શુશ્રુત હારિત અને વાગ્ભટ્ટ ઇત્યાદિમાં જે કલ્પો લખવામાં આવ્યા

છે, તે કલ્પોને કુટી પ્રવેશપૂર્વક સાધવાથી હજારો વર્ષની અવસ્થા થઇ શકે છે, તે તથા આયુષ્યવૃદ્ધિ માટે યોગશાસ્ત્રમાં પણ સ્પષ્ટ રીતે લખવામાં આવ્યું છે, તે વાર્તાને માનવામાં શી અડચણ આવે છે?

જો કે પુરાણોમાં વર્ણવેલી સઘળી હકીકત ખરી છે એમ હું કહેવા ઇચ્છતો નથી, કેમકે સાંપ્રદાયિક આગ્રહને લીધે તેમજ દ્વેષને લીધે ઇતર લોકોએ, કેટલીક વાર્તાઓ પાછલથી ઉમેરી છે એમ પ્રતીત થાય છે. તથા કેટલાક લોકોએ સ્વાર્થને લીધે, કેટલાકોએ અજ્ઞાનને લીધે પણ તેમાં ભરતી કરી છે. તેમજ જ્યોતિષશાસ્ત્રની ગ્રહ-ગણિતથી અજ્ઞાત એવા કેટલાક વિદ્વાનોએ તેમાં ગ્રહ, નક્ષત્ર ઇત્યાદિના અસંભવિત યોગાનુયોગ લખીને પ્રક્ષિપ્તપણાની વધારે સાબીતી કરી દઇ, પુરાણોની કથામાં વર્ણવેલી ઘટનાઓના 'સમયમાં' કેટલેક ઠેકાણે ઘોટાળો પણ કરી દીધો છે.

તેમ છતાં તેમાં લખેલી સર્વ વાર્તાઓ અસત્ય છે એમ કહેવા પણ હું તૈયાર નથી. કેમકે આયુષ્યવૃદ્ધિની કિંવા લાંબી આયુષ્યની વાર્તાઓ કેવળ પુરાણો કે મહાભારત અને વાલ્મીકિ રામાયણ, ચરક, શુશ્રુતમાંજ છે એમ નથી, કિન્તુ ઋગ્વેદમાં પણ તેવી વાર્તાઓ અનેક પ્રસંગોમાં આવેલી છે. જુઓઃ—

'दीर्घतमा मामतेयोजुजुर्वान्दशमे युगे ॥'

ऋग्वेद मं. १ अनु. २२ सू. १५९.

भाष्यम् । दीर्घतमाः एतन्नामा महर्षिः; स च मामतेयः ममतायाः पुत्रः दशमे युगे दशयुगपर्यन्त महानुभावयो रश्विनोः प्रभावात्पूर्वोक्ताद्दुःखाद्विमुक्तः । અર્થાત દીર્ઘતમા નામનો મહર્ષિ, આશ્વિની કુમારોએ કરેલા ઔષધોપચારથી દશયુગ પર્યન્ત જીવન ટકાવી શકયો હતો. તથાઃ—

દિવ્ય ઔષધીથી આયુષ્યની વૃદ્ધિ થવાની વાર્તાને ઋગ્વેદ મં. ૧ અનુ. ૬ સૂકત ૨૩ નું પણ અનુમોદન મળે છે. તથાઃ—

સ્વામી રામતીર્થે લખ્યું છે કે, "આધુનિક વિચારના (અલ્પ દૃષ્ટિ મર્યાદાવાળાં) મનુષ્યોને ઋષિઓના વરદાન તથા શાપથી કેટલાક લોકોની સ્થિતિ બદલાઈ જતી હતી." આ વાર્તા કલ્પિત ભાસે છે. પરંતુ અમેરિકામાં એવી બાબતો પ્રત્યક્ષ નજરે દેખાય છે. કોલેજો અથવા દવાખાનાનામાં હજારો દર્દીઓને ફક્ત ઇચ્છાશક્તિના બળથીજ સાજા કરવામાં આવે છે. 'પ્રોફેસરની ઇચ્છા પ્રમાણે 'મેજને બદલે ઘોડી દેખાય અને જેમ્સ સાહેબના ડોકટર 'પોલ' બની જાય છે.' એવી અસંખ્ય બાબતો છે. ગ્રં. ૧ પૃ૦ ૩૯.

તથા મેગાસ્થનિજ નામનો ગ્રીક દેશનો વકીલ ઇ. સ. પૂ. ૩૨૭ વર્ષપર હિંદુસ્થાનમાં આવ્યો હતો તેણે પોતાના વૃત્તાન્તના ખંડ ૨૭ પૃ. ૪૫માં લખ્યું છે કે "હિન્સ્થાનના 'પંડોરી' લોકો, ૨૦૦ વર્ષ જીવે છે."

આ ઉપરાંત ઈજીપ્ત અને ખાલદિ કિંવા બાબીલોન આ દેશના દેવાંશી રાજાઓએ ઘણાં વર્ષ રાજ્ય કર્યું હતું

એમ ત્યાં લખ્યું છે. તથા 'જ્યૂ' લોકોમાં મોઝીસથી ૧૧ પુરૂ ષોની '૨૨૬૨' વર્ષની વય લખી છે. અને તે લોકો પેઢીઓ ઘણીજ સંભાળથી લખે છે. ઈત્યાદિ તથા ઇજીપ્તમાં પહેલો માનવી રાજા ઇ. સ. પૂ ૩૩૭૦માં રાજ્ય કરતો હતો. ચીનનો પહેલો માનવી રાજા ઈ. સ. પૂ. ૨૦૮૫ ઉપર રાજ્ય કરતો હતો. (જુએ ભારત ઉપસંહાર પૃ. ૯૩) ઈત્યાદિ વાર્તાઓને અન્યથા કલ્પી કેટલાક વિદેશી લોકોએ આપણા ઐતિહાસિક ભાગને ભારે અન્યાય આપ્યો છે.

કર્નલ જેમ્સ ટૅાડ સાહેબે રાજસ્થાન ભાગ ૧ પૃ. ૩૩માં લખ્યું છે કે "સૂર્યવંશી રામચંદ્રજી યદુવંશની મોટી લડાઈ અગાઉ ચાર પેઢી ઉપર થઇ ગયલો જણાય છે!" વળી પૃ. ૪૬ માં લખ્યું છે કે "શ્રી રામચંદ્રજી તથા કૃષ્ણ સમકાલીન હતા." પૃષ્ઠ ૩૫ માં લખ્યું છે કે 'ત્રેતાયુગ પછી કલિયુગ થયો" તથા પૃ. ૪૭૬ માં લખ્યું છે કે "'કનૈયો દ્વાપરયુગના છેવટ વખતે જીવતો હતો, એટલે ઇસુખ્રિસ્તની પહેલાં આસરે ૧૧૦૦ થી ૧૨૦૦ વર્ષ ઉપર હતો." તથા પૃ. ૫૫ માં લખ્યું છે કે "યુધિષ્ઠિરથી પૃથુરાજ સુધીમાં દિલ્હીની ગાદીએ એકસો રાજાઓ થઇ ગયા, તે તેટલો વખત ૪૧૦૦ વર્ષનો છે.!" અને પૃ૦ ૮૭ માં લખ્યું છે કે, "યુધિષ્ઠિરનો વારસ અનંગપાલ ૨૨૫૦ વર્ષ પછી થયો." ઇત્યાદિ.

આ પ્રમાણે આપણા પ્રાચીન ઇતિહાસ પુરાણ ઈત્યાદિથી વિરૂદ્ધતાવાળા એવં પરાપૂર્વની વિરૂદ્ધતાવાળા ટૅાડના લેખો

માટે એથી અધિક ઉદાહરણોની આવશ્યકતા છે ખરી કે! ત્રેતાના અંતમાં થઇ ગયેલા શ્રી રામચંદ્રજી અને દ્વારપરયુગના અંતમાં થઈ ગયેલા શ્રીકૃષ્ણને પણ ટૉડ સાહેબે સમકાલીન અને ચારપેઢી જેટલા અંતરમાં થયેલા અનુક્રમે બે ઠેકાણે લખ્યા છે. જેનું પુરાણોમાં અંતર દેવમાનના ૨૪૦૦વર્ષનું લખ્યું છે, તેમ ત્રેતાયુગ પછી દ્વાપરયુગ થવાની વાર્તા સર્વ સાધારણ સુવિદિત છે. પરંતુ ટૉડે ત્રેતાયુગ પછી કલિયુગ થયાનું લખ્યું છે. અને "શ્રીકૃષ્ણ દ્વાપુરયુગના અંતમાં હતો પણ ઈસ્વીસનથી અગાઉ ૧૨૦૦ વર્ષ ઉપર હતો" આમ ટૉડે લખ્યું છે. પરંતુ ખરી રીતે જોતાં તેમને પાંચ હજાર ઉપર વર્ષ થઇ ગયાં છે.

પં૦ શ્યામબિહારી તથા શુકદેવબિહારીએ લખ્યું છે કે "બુદ્ધ સમયવાળા અજાતશત્રુ"થી જરાસંધ સૂધીમાં ૩૫ રાજા થઈ ગયા છે. તેથી તેનાં વર્ષો ૮૭૫ (૨૫ વર્ષની સરેરાશી પ્રમાણે) થયાં, એટલે વિક્રમથી પૂર્વે ૧૫૦૦ વર્ષપર યુધિષ્ઠિર હતા." भारत. इति. पृ० ५४.

આ પ્રમાણે કલિયુગનો આરંભકાળ તે યુધિષ્ઠિર રાજાનો રાજ્યકાળ જેને આજ પાંચ હજાર ઉપર વર્ષ થઇ ગયાં છે, છતાં કેટલાક લેખકોએ, તથા ઇતિહાસકારોએ તેમાંથી અંદાજ પંદર, કોઇએ સત્તરસો વર્ષ ઉડાવી નાખ્યાં છે, પરદેશી ઇતિહાસકારોએ તો વર્ષસંખ્યા ઓછી ગણવાનું ખાસ વ્રત લીધું છે. અર્થાત્ યુધિષ્ઠિર રાજાના રાજ્યકાળને આજે ૩૫૦૦ વર્ષથી અધિક સમય થયો છે એમ

એક પણ વિદેશી લેખકે લખ્યું નથી, કિંબહુના અત્રેના જાણીતા વિદ્વાનોમાંથી પણ કેટલાક વિદ્વાનો ઉપર જણાવેલા વિદેશી લોકોના અભિપ્રાયનેજ માન્ય રાખે છે !

આવી સ્થિતિમાં આપણે સત્યયુગથી કાળગણના શરૂ કરીએ, તે કરતાં કલિયુગથીજ કાળગણના શરૂ કરીએ તો તે અધિક ઉપયોગી થશે. કેમકે કલિયુગના વાસ્તવિક આરંભકાળ સુધી પણ ' સુધારકમન્યોમાંથી અપવાદ સિવાય ' કોઇ પહોંચ્યો નથી.

વર્તમાન સમયમાં કેવળ પ્રાચીન ઇતિહાસ, પુરાણના પ્રમાણોથી કાળગણના કરનારને ભણેલા ' જંગલી ' કહી તેના લેખની સુધારકમન્યો અવગણના કરે છે.

જેથી આપણે કેવળ તેમ નહિ કરતાં આધુનિક સુધારકમન્યોના લેખોમાં રહેલી અશુદ્ધિઓ દેખાડી અર્થાત તેમણે પોતે કરેલી કાળગણનામાં તેઓ પોતે કેમ ભૂલ્યા છે તે સપ્રમાણ સિદ્ધ કરી આપી તેમના ભૂલવાળા માર્ગની ભૂલો સુધારતાં કિંવા તેમના મિથ્યા અનુમાનો રૂપી ગિરિશિખરોને તોડી, તે વડે તેમની ભૂલો રૂપી ગર્તાઓને પૂરતાં તેજ માર્ગે આપણે તેમને કલિયુગના વાસ્તવિક (ખરા) આરંભકાળ પાસે પહોંચાડી દઇશું.

આટલું સિદ્ધ કર્યા પછી આશા છે કે સુધારકમન્યો પ્રાચીનતમ કાળની, કાળગણના પણ સ્વીકારી લેશે.

પરંતુ ગર્તાઓ પૂરવાનું કામ પણ કાંઈ સુગમ નથી. 'નંદ' નામવાળા રાજા ઘણા થઈ ગયા છે, તેમજ ચંદ્રગુપ્ત નામક રાજા પણ ઘણા થઇ ગયા છે તેમાંથી કયો નંદ કયા સમયમાં હતો? તેમજ કયો ચંદ્રગુપ્ત કયા સમયમાં હતો? ઇત્યાદિ વાર્તા માટે પુરાણો તથા પરદેશી ઇતિહાસકારોના લેખોની એકવાકયતા કરવામાં પરિશ્રમ અવશ્ય છે.

કૃષ્ણચરિત્ર પૃ૦ ૧૫ માં લખવા પ્રમાણે "મેગાસ્થનિસ નામક વિદ્વાન્ ક્રિશ્ચિઅન સૈકાની પહેલાં આસરે ત્રણ ચાર સદી પર હિન્દુસ્થાનમા આવી ચંદ્રગુપ્તની રાજધાનીમાં રહી ગયો હતો."

ઈ. સ. ૪૧૩ સૂધી તેનો શાસનકાળ હતો એના સમયમાં 'ફાહીયાન' નામના બૌદ્ધ યાત્રીએ ચીનથી આવી ભારતવર્ષમાં ઇ. સ ૩૯૯ થી ઇ સ. ૪૧૪ સૂધીનાં ૧૫ વર્ષ વ્યતીત કર્યાં હતા.

આ પ્રમાણે ઉપર્યુક્ત એ બે ચંદ્રગુપ્તોના સમયમાં આઠસો વર્ષનું લગભગ અંતર આવે છે તથા પ્રાચીન લેખમાલા ભાગ. ૨ પૃ ૭૫ માં લખ્યુ છે તે પ્રમાણે 'શાક સંવત્' ૮૩૨ મા ચંદ્રગુપ્ત હતો. "शाक संवत ८३२ वैशाख पोर्णमास्यां महावैशाख्या ...स्वहस्तोऽयं श्रीचन्द्रगुप्तस्य

આ પ્રમાણે ત્રણ ચંદ્રગુપ્ત નામક રાજાઓ ભિન્નભિન્ન સમયમા થયા હોવાથી કેટલાક લેખકોએ તેમના સમકાલીન પુરુષોના વિષયમાં કાળવિપર્યાસ કરી નાખ્યો છે.

તેમજ નંદના વિષયમાં પણ ગડબડ થયેલી હોવી જોઇએ પહેલો નંદ કે અંતિમ નદ અર્થાત અમુક વર્ણન માટે અમુક નંદનો કાળ મળે છે એમ સ્પષ્ટ કોઇયે લખ્યું નથી.

કલિયુગના આરંભ કાળ કિંવા પરિક્ષિતના રાજ્યકાળની વર્ષ ગણના કરવા સારૂ બંકિમચંદ્ર બાબુ નીચેના વિષ્ણુ પુરાણનાં પ્રમાણવચન લખે છે–

सप्तर्षीणांश्च यौ पूर्वौ दृश्येते उदितौ दिवि ।
तयोस्तु मध्यनक्षत्रं दृश्येते यत्समं निशि ॥

तेन सप्तर्षयो युक्तास्तिष्ठन्त्यब्दशतं नृणां ।
ते तु पारिक्षिते काले मघास्वासन् द्विजोत्तम ॥
तदा प्रवृत्तश्च कलिर्द्वादशाब्दशतात्मकः ॥

विष्णु पु. अंश. ४ अध्याय २४ श्लो. ३३, ३४

આ શ્લોકોનો અર્થ બ કિમ બાબુએ આ પ્રમાણે લખ્યો છે –

" સપ્તર્ષિ મ ડળના ઝુમખામા આકાશમાં પૂર્વ દિશાએ જે બે તારા ઉદિત થયેલા દેખાય છે તેની સીધી લીટીમા જે મધ્ય નક્ષત્ર ( એટલે અહિ આ અશ્વિની વગેરેનુ ) દેખાય છે, તે નક્ષત્રમા સપ્તર્ષિ સાતસેં વર્ષ રહે છે પરિક્ષિતના વખતમા સપ્તર્ષિ મઘા નક્ષત્રમા હતા અને તે વખતે કલિયુગના બારસે વર્ષ થઇ ગયા હતા. મતલબ કે એ ગણત્રિ પ્રમાણે કલિયુગના બારસે વર્ષ ગયા પછી પરિક્ષિત રાજા થયેલો, અને જો તેમ હોય તો ઉપરના ૩૪ મા શ્લોકમા કહ્યા પ્રમાણે ક્રાઇસ્ટની પૂર્વે ૧૯૦૦ વર્ષ ઉપર કુરૂક્ષેત્રની લડાઇ હોવી જોઇએ પરતુ ૩૩ મા શ્લોકમા કહ્યુ છે તે પ્રમાણે આ ગણત્રિને તે ગણત્રિ મળતી આવતી નથી "

આ બકિમચંદ્રના કરેલા અર્થને જોતાં પ્રતીત થાય છે કે તેઓ શ્લોકનો અર્થ સમજ્યા નથી કેમકે ' यौ पूर्वौनो પૂર્વ દિશાએ જે બે તારા ' આવો અર્થ કર્યો છે તે ખરા બર નથી કિન્તુ यौ જે બે તારા पूर्वा-उदय समये प्रथम

મુદિતૌ, ઉદય વખતે પ્રથમ ઉદિત થયેલા દ્દશ્યેતે દેખાય છે. અર્થાત્ સમર્ષિઓના સાત તારામાંથી સર્વથી પ્રથમ ઉદિત થયેલા તારા જે પશ્ચાત્ પશ્ચિમ તરફ નૈઋત્ય તથા વાયવ્ય ખૂણામાં પ્રતીત થાય છે, 'કેવળ' તેને પૂર્વ દિશાએ ઉદિત થયેલા જણાવવામાં બંકિમની પ્રથમ ભૂલ થયેલી છે !

એક નક્ષત્રમાં સપ્તર્ષિઓ મનુષ્યોનાં એકસો વર્ષ રહે છે, એમ શ્લોકમાં સ્પષ્ટ લખ્યું છે છતાં બંકિમે "નક્ષત્રમાં સપ્તર્ષિ સાતસેં વર્ષ રહે છે." એમ લખીને બીજી ભૂલ કરી છે ! અને અસાધારણ એવી ત્રીજી ભૂલ બંકિમે "તે વખતે કળિયુગનાં બારસેં વર્ષ થઇ ગયાં હતાં" એમ લખીને કરી છે.

પરંતુ ખરી રીતે પરિક્ષિતના વખતમાં સપ્તર્ષિ મઘામાં હતા, તે વખતે દેવમાનનાં બારસો વર્ષ જેટલા સમયવાળો કલિયુગ પ્રવૃત્ત થયો આમ શ્લોકમાં સ્પષ્ટ છે. આ શ્લોક વિષ્ણુ પુરાણ અંશ ૪-૨૪-૩૪, માં છે. અને ભાગવત ૧૨-૨-૩૧ માં છે, તેમાં દરેક ઠેકાણે એકજ પ્રકારનો સ્પષ્ટ અર્થ છતાં બંકિમ બાબુ અને તે પુસ્તકના અનુવાદક "રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ, એ, એલ, એલ, બી, જડ્જ સ્મોલ કૅાઝ કોર્ટ" સાવ કેમ ભૂલી ગયા છે ?

દેવમાનનાં બારસો વર્ષ તે આપણાં ૪ લાખ ૩૨ હજાર વર્ષ થાય છે, એમ અમોએ ઘણાં પ્રકરણોમાં લખ્યું છે.

તેમજ ઉપલા શ્લોકમાં "तिष्ठन्त्यब्द शतं नृणां" સપ્તર્ષિ, મનુષ્યોનાં એકસો વર્ષ 'એક નક્ષત્રમાં' રહે છે, એમ નૃણાં શબ્દે કરી મનુષ્યોનાં વર્ષ કહેલાં હોવાથી, દેવતાઓની વર્ષસંખ્યા કિંવા દેવતાઓનું વર્ષમાન ભિન્ન પ્રકારનું હોય છે એવી અર્થાપત્તિની સહજમાં ઉપસ્થિતિ થઇ આવે છે, તે વિગેરે તરફ બાબુ સાહેબ અને જજ્જ સાહેબે લક્ષજ આપ્યું નથી એમ દેખાય છે.

આ ભૂલ બંકિમ બાબુ અને જજ્જ સાહેબની સાધારણ નથી, કિન્તુ રામેશ્વરના નંદીશ્વરથી પણ ઘણી મ્હોટી કહેવાય. કારણ કે 'બારસો વર્ષવાળો કલિયુગ પ્રવૃત્ત થયો એમ શ્લોકમાં સ્પષ્ટ લખ્યું છે. તેનો અર્થ તેમણે "તે વખતે કળિયુગનાં બારસેં વર્ષ થઈ ગયાં હતાં" એવો કર્યો છે. એ ભૂલ નાની કહી શકાય ખરી કે?

તે પછીના પેરેગ્રાફમાં " કળિયુગનાં બારસેં વર્ષ ગયા પછી પરિક્ષિત થયેલા દેખાય છે 'તેમાં' સાતસેં સપ્તર્ષિના મળીને ક્રાઈસ્ટની પૂર્વે ૧૯૦૦ વર્ષ ઉપર કુરૂક્ષેત્રની લઢાઇ થઇ હોવી જોઇએ " એમ લખ્યું છે. પરંતુ એમાં પણ અસાધારણ ભૂલ થયેલી છે.

કુરુઓના યુદ્ધારંભ કાળમાં પરિક્ષિતનો પિતા હતો, અને યુદ્ધ પછી તરતમાં પરિક્ષિતનો જન્મ થયો હતો, એ વાર્તા સર્વ સાધારણ પાઠક વર્ગથી પણ અજ્ઞાત નથી.

જેથી કુરુઓના યુદ્ધકાળ તથા પરિક્ષિતના જન્મકાળની વચમાં એક પણ શતાબ્દીનું અંતર હતું, એમ કહી શકાશે નહિ.

તેમ પરિક્ષિતના રાજ્યકાળમાં સપ્તર્ષિઓ. મઘા નક્ષત્રમાં હતા. પરંતુ બાણુના લખવા અનુસાર એક નક્ષત્રમાં તે સાતસો વર્ષ રહેતા નથી; કિંતુ પ્રત્યેક નક્ષત્રમાં સપ્તર્ષિ એકસો વર્ષ રહે છે.

કળિયુગનાં બારસેં વર્ષ વ્યતીત થયા પછી પરિક્ષિત રાજા થયા, તો પછી સાતસો વર્ષ તેમાં ઉમેરાય કેમ? અર્થાત પરિક્ષિતના સમયમાં કુરુઓનું યુદ્ધ થઈ ગયું હતું. તો પછી સપ્તર્ષિઓનાં વર્ષ યુદ્ધ પછીના કાળ માટે ગણવાનાં રહ્યાં.

તેમ છતાં પરિક્ષિતથી અગાઉ વ્યતીત થયેલાં 'તેમના હિસાબે' ૧૨૦૦ વર્ષમાં સાતસો વર્ષ મેળવીને ક્રાઈસ્ટથી

અગાઉ કુરુઓના યુદ્ધને ૧૯૦૦ વર્ષ થયાનું કેમ લખ્યું છે, અને તેમાં તેઓ પોતે પણ સમજ્યા છે ખરા કે?

ઉક્ત શ્લોકમાં ક્રાઈસ્ટથી કે બીજા કોઈ રાજાથી પ્રથમ કેટલાં વર્ષ ઉપર કુરુઓનું યુદ્ધ થયું હતું તે કાંઈ લખ્યું નથી; કિંતુ "પરિક્ષિતનાં સમયમાં સપ્તર્ષિઓ મઘા નક્ષત્રમાં હતા અને ત્યારે 'દેવમાનનાં' બારસેં વર્ષવાળો કળિયુગ પ્રવૃત્ત થયો." આટલીજ મુખ્ય વાર્તાનો ઉપર્યુક્ત શ્લોકમાં સમાવેશ કરવામાં આવ્યો છે.

તેમ છતાં વિષ્ણુપુરાણના વક્ષ્યમાણ શ્લોકના ભાવને મનમાં રાખી એક ઠેકાણે બીજુંજ લખી ગયા હોય તો પ્રભુ જાણે. અર્થાત્ પરિક્ષિત રાજાથી નંદ મહાપદ્મ પર્યંતના સમય માટેજ કદાચ તેમણે લખ્યું હોય પરંતુ તેમ હોય તો પણ તેમની નંદ સૂધીની કાળગણના પ્રમાણસિદ્ધ થતી નથી.

કેમકે તેમના લખવા ઉપરથી બારસેં વર્ષ કળિયુગનાં વીત્યાં ત્યારે પરિક્ષિત થયા, અને પરિક્ષિતના સમયમાં સપ્તર્ષિ મઘા નક્ષત્રમાં હતા. સપ્તર્ષિ પ્રત્યેક નક્ષત્રમાં બાણના કહેવા પ્રમાણે સાતસેં વર્ષ રહે છે. અને નંદના સમયમાં પૂર્વાષાઢા નક્ષત્રમાં સપ્તર્ષિ જશે એમ પુરાણોમાં લખ્યું છે.

યદ્યપિ મઘાથી પૂર્વાષાઢા દશમું નક્ષત્ર છે. જેથી દરેક નક્ષત્રમાં સપ્તર્ષિ સાતસેં વર્ષ રહેતા હોય તો દશમા નક્ષત્રમાં આવતાં

સૂધીમાં સાત હજાર વર્ષ, પરિક્ષિત અને નંદ મહાપદ્મની વચમાં વ્યતીત થઇ જવાં જોઇએ. પરંતુ આ ગણના પણ વાસ્તવિક નથી.

સંક્ષેપથી કહીએ તો ઉક્ત શ્લોકના અર્થમાં બાબુ સાહેબની સંપૂર્ણપણે પરામર્શવિકલતા થઇ છે.

અર્થાત્ ઉક્ત શ્લોકનો વાસ્તવિક અર્થ બાબુ સાહેબ સમજી કિંવા સમજાવી શકયા નથી. જેથી આપણે ઉક્ત શ્લોકનો વાસ્તવિક અર્થ નિમ્ન લિખિત પ્રમાણવચન પૂર્વક લખીશું.

सप्तर्षीणांश्च यौ पूर्वौ दृश्येते उदितौ दिवि ।
तयोस्तु मध्य नक्षत्रं दृश्यते यत्समं निशि ॥
तेन सप्तर्षयो युक्तास्तिष्ठन्त्यब्दशतं नृणां ।
ते तु पारिक्षिते काले मघास्वासन्द्विजोत्तम ॥
तदा प्रवृत्तश्च कलिर्द्वादशाब्दशतात्मकः ॥

विष्णु पु. अ. ४ अंश. २४ श्लो. ३३, ३४,

અર્થાત્ પ્રથમ પૂર્વે કિંવા અગ્રભાગમાં શકટ (ગાડાં)ના આકારવાળા સાત તારા (સપ્તર્ષિમંડળ) છે. તેમાં પૂર્વેથી બાણાકારે ત્રણ તારાઓ છે, તેમના અગ્ર પ્રથમના તારામાં 'મરીચિ,' મધ્યના તારામાં અરુંધતિ સહિત વસિષ્ઠ અને મૂલના તારામાં અંગિરા રહે છે; તથા તેના પશ્ચિમ ભાગમાં ખાટલાના આકારે ચાર તારાઓ છે, તેમાંથી ઇશાનના તારામાં અત્રિ

'અગ્નિ ખૂણાના તારામાં 'પુલસ્ત્ય,' નૈઋત ખૂણાના તારામાં 'પુલહ' અને વાયવ્ય ખુણાના તારામાં ક્રતુ રહે છે. અર્થાત ઈશાન, અગ્નિ, નૈઋત અને વાયવ્ય ખુણાના તારામાં, અત્રિ, પુલસ્ત્ય, પુલહ અને ક્રતુ અનુક્રમે રહે છે. ત્યાં પશ્ચિમ ભાગમાં યૌ પૂર્વો જે બે પ્રથમ ઉદિત થયેલા આકાશમા દેખાય છે, અર્થાત નૈઋત ખૂણાવાળા 'પુલહ' તથા વાયવ્ય ખૂણાવાળા 'ક્રતુ' એ નામોવાળા સપ્તર્ષિઓના સાત તારાઓમાંથી જે બે પ્રથમ ઉદિત થયેલા આકાશમાં રાત્રિના સમયે દેખાય છે, તેમનાથી પૂર્વના મધ્યમાં સમાન સૂત્રે દક્ષિણોત્તર રેખાના સમદેશમાં રહેલા અશ્વિની વિગેરે નક્ષત્રોમાથી કોઇપણ એક નક્ષત્રમાં સપ્તર્ષિઓ મનુષ્યોનાં એકસો વર્ષ પર્યન્ત રહે છે તે સપ્તર્ષિઓ પરિક્ષિતના સમયમાં મઘા નક્ષત્રમાં હતા; ત્યારે સંધ્યા તથા સંધ્યાંશ સહિત 'દેવમાનના' બારસેં વર્ષના સ્વરૂપવાળો કલિયુગ પ્રવૃત્ત થયો આ પ્રમાણે વિષ્ણુપુરાણની 'રત્નગર્ભભટ્ટાચાર્ય' કૃત સંસ્કૃત ટીકામાં સ્પષ્ટ લખ્યું છે તથા બૃહત્સંહિતા અ. ૧૩ શ્લો. ૪, ૫, માં અને ભાગવત સ્કં૰ ૧૨ અ. ૨ શ્લો. ૨૭, ૨૮ માં પણ ઉપર્યુક્ત શ્લોકનો અર્થ શ્રીધરસ્વામીએ ઉપર પ્રમાણેજ કર્યો છે.

તે ઉપરથી પાઠક વર્ગ જાણી ગયો હશે કે બંકિમચંદ્ર બાબુએ ઉપર લખી દર્શાવેલા વિષ્ણુપુરાણના શ્લોકોનો અર્થ યથાર્થ કર્યો નથી.

આગળ ચાલતાં બંકિમચન્દ્રે લખ્યું છે કે "સ્થિર તારા બિલકુલ ફરતા નથી." પરંતુ એમ લખવા માટે પણ એતદ્‌-વિષયક સંપૂર્ણ વિચાર તેમણે કર્યો નથી. કેટલાંક સ્થિર લગ્નોના નામો ઉપરથી તેવો સિદ્ધાન્ત તેમણે નિયત કર્યો હશે. પરંતુ 'તારા' સ્વરૂપે ફરતા ગ્રહ નક્ષત્રાદિકોમાંથી કેટલાંક નક્ષત્રો સ્થાનનું અતિજ સામાન્ય પરિવર્ત્તન કરે છે. પરંચ તેમના પરિવર્ત્તન માટે કેવળ આઠ હજાર માઇલ જેટલા વ્યાસવાળી પૃથ્વીના છેડા ઉપર ઉભા રહીને જોવાથી (તેટલાં લાંબા બિંદુઓની કલ્પના કરી ગણના કરવાથી) કાંઇપણ જાણી શકાય તેમ નથી. પરંતુ પૃથ્વીનો કક્ષામાર્ગ ૬૦ કરોડ મૈલનાં વર્તુલ જેટલો છે; આટલાં સુદૂરવર્ત્તી બે સ્થાનોથી જોયા પછી પ્રતીત થશે કે કેટલાંક નક્ષત્રો વિકલાનુંજ માત્ર પરિવર્તન કરે છે. જ્યારે કેટલાક સ્થિરતારા (ધ્રુવ તારા) પ્રતિવિકલાનાજ માત્ર પરિવર્તનને પામે છે. આથી જણાશે કે ખગોળ તથા ભૂગોલની એક પણ એવી વસ્તુ નથી કે જે કલ્પ પર્યન્તમાં કોઇપણ જાતના ફેરફારને પામ્યા વિના યથાસ્થિત હોય। કેમકે તેનું તો નામ શશિચક્ર હોવાથી. તેમ ચક્ર ભ્રમણશીલ હોવાથી શશિચક્રમાં રહેલાં દરેક નક્ષત્ર, તારાને થોડું ઘણું પણ ફરવુંજ પડે એમાં અધિક સમજાવવાની આવશ્યક્તા નથી.

કિંબહુના ધ્રુવ (અચલબિન્દુ) માટે પણ રાજવલ્લભ નામક શિલ્પશાસ્ત્ર સંબંધી ગ્રંથમાં લખવામાં આવ્યું છે કે

અમુક સ્થાનાન્તરને તે પણ પામે છે. અર્થાત્ રાજવલ્લભ અધ્યાય ૧ શ્લોક ૧૧ तारे मार्कटिके ध्रुवस्य समतां नीतेऽवलंबेचने " ની ટિપ્પણમાં લખ્યું છે કે "એકલા ધ્રુવના આધારે દિશા નકી થતી નથી. કારણ કે ધ્રુવને આખું જગત્ અચળ માનતું હશે પણ તે ચળાયમાન છે. સાંજે એક ભીંતના ખૂંણા ઉપર ધ્રુવને રાખી પ્રભાતે જોવામાં આવશે તો તે ભીંતના ખૂણાથી આશરે અર્ધહાથ પૂર્વ તરફ ગયેલા માલુમ પડશે; તો પણ તે પોતાનું મંડળ મૂકી બહાર જશે નહિ. એથીજ એનું ધ્રુવ ( અચલ ) એવું નામ છે."

कृत्तिकास्वादधीत । एता ह वै प्राच्यै दिशो न च्यवन्ते सर्वाणि ह वा अन्यानि नक्षत्राणि प्राच्यै दिशः श्चवन्ते ॥ शतपथ ब्राह्मणः ।

આ ઉપરથી પણ કૃત્તિકાનાં મંડળની તારાઓ પૂર્વદિશા મૂકી જતી નથી. ( પોતાના મંડળમાં સ્વલ્પ પણ ચાલન છેજ ) પણ કૃતિકા સિવાયનાં સર્વ નક્ષત્રો ચાલે છે આ વાર્તા તો શતપથ બ્રાહ્મણના વચનથી પણ સિદ્ધજ છે ( भारत उप. भा १० प्र. ४ पृ. ९८. )

તેમ છતાં કૃત્તિકા પૂર્વમાંથી ચાલતી નથી એમ લખવાનો કિંવા કહેવાનો ઉદ્દેશ તત્કાલીન શિષ્યોને ઉદ્દેશી હશે કેમકે ઇ સ. પૂર્વે ૩૦૦૦ વર્ષ વખતે વિષુવવૃત્તના ઉપર પૂર્વમાં બરાબર કૃત્તિકા હતી, તે ઇ૦ સ૦ ૧૯૦૦ થી વિષુવવૃત્તના ઉપર ઉત્તરમાં છે કેમકે સંપાત બિન્દુ દર '૭૨'

વર્ષે એક અંશ પાછલ હઠે છે. જેથી ઇ૦ સ૦ પૂર્વે ત્રણ હજાર વર્ષપર કૃત્તિકા 'પૂર્વમાં' હતી એવો નિર્ણય દીક્ષીતે પણ કર્યો છે. વિષુવવૃત્તના ચલનવશાત સંપાતબિન્દુનું ચલન થાય છે. અર્થાત સંપાતબિન્દુ પાછલ હઠે છે, તે પ્રમાણે જોતાં હાલમા કૃત્તિકા પૂર્વમાં ન દેખાય એ સંભવનીય છે.

કૃષ્ણચરિત્ર પૃ૦ ૧૮ માં બંકિમચંદ્રે લખ્યું છે કે "સપ્તર્ષિ મંડળ કોઈ દહાડો મઘા નક્ષત્રમાં હોઈ શકેજ નહિ, કેમકે તે રાશિચક્રની બહાર છે."

અમો તેમની વાતોને માન્ય રાખી પ્રશ્ન કરીશું કે રાશિચક્રથી બહાર રહેલ સપ્તર્ષિ મંડળના ઉપર દર્શાવેલા બે તારાના કે ઇતર તારાના વચેની સીધી લીટીમાં કોઈપણ નક્ષત્ર શું ન આવી શકે ? આપણે પણ ધ્રુવમંડળથી ઘણા દૂર છતા આપણા માટે ધ્રુવના નીચેના બે તારાઓનાં બિંદુઓની બરાબર વચમા અવલંબ (ઓળંબો) રાખી દિક્ સાધન કરવાનુ રાજવલ્લભના ૧ અધ્યાયમાં લખેલુ છે તે ઉપરથી જણાશે કે ગમે તેટલા સુદૂર રહેલા બે તારાઓના વચમા નક્ષત્રનું સૂચન કરી કાળગણના કરવાનો પ્રકાર વ્યવહારમાં આવ્યો હોય તેમાં અસંભવનીય જેવું કાંઈ નથી.

શક, સંવત કે ઈસ્વી સનથી પૂર્વે કેટલા વર્ષ ઉપર યુધિષ્ઠિર રાજા થઈ ગયા. આ પ્રશ્નના વિચાર સબંધે આગળ ચાલતા બંકિમચંદ્રે લખ્યું છે કે "પુરાણકારે શું સમજીને

એમ લખ્યું હશે તે અમારાથી કહી શકાતું નથી; પરંતુ વેન્ટ્રી સાહેબ તેનો આવો ખુલાસો આપે છે." તે સાહેબના કહેવા પ્રમાણે "ક્રાઈસ્ટની પૂર્વે ૫૭૫ વર્ષપર યુધિષ્ઠિર હતા."

આ વેન્ટ્રી સાહેબના કથનને કોઈપણ ઇતિહાસ અનુમોદન આપી શકે તેમ નથી, અને બંકિમબાબુએ પણ તેના કથનને માન્ય રાખ્યું નથી. તેમ છતાં ઉક્ત વર્ષસંખ્યા બાબુસાહેબે પુરાણના પૂર્વોક્ત શ્લોકને નહિ સમજવાથી તથા વિદેશી લોકો કરતાં પોતે વર્ષ સંખ્યા અધિક ગણે છે એમ જણાવવા ખાતર કદાચ લખ્યું હશે. પરંતુ બાબુની પોતાની માન્યતાને ઉક્ત લેખથી જરા પણ પુષ્ટિ મળતી નથી. જેથી બાબુસાહેબે વિષ્ણુપુરાણ તથા ભાગવતપુરાણનાં પ્રમાણથી, પરિક્ષિત રાજા અને નંદ નામક રાજાની વચમાં ૧૦૧૫ વર્ષ વીત્યાનું જણાવ્યું છે. પણ કયા નંદ તે સંબંધે કાંઇ લખ્યું નથી

प्रयास्यन्ति यदा चैते पूर्वाषाढां महर्षयः ।
तदानन्दात्प्रभृत्येष कालिर्वृद्धिं गमिष्यति ॥
विष्णुपुराण अंशः ४ अ. २४ श्लो. ३९.

यदा मघाभ्यो यास्यन्ति पूर्वाषाढां महर्षयः ।
तदा नन्दात्प्रभृत्येष कलि वृद्धिं गमिष्यति ॥
भागवत स्कंध १२ अ. २ श्लो. ३२.

મઘા સહિત પૂર્વાષાઢા સૂધી ગણતાં ૧૧ નક્ષત્ર થાય છે. ૧ મઘા, ૨ પૂર્વાફાલ્ગુનિ, ૩ ઉત્તરાફાલ્ગુનિ ૪ હસ્ત, ૫ ચિત્રા, ૬ સ્વાતિ, ૭ વિશાખા, ૮ અનુરાધા, ૯ જ્યેષ્ટા, ૧૦ મૂળ, અને ૧૧ પૂર્વાષાઢા, એ પ્રમાણે મઘા નક્ષત્રથી પૂર્વાષાઢા નક્ષત્રમાં જ્યારે સપ્તર્ષિઓ જશે, ત્યારે પ્રદ્યોતનવંશી નંદિવર્ધનથી કલિયુગ વૃદ્ધિને પામશે. અને શિશુનાગ વંશી નંદથી કલિયુગની અતિવૃદ્ધિ થશે એમ શ્રીધરીમાં સ્પષ્ટ લખ્યું છે. એ ઉપરાંત નિમ્ન લિખિત પ્રમાણવચનો અધિક વિચારણીય છે.

यावत्परिक्षितो जन्म यावन्नन्दाभिषेचनम् ।
एतद्वर्षं सहस्रन्तु ज्ञेयं पञ्चदशोत्तरम् ॥
विष्णु पुराण अंशः ४ अ. २४ श्लो. ३२.

आरभ्य भवतो जन्म यावन्नन्दाभिषेचनम् ।
एतद्वर्षसहस्रन्तु शतं पञ्चादशोत्तरम् ॥
भागवत स्कं. १२ अ. २ श्लो. २६.

આ બન્ને પુરાણોમાં વાત એકજ છે છતાં વિષ્ણુપુરાણમાં ૧૦૧૫ વર્ષે તથા ભાગવતમાં ૧૧૧૫ વર્ષે પરિક્ષિત પછી નંદને અભિષેક થવાનું લખ્યું છે, તે સમ્બન્ધે ભાગવતના પ્રસિદ્ધ ટીકાકાર શ્રીધરે લખ્યું છે કે "वर्षं सहस्रं पञ्चदशोत्तरं चेति कयापि विवक्षयाऽवान्तरसंख्येमम् ।" કોઈ ખાસ કારણસર આ અવાન્તર સંખ્યા થયેલી છે. ખરી

રીતે પરિક્ષિત અને નંદનું અંતર અંદાજ અઢી હજાર વર્ષનું છે. તેમ છતાં ઉપર્યુક્ત શ્લોકની વર્ષ સંખ્યા એજ પુરાણોમાં પ્રથમ જણાવી આવેલી વર્ષ સંખ્યા સાથે મળતી નથી. કેમકે પરિક્ષિતના સમકાલીન માગધ વંશી જરાસંધના પૌત્ર મારજારીથી આરંભીને રિપુંજય સૂધી વીશ રાજાઓ એક હજાર વર્ષ રાજ્ય કરશે એમ નવમસ્કંધમાં પણ લખ્યું છે.

( बार्हद्रथाश्च भूपाला भाव्याः साहस्रवत्सरम् ॥ )

भाग. ९, २२. ४८,

તે રિપુંજય પછી પાંચ પ્રદ્યોતનો ૧૩૮ વર્ષ રાજ્ય કરશે એમ ભાગવતના દ્વાદશ સ્કંધ અધ્યાય ૧ શ્લોક ૪ માં લખેલું છે. અને તે પછી શિશુનાગવંશી દશ રાજાઓ ૩૬૦ વર્ષ રાજ્ય કરશે એમ (ભાગ. ૧૨, ૧, ૭) માં લખ્યુ છે.

એ પ્રમાણે ગણતાં ૧૦૦૦, ૧૩૮ અને ૩૬૦ નો સરવાળો કરતાં ૧૪૯૮ વર્ષ થાય છે. તેમ છતાં નંદમહાપદ્મનો વાસ્તવિક સમય આવતો નથી. પરંતુ ભાગવતના શ્લોકનો અર્થ 'સહસ્ત્ર-હજાર અને પંચદશ શતં પંદરસો' એવો કરીએ તો, નંદમહાપદ્મ પર્યન્ત ૨૫૦૦ વર્ષ, અને તે પછી આવનાર-થનાર પહેલા ચંદ્રગુપ્તના ૧૦૦ વર્ષ તેમાં ઉમેરતાં, ચંદ્રગુપ્ત સૂધી અંદાજ ૨૬૦૦ વર્ષ થાય, અને ઇસ્વીસન્ પૂર્વે ચોથી સદીમાં પહેલો ચંદ્રગુપ્ત હતો. તે સમયનાં વર્ષ મેળવતાં કલિયુગને પાંચ હજાર વર્ષ થયાની વાર્તા મળી આવે છે.

તેમ વિષ્ણુપુરાણના શ્લોકમાં આવેલ જ્ઞેયં ને ઠેકાણે શતં એવું પદ મૂકવામાં આવે તો વિષ્ણુપુરાણ તથા ભાગવતના શ્લોકમાં એકસો વર્ષનો આવતો વિરોધ ટળી જાય છે. તેમજ સહસ્ત્રં-હજાર, પંચશતં પાંચસો અને દશોત્તરં ઉપર દશ એવો અર્થ પણ થઇ શકે છે. એક વાકયતાની ખાતર વ્યાકરણની કિલષ્ટતા તરફ દરગુજર કરીએ તો પુરાણોમાં આવતો પરાપૂર્વનો વિરોધ ટળી જાય છે. એટલે નવમસ્કંદમાં કહેલી વર્ષસંખ્યા લગભગ મળી આવે છે. અને સહસ્રંઉત્તરં પંચદશ શતં એવો અર્થ કરવાથી આધુનિક ઇતિહાસમાં આવતો વિરોધ પણ ટળી જાય છે. અર્થાત્ કળિયુગારંભ કાળ કિંવા પરિક્ષિતના રાજ્યકાળથી નંદમહાપદ્મ સુધી ૨૫૦૦ વર્ષ જેટલો કાળ વ્યતીત થયો હતો, આ વાર્તા સિદ્ધ થઇ જઇ આધુનિક ઇતિહાસમાં આવતા વિરોધને ટાળી નાખે.

તેમ છતાં ઉપર્યુક્ત અર્થ કર્યા સિવાય પણ આધુનિક ઇતિહાસકારોની ભૂલ દેખાડી શકાય છે. તે એવી રીતે કે અમુક પુરાણો પ્રમાણે નંદમહાપદ્મ નવ નંદમાંથી પહેલો છે. પણ 'નંદમહાપદ્મ' આવું નામ વિષ્ણુપુરાણ તથા ભાગવતમાં છે, પરંતુ મત્સ્ય, વાયુ અને બ્રહ્માંડ પુરાણમાં ઉક્ત નામ નથી. (જુઓ મહા. જ્ઞાન. प्रस्तावना खण्ड भाग ४ पृ. १७३)

જેથી કયા નંદને ઉદ્દેશી પરિક્ષિતથી વર્ષ સંખ્યા લખવામાં આવી છે તે તરફ આધુનિક ઇતિહાસકારોએ

લક્ષ આપ્યુ નથી તેજ ગેરસમજનું કારણ છે.

તે ઉપરાંત "મહારાષ્ટ્રીય જ્ઞાન પ્ર ભા ૪ પૃ ૭૧ તથા ૭૨ મા લખ્યુ છે કે" પ્રદ્યોત નામક રાજાઓથી પછી શિશુનાગવંશી રાજાઓ થયા હોવાનું પુરાણોમા લખ્યુ છે તે તેમાં લખવાની ભૂલ છે. કેમ કે અનેક પ્રમાણોથી સિદ્ધ થયું છે કે બિંબિસાર, ઉદયન અને 'ચંડ' પ્રદ્યોત એ બુદ્ધના સમકાલીન હતા.'

આ પ્રમાણે જોતાં 'ભાગવતમાં કહેલાં ૧૫૧૦ વર્ષ પહેલા નંદ સૂધીનાં, તથા ૩૬૦ નવ નંદોનાં એટલે શિશુનાગ વંશી રાજાઓનાં, અને ૧૩૮ પ્રદ્યોતન નામક રાજાના મળી કુલ ૨૦૦૮ ની વર્ષસંખ્યા થાય છે તેમાં ઈસ્વીસન્ પૂર્વે ૫૧૦ વર્ષે થયલા બુદ્ધનાં વર્ષ મેળવતાં ઇ. સ. પૂ ૨૫૧૮ વર્ષની સંખ્યા થાય છે. તેમ છતા તેમાં જે વર્ષ સંખ્યાની ન્યૂનતા આવે છે, તે કહ્લણ પંડિત કિંવા તેના આધારભૂત વારાહીસંહિતાના વચનને આભારી છે. અર્થાત્ તેમની ભૂલ થવાથી એ ભૂલ થવા પામી હશે કહ્લણની ભૂલ આગળ જતાં જોઇશું.

આગળ ચાલતા બાબુ સાહેબે (બંકિમચંદ્રે) કુરુઓના યુદ્ધકાળને નિયત કરવા સારૂ બીજો માર્ગ લીધો છે. આપણે તે અંશના તથ્યાતથ્ય માટે પણ વિચાર દર્શાવીશુ. અર્થાત્ તેમણે ભીષ્મપિતામહના દેહાંતકાળનો દર્શક જે ઉત્તરાયણ-કાળ તે સંબધે મહાભારતના "माघोऽयं समनुप्राप्तो" આ

વચનનો આધાર શોધ્યો છે. પરંતુ ઉક્ત શ્લોકના તાત્પર્ય વિપરીત ભૂત અર્થમાં પણ સમજવાની ભૂલ કાં ન થઇ હોય !

કેમકે પોષ પૂર્ણિમાના વળતા દિવસથી 'માઘ માસ'ની ગણના પણ જુના સમયથી પ્રચલિત છે. તે પ્રમાણે પોષ કૃષ્ણ ૭ મી અથવા ૮ મીથીજ ઉદગયન કાં ન થયું હોય? જો તેમ થયું હોય તો બંકિમચંદ્રનાં ગણેલાં ૧૫૦૦ વર્ષ- માંથી પણ એક હજાર વર્ષ ન્યૂન થઇ જાય છે. એવી પણ કોઇ કોટિ કરીને ક્રાઇસ્ટ પૂર્વે ૫૦૦ વર્ષ ઉપર કુરુઓના યુદ્ધકાળને કેમ ન લાવી મુકે? 'ત્રિમાગશેષ' આ વચન પૌર્ણિમાન્ત માસના અર્થમાં લેતાં પોષ કૃષ્ણ ૭ મી કિંવા ૮ મીને પ્રાપ્ત થાય છે. તેમ અમાન્ત માસના અર્થમાં લેતાં માઘ શુકલ ૭ મી કિંવા ૮ મીને પ્રાપ્ત થાય છે. અને તે પ્રમાણે જો અમાન્ત માસના માઘ કૃષ્ણ ૭ મી કિંવા અષ્ટમીના દિને ઉદગયન માનવામાં આવે તો આશરે ક્રાઇસ્ટથી પૂર્વે ૨૫૦૦ વર્ષ ઉપર કુરુઓનું યુદ્ધ થયું હતું એમ કહી શકાય. કદાચ 'રાજતરંગિણી' નામક ઇતિહાસકારે એમજ માનીને પોતાની કાળગણના શરૂ કરી હશે.

કેમકે તેમણે કલિયુગનાં ૬૫૩ વર્ષ વ્યતીત થયાં પછી કુરુઓનું યુદ્ધ થયું હતું એમ લખ્યું છે. 'ત્રિભાગ શેષ'ની વાર્તા કદાચ તેમણે માન્ય ન રાખી હોય.

લોકમાન્ય ટિળક ગીતા પૃ૦ ૫૫૬ માં લખ્યું છે કે "વેદાંગ જ્યોતિષમાં ઉદગયનનો આરંભ ધનિષ્ઠા નક્ષત્રના

આરંભથી થાય છે. તેથી તે પ્રમાણે ઉદગયનની સ્થિતિ ઈ૦ સ૦ પૂર્વે સુમારે ૧૪૦૦ વર્ષના વખતની છે. એમ જ્યોતિર્ગણિત ઉપરથી સિદ્ધ થાય છે અને મૈત્ર્યુપનિષદ્‌માં ઉદગયન 'ધનિષ્ઠાર્ધ'થી થાય છે. અને ઉદગયન અર્ધું નક્ષત્ર પાછળ પાડવા માટે સુમારે ૫૦૦ વર્ષ લાગે છે, એટલે ધનિષ્ઠાર્ધવાળું ઉદગયન ખ્રિસ્તની પૂર્વે સુમારે ૧૯૦૦ વર્ષ ઉપર થયું હશે."

આ પ્રમાણે લખ્યા પછી શ્રવિષ્ઠાર્ધ (ધનિષ્ઠાર્ધ) ના અર્થ માટે લોકમાન્યે લખ્યું છે કે "અર્ધપદનો અર્થ બરાબર 'અર્ધોઅર્ધ' એમ લેવો કે ધનિષ્ઠા અને શતતાર એ બેની વચ્ચે કોઇપણ સ્થળે "એવો લેવો" ? એ બાબતમાં મતભેદ છે."

આ ઉપર્યુક્ત લોકમાન્ય તિલકના લેખથી વાંચકવૃન્દ જાણી ગયો હશે કે ધનિષ્ઠા અને શતતારકાના સંધિકાળમાં પણ ઉદગયન થવું સંભવિત હતું. અર્થાત માઘ કૃષ્ણ અષ્ટમીની લગભગ થતું હતું. તે સ્થિતિ ખ્રિસ્ત પૂર્વે ૨૪૦૦ વર્ષની અંદાજ કહી શકાય. કેમકે માઘ શુદિ ૮ મીની લગભગ કિંવા ધનિષ્ઠાના આરંભ કાળમાંજ ઉદગયનનો આરંભ થયો હતો. આ વાર્તાને ખ્રિસ્ત પૂર્વે ૧૪૦૦ વર્ષ ઉપર માનનારાઓના અભિપ્રાય પ્રમાણેજ શતતારકાના આરંભકાળમાં કિંવા માઘ કૃષ્ણ ૮ 'અષ્ટમીના લગભગમાં' ઉદગયનને ખ્રિસ્ત પૂર્વે ૨૪૦૦ વર્ષ વીત્યાંજ હોવાં જોઇએ આ વાર્તા સિદ્ધ થાય છે.

તેથી કૃષ્ણચરિત્ર પૃ૦ ૨૨ માં બતાવેલી "માઘના પાછલા ભાગમાં ઉદગયન ન થાય" એવી બાણુ બંકિમચંદ્રની માન્યતા ઉડી જાય છે. હજી જુઓ.

મૃગશીર્ષ પૃ૦ ૧૭ માં સાંવત્સરિક સત્ર માટેના પ્રસંગોનાં સંપૂર્ણ અવલોકન પછી લોકમાન્યે લખ્યું છે કે "તૈત્તિરીય સંહિતાના કાળમાં ઉદગયનનો આરંભ ! માઘમાસની કૃષ્ણ અષ્ટમીની પૂર્વે અને માઘમાસની પોર્ણિમા પછીનો છે."

આથી ધનિષ્ઠા અને શતતારકાના સંધિકાળમાં ઉદગયન થવાની વાર્તા વધારે સ્પષ્ટ એવં માગદર્શિકા થાય છે. તેમ છતાં આપણને હજી પાંચસો વર્ષની આવશ્યકતા છે, જેથી તેમના હિસાબે અર્ધું નક્ષત્ર હજી પાછલ જવું જોઇએ; અર્થાત્ પાછલના નક્ષત્રથી કિંવા શતતારકાના મધ્યથી ઉદગયન થવાનું કલ્પવું પડે

લો૦ મા૦ ગીતા પૃ૦ ૫૬૬ માં લખ્યું છે કે "વેદાંગ જ્યોતિષના સમયમાં ઉત્તરાયણની શરૂઆત ધનિષ્ઠા નક્ષત્રના આરંભકાળથી થતી હતી.

ધનિષ્ઠાથી ઉત્તરાયણ થવાનો કાળ......શક પહેલાં આશરે પંદરસેં વર્ષ પર આવે છે. અને જ્યોતિર્ગણિતની રીતિએ ઉત્તરાયણને એક નક્ષત્ર પાછળ જવાને સુમારે એક હજાર વર્ષ લાગે છે. આ હિસાબે શ્રવણ નક્ષત્રના આરંભથી ઉત્તરાયણ થવાનો કાળ શક પહેલાં અંદાજ ૫૦૦ વર્ષ ઉપર આવે છે.

આ પ્રમાણેના તેમના ગણિત ઉપરથી પ્રશ્ન થાય છે કે હમણાનું ઉદગયન ઉત્તરાષાઢાના દ્વિતીય ચરણના આરંભકાળથી થાય છે. તેથી તે શ્રવણ નક્ષત્રથી ત્રણ ચતુર્થાંશ ભાગ જેટલું ઉત્તરાષાઢા નક્ષત્ર પાછળ હઠેલું કહેવાય. જો તેમજ હોય તો તેટલા સમય દરમીયાન ૨૩૪૫ વર્ષ કેમ વ્યતીત થઈ ગયાં ?

"શ્રવણ નક્ષત્રથી ઉદગયનની વાર્તા તથા તે ઉદગયન શક પૂ. ૫૦૦ વર્ષ ઉપર આવે." અને "એક નક્ષત્ર પાછળ જવાને સુમારે ઉદગયનને ૧૦૦૦ વર્ષ લાગે છે." ( ગી. પૃ० ૫૬૬ ) એવું તેમનું કથન આપણે પ્રથમ પણ બતાવી આવ્યા છીએ. ઇત્યાદિ ઉપરથી જણાઇ આવે છે કે તેમની કાળગણના શંકાસ્પદ અવશ્ય છે. પરંતુ ઉદગયન સંબધી કાળગણના કરવા માટે લો० મા०નો મુખ્ય આધાર વેદાંગ જ્યોતિષ્ ઉપર હતો. જેથી આપણે વેદાંગ જ્યોતિષ્‌ની યોગ્યતા સંબંધેજ અત્રે નિમ્ન લિખિત વિચાર દર્શાવીશું.

"વેદાંગ કાલીન એવાં ત્રણ જ્યોતિષ પ્રસિદ્ધ છે. સાંપ્રત સમયમાં વૈદિક બ્રાહ્મણો જે જ્યોતિષ્ કહે છે તે ઋગ્વેદ વેદાંગ જ્યોતિષ, તથા જેના ઉપર 'સોમ' કારની ટીકા છે તે યજુર્વેદ વેદાંગ જ્યોતિષ, અને ત્રીજું અથર્વણ વેદાંગ જ્યોતિષ છે. પ્રથમનાં બેમાં પુષ્કળ સામ્ય છે, તેમાંથી ઋગ્વેદાંગ જ્યોતિષમાં ૩૬ શ્લોકો પૈકી ૩૦ શ્લોક યજુર્વેદાંગ જ્યોતિષમાં છે. ત્યારે આ બે વેદાંગ જ્યોતિષોમાં મળી ૪૯ શ્લોકો

સ્વતંત્ર છે. આ સર્વ શ્લોકોનો અર્થ અદ્યાપિ લાગ્યો નથી. કૈલાસવાસી શંકર બાળકૃષ્ણ દીક્ષિત એમને ૪૯ શ્લોકો પૈકી ૩૬ નો અર્થ 'પ્રાયઃ' લાગ્યો છે.

વેદાંગ જ્યોતિષમાં વર્ષાદિમાન ભૂલ ભરેલું છે. તેમ તેમાંના શ્લોકોમાં પાઠભેદ ઘણો થયો છે. પાઠભેદ કયારે થયો તે પણ જાણી શકાતું નથી. તેમ એમાં ચંદ્ર અને સૂર્યની ગતિજ માત્ર છે, બાકીના ગ્રહોની ગતિ લખેલીજ નથી. महाराष्ट्रीय ज्ञानकोश प्रस्ता० भाग ५ पृ० २८६ थी २९५.

ઇત્યાદિ ઉપરથી વેદાંગ જ્યોતિષના આધારે થયેલી કાળગણના ઉપર કેટલો આધાર રાખવો તે માટે પાઠકવર્ગ સ્વયં વિચાર કરી લેશે. તેમ છતાં વેદાંગ જ્યોતિષ પ્રમાણે ઉદગયન કાળ ખ્રિસ્ત પૂર્વે ૧૪૦૦ વર્ષ ઉપર તથા મૈત્ર્યુપનિષદ પ્રમાણે ઉદગયન કાળ ખ્રિસ્ત પૂર્વે ૧૯૦૦ વર્ષ ઉપર અને તૈત્તિરીય સંહિતા પ્રમાણે ઉદગયન કાળ ખ્રિસ્ત પૂર્વે ૨૪૦૦ વર્ષ ઉપર હોઇ શકે. એવાં લોકમાન્યે અનુમાનો કર્યાં છે. તે વાર્તા ઉપર્યુક્ત ઉલ્લેખમાં આપણે બતાવી આવ્યા છીએ. હવે છેવટના તૈત્તિરીય સંહિતાના ઉદગયન કાળને ખ્રિસ્ત પૂર્વે ૨૪૦૦ વર્ષની અંદાજ સંખ્યા—તેવી કાળગણના મૃગશીર્ષના લેખ ઉપરથી—જેમ પ્રાપ્ત થાય છે, તેમ કલિયુગના આરંભ કાળને બંકિમચંદ્રના (કૃષ્ણ ચરિત્રના) લેખ ઉપરથી પણ ખ્રિસ્ત પૂર્વે ૨૪૦૦ વર્ષ ઉપરનો સમય પ્રાપ્ત થઈ આવે છે. કેમકે બંકિમબાબુની માન્યતા પ્રમાણે ૧૨૦૦ વર્ષ કલિયુગનાં

વ્યતીત થયા પછી પરિક્ષિત રાજાનો જન્મ થયો અને ખ્રિસ્ત પૂર્વે ૧૨૬૩ વર્ષ ઉપર પરિક્ષિત રાજા થઇ ગયો.

આ પ્રમાણે જો કે કળિયુગના આરંભકાળને આજથી અગાઉ ૪૪૦૦ વર્ષનાં લગભગ આપણે તેમનાજ લેખોથી પહોંચાડી શકયા છીએ; તેમ છતાં કુરુક્ષેત્રનો યુદ્ધકાળ તેમની કલ્પેલી કાળ શૃંખલામાંજ (ખ્રિસ્ત પૂર્વે ૧૪૦૦ વર્ષની સંખ્યામાંજ) પ્રાયઃ બાંધ્યો પડયો છે. તેને તે કાળ શૃખલામાંથી મુક્ત કરી રાજતરંગિણીનાં પ્રમાણ વચનથી બંકિમ વિગેરેના કલ્પેલા કલિયુગારંભના સમય સૂધી કુરુઓના યુદ્ધકાળને લઇ આવીશું. તત્પશ્ચાત્ રાજતરંગિણીકારની ભૂલ દેખાડી આપી તેને પણ આગળ વાસ્તવિક સમય પાસે લઇ જઈશું.

शतेषु षट्सु सार्धेषु त्र्यधिकेषु च भूतले ।
कलेर्गतेषु वर्षाणामभूवन्कुरु पाण्डवाः ॥
राजतरंगिणि तरङ्ग १ (प्राचीन. भा. १ पृ. ६८)

" અર્થાત્ ૬૫૩ વર્ષ કળિયુગનાં વ્યતીત થયાં તે વખતે કૌરવ અને પાંડવ થયા. અને આ સમયમાં કાશ્મીરમાં ગોનર્દ રાજા થઇ ગયો એ રાજા અને યુધિષ્ઠિર રાજા સમકાલીન હતા એમ પણ તેમાં જણાવેલું છે. એણે ૩૫ વર્ષ રાજ્ય કરેલું માટે આશરે સાતસેં વર્ષ બાદ થવાં જોઇએ જેથી ક્રાઇસ્ટની પૂર્વે ૨૪૦૦ વર્ષનો આશરો આવે છે " એમ કૃષ્ણચરિત્ર પૃ૦ ૧૭ માં બંકિમચન્દ્રે પણ લખ્યું છે

આથી કળિયુગના વાસ્તવિક આરંભકાળ પર્યન્ત પહોંચવાનું સોપાન મળી આવે છે અર્થાત કળિયુગના આરંભ કાળને આજે પાંચ હજાર ઉપર લગભગ વર્ષ થઇ ગયાંની વાર્તા સિદ્ધ થાય છે. તેમ કુરુઓનો યુદ્ધકાળ, જે ખ્રિસ્ત પૂર્વે ૧૪૦૦ વર્ષની કાળશૃંખલામાં બાંધેલો હતો તે પણ ત્યાંથી છુટીને એક હજાર વર્ષ જેટલો આશરે પાછલ જઈ પહોંચ્યો છે; તથાપિ પોતાના વાસ્તવિક સમય પર્યન્ત પહોંચ્યો નથી. અર્થાત કળિયુગનો આરંભકાળ અને પરિક્ષિત રાજાનો રાજ્યકાળ એકજ છે. પણ તેને આપણે આ પ્રસંગમાં હજી સિદ્ધ કરી શકયા નથી. અર્થાત્ તેટલું કાર્ય આપણા માટે અવશિષ્ટ રહેલું છે. તે માટે અન્વેષણ કરી કલિયુગના આરંભકાળ અને મહારાજા પરિક્ષિતના રાજ્યકાળને એકજ-કાળસૂત્રમાં બાંધવા પ્રયત્ન કરીશું.

"યુધિષ્ઠિરથી પૃથુરાજ સૂધીમાં દિલ્લીની ગાદીએ એકસો રાજા થઇ ગયા, અને તેટલો વખત ૪૧૦૦ વર્ષનો છે." (રાજસ્થાન પૃ૦ ૫૫)

પૃથુરાજ ૧૨૨૦ માં હતો, તે પ્રમાણે જોતાં અંદાજ કલિયુગારંભને ૪૯૦૦ વર્ષ થયાં. આ ટૉડના હિસાબે અંદાજ આપણને એકસો વર્ષની બાકી જરૂર રહે છે.

રાજસ્થાન ભાગ ૨ પૃ૦ ૧૯૪ મા ટૉડસાહેબે લખ્યું છે કે "શ્રીકૃષ્ણના રાજ્ય ચિન્હોને મેળવી પૃથ્વીબાહુ મરૂ-

ભૂમિમાં રાજ્ય કરવા લાગ્યો......તેનો વંશજ રાજા ગજ યુધિષ્ઠિરના શક ૩૦૦૮ વર્ષના વૈશાખ માસની ત્રીજ (અક્ષયતૃતીયા) ને રવિવારે રોહિણી નક્ષત્રમાં ગજનીના સિંહાસન પર બેઠો." તથા એજ પૃષ્ટમાં લખ્યું છે કે તે પછી રાજા ગજે કાશ્મીર પર ચડાઈ કરી, ત્યાંના રાજાની રાજકન્યા સાથે લગ્ન કર્યાં, તેમાંથી 'શાલિવાહન-શકકાર' પુત્ર થયો. તે પછી (પૃ૦ ૧૯૪ માં) લખ્યું છે કે તે શાલિવાહને પંજાબમાં શાલિવાહનપુરની 'વિક્રમ સંવત ૭૨ ના ભાદરવા શુદિ ૮ રવિવારના દિને થાંભલી રોપી."

આ ટૉડસાહેબની સંગ્રહ કરેલી પ્રાચીન બાતમી ઉપરથી સિદ્ધ થાય છે કે કળિયુગના આરંભકાળને આપણે સિદ્ધ કરવાના છીએ તેટલોજ સમય અંદાજ મળી રહે છે.

અર્થાત્ ટૉડસાહેબે સ્વતંત્ર કલ્પનાઓધીન્ સમયમાં કાપકૂપ કરી છે તે સમય માનવા યોગ્ય નથી, પરંતુ પ્રાચીન લેખોના આધારે તેમણે જે લખ્યું છે, તેમાં તથ્યાંશ અવશ્ય છે. માટે તેવી તેમણે લખી દર્શાવેલી બાતમીઓ અવશ્ય ઉપયોગમાં લેવી જોઇએ

તેનો ઉપયોગ પ્રસંગ પરત્વે આપણે કર્યો છે. ઉપરના ઉલ્લેખથી કળિયુગના વાસ્તવિક કાળને સંપૂર્ણ અનુમોદન મળે છે એ વાર્તા પુનઃ કહેવાની આવશ્યક્તા નથી. તેમ છતાં પ્રથમ વિચારવાની આવશ્યક્તા એ છે કે કાશ્મીરના

ઇતિહાસકાર પંડિત કહ્લણે ઉપર લખ્યા પ્રમાણે "કળિયુગનાં ૬૫૩ વર્ષ વ્યતીત થયા પછી, કુરુઓનું યુદ્ધ થયું હતું." એમ શા આધારે લખ્યું હશે ? કદાચ વરાહમિહિરનો આધાર તેમણે લીધો હોય તો તે સંભવિત છે. કેમકે વરાહમિહિર વિરચિત બૃહત્સંહિતા અધ્યા. ૧૩ શ્લોક ૩ માં લખ્યું છે કેઃ—

आसन्मघासु मुनयः शासति पृथ्वीं युधिष्ठिरे नृपतौ ।
षड्द्विकपञ्चद्वियुतः शककालस्तस्य राज्ञश्च ।

યુધિષ્ઠિરના સમયમાં સપ્તર્ષિઓ મઘા નક્ષત્રમાં હતા. તે શકકાર રાજા યુધિષ્ઠિરના સમયથી અમુક રાજાના સમય પર્યન્ત યુધિષ્ઠિર શકના ૨૫૨૬ વર્ષ વ્યતીત થયાં હતાં એમ શ્લોક ઉપરથી જણાય છે. ઇતરત્ર 'शक कालस्य तस्य राज्ञः' આટલો ઉકત શ્લોકમાં પાઠભેદ થયેલો દૃષ્ટિગોચર થાય છે.

પરંતુ આ શ્લોક બૃહત્સંહિતામાં આવેલો છે. ઉક્ત સંહિતા વરાહમિહિરની લખેલી છે. વરાહમિહિર વિક્રમ રાજાના નવ રત્નોમાંનો એક હતો આ વાર્તા સુપ્રસિદ્ધ છે; છતાં વરાહમિહિરનો જન્મ શાલિવાહન શકે ૪૨૭ અર્થાત્ વિક્રમ સંવત ૫૬૨ ની આસપાસ થયો હતો તેમ પોતાની ૭૦ વર્ષની વયમાં આ ગ્રંથ લખ્યો હતો ઇત્યાદિ ( ભારત ઉપસંહાર ભાગ ૧૦ પૃ૦ ૮૫ તથા મહારાષ્ટ્રીય જ્ઞા. પ્રસ્તા. ભા. ૫ ) માં

લખ્યું છે. પરંતુ તે વખતે કદાચ બીજો વરાહમિહિર થયો હશે.

પરંતુ વરાહમિહિરે શાલિવાહનથી અગાઉ ૨૫૨૬ વર્ષ ઉપર યુધિષ્ઠિર રાજા થઇ ગયા એમ લખ્યું છે એવી કેટલાકોની માન્યતા છે, પણ વાસ્તવિક રીતે તેમ નથી.

તેમ અમુક રાજા પર્યન્ત યુધિષ્ઠિરનાં ૨૫૨૬ વર્ષ વ્યતીત થયાં હતાં એમ લખવામાં વરાહમિહિરનો દોષ કિમ્વા ભૂલ નથી. કેમકે "યુધિષ્ઠિર રાજાથી વર્તમાન રાજા પર્યન્ત ૨૫૨૬ વર્ષ વ્યતીત થયાં" આવો કોઇ અર્થ કરીને વરાહમિહિર-' વિક્રમ રાજા પછી તરતમાં થયેલા-શકકાર શાલિવાહનનો સમકાલીન હતો જેથી શાલિવાહનને ઉદ્દેશી તેમણે એમ (યુધિષ્ઠિર રાજાથી શાલિવાહન પર્યન્ત ૨૫૨૬ વર્ષ વીત્યાનું) લખ્યું છે એમ કોઈ કહેતા હોય તો તે પણ બનતું નથી. કેમકે ઉક્ત શ્લોક વરાહમિહિર વિરચિત બૃહત્સંહિતામાં હોવા છતાં, તેમાંનો આશય ગર્ગના સિદ્ધાન્ત-માંથીજ સંગ્રહ કરેલો છે. વરાહમિહિર પોતેજ લખે છે કેઃ—

सैकाऽवलीव राजति ससितोत्पलमालिनी सहासेव ।
नाथवतीव च दिग्यैः कौबेरी सप्तभिर्मुनिभिः ॥

बृ. सं. अ. १३ श्लो. १.

ध्रुवनायकोपदेशान्नरिनर्तीवोत्तराभ्रमद्भिश्च ।
यैश्चारमहं तेषां कथयिष्ये वृद्धगर्गमतात् ॥

वृ० सं. अ. १३ श्लो. २.

અર્થાત્ જે સપ્તર્ષિઓથી ઉત્તર દિશા એક લટવાળી મોતીની માળા તથા શ્વેત કમળની માળાને પહેરનાર હસતી અને સ્વામીવાળી વનિતા જેવી પ્રતીત થાય છે, અને જે ઉત્તર દિશા ફરતા એવા સપ્તર્ષિઓ વડે અને ધ્રુવરૂપ નાયકના ઉપદેશથી ઉત્તર દિશા નાસતી હોય એમ દેખાય છે, તે સપ્તર્ષિઓનું ચાર (ફરવું) હું (વરાહ મિહિર) વૃદ્ધ ગર્ગના મતથી કહું છું.

આથી સિદ્ધ થાય છે કે ઉપર્યુક્ત બે શ્લોક પછી ત્રીજા શ્લોકમાં જે કાંઈ લખે છે તેમાં પોતાનું કાંઈ નથી, કિન્તુ વૃદ્ધ ગર્ગે જે લખ્યું છે તે વાતોનો પોતાના ગ્રંથમાં વરાહમિહિરે ઉલ્લેખ કર્યો છે. તો પછી ૨૫૨૬ વર્ષ યુધિષ્ઠિર રાજાથી શાલિવાહન સુધીમાં વ્યતીત થયાં હતાં એમ કહી શકાશે નહિ. કિન્તુ ગર્ગના સમયમાં જે શકકાર રાજા હોય ત્યાં સુધીમાં યુધિષ્ઠિરથી ઉક્ત સંખ્યાનાં વર્ષ વીત્યાં હોય એમ કહી શકાય.

વૃદ્ધ ગર્ગે કયા રાજાને ઉદ્દેશી કિંવા કઇ ઘટનાને ઉદ્દેશી એમ લખ્યું છે એ શંકાનું સમાધાન કર્યા અગાઉ જણાવી આપીએ કે 'વરાહ મિહિરે સ્પષ્ટ લખ્યુ છે કે, " વૃદ્ધ ગર્ગના મતથી 'નિમ્ન લિખિત સપ્તર્ષિ સંચાર એવં વર્ષ સંખ્યા

લખું છું." આ પ્રમાણેના ખુલાસા તરફ લક્ષ આપ્યા સિવાયજ કોઇએ ઉક્ત વર્ષસંખ્યાને યુધિષ્ઠિર અને શાલિવાહનના વચ્ચે અંતર તરીકેની ગણી લીધી હોય તો તેમાં વરાહમિહિરનો દોષ નથી. કિન્તુ તેવી માન્યતાવાળાનોજ દોષ છે. આ માન્યતાવાળાઓનો અગ્રણી પંડિત કહ્લણ છે. આ [1] કહ્લણ પંડિતે "लौकिकेऽब्देचतुर्विंशे शकालस्य सांप्रतम्। सप्तत्यप्यधिकं यातं सहस्रं परिवत्सराः" ॥ અર્થાત્ લૈકિક શક ૧૦૨૪ (ઇ. સ. ૧૧૪૮) માં રાજતરંગિણી નામક સંસ્કૃત કવિતાબદ્ધ ઇતિહાસ લખ્યો છે. તેમાં તેમણે વરાહમિહિરની 'द्विक०' ૨૫૨૬ આ વર્ષ સંખ્યાનો સમાવેશ યુધિષ્ઠિરથી શાલિવાહનના મધ્યના સમયમાં કર્યો છે

અર્થાત્ ઉપર લખેલા બૃહત્સંહિતાના વચનના આધારે કલિયુગારંભકાળથી કુરુઓના યુદ્ધકાળને ૬૫૩ વર્ષ આ તરફ તે લઇ આવ્યો છે.

જો કે કહ્લણ પંડિત પાસે બીજો મજબુત આધાર સંભાળપૂર્વક યુધિષ્ઠિરકાળથી લખી રાખેલી રાજાઓની ઐતિહાસિક વંશાવળીનો હતો. તે કહ્લણથી અગાઉ થઇ ગયેલા 'સુવ્રત, ક્ષેમેન્દ્ર, નીલમુનિ, પદ્મમિહિર અને હેલરાજ એ કાશ્મીરના ઇતિહાસકારોએ લખી રાખ્યો હતો. પણ વરાહમિહિર કૃત બૃહત્સંહિતામાંના "षड्द्विकपंचद्वियुतः" ને

૧ इति काश्मीरिकमहामात्यचम्पकप्रभुसूनो कह्लणस्य कवे कृतौ तरंग ।

વાંચીને " शककालस्य तस्य राज्ञश्च । " નો અર્થ તેમણે યુધિષ્ઠિર રાજાથી શાલિવાહનના સમય પર્યન્ત ૨૫૨૬ વર્ષ વ્યતીત થયાં એવો કર્યો. અને તેમ કર્યા પછી તે અર્થને બંધબેસતો કરવા સારૂ " કળિયુગનાં ૬૫૩ વર્ષ વિત્યા પછી કુરુઓનું યુદ્ધ થયું હતું " એમ લખી નાખ્યું છે. કેમકે ઉપર લખેલા "ષડ્દ્વિક પંચ અને દ્વિ. અર્થાત્ ૨૫૨૬ માં ૬૫૩ મેળવીએ તો શાલિવાહન શક પૂર્વે ૩૧૭૯ વર્ષ ઉપર કળિયુગનો આરંભ થયો હતો એ વાર્તા નિર્વિવાદ સિદ્ધ થાય છે.

આ પ્રમાણે જોતાં પ્રતીત થાય છે કે કલિયુગના આરંભકાળમાં કહ્લણની ભૂલ થઇ નથી. પણ બૃહત્સંહિતાના વાકયથી યુધિષ્ઠિરના સમયમાં ભૂલ થયેલી છે.

પરંતુ બૃહત્સંહિતામાં આવેલો મત ગર્ગનો છે એમ કહ્લણને જણાયું નથી એમ સ્પષ્ટ દેખાઇ આવે છે. કહ્લણે વરાહમિહિર ઉપર આધાર રાખીને બીજી ભૂલો પણ કરી છે.

અર્થાત્ પં. કહ્લણથી અગાઉ થઈ ગયેલા ઇતિહાસકારોએ કળિયુગના આરંભ કાળમાં થયેલા યુધિષ્ઠિરના સમકાલીન કાશ્મીરના ગોનર્દ રાજાથી વંશકથા લખી હશે, તેમાં કહ્લણ પંડિતે કાલવિપર્યાસનો દોષ આરોપ કરી તેમનું કેટલેક ઠેકાણે ખંડન કર્યું છે, તેમ કેટલેક ઠેકાણે તેનાં પ્રમાણો પણ આપ્યાં છે. એ ઉપરથી સિદ્ધ થાય છે કે ૬૫૩ વર્ષ

ઘટાડીને વંશકથાનો મેળ કરવા સારૂ તેમણે કદાચ તેમનું ખંડન પણ કર્યું હશે.

પરંતુ "पद्‌द्विक पञ्चद्वियुत," આ વર્ષસંખ્યા ગર્ગના મતથી થયેલી છે એમ આપણે ઉપર જણાવી આવ્યા છીએ. પણ ગર્ગ કયારે હતો એ જો કે ચોકસ નથી, તેમ છતાં શક સંવતથી પ્રથમ હતો એમ સાબીત થઈ શકે છે. કેમકે ગર્ગસંહિતામાં રાશિઓનો ઉલ્લેખ થયેલો પ્રતીત થતો નથી તેથી પણ પ્રતીત થાય છે કે સંવતથી ઘણોજ પૂર્વે થઇ ગયદો હોવો જોઇએ. તેથી મદ્રાસી વિદ્વાન્ વિલંડી અય્યરે 'યુધિષ્ઠિર રાજાથી ૨૫૨૬ વર્ષ, શાકય મુનિ સુધી થાય છે, માટે ઉકત શ્લોકમા દર્શાવેલી વર્ષસખ્યા શાકય મુનિ સાથે જોડવી જોઇએ એમ લખ્યું છે. (ભા. ઉ ૫ ૮૬ ૮૯)

આ અય્યરના અભિપ્રાય પ્રમાણે જોતાં પ્રતીત થાય છે કે એની માન્યતાને બીજું ઐતિહાસિક અનુમોદન પણ છે. અનુમોદન એવી રીતનુ છે કે શાકય નામનો રાજા સૂર્યવંશની મુખ્ય શાખામાં થયેલો હતો. અને તે શાકય સૂર્યવંશમાં (વિક્રમથી પ્રથમ થઇ ગયેલા) છેહ્લા સુમિત્રથી પ્રથમ આઠમો પુરુષ હતો શાકયનો શુદ્ધોદન નામે પુત્ર હતો એમ વિષ્ણુપુરાણના ચોથા અંશમાં લખ્યું છે. અને બૌદ્ધ ગ્રથ લલિતવિસ્તરમાં (ભારતવર્ષકા ઇતિહાસ પૃ૦ ૩૯૫) લખવા પ્રમાણે શુદ્ધોદનને માયાદેવી નામની સ્ત્રીથી વૈશાખ શુદિ પૂર્ણિમાને દિને 'ગૌતમબૌદ્ધ'નો જન્મ થયો ત્યારે શુદ્ધોદનની અવસ્થા

૪૫ વર્ષની હતી. બીજે ઠેકાણે લખ્યું છે કે " ગૌતમ-બૌદ્ધનો જન્મ ઇસ્વીસન પૂર્વે ૫૧૦ માઘ શુદિ પૌર્ણિમાના દિને થયો હતો " એમ લખ્યું છે. ગૌતમબૌદ્ધનું બીજું નામ સિદ્ધાર્થ એવું હતું. પરંતુ આધુનિક ઇતિહાસોમાં ઇ. સ. પૂર્વે ૫૧૦ વર્ષ ઉપર ગૌતમબૌદ્ધ હતો એ વાર્તા લગભગ સર્વસંમત થયેલી પ્રતીત થાય છે. તે ગૌતમબૌદ્ધ-કાળના કિંવા ઇ. સ. પૂર્વનાં ૫૧૦ વર્ષમાં ગર્ગનાં કહેલાં ૨૫૨૬ વર્ષ મેળવતાં ૩૦૩૬ વર્ષ ઇ. સ. પૂ.નાં થાય. પણ ગૌતમબૌદ્ધના જન્મ વખતે શુદ્ધોદનને ૪૫ વર્ષ થયાં હતાં એમ પણ ત્યાંજ ( લલિતવિસ્તરમાં ) લખ્યું છે. તે (૪૫) વર્ષસંખ્યા ૩૦૩૬ માં મેળવતાં ઇ. સ. પૂ. ૩૦૮૧ વર્ષ થાય છે. હવે બાકી આપણને વીસ વર્ષની ( વાસ્તવિક યુધિષ્ઠિર રાજાના રાજ્યકાળ માટે ) આવશ્યક્તા છે. તે ૨૦ વર્ષની સંખ્યા ઉપલી સંખ્યામાં મેળવતાં ૩૧૦૧ વર્ષની કુલ સંખ્યા થાય છે. તેટલી વર્ષસંખ્યા ખ્રિસ્તથી પૂર્વે યુધિષ્ઠિરના રાજ્ય-કાળ માટે બરાબર મળતી આવે છે. તેમ ઇ. સ. પૂ. ૫૧૦ વર્ષ ઉપર ગૌતમબૌદ્ધનો જન્મ થયો, તે વખતે તેના પિતાની વય ૪૫ વર્ષની હતી. એટલે ઇ. સ. પૂ. ૫૫૫ વર્ષ ઉપર શુદ્ધોદન હતો, તેથી પ્રથમ ૨૦ વર્ષ ઉપર શુદ્ધોદનના પિતા શાકયનો રાજ્યકાળ હતો તેના ૨૦ વર્ષની સંખ્યા ઉપલાં ૫૫૫ વર્ષમાં મેળવતાં ઇ. સ. પૂ. ૫૭૫ વર્ષ ઉપર શાકય હતો એમ સિદ્ધ થાય છે. તે સમયના વૃદ્ધ ગર્ગે પોતાના

સમયમાં સપ્તર્ષિમંડળમાં પ્રવેશ કરતા એવા મઘા નક્ષત્રને જોઈ કિંવા મઘા નક્ષત્રમાં પ્રવેશ કરતા એવા સપ્તર્ષિમંડળને જોઇ લખ્યું હશે કેઃ—

आसन्मघासु मुनयः शासति पृथिवीं युधिष्ठिरे नृपतौ ।
षड्द्विकपञ्चद्वियुतः शककालस्तस्य राज्ञश्च ॥
बृ. सं. अ. १३ श्लो. ३.

યુધિષ્ઠિરના રાજ્યકાળમાં સપ્તર્ષિઓ મઘા નક્ષત્રમાં હતા, 'તે પછી પુનઃ મઘા નક્ષત્રમાં સપ્તર્ષિઓનો પ્રવેશ સાંપ્રત સમયેજ પ્રતીત થાય છે. તે યુધિષ્ઠિર રાજાના રાજ્યકાળને સાંપ્રતકાળ સુધી કિંવા સાંપ્રત સમયના શાકય રાજા સુધી ૨૫૨૬ વર્ષ થયાં છે. અર્થાત્ યુધિષ્ઠિર રાજા અને શાકય રાજાના સમય દરમીયાન ૨૫૨૬ વર્ષ વ્યતીત થયાં છે.

જો કે પ્રત્યેક નક્ષત્રમાં સપ્તર્ષિમંડળ ૧૦૦ વર્ષ પર્યન્ત રહે છે, તે હિસાબે ફરી મઘા નક્ષત્રમાં આવ્યાને ૨૭૦૦ વર્ષ થવાં જોઇએ. તેમ છતાં ૨૫૨૬ વર્ષજ માત્ર ગર્ગે કેમ લખ્યાં એ શંકા કદાચ કોઇકને થાય એ સંભવનીય છે. પરંતુ યુધિષ્ઠિરના સમયમાંજ કાંઈ મઘા નક્ષત્ર સપ્તર્ષિ મંડળમાં ગયું નથી. કિન્તુ યુધિષ્ઠિરથી પ્રથમજ સપ્તર્ષિ મંડળમાં મઘા નક્ષત્રનો પ્રવેશ થઇ ગયો હોવો જોઇએ તેમ વૃદ્ધ ગર્ગના સમયમાં મઘા નક્ષત્રનો સપ્તર્ષિ મંડળમાં પ્રવેશકાળજ હશે. એ દૃષ્ટિએ ૧૭૪ વર્ષ સંખ્યાનાં ઘટાડાની

શંકાનું નિરસન થઇ જાય છે. જો કે યુધિષ્ઠિર રાજાના સમયમાં સપ્તર્ષિઓ મઘા નક્ષત્રના કયા અંશ ઉપર હતા એ સમ્બન્ધમાં કોઇએ ખુલાસો કર્યો નથી, તથાપિ યુધિષ્ઠિર રાજાના રાજ્યકાળ પર્યન્ત ૭૪ વર્ષ વ્યતીત થઇ ગયાં હોય અને વૃદ્ધ ગર્ગના સમયમાં આશરે ૧૦૦ વર્ષ મઘા નક્ષત્રને તે મંડળમાં રહેવાનાં અવશિષ્ટ હોય એમ માનવાથી ૨૫૨૬ વર્ષની સંખ્યા, મઘા નક્ષત્રના પુન પ્રવેશને મળતી આવે છે, તેમજ વૃદ્ધ ગર્ગના સમકાલીન શાકયના સમયને પણ મળતી આવે છે; કિમ્બહુના ઉક્ત વર્ષ સંખ્યા યુધિષ્ઠિર રાજાના રાજ્યકાળને પણ ઉપર્યુક્ત પ્રકારે મળતી આવે છે

જો કે આ વિષય પરત્વે શંકર બાળકૃષ્ણ દીક્ષિતે સ્વરચિત 'ભારતીય જ્યોતિષ્‌શાસ્ત્રમાં એવી શંકા દર્શાવી છે કે "સપ્તર્ષિઓને ગતિજ નથી." તો પછી આ ગણના શા કામની"' તથાપિ આપણે જણાવીશુ કે વૃદ્ધ ગર્ગ, વરાહ મિહિર ઇત્યાદિ ગણકોએ જે ગણનાનો સ્વીકાર કર્યો છે તે વાર્તાને કિંવા તે ગણનાને નહિ સ્વીકારવાનુ કારણ શુ ? સપ્તર્ષિઓને ગતિ ન હોય તો પણ નક્ષત્રોને તો ગતિ છેજ, તો પછી તે નક્ષત્રોજ ત્યાં ( તે મંડળના સમસૂત્ર પ્રદેશમા ) કાં જઇ ન શકે '

અર્થાત દીક્ષિતની ઉક્ત શંકા, વિશેષ મહત્ત્વની નથી.

કળિયુગના આરંભકાળ માટે પુરાણોમાં નિમ્ન લિખિત સમય દર્શાવવામાં આવ્યો છે

यदा मुकुन्दो भगवान् क्षमां त्यक्त्वा स्वपदं गतः ।
तद्दिनात्कालिरायात. पद्मपु. ॥

यस्मिन्कृष्णो दिवं यातस्तस्मिन्नेव तदाऽहनि ।
प्रतिपन्नं कलियुगमिति प्राहुः पुराविदः
भाग. स्कं. १२ अ. २ श्लो. ३३.

તથા વાયુ પુરાણ ઉ૦ સં૦ અ૦ ૩૭ શ્લોક ૪૨૨ માં લખ્યું છે કે—

જ્યારે શ્રીકૃષ્ણ ભગવાન્ પૃથ્વીલોકનો ત્યાગ કરી સ્વસ્વરૂપમાં લીન થયા, ત્યારથીજ (તે ક્ષણથીજ) કળિયુગ પ્રવૃત્ત થયો. શ્રીકૃષ્ણ કુરુક્ષેત્રના યુદ્ધમાં હતા એ વાર્તા બહુધા સર્વમાન્ય હોવાથી અધિક પ્રમાણો લખવાની આવશ્યક્તા નથી તેમ શ્રીકૃષ્ણના દેહવિલય સમ્બન્ધી ખબર અર્જુન દ્વારા જાણ્યા પછી તત્કાલ યુધિષ્ઠિર રાજાએ પરિક્ષિતને રાજ્યાભિષેક કરી દીધો અને પોતે ભીમાર્જુનાદિ ભાઇઓ સહિત હિમાલય તરફ પ્રયાણ કરી ગયા એ વાર્તા પણ પુરાણપ્રસિદ્ધ તેમ મહાભારતમાં પણ કથન કરાયેલી તેટલીજ પ્રસિદ્ધ છે.

તથા આધુનિક ઈતિહાસકારોએ પણ તેમજ લખ્યું છે. જુઓ રાજસ્થાન્ પૃ૦ ૪૭૬ માં ટૉડસાહેબે લખ્યું છે કે "કનૈયો દ્વાપર યુગનાં છેવટ વખતે જીવતો હતો." અને મહાભારતના આદિપર્વમાં 'મહાભારત'ના યુદ્ધકાળ માટે લખ્યું છે કે—

अन्तरे चैव संप्राप्ते कलि द्वापरयोरभूत् ।
स्यमन्तपञ्चके युद्धं कुरुपाण्डवसेनयोः ॥
महा भा. आदि अ. २ श्लो. १३.

દ્વાપરયુગ અને કલિયુગના સંધિકાળ વખતે કુરુક્ષેત્રમાં કૌરવ અને પાંડવોનું યુદ્ધ થયું હતું. આ પ્રમાણવચનથી બન્ને વાર્તાઓ સિદ્ધ થઇ જાય છે. અર્થાત્ કલિયુગનો આરંભકાળ અને કુરુઓનો યુદ્ધકાળ એકજ કાળરજ્જુથી બંધાઇ જાય છે.

તથા ભાસ્કરાચાર્યે સ્વકૃત સિદ્ધાન્ત શિરોમણિમાં લખ્યું છે કેઃ—

नन्दाद्रीन्दुगुणास्तथा शक नृपस्यान्तेकलेर्वत्सराः ॥
અર્થાત્ ૩૧૭૯ વર્ષ કળિયુગનાં વ્યતીત થયાં ત્યારે શાલિવાહનનો શક પ્રવૃત્ત થયો એમ સ્પષ્ટ રીતે લખેલું છે. તે પ્રમાણે વર્તમાન શાલિવાહન શક ૧૮૪૫ માં ૩૧૭૯ મેળવતાં ૫૦૨૪ વર્ષની સંખ્યા ઉપલબ્ધ થાય છે. તેટલાંજ વર્ષ આજે કલિયુગના આરંભકાળને તેમજ કુરુઓના યુદ્ધકાળને થયાં છે એમ સિદ્ધ છે, એવં સર્વમાન્ય છે. અને એજ સંખ્યા પ્રત્યેક પંચાંગ ઈત્યાદિમાં કરેલી હોય છે.

'સૂર્ય સિદ્ધાન્ત' નામક જ્યોતિષશાસ્ત્રના સિદ્ધાન્ત ગ્રંથમાં પણ ઉક્ત પ્રકારની કાળગણના થયેલી છે. તથા

પહેલા આર્ય્ય ભટ્ટે કલિયુગારંભ ઈ. સ. પૂ. ૩૧૦૧ અર્થાત શાલિવાહન શક પૂર્વે ૩૧૭૯ વર્ષ ઉપર કલિયુગનો આરંભ થયો હતો એમ લખ્યું છે. (જુઓ ભારત ઉપ. ભાગ. ૧૦ પૃ૦ ૮૩, ૮૪.)

ચિંતામણ વિનાયક વૈદ્ય એમ. એ. એલ એલ. બી. ઈ. એમણે 'શ્રી મહાભારત ઉપસંહાર' ભાગ ૧૦ પૃ૦ ૮૦ થી ૧૨૯ સૂધીમાં અનેક પ્રમાણો આપી સિદ્ધ કર્યું છે કે ઇ. સ. પૂર્વે ૩૧૦૧ વર્ષ ઉપર ભારતીય યુદ્ધ થયું હતું. તેમજ ઉક્ત વૈદે પૃ૦ ૮૯ માં લખ્યું છે કે 'અમારી કાળગણનાને ગ્રીક વકીલ મેગેસ્થનિજનુ અનુમોદન મળે છે. તથા પૃ૦ ૮૭ માં લખ્યું છે કે "મેગેસ્થિનીજે મગધ વંશની જે પેઢીઓ ચંદ્રગુપ્ત પર્યન્તની આપી છે, તે ઉપરથી પણ ઇ. સ. પૂર્વે ૩૧૦૧ વર્ષમાં કુરુઓનું યુદ્ધ થયું હતું એમ સિદ્ધ થઇ જાય છે."

તેમ છતાં વિદેશી લોકોએ તથા તદન્વયે અત્રત્ય વિદ્વાનોએ કાલમાન, આ તરફ લઇ આવવામાંજ પોતાનો પુરુષાર્થ માન્યો છે તેમ કરીને તે લોકોએ પુરાણોને પણ આધુનિક સિદ્ધ કર્યાં છે. વાયુપુરાણને જુનું માન્યું છે તે પણ ઈસ્વી સનની ૬ ઠ્ઠી સદી પછીનુંજ વિલ્સન સાહેબે લખ્યું છે. એના પછી વિષ્ણુપુરાણ, ૧૦ મી સદીમાં બન્યું છે એમ તેમણે લખ્યું છે. બાકીનાં બીજાં બધાં પુરાણો, વિષ્ણુપુરાણ પછીનાંજ છે એમ તેમણે લખ્યુ છે (જુઓ અષ્ટાદશ પુરાણ દર્પણ.)

તે (પુરાણોની આધુનિકતાની) વાતોને આપણામાંના કેટલાક લોકો સત્ય માને છે માટે તે સમ્બન્ધી પણ અત્રે આપણે થોડો વિચાર કરીશું, કે જેથી તે (વિદેશી લોકો) ની શોધકબુદ્ધિ પરત્વે આય પ્રજા તુલના કરી યોગ્ય નિર્ણય ઉપર આવી શકે.

અર્થાત વિદેશી લોકોએ અનેક પ્રકારે કાળગણના દૂષિત કરી નાખીને પુરા કાળથી ચાલેલી વંશકથા, આચારવિચાર, પરંપરાગત ધર્મ, અને વિશુદ્ધ પ્રકારના જાતીય સંસ્કાર ઈત્યાદિમાં આર્યજનતાને ભ્રાન્તિયુક્ત કરી હોવાથી તેમની દરેક ભ્રાન્તિમાંથી મુક્ત કરવા સારૂ આર્યજનતાને કેટલાક અંશોનો તુલનાત્મક વિચાર દર્શાવવાની આવશ્યક્તા છે.

વિલ્સન અને બેવર સાહેબ આદિ પંડિતોએ સ્કંદ-પુરાણને આધુનિક લખ્યું છે, પરંતુ મહામહોપાધ્યાય શ્રી હર-પ્રસાદ શાસ્ત્રીજીને નેપાલથી ઈ. સ. ૭ મી (સાતમી સદી)નું લખેલું સ્કંદપુરાણીય નંદિકેશ્વર મહાત્મ્યનું પુસ્તક (પોથી) મળેલું છે. તથા વિશ્વવિદ્યાલય કોષના કાર્યાલયમાં શાકે ૯૩૭ માં લખેલું સ્કંદપુરાણીય કાશીખંડનું પુસ્તક મળ્યું છે. (જુઓ અષ્ટાદશ પુરાણદર્પણ પૃ૦ ૨૪.)

એવાં બીજાં પણ પ્રમાણો મળે છે, તેમ છતાં ઉક્ત પ્રમાણભૂત લેખોથી પણ તેમની માન્યતા અસત્ય છે એમ સિદ્ધ થઈ જાય છે.

ઈ. સન્‌ની ૧૩ મી શતાબ્દીવાળા ગૌડાધિપ બલ્લાલ નૃપતિ જે વિદ્યારણ્ય (સાયણાચાર્ય)ના સમકાલીન હતો એમ અષ્ટા. પુરા ૬. પૃ૦ ૨૪ તથા ઋગ્વેદ ભાષ્યની પ્રસ્તાવના અને શૃંગેરી મઠની નામાવલી પ્રમાણે સંવત ૧૨૫૩માં હતા કરીને લખ્યું છે.

તે બલ્લાલ નૃપતિનાં દાનપત્રોમાં ભિન્ન ભિન્ન પુરાણોનાં વચનો લખેલાં છે. તેમાંનાં કેટલાંક પુરાણોને વિલ્સન સાહેબે ૧૭ મી સદીનાં લખ્યાં છે

છઠ્ઠી સદીવાળા શ્રી હર્ષ નૃપતિના સમયમાં પણ પુરાણોનો પ્રચાર હતો એ વાર્તા હર્ષચરિત્રને વાંચવાથી પણ સિદ્ધ થઇ જાય છે

વિક્રમાદિત્યના સમકાલીન મહા કવિ કાલીદાસે મેઘદૂત નામક કાવ્યમાં લખ્યું છે કે–

येन श्यामं वपुरतितरां कान्तिमालप्स्यते ते ।
बर्हेणेव स्फुरितरुचिना गोपवेशस्य विष्णोः ॥

मेघदूत. श्लो. १५.

આ શ્લોકના છેલ્લા ચરણમાં મોરપિચ્છથી સુશોભિત થયેલા વિષ્ણુના ગોપ વેશ સાથે મેઘધનુષ્યથી સુશોભિત થયેલા આકાશની સરખામણી કરી છે, પરંતુ વિષ્ણુએ ક્રિત્રા

વિષ્ણુના કૃષ્ણ સિવાયના કોઈ પણ અવતારે ગોપ વેશ લીધેલો નથી.

હવે જ્યારે કાલિદાસના સમય પર્યન્ત કોઈ પણ પુરાણ લખાયુંજ ન હોય તો પછી કૃષ્ણના માથા પરના મોરપિચ્છની આ શ્લોકમાં વાત આવી કયાંથી? કેમકે આ વાર્તા વેદ, મહાભારત અને રામાયણમાં નથી અર્થાત પુરાણો અને તેને અનુસરી લખાયેલા ગીત ગોવિન્દ વિગેરે ગ્રંથો સિવાય કયાંઈ નથી. માત્ર હરિવંશમાં છે, પણ તે ( હરિવંશ ) વિલસનના મત પ્રમાણે વિષ્ણુપુરાણ પછી લખાયલો છે. તેથી તે લોકોને માનવુંજ પડશે કે વિક્રમાદિત્ય કિંવા કાલિદાસના સમયની અગાઉ પુરાણો લખાયેલાં હતાંજ. આમ બાણુ સાહેબે પણ લખ્યું છે

કાલિદાસ, વિક્રમાદિત્યનો સમકાલીન હતો આ વાર્તા વિક્રમાદિત્યની રાજસભાના પંડિતોની નામાવલીથી પણ સિદ્ધ છે. વિક્રમાદિત્યના નવરત્નો નિમ્ન લિખિત શ્લોકમાં દર્શાવેલાં છે.

धन्यन्तरी क्षपणकामरसिंह शङ्कु
वेतालभट्ट घटखर्पर कालिदासाः ।
ख्यातो वराहमिहिरो नृपते सभायां
रत्नानि वै वररुचि नर्व विक्रमस्य ॥

જો કે કાલિદાસ નામના પ્રસિદ્ધ પંડિતો ત્રણ થઇ ગયા હોય એમ જણાય છે. અર્થાત વિક્રમાદિત્યના સમયમાં પહેલો કાલિદાસ, છઠ્ઠી શતાબ્દીમાં બીજો કાલિદાસ, અને ભોજના સમયમાં ત્રીજો કાલિદાસ હતો એમ કહેવાય છે.

પરંતુ વિક્રમાદિત્યના સમયમાં થયેલા મહા કવિકુલ-ગુરૂ કાલિદાસ જેવા લગભગ શક્તિવાળા પંડિતને કાલિદાસના અભિધાનથી અલંકૃત કરવામાં કાં ન આવ્યો હોય? અર્થાત તુલ્ય શકિતવાળા વિબુધને કાલિદાસ એવા ઉપનામથી અલંકૃત કરવામાં આવ્યો હોય તો ભિન્ન ભિન્ન સમયમાં કાલિદાસ થવાની માન્યતા ઉડી જાય છે. સાહિત્યાલંકારાદિ શાસ્ત્ર પારંગત પંડિતને કાલિદાસ એવાં નામથી ઓળખાવવાનો રિવાજ થોડા ફેરફાર સહિત પાછલના સમયમાં પણ પ્રાયઃ પ્રચલિત હતો. જેમકે ૧૩ મી શતાબ્દીમાં થયેલા વિદ્યારણ્ય કિમ્વા સાયણાચાર્યને કોઈ કોઈ સ્થળે 'અભિનવ કાલિદાસ' એવા નામથી અલંકૃત કરવામાં આવ્યો છે. गीतो नूतन कालिदास इति यः फालपु वैतालिकैः ઈત્યાદિ પ્રાચીન લેખમાળા ભાગ ૨ જો પૃ. ૨૩૬ માં લખ્યું છે.

તેમ છતાં આ પ્રથાનો અંગીકાર નહિ કરી જેઓ કાલિદાસને છઠ્ઠી સદી સુધી લઈ આવતા હોય તેઓએ પણ લક્ષ્યમાં રાખવું જોઇએ કે બે અથવા ત્રણ કાલિદાસો થયા હોય તે છતાં વિક્રમાદિત્યના સમયમાં કાલિદાસ નામક પંડિત કોઈ હતો નહિ એમ તો કહીજ નહિ શકાય. અને જો ઉક્ત

જો કે કાલિદાસ નામના પ્રસિદ્ધ પંડિતો ત્રણ થઈ ગયા હોય એમ જણાય છે. અર્થાત વિક્રમાદિત્યના સમયમાં પહેલો કાલિદાસ, છઠ્ઠી શતાબ્દીમાં બીજો કાલિદાસ, અને ભોજના સમયમાં ત્રીજો કાલિદાસ હતો એમ કહેવાય છે.

પરંતુ વિક્રમાદિત્યના સમયમાં થયેલા મહા કવિકુલ-ગુરૂ કાલિદાસ જેવા લગભગ શક્તિવાળા પંડિતને કાલિદાસના અભિધાનથી અલંકૃત કરવામાં કાં ન આવ્યો હોય? અર્થાત તુલ્ય શકિતવાળા વિબુધને કાલિદાસ એવા ઉપનામથી અલં-કૃત કરવામાં આવ્યો હોય તો ભિન્ન ભિન્ન સમયમાં કાલિ-દાસ થવાની માન્યતા ઉડી જાય છે. સાહિત્યાલંકારાદિ શાસ્ત્ર પારં-

નામવાળો પંડિત હતો એમ કહેશે તો તેણે એ પુસ્તકો કેમ નહિ રચ્યા હોય?

જેમ કાળિદાસની અગાઉ પુરાણો લખાયાં છે, તેમ શ્રીમદ્ જગદ્ગુરૂ શંકરાચાર્યથી પણ પુરાણો પ્રાચીન કાળમાં થયેલાં છે. કેમકે આદ્ય શંકરાચાર્યે પોતાના પ્રસ્થાનત્રયી ઉપરના ભાષ્યમાં પુરાણોનાં અનેક પ્રમાણવચનો લખ્યાં છે.

જો કે શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યના જન્મકાળ માટે ઘણોજ મતભેદ દેખાય છે. તેમજ તેવાં પુસ્તકો પણ અનેક પ્રકટ થયાં છે; તેમ છતાં આપણે મુખ્ય બાબતથીજ નિર્ણય વિષયક વિચાર કરીશું.

આનંદગિરિ અને ચિદ્વિલાસકૃત શંકરવિજયમાં આચાર્યશ્રીના જન્મકાળ માટે કાંઈ પણ લખેલું નથી. પરંતુ વિદ્યારણ્ય અને સદાનંદ કૃત શંકરજયમાં ગ્રહસ્થિતિ માત્ર લખેલી છે. જો કે આ ચારે દિગ્વિજયોમાં આચાર્યશ્રીનાં માતપિતાના નામો ઈત્યાદિ એકસરખાં મળતાં નથી, અર્થાત પૃથક્ પૃથક્ નામો છે. તેમ છતાં બ્રહ્મસૂત્ર ઉપર ભાષ્ય કર્યું, મંડન પંડિત સાથે વાદ કર્યો, પરકાય પ્રવેશ કર્યો ઈત્યાદિ વર્ણન તો સર્વ દિગ્વિજયોમાં એકસરખાંજ છે.

જો કે અમોએ પ્રથમ લખ્યું છે તે મુજબ આચાર્યશ્રીના જન્મકાળના દ્યોતક શક, માસ, દિવસ ઈત્યાદિ દિગ્વિજયોમાં લખેલાં નથી, તેમ છતાં દેવાશ્રયીએ પૃ ૪ મા લખ્યું છે કે "સદાનંદ કૃત શંકર જયમાં લખવા પ્રમાણે

યુધિષ્ઠિર શકના ૨૭૨૨ માં વિશ્વજીત સંવત્સરના પોષ મહિનાની પાંચમને દિવસે સુમુહૂર્તે, શુભલગ્ને અને પાંચ ગ્રહ ઉચ્ચ રાશિમાં હતા તે વખતે આદ્ય શંકરાચાર્યનો જન્મ થયો. પરંતુ કયા ગ્રહ ઉચ્ચના હતા તે તેમાં લખેલું નથી તેમ ઉકત સમયમાં પાંચ ગ્રહ ઉચ્ચના હોવા સંભવ નથી."

ઉપર પ્રમાણે 'કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયી' એમણે છપાવેલા શંકર દિગ્વિજય નામક પુસ્તકમાં લખ્યું છે, પરંતુ સદાનંદ કૃત "શ્રી શાંકર દિગ્વિજય સાર" નામક બૃહત્પોથીને વાંચ્યા પછી ખાત્રી થઇ કે દેવાશ્રયીએ લખી દેખાડેલા દિવસ માસ કિંવા યુધિષ્ઠિર શક ઈત્યાદિ તેમાં લખેલાં નથી, તેમ છતાં દેવાશ્રયીએ કેમ લખ્યું તે તેને ખબર, કિમ્વા પ્રભુને ખબર. તેમાં તો માત્ર એટલુંજ લખેલું છે કેઃ—

सुमुहूर्ते शुभे लग्ने ह्युचस्थे ग्रहपञ्चके ।
सा सती सुपुवे बालं शंकराख्यं जगद्गुरुम् ॥
सदानन्द कृ. शां. स. २ श्लो. ३३.

અર્થાત્-ઉત્તમ મુહૂર્તમાં શુભ લગ્ન વખતે અને પાંચ ગ્રહ ઉચ્ચ રાશિના હતા ત્યારે શંકરાચાર્યનો જન્મ થયો. આ ઉપરાંત માસ, પક્ષ, દિવસ અને શક લખ્યુંજ નથી. જો કે પાંચ ગ્રહોનાં નામો લખ્યાં નથી, તેમ છતાં ગમે તે પાંચ ગ્રહો ઉચ્ચના હોય તો પૂર્ણ રાજયોગ થવાનું જાતક ગ્રંથોમાં લખેલું છે.

પૌષ મહિનામાં જન્મનું લખેલુંજ નથી, તો પછી "તે વખતે પાંચ ગ્રહો ઉચ્ચના હોવા સંભવ નથી" આવું હેવાશ્રયીનું લખવું નિરર્થક થઇ જાય છે. બાકી સદાનંદે ઉક્ત ગ્રંથ વિક્રમ સંવત ૧૮૩૬ માં પૂર્ણ કર્યો છે. આમ [1] અંતિમ ભાગમાં લખેલું છે.

આચાર્યશ્રીના જન્મકાળ સમ્બન્ધે અધિક વિચાર કર્યા અગાઉ આપણે એક વાર્તા જણાવી દઇશું; તે એ કે ફાહીયાન અને હુએનત્સંગ જેવા મુસાફરોએ જેમનું નામ નહિં લખ્યું હોય તે તેમના સમય અગાઉ હતોજ નહિ, એમ માનવું યોગ્ય કેમ કહેવાય? કેમકે તેમણે પ્રાય: વર્તમાન કાળનાં વૃત્તાન્તો લખ્યાં છે. તેમ ઇ. સ. પૂર્વે ચોથા સૈકામાં આવેલા મિગાસ્થાનિસે (મેગેસ્થિનિઝે) પોતાના પુસ્તકમાં મહાભારતનું નામ લખ્યું નથી, અર્થાત્ મહાભારત વિષે કાંઇ પણ ઈશારો કર્યો નથી, જેથી ૧૧ સદીમાં જર્મનીમાં થયેલા પ્રો. વેબર સાહેબે એવી કલ્પના સ્થિર કરી છે કે મહાભારતનું પુસ્તક મેગેસ્થનિસના પછીના સમયમાં થયેલું હોવું જોઇએ. આ વાર્તા સત્ય કેમ માની શકાય ? અર્થાત્ મેગેસ્થાનીસે મહાભારતનું નામ નથી લખ્યું તેથી મહાભારતનું પુસ્તક શું તેથી અગાઉ હતું નહિ ? તેમ શંકરાચાર્યના સમકાલીન પંડિતોનાં કિંવા રાજાઓનાં નામ સદૃશ નામો પાછલના સમયમાં મળે છે, જેથી આચાર્યશ્રીના સમયને

[1] रसगुणवसुचन्द्र विक्रमादित्य राजात् । सर्ग. १७ श्लो ६८.

પાછલ લઇ આવે છે. તે લોકોએ એમ કાં ન માનવું જોઇએ કે તેવાં નામવાળા પંડિતો અને રાજાઓ પ્રથમ પણ થઇ ગયા હશે. અર્થાત્ એવાં નામો ન હતાં એવાં પ્રમાણો તો કયાંય નથી.

આચાર્યશ્રીના જન્મકાળ પરત્વે વિદ્યારણ્ય સ્વામિએ લખ્યું છે કેઃ—

लग्ने शुभे शुभयुते सुषुवे कुमारं
श्री पार्वतीव सुखिनी शुभवीक्षिते च ।
जाया सती शिवगुरोर्निज तुङ्गसंस्थे
सूर्ये कुजे रविसुते च गुरौ च केन्द्रे ॥

शंकरदिग्विजय सर्ग २ श्लो. ७१.

શુભ ગ્રહોયુક્ત, શુભ ગ્રહોની દૃષ્ટિયુક્ત, શુભલગ્નમાં અને જ્યારે સૂર્ય, ભૌમ અને શનિ પોતપોતાનાં ઉચ્ચ સ્થાનમાં રહ્યા હતા; અર્થાત્ જ્યારે સૂર્ય મેષ રાશિનો હતો, મંગલ મકર રાશિનો હતો, અને શનિ તુલા રાશિનો હતો, ગુરૂ કોઈ પણ કેન્દ્રસ્થાનમાં હતો, ત્યારે શંકરાચાર્યનો જન્મ થયો હતો.

આ ગ્રહસ્થિતિ કલિગત ૬૦૫ વર્ષમાં અને કલિગત ૨૮૧૫ વર્ષમાં આવે છે." (કૃ. ગો. પૃ૦ ૮૭) કાશી નિવાસી કૃષ્ણાનંદ સરસ્વતીએ "आचार्याणां जन्मकालनिर्णयः ।" નામક પુસ્તક તેઓશ્રીએ 'મને' સંવત ૧૯૬૧ માં આપ્યું હતું. ઉક્ત

પુસ્તકમાં મુખ્ય મુખ્ય સર્વ પ્રમાણવચનો લીધેલાં છે. ઉપર્યુકત વિદ્યારણ્ય કૃત દિગ્વજય ઇત્યાદિનાં પ્રમાણવચનો ઉપરાત ભાસ્કરાચાર્ય કૃત દીક્ષામીમાંસાનું પ્રમાણ લખ્યું છે કેઃ-

वर्षेष्वतीतेषु शतेषु षट्सु तिष्येऽवतीर्णो मुनि शंकरार्यः ।
शिष्यैश्चतुर्भिः सहितं शिवादि पारं परिकावधिमानमामः ॥

કલિયુગના છગે વર્ષ વ્યતીત થયા પછી તિષ્યે-પુષ્ય નક્ષત્રમાં શંકરાચાર્યનો જન્મ થયો હતો.

આ પ્રમાણે ભાસ્કરાચાર્યે જે વર્ષગણના કરી છે તે સમયની દ્યોતક ગ્રહસ્થિતિ વિદ્યારણ્ય સ્વામિએ તેને અનુસરીજ લખી હશે એમ પ્રતીત થાય છે. જો કે વિદ્યારણ્ય સ્વામિએ પુષ્ય નક્ષત્રમાં જન્મ થયાનું લખ્યું નથી, તો પણ કલિગત ૬૦૫ વર્ષની કુંડળીમાં કર્કના ચદ્રમા આવે છે, એટલે પુષ્ય નક્ષત્રની તેમાં સંભાવના છેજ.

પરતુ પુષ્ય નક્ષત્રની વાર્તા પડતી મુકીએ તો એવીજ ગ્રહસ્થિતિ કલિગત ૨૮૧૫ વર્ષમાં આવે છે. પરંતુ તે સમયમા મકર રાશિનો ચંદ્ર છે. કદાચ પુષ્ય નક્ષત્રની વાર્તાને મુકી દઈ કલિગત ૨૮૧૫ વર્ષની સૂચક ગ્રહસ્થિતિ વિદ્યારણ્ય સ્વામિએ લખી હશે.

આ રીતે વિદ્યારણ્યની દર્શાવેલી ગ્રહસ્થિતિ ૨૪૦૦ વર્ષના લગભગ અંતરેજ આવે છે. અને એ પ્રમાણેની ગ્રહસ્થિતિ સિવાય રાજયોગ, સંન્યાસયોગ, અને અલ્પાયુયોગ કોઈ પણ વિદેશી



શ્રી આદ્ય શંકરાચાર્ય. પૃ. ૪૨૯.

લોકોએ કલ્પેલા સમયમાં આવતો નથી એમ કા. મ. દ્વિવેદીએ પૃ૦ ૮૭ માં સ્પષ્ટ લખ્યું છે.

શંકરાચાર્યથી શારદાપીઠની શિષ્યપરંપરા વર્તમાન શંકરાચાર્યના દાદા ગુરૂ પર્યન્તની નામાવલી અવિચ્છિન્ન રીતે કૃ. ગો. દેવાશ્રયીએ છપાવેલા શંકર દિગ્વિજય પૃ૦ ૭૮ થી ૮૧ સુધીમાં લખેલી છે. તેમાં જોતાં પ્રતીત થાય છે કે ચિદ્વિલાસ સ્વામીને વિક્રમ સંવત ૮૨ માં પટ્ટાભિષેક થયો, અને સને સંવત ૧૧૯ પર્યન્ત તેમનો શાસનકાળ હતો. આનંદગિરિ તો તેથી પ્રથમ થઇ ગયેલા હતા. "આનંદગિરિ તથા ચિદ્વિલાસ સ્વામી કૃત શંકરજયમાં જન્મકાળદર્શક ગ્રહસ્થિતિ લખેલી નથી." (આમ દેવાશ્રયીએ પૃ૦ ૪ માં લખ્યું છે.)

અને વિદ્યારણ્ય તથા સદાનંદ એ બન્ને અનુક્રમે ભાસ્કરાચાર્યથી પાછળના સમયમાં થયેલા હતા. તો પછી ભાસ્કરાચાર્યે દીક્ષામીમાંસામાં લખ્યું શા આધારે ?

આ શંકાનું સમાધાન આ પ્રમાણે—જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ—કરી શકીએ છીએ કે ભાસ્કરાચાર્યથી પૂર્વકાળમાં થયેલા દિગ્વિજયોમાં વર્ણવેલાં વૃત્તાંતો વાંચીને સંન્યાસયોગ 'ધાર્મિક' ચક્રવર્તિરાજયોગ અને અલ્પાયુયોગ ઈત્યાદિ ઘટના ઉપરથી તે ઘટનાકારક ગ્રહસ્થિતિ ક્યારે થઇ હશે તેનું જ ગણિત કરી જોતાં ઉક્ત ગણકને ઉક્ત ઘટના માટેનો જે-

ાયને આચાર્યશ્રીના
હશે.

ı', મંગલ અને શનિ
ıંકરાચાર્યના જન્મની
ાા ઘણે ભાગે ત્રીશ
ે છે. શાકે ૧૮૧૬ માં
ં થવાના છે. પરંતુ

ધ તથા મહાભારતના
વનપર્વમાં કથન કરાયલા ગણિતના વાતો દર્શાવીશું. તે એ કેઃ—

यदा सूर्यश्च चन्द्रश्च तथा तिष्ये बृहस्पतिः ।
एक राश्यां समे श्यन्ति प्रवर्त्स्यति तदा कृतम् ॥

महा. भा. वन. अ. १८८.

સૂર્ય, ચંદ્ર અને બૃહસ્પતિ પુષ્ય નક્ષત્ર—કર્કરાશિમાં આવશે ત્યારે સત્યયુગની પ્રવૃત્તિ થશે એમ લખ્યું છે. પરંતુ સૂર્ય, ચંદ્ર અને ગુરૂ એ ત્રણ ગ્રહો એક રાશિમાં કિંવા કર્કરાશિવાળા પુષ્ય નક્ષત્રમાં અંદાજ બાર બાર વર્ષના અંતરે આવ્યાજ કરે છે. તેમ છતાં તે કૃતયુગની પ્રવૃત્તિના બોધક કહી શકાતા નથી. પરંચ " ઉક્ત ગ્રહો પહેલાજ અંશથી સાથેજ જ્યારે કર્કરાશિવાળા પુષ્ય નક્ષત્રમાં પ્રવેશ કરે " આવો અર્થ અત્રે અભિપ્રેત છે. તેવો યોગ હેવમાનનાં ૧૨

હજાર વર્ષેજ આવે છે એમ શ્રીધરી ટીકામાં સ્પષ્ટ રીતે લખેલું છે.

આ જ્યોતિષશાસ્ત્ર સમ્બન્ધી વાતો સિવાય દયાનંદ સરસ્વતીએ શંકરાચાર્યના જન્મકાળ માટે શારદાપીઠની નામાવળી તથા બીજી હકીકત મેળવી રાખેલી તે દિવાકર શુકલે (ગુરૂકુલ વૃન્દાવને) 'સરસ્વતી' પત્રના અકટોબર ૧૯૧૫ ની ઈ. સ. ના અંકમાં પ્રસિદ્ધ કરી હતી તે આ પ્રમાણે છેઃ--

"દશમી શતાબ્દીમાં શ્રી શંકરાચાર્યની શિષ્યપરંપરાયે 'શ્રી નૃસિંહાશ્રમજી' દ્વારકા-શારદાપીઠાધીશ્વર થયા, તેમને ગુર્જ્જર દેશાધિપતિ શ્રીમાન્ રાજા સર્વજીત્વર્માએ તામ્રપત્ર સમર્પણ કર્યું હતું. શંકરાચાર્યનો જન્મ યુધિષ્ઠિર શક ૨૬૩૧ માં થયો હતો. તથા આચાર્યશ્રીનો દેહવિલય યુધિષ્ઠિર શક ૨૬૬૩ માં થયો હતો સુરેશ્વરાચાર્યને પટ્ટાભિષેક, યુધિષ્ઠિર શક ૨૬૪૯ માં થયો હતો. તેમનો અનુશાસનકાળ ૨૬૯૧ સુધી હતો. આ પ્રમાણે શ્રી નૃસિંહાશ્રમજી પર્યન્તના સર્વ આચાર્યોના અભિષેક કાળ અને અનુશાસનકાળ વગેરેનું વિસ્તૃત વર્ણન છે." તે ઉપરાંત તેમાં લખેલું છે કે "રાજા સુધન્વાએ શંકરાચાર્યને જે તામ્રપત્ર આપેલું છે. તેના ઉપર યુધિષ્ઠિર શક ૨૬૬૩ લખેલો છે. તથા 'सतां हि संदेहपदेषु०' ઈત્યાદિ કાલિદાસે પણ લખ્યું છે. ......ગોવર્ધનપીઠ ઉપર આજ સુધીમાં ૧૪૧ આચાર્ય વિરાજમાન થયા છે, તદનુસાર ૧૭ વર્ષની સરેરાશી ગણવાથી પણ આદ્યશંકરાચાર્ય ૨૩૦૦ વર્ષ ઉપર થયા હોવા

જોઇએ. કેમકે નૃસિંહાશ્રમનું અનુશાસન ૯૬૦ વિક્રમ સંવત સુધી હતું. તેમનાથી પ્રથમ થઇ ગયેલા આચાર્યોના અનુશાસન કાળની તથા તેમનાથી પછી થયેલા આચાર્યોના અનુશાસન કાળની વર્ષસંખ્યા એકત્ર કરતાં વિક્રમ સંવતથી અગાઉ શંકરાચાર્ય થઇ ગયા હતા એમ સિદ્ધ થઇ જાય છે."

તેમ છતાં [1] ગીતા રહસ્ય પૃ૦ ૫૬૬ માં લખવા પ્રમાણે શાલિવાહન શાકે ૬૧૦ માં શંકરાચાર્યનો જન્મ થયો હતો એમ લખ્યું છે. તથા ત્યાંજ લખ્યું છે કે પ્રો. કાશીનાથ બાપુ પાઠકે તો શાકે ૭૧૦ માં આચાર્યશ્રીનો જન્મ થયો હતો એમ લખ્યું છે."

---

૧ આમ લખનારાઓને મુખ્ય આધાર સુત્ર ભાષ્યમાંના " प्राक् पूर्णवर्मणोऽभिषेकात् !" આ ફકરાનો છે.

પૂર્ણવર્મા એવું નામ શાંકરભાષ્યમાં છે એટલે તે શંકરાચાર્યનો સમકાલીન રાજા હતો એમ તેઓ કહે છે. પરંતુ પૂર્ણવર્મા એવું નામ પ્રાચીનકાળમાં કોઇ રાજાનું હતુંજ નહિ આ વાર્તા સંભવે કેમ ?

સાતમી શતાબ્દીવાળા પૂર્ણવર્મા અને શંકરાચાર્ય સમકાલીન હતા તો પછી ચીની વકીલ હ્યુએનત્સંગે પૂર્ણવર્માનું નામ લખ્યું છે તેમ શંકરાચાર્યનું નામ કેમ લખ્યું નથી ?

આધુનિક લોકોના મત પ્રમાણે સાતમી શતાબ્દીમાં શંકરાચાર્ય વર્તમાન હોવા છતાં ચીની વકીલે તેમનું નામ નથી લખ્યું તે ઉપરથી શંકરાચાર્ય તે વખતે હતા નહિ એમ કહેવા કરતાં તેઓ તેથી ઘણા પુરાકાળમાં થઇ ગયા હતા એમ કહેવું વધારે સયુક્તિક અને પ્રમાણગમ્ય થશે.

તો પછી વિદેશી લોકો લખે તેમાં આશ્ચર્ય શું ?

કેમકે કૃષ્ણલાલ ગોવિંદરામ દેવાશ્રયીએ શં. દિ. પૃ૦ ૭૮ માં લખ્યું છે કે "આંતરિક પુરાવા જે ફક્ત પોતાના ડહાપણુ ભરેલા મગજમાંથીજ ઉદ્ભવેલા છે તેને આધારે અત્યંત ચોકસ રીતે (યુરોપીયનો) ઠરાવે છે કે મહાભારત કાલિદાસનું રઘુવંશ કાવ્ય લખાયા બાદ કેટલાંક વર્ષ પછી અને રામાયણ એ કરતાં પણ પછી લખાયું છે."

આ પ્રમાણેના વિદેશી લોકોના લેખો ઉપર આધાર રાખીને આપણા ભારતવર્ષીય લોકો પુરાણોને આધુનિક લખવાનો મિથ્યા પ્રયત્ન કરી રહ્યા છે.

"યૂનાનના વકીલ મેગેસ્થનીસે શ્રીકૃષ્ણથી પૌરાણિક રાજાઓની વંશાવળીઓ લખી હતી" એમ ચિં. વિ. વૈદ્ય भारत उप० પૃ. ૮૧ તથા ૯૧ ઇત્યાદિમાં લખ્યું છે. તે ઉપરથી પ્રશ્ન કરી શકાય કે પુરાણ જો ન હોય તો વંશાવળી ઉક્ત વકીલે શા આધારે લખી ?

"મેગાસ્થિનીસે મગધ વંશની જે પેઢીઓ ચંદ્રગુપ્ત સૂધીની આપી છે. તે ઉપરથી સિદ્ધ થાય છે કે ઈ. સ. પૂ. ૩૧૦૧ માં યુધિષ્ઠિર રાજા હતા. (भारत उप. भा ૧૦ પૃ. ૮૭)

હુએનત્સંગે પણ લખ્યું છે કે પ્રત્યેક રાજ્યમાં હકીકતનાં પુસ્તક કાળજી પૂર્વક લખી રાખવામાં આવે છે. (भारत उप. भाग. ૧૦ પૃ. ૮૪.)

ઈત્યાદિ ઉપરથી સિદ્ધ થાય છે કે મેગેસ્થનિસે, ભારત દેશનો જે ઈતિહાસ જોઇ વંશાવળી લખી હશે તે ઐતિહાસિક ગ્રંથ એલેક્ઝાંડર-સિકંદર લઈ ગયો હશે.

પરંતુ મેગેસ્થનિસે લખી બતાવેલી વંશાવળી તેના વૃત્તાન્તમાંથી મળી આવે છે; અને તે વંશાવળી આપણી પ્રાચીન માન્યતાને એવં પ્રાચીન કાળગણનાને મળતી આવે છે એમ ચિં, વિ. વૈદ્યે વિસ્તારપૂર્વક લખ્યું છે. ઉપરાંત ૧ હુના કુરુવંશી 'જન્મેજય' રાજાએ યુધિષ્ઠિર શક ૮૯ એટલે કે કલિગત ૮૯ વર્ષમાં કરેલા દાનલેખમાં પુરાણોનાં વચનો લખ્યાં છે. ( જુઓ પ્રાચીન લેખમાલા ભાગ ૨ જો પૃ. ૬૮ તથા ભાગ ૩ જો. )

પણ અન્યથા થવા પામ્યું હશેજ એવું અનુમાન તુલના કર્યા પછી પાઠક વર્ગ સ્વયં કરી લેશે.

આપણે ઉપર સિદ્ધ કરી આવ્યા છીએ; તદનુસાર કલિયુગના આરંભકાળને શાકે ૧૮૪૫ પર્યન્ત ૫૦૨૪ વર્ષ થયાં છે. તેમજ કુરુઓના યુદ્ધકાળને પણ તેટલાંજ વર્ષ થયાં છે. અને કુરુઓના યુદ્ધમાં અભિમન્યુને હાથે મૃત્યુ પામેલા સૂર્યવંશી કિંવા રઘુવંશી બૃહદ્દબલને પણ ૫૦૨૪ વર્ષ વ્યતીત થઇ ગયાં છે. એ માટે ફરીથી વિશેષ કહેવાની કે લખવાની આવશ્યકતા રહેતી નથી.

બૃહદ્દબલ પછી તેના મુખ્ય વંશમાં ૩૦ મો પુરુષ સુમિત્ર થયો હતો. તે સુમિત્ર વિક્રમ રાજાની પહેલાં થોડો વખત અગાડી થઇ ગયો હતો એમ રાજસ્થાન ભા. ૧ પૃ૦ ૪૮ માં લખ્યું છે.

તથા ભાગ ૧ પૃ૦ ૨૧૨ માં ટૉડ સાહેબે લખ્યું છે કે "સુમિત્ર પછી નવ પેઢીએ કનકસેન થયો. અને સૂર્યવંશી કુશની બાસઠમી પેઢીએ કનકસેન છે" એમ પણ ત્યાંજ લખ્યું છે.

પ્રથમ ભાગના પૃ૦ ૨૧૧ માં લખ્યું છે કે "ઓછામાં ઓછાં દશ વસ્તીપત્રકો આ વંશના પહેલા સ્થાપનાર કનકસેન વિષે મળતાં આવે છે; અને એમ સૂચવે છે કે તે હિન્દુસ્તાનના છેક ઉત્તર તરફના પ્રાંતોમાંથી ઇ. સ. ૧૪૫ માં સૌરાષ્ટ્ર દ્વિપકલ્પમાં જઈ વસ્યો હતો.........બાદશાહી ઇતિહાસકર્ત્તા અને ખગોળવેત્તા અંબરનો જેસિંગ તે

શાખા સુમિત્ર સાથે જોડે છે. તે સુમિત્ર વિક્રમાજીતની સાથેજ થઇ ગયો હોય એમ જણાવે છે. જાતીય ભાસ્કર પૃ ૯૫ માં પણ લખ્યું છે કે " સુમિત્રથી નવમો પુરુષ કનકસેન હતો."

રાજસ્થાન ભા, ૧ પૃ. ૨૧૨ માં ટૉડે લખ્યું છે કે "લાહોરમાંથી સૌરાષ્ટ્રમાં આવીને કનકસેને ઇ. સ. ૧૪૫ માં વીરનગર વસાવ્યું. તેની ચોથી પેઢીએ થયેલા વિજયસેને [1] 'વિજયા પુર' સ્થાપ્યું.........તેણે વળી વિદર્ભા સ્થાપ્યું હતું જેનું નામ પછીથી 'ચિતોડ' પાડવામાં આવ્યું હતું."

તથા રાજસ્થાન ભા. ૧ પૃ. ૨૦૮ માં લખવામાં આવ્યું છે કે —

"મેવાડના રાજાઓ રાણા કહેવાય છે, તે સૂર્યવંશી મોટી શાખાના છે......હિન્દુ જાતો રામની ગાદીના ખરા હકદાર (મુખ્ય વારસ) મેવાડના રાજાને એકમતથી સમતિ આપે છે."

આ ઇત્યાદિ ઉપરથી અત્રે એક ખુલાસો કરવાની આવશ્યકતા છે તે એ કે શ્રી રામચંદ્રજીના મોટા પુત્ર કુશના વંશમાં વિક્રમાદિત્યના સમકાલીન સુમિત્ર માટે સર્વ પુરાણોમાં લખવામાં આવ્યું છે કે તે અપ્રજ હતો તો પછી તે (સુમિત્ર) ના વંશમાં મેવાડના રાણાઓની ઉત્પત્તિ કેમ સંભવે?

---

૧ તે વિજયાપુર હાલમાં જ્યાં સૌરાષ્ટ્રની ઉત્તરે ધોળકા આવેલું છે તે જગ્યાએ હતું. રાજસ્થાન ભા ૧ પૃ. ૨૧૨.

આ શંકા થાય છે. તેમ છતા સુમિત્રના રાજ્યાસન ઉપર પાંચ પેઢી થયા પછી તેનો ઉત્તરાધિકારી મહારથી, અતિરથી, અચલસેન અને કનકસેન અનુક્રમે થયા એમ જાતિ ભાસ્કર પૃ. ૯૫ માં લખ્યુ છે તથા રાજસ્થાનના વંશવૃક્ષ ભા. ૧ પૃ ૨૧૨ માં ટૉડ સાહેબે લખ્યું છે કે "રામના પુત્ર લવેં લવકોટ બંધાવ્યુ હતુ, અને જે શાખામાંથી મેવાડના વંશજો ઉતર્યા તે શાખા કનકસેન દ્વારકાંમાં આવી વસ્યો ત્યા સુધી લાહોરમા રહી હતી"

એજ પૃષ્ટમાં લખવા પ્રમાણે "સૂર્યવંશનું (મુખ્ય શાખાનુ) પહેલવહેલું વિદેશગમન કનકસેનેજ કર્યુ હતું" તેમ કનકસેન શ્રીરામના પુત્ર લવનો વંશજ હતો. એમ પણ એનાજ લેખથી સિદ્ધ છે

આપણે પાંચમા ખંડમા જણાવી આવ્યા છીએ તે પ્રમાણે ટૉડ સાહેબે શ્રી રામચદ્રજીના મોટા પુત્ર લવ હતા એમ માની લીધું હોવાથી કેટલીક બાબતોમા તેઓ અધિક ભૂલો કરી ગયા છે તેમ તેવી માન્યતાને લીધે કેટલીક બાબતોના તેઓ ખુલાસા પણ કરી શકયા નથી.

ટૉડની એ ભૂલ પોતાની સ્વતંત્ર નથી પણ ચદ ભટ્ટે કરેલી ભૂલના આધારે થવા પામી છે. અર્થાત્ ચદ ભટ્ટે પણ રામના મોટા પુત્ર લવ હતા એમ માની લઇ કુશની પૌરાણિક વંશાવળીને લવની વંશકથા તરીકે વર્ણવી છે. એટલે ચદ ભટ્ટની ભૂલ થયા પછી ટૉડ સાહેબ ઇત્યાદિની ભૂલ થાય એ સ્વાભાવિક હતું.

તેમ છતાં પાંચમા ખંડમાં જણાવ્યા પ્રમાણે ઈશ્વરાવતાર શ્રી રામચંદ્રજીનો યુવરાજ કિમ્વા મોટો પુત્ર કુશ હતો. મોટા કુમાર-યુવરાજને મુખ્ય રાજયનો ઉત્તરાધિકાર અપાય એ સ્વાભાવિક છે. મુખ્ય રાજ્ય તરીકે તે સમયે કોશલ દેશ હતો. અને તે વખતે મગધદેશ (બિહાર પ્રાંત) પણ કોશલ દેશમાંજ સંમલિત હતો, એમ પણ આપણે સિદ્ધ કરી આવ્યા છીએ

કોશલ દેશની 'પુરાતન કાળથી' મુખ્ય રાજધાની અયોધ્યાજી હતી. પરંતુ શ્રી રામચંદ્રજીએ કુશની સારૂ કોશલ દેશમાંજ પણ સ્થાનાન્તર કરી હાલના બિહાર પ્રાંતમાં ગંગા અને શોણનદના સંગમના મધ્ય ભાગમાં રાજધાની સ્થાપી હતી, તેનું નામ કુશાવતી રાખ્યું હતું. ઉક્ત કુશાવતીમાં મહારાજા કુશના વંશજોએ કેટલી પેઢી પર્યન્ત રાજય કર્યું હતું, તથા કોશલ દેશની વિસ્તીર્ણ સીમાનું સંરક્ષણ કેટલી પેઢી પર્યન્ત કર્યું હતું, તે જો કે નિશ્ચય પૂર્વક કહી શકાય તેમ નથી; તથાપિ મહાભારતના સમયમાં કે તેથી અગાઉ મગધ દેશ અવધની સીમા એવં સત્તાથી છુટો પડી જઈ સ્વતંત્ર થઇ ગયો હતો એમ તો ખાત્રીપૂર્વક કહી શકાય છે.

રઘુવંશની મુખ્ય શાખાનો કિમ્વા કુશનો મુખ્ય વંશજ બૃહદ્બલ મહાભારતના યુદ્ધમાં ગયો હતો અને ત્યાં (મહા-

ભારતમાં) તેને અયોધ્યાના રાજા તરીકે ઓળખવામાં આવ્યો હતો. તે ઉપરથી તે વખતે તેની રાજધાની અયોધ્યાજીમાં કિમ્વા તેની આસપાસમાં—અથવા તો શાણસ્તીમાં હોવી જોઇએ. કેમકે ચીની યાત્રી ફાહીયાન તથા હુએનત્સંગના લખવા પ્રમાણે કોશલની રાજધાની શ્રાબસ્તી હતી એમ આપણે પાંચમા ખંડમાં જણાવી આવ્યા છીએ.

એ પ્રમાણે કુશની મુખ્ય શાખામાં ઉત્પન્ન થયેલો બૃહદ્બલ અથવા તેનો કોઇ પૂર્વજ કિમ્વા તેનો વંશજ શાણસ્તીને અવધ-કોશલ દેશની મુખ્ય નગરી બનાવી રહ્યો હોય તે સંબંધી અધિક વિચાર દર્શાવવાની આવશ્યકતા નથી. કેમકે શ્રી રામચંદ્રજીની મુખ્ય શાખા છેવટ સુધી કોશલ દેશમાં હતી એમાં તો કોઇએ શંકા દર્શાવી નથી. પછી તેની મુખ્ય નગરી તે વખતે ગમે તે હોય.

પરંતુ આપણને હવે જણાવવાનુ બાકી એટલુંજ માત્ર રહ્યુ છે કે કનકસેન કુશનો વંશજ કેમ કહેવાયો ?

એટલે ઉપર જણાવ્યા પ્રમાણે કનકસેન લવનો વંશજ હતો, છતાં કનકસેનના વંશમાં ઉત્પન્ન થયેલા મેવાડના મહારાણાઓ રઘુવંશની મુખ્ય શાખાના એટલે કુશની મુખ્ય શાખાના વંશજ શી રીતે હોઇ શકે ?

આ શંકા જો કે વાસ્તવિક છે, તથાપિ એ શંકાનુ સમાધાન બહુધા દુષ્કર નથી. અર્થાત કુશનો છેલો વંશજ

સુમિત્ર અપ્રજ હતો એટલે રઘુવંશની કિંવા કુશ વંશની મુખ્ય શાખા સુમિત્ર પર્યન્ત ચાલીને અટકી પડે છે.

પરંતુ કુશનો વંશજ જ્યારે અપ્રજ થઈ જાય ત્યારે તેના રાજ્યનો, રાજ્યલક્ષ્મીનો અને રાજ્ય ચિન્હોનો ઉત્તરાધિકારી લવનો મુખ્ય વંશજ થાય એ નૈસર્ગિક છે અને મુખ્ય શાખાના ઉત્તરાધિકારને પ્રાપ્ત કર્યા પછી તે પોતાને મુખ્ય શાખાનો વંશજ માને કિંવા કહેવરાવે તેમાં અયોગ્ય કે અસંભવ જેવું તો કશુંએ નથી; એટલુંજ માત્ર નહિ પણ પરંપરા જોતાં ઉક્ત રીતે માનવું સર્વથા યોગ્યજ છે.

એ રીતે લવનો મુખ્યવંશ કુશના વંશમાં સંમિલિત થઈ ગયો હોવાથી મેવાડના મહારાણાઓ કુશવંશી કહેવાય છે તે વ્યાજબીજ છે.

રઘુવંશની—કુશવંશની મુખ્ય શાખા સુમિત્ર પર્યન્ત અવિછિન્નપણે ચાલીને સમાપ્ત થઇ તે વખતે લવની મુખ્ય શાખામાં કોણ હતો, એટલે સુમિત્રનો સમકાલીન લવના વંશજોમાંથી કોણ હતો તે જો કે નિશ્ચય પૂર્વક કહી શકાય તેમ નથી; તથાપિ સુમિત્રના ઉત્તરાધિકારીઓની પાંચ પેઢીઓ વ્યતીત થયા પછી થયેલા મહારથી, અતિરથી, અચલસેન અને કનકસેનની અનુક્રમે તેના ઉત્તરાધિકારી તરીકેની ગણના થયેલી છે એ તો ખાત્રીપૂર્વક કહી શકાય તેમ છે.

[ મહારથીના પિતાનું નામ "વજ્રનાભ" હતું. ( જુઓ પ્રાચીન લેખમાલા ભાગ ૩ પૃ. ૧૫૮. ) બાકી હવે ચાર નામોની શોધ અવશિષ્ટ રહે છે. ]

કનકસેન કુશની રાજ્યલક્ષ્મીનો ઉત્તરાધિકારી હોવાથી તેના વંશમાં થયેલા મેવાડના શીસોદીઆ મહારાણાઓ પોતાને રઘુવંશની મુખ્ય શાખાના વંશજો તરીકે ઓળખાવે એ યદ્યપિ યોગ્ય છે, તથાપિ કનકસેન તો લવનોજ વંશજ હતો એ પણ ભુલવું જોઈએ નહિ

આપણે પ્રથમ જણાવી આવ્યા છીએ તે પ્રમાણે લોહાણા જ્ઞાતિ લવની વંશજ છે. અને મેવાડના મહારાણાઓ પણ કનકસેનના વંશજ હોવાથી લવના વંશજ છે. એટલે મેવાડના શીસોદીઆ મહારાણા તથા લોહાણા એકજ-લવના વંશમાં ઉત્પન્ન થયલા ભાઈઓ છે એમાં જરા પણ શંકા નથી. પરંતુ આ બંધુપણું એકજ મૂલ પુરુષના વંશમા ઉત્પન્ન થવાથી છે, પણ રા ગણાત્રાના લખવા પ્રમાણે અવટંકો (નુખો)ના નામની સામ્યતા ઉપરથી નથી, એ વાર્તા પણ પાઠકવર્ગે લક્ષ્યમાં અવશ્ય રાખવી.

જો કે એકજ લવના વંશમાં ઉત્પન્ન થયા છતાં મહારાણાઓ લોહાણાઓથી છુટા પડી ગયા છે, પરંતુ એતત્પ્રદેશમાં ઉત્પન્ન થયેલા શ્રીલક્ષ્મણજીના પુત્રોના વંશજો લોહાણાઓ સાથે ભળી ગયા હોય તો તે સંભવિત છે એટલે લક્ષ્મણજીના પુત્ર અંગદ તથા ચંદ્રકેતુ કે જેમનું રાજ્ય ગુજરાત કાઠીઆવાડ અને સિંધમાં અનુક્રમે હતું તે તે પ્રદેશમાં અંગદ તથા ચંદ્રકેતુના વંશમાં ઉત્પન્ન થયેલા તેમના વંશજોએ લવના વંશની પ્રધાનતા સ્વીકારી લઈ પોતાને લવ

વંશી કિંવા લોહાણા તરીકે ઓળખાવ્યા હોય એટલે તેઓએ પોતે લોહાણા નામક સંજ્ઞાને ધારણ કરી હોય અને લોહાણાઓ સાથે તેઓ ભળી ગયા હોય તો તે બનવા યોગ્ય છે.

કનકસેન સૌરાષ્ટ્રમાં આવ્યો તેની અગાઉ લવના વંશમાં ઉત્પન્ન થયેલા લોહાણાઓએ બીજા દેશોમાં પોતાની રાજ્યસત્તા સ્થાપન કરી હોય કે ન કરી હોય, પરંતુ સિંધમાં તો તેમણે રાજ્યસત્તા સ્થાપન કરી હતી. તે સંબંધે (ઈલીયટકૃત હિંદના ઇતિહાસ ભાગ ૧ લામાં તથા કનીંગહોમકૃત 'પ્રાચીન ભુગોળમાં ઉલ્લેખ છે. ) એમ શા. ગણાત્રાએ પણ પૃ. ૫૦ માં લખ્યું છે. એટલે એલેક્ઝાંડર (સિકંદર) ના સમયમાં લવવંશી લોહાણાઓનું સિંધમાં રાજ્ય હતું.

"કનકસેન લવનો વંશજ હતો" તેમ "લાહોરમાંથીજ સૌરાષ્ટ્ર દેશમાં આવ્યો હતો!" આ ઉદ્ગારો ટોડ સાહેબે ઘણાજ [1] પરામર્શના પરિણામે કાઢયા છે.

---

૧ અર્થાત વિક્રમ સંવત ૧૭૫૫ (ઇ. સ. ૧૬૯૮) માં અંબરના સિંહાસન ઉપર જયસિંગને રાજ્યાભિષેક થયો હતો. તેની પાસે 'મેનુમેલન' નામનો એક પોર્ટુગીઝ પાદરી આવ્યો હતો. પોતાના દેશમાં જ્યોતિષશાસ્ત્રની બહુજ ઉન્નતિ થયેલી છે. એવા તે પાદરીના કથનથી વિદ્યાપ્રેમી જયસિંગે તે પાદરી સાથે કેટલાક પંડિતોને 'ત્યાંના જ્યોતિષિને તેડી લાવવા સારૂ' પોર્ટુગાલના રાજા 'ઇમાનુયેલ' ના દરબારમાં મોકલ્યા હતા. તેથી તે રાજાએ જ્યોતિર્વિદ

જયપુરના રાજા જયસિંગે જે વાર્તા અનેક પ્રમાણો વડે નિશ્ચિત કરી લખી છે, તે પ્રમાણે "શ્રી રામચંદ્રજીના

---

'સેવિયર ડિ-મિલવા' નામના પાદરી પંડિતને મોકલ્યો હતો. તેણે "ડિ-લા હાયરનું" જ્યોતિષ ચક્ર જયસિંગને આપ્યું હતું. તેમાં જયસિંગે ગણિતની સ્થૂલતા દેખાડી આપી હતી. તથા તુર્કીના જ્યોતિર્વિદ 'ઉલુપ' એણે બનાવેલી યંત્રાવળીની પણ ભૂલો દેખાડી આપી હતી. અને તે પછી તેમની જયસિંગે ઉપેક્ષા કરી દીધી હતી. અને તેમાં તેવી સંપૂર્ણ શક્તિ હતી.

અંબરાધિપતિ ઉક્ત રાજા જયસિંગે (હે) આજથી ૨૨૫ વર્ષ પૂર્વે ઉજ્જયિની નગરીમાં જ્યોતિષની વેધશાળા સ્થાપન કરી હતી, તેમ સાત આઠ વર્ષ પર્યંત ગ્રહ નક્ષત્રોના વેધ લઇ પોતાનું ગણિત નિર્વિવાદ સિદ્ધ કર્યું હતું. તેમણે કરણ ગ્રંથ પણ રચ્યો છે.

તેમજ જયસિંગે સૂર્યવંશની વંશાવળીના-ભાટોના અનેક-જુના ખરડાઓને જોઇ કાલગણના પૂર્વક ખરડાઓ ઉપર ખાસ નોંધ કરી છે.

તે જયસિંગની નોંધ તથા ખોમાન (કુમાન) એવા ઉપનામ વાળી વંશાવળી, તથા માન કવિશ્વરે વ્રજ ભાષામાં કરેલ 'રાજ વિલાસ" ઉપરથી, તથા મહાશિવ ભટ્ટે કરેલી 'રાજ રત્નાકર" "તથા" સાન્ડેરાહમાં વસતા જૈનસાધુ પાસેથી-લીધેલી વંશાવળી ઇત્યાદિ વંશકથાઓમાં કનકસેનના સંબંધમાં એક સરખુંજ વર્ણન જોઈ ખાત્રી કરી, અને વિદેશી લોકોના વૃત્તાતો સાથે ઉક્ત વર્ણનનો મેળ કર્યા પછીજ ટૉડ સાહેબે ઉપર પ્રમાણે લખ્યું છે. (જુઓ રાજસ્થાન ભાગ. ૨ પૃ ૨૨૫ થી ૨૨૬.)

પુત્ર લવે લાહોર બંધાવ્યું તેનું પ્રાચીન નામ લવકોટ હતું અને જે શાખામાંથી કનકસેન દ્વારકામાં જઇ વસ્યો, ત્યાં સૂધી તે શાખા લાહોરમાં હતી." (ભા. ૧. પૃ. ૨૧૨.)

એ ઉપરથી બન્ને વાતો સાથેજ સિદ્ધ થઇ જાય છે. અર્થાત્ "લવનો વંશજ કનકસેન ઇ સ. ૧૪૫ માં સૌરાષ્ટ્રમાં આવ્યો હતો." એમ લખેલું હોવાથી શ્રી રામચંદ્રજીના પુત્ર લવનો વંશ અવિચ્છિન્નપણે ચાલુજ છે એમ સિદ્ધ થઈ જાય છે, અને "કનકસેનની મૂલ શાખા લાહોરમાં હતી." આવા ઉલ્લેખથી લવે લાહોર વસાવ્યું હતુ એમ પણ સિદ્ધ થઇ જાય છે.

કનકસેન ઇ. સ. ૧૪૪ કિમ્વા ૧૪૫ માં સૌરાષ્ટ્ર દેશમાં આવ્યો હતો તે વખતે શક રાજાઓનું પ્રાબલ્ય હતું, જેથી તે તેમનો ઠાકુર-ઠક્કુર (પેટા રાજ્યનો માલિક કિમ્વા જાગીરદાર) તરીકે ત્યાં રહ્યો હશે. અને શક રાજાઓ પછી ચંદ્રગુપ્તના વંશજો અર્થાત્ ગુપ્ત વંશના સામ્રાજ્યની સ્થાપના થયા પછી કનકસેનના વંશજો ગુપ્તોના અંકિત થયા હશે. કેમકે વલ્લભી રાજવંશીઓનો મૂલ પુરુષ જે ભટ્ટાર્ક તેને પ્રાચીન તામ્રલેખોમાં સેનાપતિ તરીકેની ઉપાધી આપવામાં આવી હતી. એટલે તેણે ગુપ્તોના સામ્રાજ્ય માટે અનેક ઠેકાણે યુદ્ધ કર્યું હશે. પછી જ્યારે ગુપ્ત સામ્રાજ્યની સમાપ્તિ થઇ હશે ત્યારે સ્વાભાવિકપણે તે વલ્લભીની જહાગિરિનો સ્વતંત્ર રાજા થયો હશે તેમ બીજાં રાજ્યો પણ

મેળવ્યાં હશે. પરંતુ પૂર્વકાળથી ચાલતું આવેલું સેનાપતિ તરીકેનું નામ તેણે બહુ માનાસ્પદ જાણી કાયમ રાખ્યું હશે અને એ પ્રમાણેનું ઉપનામ કાયમ રાખવાનો પ્રઘાત (પરિપાટી) ઘણે ઠેકાણે પ્રતીત થાય છે

ભટ્ટાર્કના 'સેનાપતિ' અને 'પ્રહાર શતલબ્ધ પ્રતાપ' એવાં વિશેષણો ઉપરાંત શિલાલેખોમાં "अनुरक्त मौल भृतश्रेणी-बलावाप्तराज्यश्री" એવાં જે પદો આવ્યા છે તે ઉપરથી એ ભટ્ટાર્ક ઉત્તમ રાજ્યકુલમાં જન્મેલો હોઇ અનેક ક્ષત્રિયોનો ઉપરી હતો ઇત્યાદિ વાર્તા સિદ્ધ થાય છે તેમજ વલ્લભીના નાણાં ઉપર "महाराजो महाक्षत्र परमसामन्त महा श्रीभट्टार्कस्स।" તથા राजो महाक्षत्र परमादित्यराजो महा श्री भटार्कस्स" ઇત્યાદિ લખેલું હોવાથી ઉપર્યુક્ત કથનને અધિક અનુમોદન મળે છે. તેમજ વલ્લભીના રાજાઓના દાનપત્રોમાં "स्वस्ति श्री प्रसभप्रणतामित्राणां मैत्रकाणां अतुल बलसंपन्नमण्डलाभोगसंसक्त-प्रहारशतलब्धप्रतापात्।" ઇત્યાદિ લખેલું હોય છે. તે ઉપરથી વલ્લભીના રાજા મૈત્રક વંશીય શ્રી ભટ્ટાર્કના વંશજ હતા એમ દેખાઈ આવે છે. અને મિત્ર શબ્દ સૂર્યનો વાચક હોવાથી મિત્રવંશીય એટલે સૂર્યવંશીય એમ સિદ્ધ હોવાથી શ્રીભટ્ટાર્ક સૂર્યવંશી હતો એમ કહેવામાં જરાપણ શંકા આણવાનું કારણ નથી એમ ચિ વિ. વૈદ્ય લખ્યું છે, કિંબહુના.

..." स्वधनुःप्रभावपरिभूतां स्वकौशलाभिमानसकलनृपति-मण्डलाभिनन्दितशासन—' मनु ' रिव स्वयमभ्युपपन्न प्रकृति-

भिरधिगत फलाप।..........सविता प्रकृतिभ्यः ।"

રઘુવંશીઓના ધનુષનો પ્રભાવ, પોતાના કોશલ દેશનું અભિમાન, સકલ નૃપતિમંડલે સ્વીકારેલું 'તેમનું' શાસન, મનુ વૈવસ્તમનુના જેવા સ્વભાવવાળા અને સવિતા-સૂર્યનારાયણ જેવી પ્રકૃતિવાળા ઇત્યાદિ વિશેષણો મટ્ટાર્કવંશી વલ્લભી રાજાઓના દાનલેખોમાં આવેલાં હોવાથી તેઓ રઘુવંશની મુખ્ય શાખાના વંશજ હોવા વિષે લેશ પણ શંકા રહેતી નથી. (જુઓ પ્રાચીન-લેખમાળા ભાગ ૨ જો તથા ૩ જો.) તથા આપણે ઉપર જણાવી આવ્યા છીએ તદનુસાર રઘુવંશની મુખ્ય શાખામાં સંમિલિત થયેલા કનકસેને ઇ. સ. ૧૪૫ માં સૌરાષ્ટ્રમાં જઇ પરમાર રાજાઓ પાસેથી વીરનગર હસ્તગત કર્યું હતું. તથા કનસેનની ચોથી પેઢીએ થયેલા વિજયસેને વિજયાપુર (હાલનું ધોલકા શહેર) વસાવ્યું હતું. અને તે પછી તેના વંશજે પોતાની રાજ્યસત્તા વલ્લભીમાં સ્થાપન કરી હતી આમ ટૅાડ સાહેબે પણ લખ્યું છે.

એ ઉપરથી સ્પષ્ટ રીતે પ્રતીત થાય છે કે સૂર્યવંશની મુખ્ય શાખામાં સંમિલિત થયેલા કનકસેનના વંશમાં ઉત્પન્ન થયેલો શ્રીભટ્ટાર્ક પોતાને મૈત્રકવંશીય કિમ્વા મિત્રવંશીય એટલે સૂર્યવંશીય કહેવડાવે તે યોગ્યજ હતું. સીસોદીઆ મહારાણાઓ પોતાને અયોધ્યાના શ્રેષ્ઠ એવા સૂર્યવંશી શ્રીરામ-ચંદ્રજીના વંશજ સમજે છે, અને સર્વાનુમતે જોતાં તેઓ

હિન્દુસ્થાનના પ્રાચીન ક્ષત્રિયો પૈકી શ્રેષ્ઠ પ્રકારના ક્ષત્રિયો એ પ્રમાણે સિદ્ધ થયા છે.

જે પ્રમાણે સીસોદીઆ ક્ષત્રિયો પોતાની પીઠિકા વલ્લભીના રાજઘરાણાઓ સાથે જોડે છે, તે પ્રમાણે હ્યુએનત્સંગે લખેલી ઉત્તમ ક્ષત્રિય વિષયક હકીકત એ રીતે ખરી છે.

તેમ છતાં અમુક શબ્દોની કુત્સિત વ્યુત્પત્તિઓ કરી "મેવાડના રાજાઓના ઈરાની બાપદાદા હતા." ઇત્યાદિ ટૉડ સાહેબે (રાજસ્થાન પૃ. ૨૩૦ મા) વ્યર્થ એવં અયોગ્યજ લખી નાંખ્યું છે.

તથા ટૉડે લખ્યું છે કે "વલ્લભીપુર છઠ્ઠી શતાબ્દિમાં ખેદાન મેદાન થઈ ગયું હતું. પરંતુ આમ લખવામાં પણ ટૉડની ગંભીર ભૂલ થયેલી છે.

કેમકે ઈ. સ. ૫૦૯ માં ભટ્ટાર્કે વલ્લભી રાજ્યની સ્થાપના કરી તે ભટ્ટાર્કના ચાર પુત્રોમાંથી પહેલા ધ્રુવસેનના દાનલેખ સન્ ૫૨૬ ના છે. તેના ભાઈ ધ્રુવભટ્ટના પુત્ર ગુહસેનના દાનલેખ ૫૫૯, ૫૬૫, ૫૬૭ સનના છે. તેના પુત્ર ધરસેન બીજાના દાનલેખ ૫૭૧, ૫૮૮, ૫૮૯, ઈ. સ. ના છે. તેના પુત્ર 'શિલાદિત્ય' પહેલાના દાનલેખ ઈ. સ. ૬૦૫ ૬૦૯ના છે. પહેલા શિલાદિત્યના ભાઈ ખરગ્રહનો પુત્ર બીજો ધ્રુવસેન સ્થાણ્વીશ્વરના રાજા શ્રીહર્ષનો જમાઈ થતો હતો એમ હ્યુએનત્સંગે લખ્યું છે. સાથેજ તેણે લખ્યું છે કે ધ્રુવસેન

ઉત્તમ ક્ષત્રિય કુલજ અયોધ્યાની શાખાનો વંશજ છે. હુએન્ત્સંગ ઈ. સ. ૬૪૦ના નવેમ્બર માસમાં વલ્લભીપુર ગયો હતો. તે પછીના પણ પ્રત્યેક રાજાના ભિન્ન ભિન્ન સમયના શિલાલેખો છે. સાતમા શિલાદિત્યનો શિલાલેખ ૭૬૬ (ઇ. સ.)નો છે. એ શિલાદિત્યનું બીજું નામ ધ્રુવભટ્ટ હતું એમ અલબીરૂનીએ લખ્યું છે. અને એજ શિલાદિત્યનું એ ઉપરાંત બાપા રાવળ એવું પણ નામ હતું એમ દેખાય છે. રા. વૈદ્યના લખવા પ્રમાણે શિલા લેખો ઉપરથી બાપા રાવળનો સમય ઇ. સ. ૭૩૦ નો થાય છે. અને દંતકથા ઉપરથી મેવાડના ભાટ તથા રાજાઓ શકે ૧૯૧માં બાપા રાવળનો સમય નક્કી કરી બેઠા છે. તેનો મેળ આ પ્રમાણે થાય છે કે શ્રી ભટ્ટાર્કે ઇ. સ. ૫૦૯માં વલ્લભી રાજ્યની સ્થાપના કરી તે સનમાં ૧૯૧ વર્ષ મેળવતાં ૭૦૦ની સન્ થાય છે. તે સન્‌માં બાપા રાવળનો જન્મ થયો અને ૭૩૦ની ખ્રીસ્તી સન્‌માં રાજ્યાસને બેઠો એમ સિદ્ધ થઇ જાય છે.

મહંમદ ગીજની સાથે આવેલા અલબીરૂનીના લખવા પ્રમાણે ઇ. સ. ૭૭૫માં મહંમદ કાસિમના છોકરાએ ભાવનગરની ખાડીમાં ઉતરી વલ્લભીપુર ઉપર રાત્રિના સમયે ઓચિંતો હલ્લો કરી તેનો વિનાશ કર્યો હોવાથી ધ્રુવભટ્ટ કિંવા બાપા રાવળે ત્યાંથી નીકળી જઇ મેવાડમાં. (ચિતોડમાં) રાજ્યની સ્થાપના કરી હતી. આ લેખથી પાઠક વર્ગને જાણવામાં આવી જશે કે જે સનમાં વલ્લભીના રાજ્યની સ્થાપના

થઇ હતી તેને દંતકથાઓના આધારે ટૉડ સાહેબે વલ્લભીના વિનાશની સન્ લખી નાખી છે અને તેથીજ તેણે ચિતોડમાં રાજ્ય સ્થાપનની સન્‌ને આગળ ખેંચી લીધેલી છે. એ ટૉડની ભૂલનો ભોગ રા. ગણુત્રા જેવા લેખકો થઇ પડે એ બનવાયોગ્ય છે. કેમ કે રા. ગણુત્રાએ પૃ. ૭૯ મા લખ્યું છે કે "કર્નલ ટૉડના અભિપ્રાય પ્રમાણે વલ્લભીપુરનો પ્ર. સ. ના પાંચમા સૈકામાં અંત આવ્યો. જૈન લખાણો પરથી માલૂમ પડે છે કે-ઈ. સ. પ૨૪ માં વલ્લભીપુર નાશ પામ્યું"

પરંતુ આપણે ઉપર દર્શાવી આવ્યા છીએ તે ઉપરથી રા ગણુત્રાએ માન્ય કરેલી વલ્લભીપુર વિષયક વાર્તા અસત્ય સિદ્ધ થઈ જાય છે. અસ્તુ.

પૌરાણિક શૈલી અનુસાર લવનો વંશ ચાલુ છે એમ સિદ્ધ થાય છે. અને તેને વિદેશી લોકોએ અત્રેના સાહિત્ય, અવશેષો અને ઐતિહાસિક ભાગ ઇત્યાદિ ઉપરથી સિદ્ધ કર્યું છે તે ઉપરથી પણ લવનો વંશ પ્રચલિત છે એમ કહેવામાં જરા પણ શંકા રહેતી નથી.

લવનો વંશ છે એટલું સિદ્ધ થયા પછી લવના વંશજ લોહાણા છે એમ માનવામાં પછી કોઇને કાંઇ કહેવાપણું રહેતું નથી.

તે સંબંધે પંજાબમાં સામાન્ય રીતે જોતાં હિંદુધર્મને પાલન કરતી "લોહાણા" એવા નામવાળી જાતિ હાલમાં

મળતી નથી. પરંતુ ઇતર જાતિઓમાં પરિવર્ત્તન પામેલી લોહાણા જાતિ મળે છે.

કરાલ કાલાનુક્રમે તેમ થવું નૈસર્ગિક છે. તેમ લોહાણા જાતિમાંથી અમુક ભાગ અરોરા તથા બ્રહ્મક્ષત્રિયો થયા હોય એવો પણ ભાસ થાય છે. તેમ લોહાણા જાતિ પ્રાયઃ ત્યાંથી નીકળીને ઇતર દેશોમાં તેમ સિંધમાં આવી, તે પછી ઇતર દેશોની માફક સિંધમાં પોતાનો વસવાટ કરી સ્થાયી તરીકે સિંધમાં રહી છે એમ પ્રતીત થાય છે.

इति श्रीगङ्गाधरात्मजनिःखटावतनुज महो-
पाध्यायेत्युपपदसमलंकृतप्रयागरामशर्मविरचिते
श्रीरघुवंशी रत्नाकर अथवा आदर्श इतिहासे
कालगणना नाम अष्टम· खण्डः ॥



॥ ॐ तत्सत् ॥



# ખંડ ૯ મો.



## ગોત્રપ્રવરાદિ વિચા






હાણા નામક સૂર્યવંશીય ક્ષત્રિય જાતિનો ગોત્ર વિષયક વિચાર અવશ્ય પુરતો અત્રે આપણે દર્શાવીશું. ગોત્રનું લક્ષણ સંક્ષેપથી આ પ્રમાણે છે. " વંશ પ્રવર્તક ઋષિ કિંવા મૂલ પુરુષને

કરી. અર્થાત વિદ્યાની પરંપરાયે કરી મૂલ વિદ્યાદાતાને તેમના શિષ્યો પોતાનું ગોત્ર માને છે, અને જન્મની પરંપરાયે કરી કુલના મૂલ જન્મદાતા એટલે કે મૂલ પુરુષને તેમના વંશજો પોતાનું ગોત્ર માને છે. આ વ્યાકરણના કથન અનુસાર બે રીતે ગોત્રની માન્યતા જગદ્વિખ્યાત છે. તેમ છતાં બંને રીતે ગોત્રનાં નામને જાણવામાં વંશપરંપરાજ આધારભૂત છે. અર્થાત્ અવિચ્છિન્ન પરંપરાગત સ્મૃતિ શિવાય ગોત્રને જાણવાનું બીજું સાધન નથી. યદ્યપિ ગોત્ર ઉપરથી પ્રવરો તેમજ પ્રવરોના નામની સ્મૃતિ ઉપરથી ગોત્રને જણાવનારાં પ્રમાણ-વચનો મળી આવે છે, તે ઉપરથી એમ કહી શકાય કે ગોત્ર અને પ્રવરના નામમાંથી એકની પણ સ્મૃતિ વંશપરંપરાયે અવિચ્છિન્ન રીતે રહેવા પામી હોય તો એકના નામ ઉપરથી બીજાના નામને જાણી શકાય તેમ છે. એટલે ગોત્રનું નામ સ્મૃતિમાં હોય પણ પ્રવરોનાં નામો સ્મૃતિમાં કદાચ ન હોય તો તે ગોત્રના નામની સ્મૃતિને લીધે પ્રવરોનાં નામો જાણી શકાય. તેમજ કદાચ પ્રવરોનાં નામોની સ્મૃતિ હોય પણ ગોત્રના નામની સ્મૃતિ ન હોય તો તે પ્રવરોના નામની સ્મૃતિને લીધે ગોત્રનું નામ જાણી શકાય તેમ છે. તો પણ બંનેમાંથી (ગોત્ર પ્રવરોમાંથી) એકની સ્મૃતિ તો કુલ પરંપરાયે અથવા ગુરૂ પરંપરાયે અવિચ્છિન્નપણે પ્રાપ્ત હોવીજ જોઇએ. કેમકે તે શિવાય ગોત્ર કિમ્વા પ્રવરોને જાણી લેવાનો બીજો સુગમ માર્ગ પ્રાયઃ નથીજ.

આશ્વલાયન નામના શ્રૌતસૂત્રના ભાષ્યમાં નારાયણ ભટ્ટે સ્પષ્ટ કરી લખ્યું છે કે "अथ चैषां स्मरणादन्यत्प्रमाणं नास्ति" એમનું સ્મરણ હોવાથી અર્થાત પરંપરાથી પ્રાપ્ત થયેલી ગોત્ર પ્રવરાદિકની સ્મૃતિ શિવાય ગોત્ર તથા પ્રવરને જાણવા માટે બીજું પ્રમાણ નથી.

પ્રવરોનું લક્ષણ 'સંક્ષેપથી' ધર્મસિંધુમાં આ પ્રમાણે લખવામાં આવ્યું છે કેઃ—

"ગોત્ર પ્રવર્તક વિશ્વામિત્રાદિ ઋષિઓના તથા વંશ-પ્રવર્તક ભૃગુ આદિ ઋષિઓના વ્યાવર્તક (ભિન્ન કરી જણાવનાર) ઋષિ વિશેષ (અમુક ઋષિઓ) ને પ્રવર 'અથવા આર્ય' કહેવાય છે. અર્થાત્ કુલ કિમ્વા ગુરૂપરંપરામાં મુખ્ય મુખ્ય એવં સુપ્રસિદ્ધ વિદ્વાન તેમજ ચારિત્ર્યશાલી કે જેમાંથી કેટલાંક ઋગ્વેદીય સૂકતોના મંત્રદષ્ટા ઋષિઓ પણ હોય તેને પ્રવર ઋષિ કહેવાય છે. પ્રવર ઋષિઓની યોગ્યતા વેદ તથા શ્રૌત સૂત્ર ગ્રંથોમાં ઉત્તમ પ્રકારની હોવાથી ગોત્રઋષિનું કિંવા ગોત્રનું નામ પ્રવરોના નામ સાથે પ્રાયઃ ગોત્રોચ્ચાર વખતે પુનઃ સંયુકત કરીને બોલાય છે.

ગોત્રનું લક્ષણ બૌધાયને લખ્યું છે કે, સપ્તર્ષિઓ અને આઠમા અગસ્ત્યના "यदपत्यं तद्गोत्रम्" જે અપત્ય તે ગોત્ર સમજવાં. અર્થાત ઉપર કહેલા આઠ ઋષિઓના અપત્યોને ગોત્ર નામ મળેલું છે.

મહાભારતમાં એથી ભિન્ન ક્રમ છે. અર્થાત ત્યાં અંગિરા, કશ્યપ, વસિષ્ઠ અને ભૃગુ એ ચાર ઋષિઓનેજ ગોત્ર એવી સંજ્ઞા પ્રાપ્ત થયેલી છે. આ ઠેકાણે ચાર ગોત્ર અને આઠ ગોત્ર જેટલી ભિન્નતા ઉપરાંત એક ઠેકાણે ઋષિઓનેજ ગોત્ર સંજ્ઞા પ્રાપ્ત થયેલી છે. અને બીજે ઠેકાણે ઉક્ત ઋષિઓના અપત્યોને ગોત્ર એવા નામથી લખવામાં આવ્યા છે. અપત્ય શબ્દનો પુત્ર અથવા વંશજ એવો અર્થ થઇ શકે છે,- તે પ્રમાણે મૂલ ગોત્રોની સંખ્યા ચારની હોય અને તે પછી આઠની થઇ હોય અને તે છેવટે તે તે ઋષિઓના વંશજોમાંથી કિમ્વા શિષ્યોમાંથી ગોત્રોની સંખ્યા અધિક થઇ હોય તો તે સંભવનીય છે. કેમકે જેમ જેમ સૃષ્ટિની વૃદ્ધિ થતી જાય તેમ તેમ કુલ ગોત્રાદિકની વૃદ્ધિ પણ થતી જાય છે આ નિયમ નૈસર્ગિક છે.

વર્તમાન કાળમાં લોહાણા જ્ઞાતિ મુખ્યત્વે સ્વગતભેદ અર્થાત પોતાની જ્ઞાતીમાં પેટા વિભાગ અવટંકોને અનુસરી પ્રાય: માને છે. કેમકે ગોત્ર પ્રવરાદિની પરંપરાગત સ્મૃતિ ઉક્ત જ્ઞાતિને મોટે ભાગે વિસ્મૃત થઇ ગઇ હોય એમ પ્રતીત થાય છે. બૌદ્ધ ધર્મની અભિવૃદ્ધિ પછી ક્ષત્રિયાદિ કેટલીક જાતિઓ પોતાના ગોત્ર, પ્રવરનાં નામને ભૂલી જઇ કેવળ અવટંકોના નામથી વ્યવહાર ચલાવવા લાગી છે એ વાર્તા સુપ્રસિદ્ધ છે.

તેમ છતાં લોહાણા નામક રઘુવંશી ક્ષત્રિય જાતિમાંથી ગોત્ર સંબંધી ભાવનાનો સર્વથા લોપ થઇ ગયો નથી. કેમકે

ઉક્ત રઘુવંશી કિંવા લવવંશી જાતિમાં વિવાહ પ્રસંગે-કન્યાદાન આપતી વખતે-શાખોચ્ચાર કિમ્વા ગોત્રોચ્ચાર પરંપરાથી થાય છે. પણ હાલમાં તે ગોત્રોચ્ચાર પ્રાયઃ વ્યાસ શિવજી ભાગ્યચંદ નિર્મિત "સારસ્વતોપાખ્યાન અને ક્ષત્રિયોત્પત્તિ" નામક પુસ્તકના આધારે થાય છે.

શિવજી વ્યાસે નીચે દર્શાવ્યા પ્રમાણે પ્રતિ અવટક તથા એકથી અધિક નુખનાં ભિન્ન ભિન્ન નામોની સામે ભિન્ન ભિન્ન ગોત્રોનાં નામો પણ લખ્યાં છે. શિવજી વ્યાસે લખેલાં ગોત્રોના અપવાદ શિવાય સર્વ નામો લોહાણા જ્ઞાતિના પૂર્વજોનાંજ છે અર્થાત ઉક્ત જાતિના ગોત્રોના પ્રાયઃ સર્વ નામો સૂર્યવંશની ભિન્ન ભિન્ન શાખાઓમાંથી મળી આવે છે. જે જે નામ જે જે વંશની શાખામાં આવેલ છે. તેની યાદી

| | | | |
|---|---|---|---|
| ૩ | આસરપોત્રા. | अतिथिः | શ્રીરામચંદ્રના મોટા પુત્ર કુશનો પુત્ર, મનુથી ૬૮મો પુરુષ. |
| ૪ | આદ્દોશ. | अंबरीषः | માંધાતાનો પુત્ર તથા મનુથી ૪૯ મો નાભાગનો પુત્ર. |
| ૫ | અનુઙ, અઢીઆ. | अंशुमानः | સગરનો પૌત્ર, મનુથી ૪૪મો પુરુષ. આ ગ્રંથ ર. વં. ક. |
| ૬ | આદ ઠક્કર, આસર. | इक्ष्वाकुः | વૈવસ્વત મનુનો પુત્ર, મનુથી ૨ જો પુરુષ ર. વં. ક. |
| ૭ | અનડકાઠ(અનમકાઠ) | इन्द्रसेनः[1] | ઉક્ત મનુના પુત્ર નરિષ્યંતના વંશમાં મનુથી ૭ મો પુરુષ ઈંદ્રસેન હતો. |
| ૮ | ચ દેભંભોર. | उत्कलः | ઇક્ષ્વાકુના મોટાભાઈ સુદ્યુમ્નનો પુત્ર. ભા ૯-૧-૪૧. |
| ૯ | છતા, છાણડા, છાણડીઆ. | ऋतुपर्णः | નળ રાજાનો મિત્ર. મુખ્ય વંશમાં મનુથી પર મો પુરુષ. |
| ૧૦ | કૌતક, કોટક(કૌતુક) | कश्यपः | મરીચિનો પુત્ર અને સૂર્યનો પિતા. ર. વં. ક. |

1 ખરી રીતે આ નુખતુ सागर्वाद ગોત્ર છે

| | | |
|---|---|---|
| ૧૧ કારીઆ. | कुशः | શ્રીરામચંદ્રજીનો પુત્ર. મુખ્ય વંશમાં મનુથી ૬૭ મો પુરુષ. |
| ૧૨ કાઠ. | ककुत्स्थः | મનુથી ૪ થો પુરુષ મુખ્ય વંશમાં. |
| ૧૩ કોટેચા | कोषलः | મનુના પુત્ર દિષ્ટના વંશમાં મનુથી ૨૦ મો પુરુષ હતો. |
| ૧૪ કેસરિઆ. | कपिलाश्वः | મુખ્ય શાખાવાળા ૧૪ મા પુરુષ દઢાશ્વનો ભાઇ કપિલાશ્વ હતો. |
| ૧૫ કકડ. | कूर्चः | મનુના પુત્ર નરિષ્યંતના વંશમાં નરિષ્યંતથી પાંચમો પુરુષ હતો. |
| ૧૬ કાનાબાર. | कारूषः | મનુના પુત્ર કરૂષકના વંશમાં થયેલા. |

| | | | |
|---|---|---|---|
| ૧૯ | ગંધા, ગીધા, ગાણેત્રા, ગઢીઆ. | गयः | મનુના પુત્ર સુદ્યુમ્નનો પુત્ર. |
| ૨૦ | ચંદે, ચદન. | चित्रसेनः | મનુના પુત્ર નારિષ્યંતનો પુત્ર. |
| ૨૧ | જોબણપોત્રા. | जयसेनः | |
| ૨૨ | દૈયા. | दीर्घबाहुः | મુખ્ય વંશમાં મનુથી ૬૨મો પુરુષ હતો. ર વં. ક. |
| ૨૩ | દાવડા. | दिलीपः | મુખ્ય વંશમાં મનુથી ૪૫મો પુરુષ હતો. ર. વં. ક. |
| ૨૪ | દોઢીઆ | दक्षः | મનુના પુત્ર નરિષ્યંતના વંશમાં મનુથી ચોથો પુરુષ હતો. |
| ૨૫ | ધણુ. | धृतिः | નિમિ વંશમાં મનુથી ૫૪મો પુરુષ હતો. |
| ૨૬ | ધણણ. | धृष्टि | મનુના પુત્ર ધૃષ્ટના વંશમાં થયેલો. |
| ૨૭ | ધધુ | धृष्टः | મનુનો પુત્ર હતો. |
| ૨૮ | નેનસોનૈયા, નેંધ. | नारिष्यंतः | ,, ,, ,, |
| ૨૯ | નરમ, નાસા. | नंदिवर्धनः | નિમિ વંશમાં મનુથી ૧૬મો પુરુષ. |

| | | |
|---|---|---|
| ૩૦ પોપટ. | पुंडरीक | મુખ્ય વંશમાં મનુથી ૭૨મો પુરુષ રઘુવંશ કથાખંડ |
| ૩૧ પોઆ. | पुरुकुत्स | મુખ્ય વંશમાં મનુથી ૨૨મો પુરુષ માંધાતાનો પુત્ર રઘુવંશ કથાખંડ. |
| ૩૨ પાંધી | पुष्य | મુખ્ય વંશમાં મનુથી ૮૬મો પુરુષ. ર વ ક |
| ૩૩ પોહા | पुष्कर | મુખ્ય વંશમાં મનુથી ૧૧૩ મો પુરુષ ર વં. ક |
| ૩૪ ચત્તારાણા, ચુગ | प्रतिकः | મનુના બીજા પુત્ર નૃગના વંશમા મનુથી ૬ઠો પુરુષ. |
| ૩૫ ચંડારા, ચોરા | प्रदीपकः | નિમિ રાજાના વંશમાં ૧૫ મો પુરુષ |
| ૩૬ ચંદેભમર | प्रतिकाश्व· | મુખ્ય વંશમા મનુથી ૧૦૯ મો પુરુષ ર વ. ક. |
| ૩૭ પલણ. | पुरंजय | મુખ્ય શાખામાં મનુથી ૪થા પુરુષ કકુત્સ્થનું મૂલ નામ 'પુરંજય' હતું. |
| ૩૮ પંડિત. | पुरंजनः | |

| | | | |
|---|---|---|---|
| ૩૯ | પંડિતપોત્રા. | પૃથુઃ | મુખ્ય વંશમાં મનુથી છઠો પુરુષ. કકુત્સ્થનો પૌત્ર. |
| ૪૦ | પછમગાણોત્રા, દક્ષણુગાણોત્રા. | પૃષધ્રઃ | વૈવસ્વત મનુનો પુત્ર. |
| ૪૧ | પાણારી. | પ્રાંશુઃ | મનુના પુત્ર દિષ્ટના વંશમાં મનુથી છઠો પુરુષ. |
| ૪૨ | બાટ, બારૂ, બરછા, બાવડીયા. | બૃહદશ્વઃ | મુખ્ય વંશમાં મનુથી ૧૨મો પુરુષ. શાબસ્તનો પુત્ર. |
| ૪૩ | ભલા. | ભાનુમાન્ | નિમિ રાજાના વંશમાં ૨૯મો તથા મુખ્ય વંશમાં મનુથી ૧૦૮ મો પુરુષ. |
| ૪૪ | ભગદે. | ભાનુઃ | મુખ્ય વંશમાં મનુથી ૧૦૫ મા પુરુષ દીવાકરનું બીજું નામ 'ભાનુ' હતું. |
| ૪૫ | ભિંદે. | ભગીરથઃ | મુખ્ય વંશમાં મનુથી ૪૬મો પુરુષ. |
| ૪૬ | ભજાજી. | ભદ્રાશ્વઃ | મુખ્ય વંશમાં મનુથી ૧૩મા પુરુષનો .૩ જો પુત્ર. |
| ૪૭ | માણુકરામ, મશરૂ. | માંધાતા | મુખ્ય વંશમાં મનુથી ૨૧મો પુરુષ. |

| | | | |
|---|---|---|---|
| ૪૮ | માણુકરાવ, મંડા. | महाधृति. | નિમિવંશમાં ૧૯ મો પુરુષ. |
| ૪૯ | માણુક, મૈઠીઆ, મસલા. | मुचकुंदः | મનુથી ૨૧ મા પુરુષ માંધાતાનો પુત્ર |
| ૫૦ | મામોટીઆ, માખેચા | मरुदेव | મુખ્ય વંશમાં મનુથી ૧૧૧ મો પુરુષ |
| ૫૧ | મંગેઆ, મુરીઆ | मरु | મુખ્ય વંશમાં મનુથી ૯૧ મો પુરુષ. |
| ૫૨ | મહિધર, મંડા. | मूलकः | મુખ્ય વંશમાં મનુથી ૫૭ મો પુરુષ |
| ૫૩ | યાદવા | युवनाश्वः | મુખ્ય વંશમા મનુથી ૨૦ મો પુરુષ |
| ૫૪ | રૂપારેલ, રાછ, રાઅેઠડા | रोहित | મુખ્ય વંશમાં મનુથી ૩૩ મો પુરુષ |
| ૫૫ | રવસિઆ, રતનધાઐરા, રાઠમગેઆ. | रघु. | મુખ્ય વંશમાં મનુથી ૬૩ મો પુરુષ, |
| ૫૬ | રા, કુંડલીઆ, રાજગધર, રા. ચના | रथीतर | મનુના પુત્ર નભગના વંશમાં મનુથી ૭ મો પુરુષ |
| ૫૭ | સોનપાર. | विमल | મનુના પુત્ર સુદ્યુમ્નનો પુત્ર. |
| ૫૮ | સોનાગેલા | वसुः | મનુના પુત્ર નૃગના વંશમાં મનુથી ૫ મો પુરુષ |

| | | | |
|---|---|---|---|
| ૫૯ | સોનેતા, સોનેજા. | वत्सः | મુખ્ય વંશમાં મનુથી ૧૦૨જો પુરુષ. વત્સવૃદ્ધનું બીજું નામ 'વત્સ' હતું. |
| ૬૦ | સોનાગલ | विश्वसहः | મુખ્ય વંશમાં મનુથી ૬૦ મો પુરુષ, તથા ૮૪ મો પુરુષ. |
| ૬૧ | સોગેયા | वैवस्वतः | સૂર્ય વંશનો મૂલ પુરુષ મનુ પોતે. |
| ૬૨ | સાએતા. | सगरः | મુખ્ય વંશમાં મનુથી ૪૨ મો પુરુષ. |
| ૬૩ | સોતા, છાબડીઆ. | सुरथः | મુખ્ય વંશમાં મનુથી ૧૨૮ મો પુરુષ. |
| ૬૪ | શિવસુધાર. | सुकेतु | નિમિ રાજાના વંશમાં મનુથી ૭ મો પુરુષ. |
| ૬૫ | સોમેશ્વર | महदेवः | મુખ્ય વંશમાં મનુથી ૧૦૬ ઠ્ઠો પુરુષ. |
| ૬૬ | સચદે. | शुचिः | નિમિ રાજાના વંશમાં મનુથી ૩૧ મો પુરુષ. |
| ૬૭ | સોમપલણુ. | सुदेवः | મુખ્ય વંશમાં મનુથી ૩૭ મો પુરુષ. |

| | | |
|---|---|---|
| ૬૮ સેજપાર. | संधिः | મુખ્ય વંશમાં મનુથી ૯૩ મા પુરુષ 'સુગવિ' નું બીજું નામ 'સંધિ' હતું. |
| ૬૯ સજા | सर्वकामः | મુખ્ય વંશમાં મનુથી ૫૩મો પુરુષ. ઋગ્વેદમાં એનુંજ નામ દિવોદાસ છે. |
| ૭૦ સોનૈઆ. | सत्यश्रवा | મનુના પુત્ર નરિષ્યંતના વંશમાં મનુથી ૯ મો પુરુષ. |
| ૭૧ સોતા. | सेनचंतः | |
| ૭૨ સોઢા. | सुमतिः | મનુના પુત્ર નૃગના પુત્રનું નામ સુમતિ હતું. તથા દિષ્ટના વંશમાં ૩૧ મો પુરુષ. |
| ૭૩ સ્વાર | सुदर्शन | મુખ્ય વંશમાં મનુથી ૮૮ મો પુરુષ. |
| ૭૪ ટાટરીઆ, ટોલા | हर्यश्व | મુખ્ય વંશમાં મનુથી ૧૫ મો પુરુષ. |
| ૭૫ હિંડોચા. | हरिश्चंद्रः | મુખ્ય વંશમાં મનુથી ૩૨ મો પુરુષ. |

| | | | |
|---|---|---|---|
| ૭૬ | હુરમતિઆ. | हरितः | મુખ્ય વંશમાં મનુથી ૩૪ મો પુરુષ. |
| ૭૭ | ઠાકરા, ઠકરાળ. | हैहयः | |
| ૭૮ | ઠકરેચા. | हिरण्यनाभः | મુખ્ય વંશમાં મનુથી ૮૫મો પુરુષ. |
| ૭૯ | તન્ના, થારીઠકરાળ. | हेमचंद्रः | મનુના પુત્ર દિષ્ટના વંશમાં મનુંથી ૨૬ મો પુરુષ. |
| ૮૦ | ચુચક | सुशर्मा | |
| ૮૧ | ચંદેયા, ચંદેભાર. | लवाशः | |
| ૮૨ | ચનાભટા. | क्षेमवर्मा | |
| ૮૩ | ચોલેરા. | क्षेमकः | |
| ૮૪ | કુલભંધુવા. | क्षेमधन्वा | મુખ્ય વશમાં મનુથી ૭૩મો પુરુષ. |

ઉપર લખી દર્શાવેલી અવટંકોના ગોત્રોમાંથી બાવન નામો તો મનુના મુખ્યવંશ તથા મુખ્ય વંશની નિકટની સંતતિમાંથી મળી આવે છે, અને એક નામ મનુના પિતામહ (કશ્યપઋષિ) નું છે. તે સહિત કુલ સંખ્યા ત્રેપન નામોની થાય છે. તથા પાંચ નામો મનુના પુત્ર નરિષ્યંતના વંશમાંનાં છે. તથા ત્રણ નામો મનુના પુત્ર દિષ્ટના વંશમાંનાં છે. તથા ત્રણ નામો મનુના પુત્ર નુગના વંશમાંનાં છે. અને એક એક નામ મનુના

પુત્ર કરુષ્ક, ધૃષ્ટ અને નગભના વંશમાંનાં છે. એ પ્રમાણે ૫૩, ૫, ૩, ૩, ૧, ૧, અને ૧, મળીને કુલ સંખ્યા ૬૭ નામોની થાય છે, અને ૮ નામો મનુના જ્યેષ્ઠપુત્ર ઇક્ષ્વાકુના બીજા પુત્ર 'નિમિ' રાજાના વંશમાંનાં છે. નિમિરાજાનો વંશ પણ મનુના પૌત્રથી ચાલેલો હોવાથી મનુનોજ વંશ કહી શકાય. એ રીતે એ નામોની સંખ્યાને ઉકત સંખ્યામાં મેળવતાં કુલ ૭૫ પંચોતેરની સંખ્યા થાય છે. આટલાં ગોત્રોનાં નામો એકજ વંશનાં છે.

બાકી રહ્યાં નવ નામો. તે પણ સૂર્યવંશીઓનાજ હોવા જોઇએ. કેમકે સૂર્યની વંશજ જાતિના ગોત્ર સૂર્યવંશીઓજ હોવા જોઇએ, એવી માન્યતાથી શિવજી વ્યાસે ગોત્રોની યોજના કરી હોય એમ 'ઉપલી નામોની સંખ્યા ઉપરથા' દેખાય છે.

નં. ૮૩ ક્ષેમક એ ત્રણ નામો જો કે ચંદ્રવંશમાં દેખાય છે તથાપિ શિવજી વ્યાસની ઉકત માન્યતા પ્રમાણે જોતાં એ ત્રણ નામો પણ સૂર્યવંશીઓનાંજ હોવાં જોઇએ. અને એમાં પણ રૂપાંતરો કિમ્વા પરિવર્ત્તનો થઇ જવા પામ્યાં હશે.

લખવામાં કિમ્વા છપાવવામાં પ્રમાદ, દૃષ્ટિદોષ ઇત્યાદિથી કેટલેક ઠેકાણે એકનું બીજુંજ થઇ જાય છે, આ ભવિતવ્ય સુપ્રસિદ્ધ એવં સ્વાભાવિક છે. તે પ્રમાણે ઇચ્છા નહિ છતાં શિવજી વ્યાસથી પણ દ્રષ્ટિદોષ ઇત્યાદિથી તેમ થઇ જવા પામ્યું હોય તો તેમાં અસંભવ જેવુ શું છે?

એટલુંજ માત્ર નહિ પણ શિવજી વ્યાસના એજ પુસ્તકમાં સુધારી શકાય તેવી ભૂલો એ ઉપરાંત પણ થવા પામી છે. તેને જોતાં ઉપલાં અનુમાનને અધિક અનુમોદન મળી આવે છે. શિવજી વ્યાસના પુસ્તકમાં દૃષ્ટિદોષથી નામો લખવામાં થયેલી ભૂલો આ પ્રમાણે છે:—

| શિવજીવ્યાસના પુસ્તકમાં અશુદ્ધ છપાઇ ગયેલાં નામો. | | | એજ નામોનાં નીચે પ્રમાણે શુદ્ધ રુપો છે. |
|---|---|---|---|
| નંબર | ૧૫ | કુર્મ | कूर्चः |
| નં. | ૨૫ | ઠતિ | धृतिः |
| નં. | ૪૧ | પ્રાસુ | प्रांशुः |
| નં. | ૪૨ | બ્રહદશ્વ | बृहदश्वः |

| | | | |
|---|---|---|---|
| નં. | ૪૫ | ભાગીરથ. | भगीरथः. |
| નં. | ૪૬ | ભદ્રાસ્વ | भद्राश्वः |
| નં. | ૬૦ | વિશ્વસહ | विश्वसहः |

બીજી સાધારણ પ્રકારની અશુદ્ધિની વાર્તા મુકી દેવા છતાં ઉપર દર્શાવેલાં નામોમાં જે પ્રમાણે ફેરફાર થવા પામ્યો છે, તે જોયા પછી તુલના કરનારને આથી અધિક આ સંબંધમાં જોવાની આવશ્યકતા નહિ જણાય.

આ ઉપરાંત "લોહાણા જ્ઞાતિની ઉત્પત્તિ અને તેનો ઇતિહાસ" નામક પુસ્તકમાં રા. ઉદ્ધવજી તુલસીદાસે ઉક્ત પુસ્તકના અંતિમ ભાગના તૃતીય પરિશિષ્ટમાં ગોત્ર અને અવટંકોની સૂચી લખી છે. પણ તેમણે લખ્યું છે કે "વ્યાસ શિવજી ભાગ્યચંદના સારસ્વતોપાખ્યાનમાંથી ઉક્ત નામો લખ્યાં છે.

જેથી શિવજી વ્યાસની ભૂલો માટે તેઓ જવાબદાર નથી. તેમ છતાં *શિવજી* વ્યાસની કરેલી ભૂલો ઉપરાંત તેમજ તેમાં કેટલેક ઠકાણે એકનું બીજુંજ લખીને રા. ઉદ્ધવજીએ ભૂલોમાં અધિકતા કરી દીધી છે.

નામોમાં થયેલી ભુલો આ પ્રમાણે છે.

| | | શિવજીવ્યાસ | રા. ઉદ્ધવજી. | શુદ્ધરૂપો |
|---|---|---|---|---|
| નં. | ૧૯ | ગય | ગપ | गयः |
| ,, | ૨૦ | ચિત્રસેન. | મિત્રસેન | चित्रसेनः |

રઘુ. રત્નઃ ૩૦,

| | | | | |
|---|---|---|---|---|
| નં. | ૨૫ | દ્રુતિ. | દૃતિ | ધૃતિઃ |
| ,, | ૨૬ | ધૃષ્ટિ | ધ્રષ્ટિ | ઘૃષ્ટિઃ |
| ,, | ૨૭ | ધૃષ્ટ | ઘ્રષ્ટ | ધૃષ્ટઃ |
| ,, | ૬૬ | સુચી | સુમી | શુચિ. |
| ,, | ૭૧ | સેનવંત | સોનવંત | |

આ ઉપરાંત રા. ઉદ્ધવજીની ભૂલથી અમુક નુખોનાં ગોત્રોમાં પણ ફેરફાર થયો છે, તે માટે પુનઃ એક કોષ્ટક તુલના માટે લખી દર્શાવીશું.

| નંબર | નુખ | શિવજી વ્યાસે લખેલું ગોત્રનું નામ, | રા. ઉ તુ લખેલું ગોત્રનુ નામ |
|---|---|---|---|
| ૬૧ | સોમૈઆ | વૈવસ્વત | સગર |
| ૬૨ | સાએતા | સગર | સુરથ |
| ૬૩ | સોતા,છાબડીઆ | સુરથ | સુચી |
| ૬૬ | સચદે | સુચી | સુમી |

આ પ્રમાણે શિવજી વ્યાસના પુસ્તક ઉપરથી લખવા છતાં એકને ઠેકાણે બીજુંજ થઇ ગયું છે પરંતુ આમાં દૃષ્ટિદોષ જેવું દેખાય છે. કેમકે રા. ઉદ્ધવજી, વૈવસ્વતનું નામ લખતાંજ ભૂલી ગયા છે. અને સુચી ( શુચિ: ) ને ઠેકાણે સુમી એ નામ ભૂલથી તેમજ અધિક લખી ગયા છે. જેથીજ ઉપર પ્રમાણે થવા પામ્યું છે. પણ તેટલો ભાગ સુધારીને જો વાંચવામાં આવે તો ઉકત નામો શિવજી વ્યાસના પુસ્તકમાં લખેલાં નામો સાથે બરાબર મળતાં આવશે.

પરંતુ આ એક અલ્પ ભૂલથી કેટલું પરિવર્તન થઇ ગયું છે તે વાંચકવૃન્દ 'ઉપર દર્શાવેલાં' કોષ્ટક ઉપરથી સહજમાં જાણી લેશે

જો કે બીજા કોઇ લેખકની ભૂલ થાયજ નહિ એમ કહેવાનો મારો ઉદ્દેશ નથી, પણ ભૂલ ન થાય એ ઇચ્છવા યોગ્ય છે એટલોજ માત્ર આશય છે.

તેમ છતા આ પ્રસંગે જણાવવાની આવશ્યકતા એ છે કે.—બીજા કોઈ સાધારણ વિષયનો લેખ લખવામા કોઈ પ્રકારની ભુલ રહી જવા છતાં એટલી બધી ગેરસમજુતી થઇ જવાની ભીતિ રહેતી નથી, પણ આવા વિષયમાં થયેલી ભુલ કેટલીક પેઢીઓ સુધી કાયમ રહી જવા પામે છે. અને તેને પરિણામે તેમાથી કેટલીક ગેરસમજુતી પણ ઉપસ્થિત થવા પામે છે. જેથી આવા સૂક્ષ્મ વિષય પરત્વે લખવામાં અધિક સાવધતા રાખવી જરુરની છે.

એક તો આ પ્રસ્તુત વિષય એટલો બધો અગમ્ય છે કે જેને પ્રાપ્ત કરવા સારૂ પરપરા શિવાય બીજો કોઇ સુગમ માર્ગજ નથી. તેમા વળી ભૂલ થઇ તો પછી તેના દુર્બોધ માટે વાતજ શી કહેવા ?

ઉપર દર્શાવેલી ભુલો ઉપરાત શિવજી વ્યાસના પુસ્તકમાં વિભાગશઃ ગોત્ર વિષયક સમગ્ર વિચારમાં અસહ્ય થઇ પડે એવી પણ ભુલો થવા પામી છે

તેમ છતાં આપણે હાલમાં લોહાણા જાતિની બબ્બે ત્રણ ત્રણ અને કોઇક ઠેકાણે તેથી પણ અધિક અવટંકોનુ એકજ ગોત્ર લખીને શિવજી વ્યાસે સંબંધ જોડવામાં અકારણ આપત્તિ ઉપસ્થિત કરી દીધી છે. અર્થાત્ કેટલીક અવટંકો પરંપરાથી પરસ્પરમાં વિવાહ કરે છે તેવી કેટલીક પૃથક્ પૃથક્ નુખોનું શિવજી વ્યાસે એકજ ગોત્ર લખ્યું છે, પણ ખરી રીતે જો એ અવટંકોનું એકજ ગોત્ર હોય તો તેમ થવા ન પામે. અર્થાત્ પૃથક્ પૃથક્ અવટંકોનું એક ગોત્ર લખવામાં શિવજી વ્યાસની અવશ્ય ભૂલ થયેલી છે. એટલે કે આધારભૂત પ્રમાણથી તેમણે ગોત્રનાં નામો લખ્યાં નથી.

પરંતુ આ વિષયમાં પરંપરા ઉપર જેટલો આધાર છે તેટલો આધાર બીજા કોઇ સાધન ઉપર નથી એમ આપણે આથી પ્રથમ સપ્રમાણ જણાવી આવ્યા છીએ.

પરંપરા જાણવાનાં મુખ્ય સાધન બે છે. એક સાધન પોતાના વડીલો પાસેથી દર પેઢીએ સાંભળેલું હોય તે, ને બીજુ સાધન સ્વજ્ઞાતિની વંશકથા લખનાર–વઇઆવંચ ( ભાટ ) પાસે સંભાળપૂર્વક પરપરાથી લખેલું હોય તે.

પરંતુ ઉપર કહેલાં સાધનોમાંથી કોઇ પણ સાધનનો શિવજી વ્યાસે ઉપયોગ કર્યો હોય એમ દેખાતું નથી. કેમકે દરેક અવટંકવાળાની પરંપરાથી પ્રાપ્ત થયેલી સ્મૃતિને જાણવા પછી જો તેમણે ગોત્રોની યોજના કરી હોય તો અદ્યાવધિ

દરેક અવટંકવાળાને પોતાના ગોત્રનું નામ સ્મૃતિમાં હોવું જોઇએ. પરંતુ બહુધા તેવી સ્મૃતિ કોઇને નથી.

બીજાં, સાધન પ્રમાણે 'ભાટ' પાસે લખેલાં પ્રતિ અવટંકનાં ગોત્રોનાં નામોનો પણ તેમણે ઉપયોગ કર્યો હોય એમ દેખાતું નથી. કેમકે રાયકગોર નામક અવટંક જેની પેટા નુખો હાલમાં અનમકાઠ, સતડ, ગાપારા અને નાનજી-આણી ઇત્યાદિ નામોથી ઓળખાય છે. તે નુખનાં ગોત્રનું નામ ભટ્ટ ગાંગજીએ 'સાંભવ' લખ્યું છે, અને શિવજી વ્યાસે—રાયકગોર સંજ્ઞક અવટંકની પેટા નુખ—'અનમકાઠ' (અનડકાઠ) ના ગોત્રનું નામ 'ઇંદ્રસેન' લખ્યું છે. આથી પાઠકવર્ગ સહજમાં જાણી શકશે કે વંશકથા લખનાર—ભાટ પાસેથી ગોત્રોનાં નામો શિવજી વ્યાસે મેળવ્યાં હોત તો એક નુખનાં પૃથક્ પૃથક્ બે ગોત્રો થવા પામત નહિ. એટલે કે ગોત્રોનાં ઉક્ત નામો વઈઆવંચ પાસેથી મેળવવામાં આવ્યાં નથી એ દેખીતું છે.

શિવજી વ્યાસે 'ધર્મશાસ્ત્રોમાં લખેલાં ગોત્ર પ્રવરોના નામોમાંથી' કશ્યપ શિવાય એક નામ પણ ગોત્ર તરીકે લખ્યું નથી. પણ ગાંગજી ભટ્ટે, રાયકગોર કિંવા અનમકાઠ નામક અવટંકના ગોત્રનું નામ '[1]સાંમવાહઃ' લખ્યું છે. તે

[1] જો કે ગાંગજી ભટ્ટે 'સાબવ' એવું નામ લખ્યું છે પણ એ 'સાંભવાહ'નું અપભ્રંશ રૂપ છે.

નામ અગસ્ત્યગણ તરીકે ધર્મશાસ્ત્રોમાં છે. અને તે પ્રમાણે જોતાં રાયકગૌર કિમ્વા અનમઠાઠ આ અવટંકના "आगस्त्यदार्ढ्यच्युतसांभवाहेति त्रयः।" આગસ્ત્ય, દાઢર્યચ્યુત અને સાંભવાહ એ ત્રણ પ્રવર છે, એમ ધર્મશાસ્ત્રોથી સિદ્ધ થઇ જાય છે. (જુઓ ધર્મસિંધુ તૃ. પરિ. પૂ. માં ગોત્રપ્રવર નિર્ણયઃ) પણ ભટ્ટ ગાંગજી કરશનજીએ ઉક્ત ગુણના 'कक, दाफ અને નેરી (!) એ ત્રણ પ્રવર છે એમ લખ્યું છે. પણ આ નામો તેણે શા આધારે લખ્યાં છે તે સિદ્ધ કરવું તેમના વંશજોને પણ દુષ્કર થશે. તેમ છતાં વંશકથા લખનાર પાસેના ગોત્રનાં નામોને પ્રમાણિક માની શકાય. ગોત્ર તત્સમ્બન્ધી તેમાં સંશોધન કરાવવું જોઈએ.

પરંતુ ભાટ પાસે પણ ગોત્રનું નામ ન હોય તો પોતાના પુરોહિતના ગોત્ર પ્રવરના નામનો ઉપયોગ કરવો એમ મનુસ્મૃતિના ત્રીજા અધ્યાયના પાંચમા શ્લોકની 'કુલ્લુક ભટ્ટની' ટીકામાં લખ્યું છે.

અને જેમને પુરોહિતના ગોત્ર પ્રવરનું પણ જ્ઞાન ન હોય તેમણે તોઃ—

"दत्त्वात्मानं तु कस्मैचित्तद्गोत्रप्रवरो भवेत्।

धर्म. तृ. पू.

અર્થાત્ બીજા કોઇના ગોત્ર પ્રવરને એટલે બીજા ગોત્ર પ્રવરને કોઇ યોગ્ય વિદ્વાન્ દ્વારા માની લેવાં.

આ પ્રમાણે ધર્મશાસ્ત્રોમાં લખેલું હોવાથી એક ખુલાસો કરવાની આવશ્યક્તા છે. તે એ કે જેમને આધારભૂત પરંપરાથી ગોત્ર પ્રવરનાં નામોની પ્રાપ્તિ ન થઇ શકતી હોય તેમણે તો શિવજી વ્યાસે લખેલાં ગોત્રોને પણ-તેમાં થયેલી ભૂલ સુધારીને-માની લેવાં. એટલે કે જે જે એકથી અધિક સંખ્યાની અવટંકોનું તેમાં એકજ ગોત્ર લખ્યુ હોય અને તેવી નુખોમાં જો ઘણા જુના કાળથી પરસ્પરમાં લગ્નો થતાં આવ્યાં હોય તો તેઓએ પોતપોતાનાં ભિન્ન ભિન્ન ગોત્રો માની લેવાં. બાકી જે જે એક અવટકનું એક ગોત્ર તેમાં લખ્યું હોય, તેમને તો ફેરફાર કરવાની કશી જરૂર નથી. તેમ છતાં શિવજી વ્યાસે પ્રવરોનાં નામો લખ્યાંજ નથી એટલે તેના લખેલાં ગોત્રોને માનવા છતાં પ્રવરોનાં નામો માટે તો અપૂર્ણતા રહેવાનીજ, તે માટે પણ વ્યવસ્થા કરાવી લેવી. શિવજી વ્યાસે લખેલાં ગોત્રોનાં નામો ઉપરથી પ્રવરોનાં નામો મેળવી શકાય તેમ પણ નથી, કારણ કે ધર્મશાસ્ત્રોમાં લખેલાં ગોત્રોમાંથીજ કોઇ ગોત્ર હોય તોજ તે ઉપરથી પ્રવરોનાં નામો મળી શકે, પણ શિવજી વ્યાસે તેવું એક કશ્યપનુંજ નામ લખ્યું છે.

આપણે પ્રચલિત પ્રસંગમાં પ્રથમ જણાવી આવ્યા છીએ તે પ્રમાણે શિવજી વ્યાસે લોહાણા જ્ઞાતિની પ્રત્યેક અવટંકના ગોત્રનું નામ લખ્યું છે. તે નામનું સ્થાન અમોએ પણ લખી દર્શાવ્યું છે. પરંતુ શિવજી વ્યાસે શા આધારે

ગોત્રના આ નામો લખ્યાં છે તે સમ્બન્ધે તેમણે કાંઇ લખ્યુંજ નથી તેમ આ પ્રમાણે ગોત્રનાં નામો લખવા માટે પરંપરાગત સ્મૃતિ શિવાય બીજો આધાર મળી શકવો પણ દુર્ઘટ છે.

તેમ છતાં મૂલ ગોત્રોની સંખ્યા કેટલી હતી અને તે પછી ગોત્રોની સંખ્યામાં કેવી રીતે વૃદ્ધિ થતી ગઇ અને તેમાંથી શિવજી વ્યાસની માન્યતાને પુષ્ટિ મળેછે કે કેમ તેટલુંજ આપણે સંક્ષેપથી અવલોકન કરી જઈએ.

મહાભારતમાં લખ્યું છે કેઃ—

मूलगोत्राणि चत्वारि समुत्पन्नानि भारत ।
अङ्गिराः कश्यपश्चैव वसिष्ठो भृगुरेव च ॥
महा भा. शान्तिपर्व. अध्याय. २९६

મૂલ ગોત્ર તરીકે અંગિરા, કશ્યપ, વસિષ્ઠ અને ભૃગુ એ ચારજ હતા અર્થાત્ વિદ્યાપ્રવર્તક તથા વંશપ્રવર્તક તરીકે મુખ્યત્વે-પ્રધાનપણે ઉકત ચાર ઋષિઓજ હશે જેથી તેમને ગોત્ર એવી સંજ્ઞા પ્રાપ્ત થઇ હોવી જોઇએ.

બોધાયને લખ્યું છે કેઃ—

सप्तानां सप्तर्षिणामगस्त्याष्टमानां यदपत्यं तद्गोत्रमित्याचक्षते ॥

સપ્તર્ષિઓના અને આઠમા અગસ્ત્યના જે પુત્રો તેને ગોત્ર કહેવાય છે. તથા ધર્મસિંધુ તૃતીય પરિચ્છેદના પૂર્વાર્દ્ધમા

ઉકત સૂત્ર ગ્રંથના અનુરોધે અથવા આશ્વલાયન સૂત્રના પરિશિષ્ટના અનુરોધે લખવામાં આવ્યું છે કેઃ—

विश्वामित्र जमदग्निर्भरद्वाजोऽथ गौतमः ।
अत्रिर्वसिष्ठः कश्यप इत्येते सप्त ऋषयः ॥

सप्तानामृषीणामागस्त्याष्टमानां यदपत्यं तद्गोत्रमित्याचक्षते ॥

૧ વિશ્વામિત્ર, ૨ જમદગ્નિ, ૩ ભરદ્વાજ, ૪ ગૌતમ, ૫ અત્રિ, ૬ વસિષ્ઠ, ૭ કશ્યપ, એ સપ્તર્ષિઓ અને આઠમા [1]અગસ્ત્યના અપત્યો–પુત્રોને ગોત્રસંજ્ઞા પ્રાપ્ત થયેલી છે

"પ્રાચીન કાળમાં પ્રવર ઋષિઓ અને ગોત્ર ઋષિઓ એ બન્ને પર્યાય શબ્દ તરીકે બોલવાનો પ્રઘાત હતો આમ દૃષ્ટિગોચર થાય છે."

---

૧ જો કે ધર્મસિંધુમા 'आगस्त्य' આવો અગસ્ત્યના નામને અપત્યર્થક તદ્ધિત પ્રત્યય લગાડવામાં આવ્યો હોવાથી અગસ્ત્યના પુત્રના પુત્રની કિમ્વા અગસ્ત્યના વંશજની ગોત્રસંજ્ઞા થાય, પરંતુ સપ્તર્ષિઓના જ્યારે અપત્યોની ગોત્ર સંજ્ઞા લખી છે તથા બીજે ઠેકાણે अगस्त्य એમ અપત્યર્થક તદ્ધિત પ્રત્યય વિનાનું અગસ્ત્યનું નામ છે જેથી અમોએ 'आगस्त्य' શબ્દનો અર્થ નહિ કરતા ઉપર પ્રમાણે आगस्त्य શબ્દનોજ અર્થ કર્યો છે.

'સર્વ સૂત્રકારોમાં પ્રાચીન સૂત્રકાર જે આશ્વલાયન તેણે રચેલા આશ્વલાયન સૂત્રમાંનાં "यावन्तोऽनन्तर्हिताः समानगोत्रास्तावतां सकृत्."

ઈત્યાદિ સૂત્રોમાં ગોત્ર શબ્દ, પ્રવરના અર્થમાં વપરાયલો છે એમ ટીકાકાર કહે છે. અને "सर्वे समानगोत्रास्युरिति गाणगारिः।" ઈત્યાદિ સૂત્રો ઉપરની ટીકામાં 'समानगोत्राः' ના ઠેકાણે 'समानार्षेयाः' આવો પર્યાય શબ્દ આપવામાં આવ્યો છે. તેના ઉપર 'युक्तं चैतद्व्याख्यानं' આવો વીરમિત્રોદયકારે શેરો માર્યો છે. તેવીજ રીતે "समान प्रवर स्वरूप च बौधायन आह।" "एक एव ऋषिर्यावत्प्रवरेष्वनुवर्तते। तावत्समानगोत्रत्वमृते भृग्वंगिरोगणात्॥" 'समानगोत्रत्व समानप्रवरत्वमित्यर्थः।' આ પ્રમાણે મદન પારિજાતકમાં લખ્યું છે."

આ પ્રમાણે ગોત્ર અથવા પ્રવર આ શબ્દો પર્યાય તરીકે વપરાતા હતા. પરંતુ તે પછી ઉક્ત ચાર ઋષિઓને ગોત્ર સંજ્ઞા પ્રાપ્ત થઈ અથવા ગોત્ર સંજ્ઞા લગાડવામાં આવી. તે પછી ઉપર જણાવેલા આઠ ઋષિઓના 'અપત્યો'ને ગોત્ર સંજ્ઞા પ્રાપ્ત થઈ અને તે પછી "अपत्यं पौत्रप्रभृतिगोत्रम्" આ પાણિનીના સૂત્ર ઉપરથી ઋષિઓના પુત્રોને એવં તેમના વંશજોને પણ ગોત્ર સંજ્ઞા પ્રાપ્ત થઇ. જેથી "ગોત્રની સંજ્ઞા

૧ કૃષ્ણ શાસ્ત્રી.

વૃદ્ધિંગત થતાં લગભગ અસંખ્ય સ્થિતિને પણ પહોંચી ગઈ છે. જેથીજ ધર્મસિંધુમાં લખવામાં આવ્યું છે કે " જો કે ગોત્રોની સંખ્યા બહુ મોટી છે. " ( *यद्यपि गोत्राणि अनन्तानि "गोत्राणां तु सहस्राणि प्रयुतान्यर्बुदानि च ॥"* ) તેમ છતાં ગોત્ર અને પ્રવરના મુખ્યત્વે ૪૯ ભેદ છે. અર્થાત્ ભૃગુ-ગણના ૭, અંગિરાગણના ૧૭, અત્રિગણના ૪, વિશ્વામિત્ર-ગણના ૧૦, કશ્યપગણના ૩, વસિષ્ઠગણના ૪, અને અગસ્ત્ય-ગણના ૪ ભેદો મળીને કુલ ૪૯ ભેદો થાય છે.

અર્થાત મુખ્યત્વે ૪૯ ભેદો હોવા છતાં ' ગોત્રોની સંખ્યા અનંતની છે. ' આ માન્યતાને બાદ આવી શકતો નથી. કેમકે આપણે પ્રથમ જણાવી આવ્યા છીએ તે પ્રમાણે પ્રથમ ઋષિઓની ગોત્રસંજ્ઞા હતી, તે પછી ઋષિઓના અપત્યોની ગોત્રસંજ્ઞા થઈ, અને છેવટે ઋષિઓના વંશજોની પણ ગોત્ર સંજ્ઞા થઈ. એ પ્રમાણે ગોત્ર સંખ્યાની વૃદ્ધિ થવા લાગી. એ દૃષ્ટિએ દરેક જ્ઞાતિ પોતાના પૂર્વજોમાંથી ઉત્તમ વિદ્વાન એવં પ્રતિભાસંપન્નને ગોત્ર તરીકે સ્મૃતિમાં રાખે છે. અથવા દરેક જ્ઞાતિ પોતાના પૂર્વજોના જ્ઞાનદાતા ગુરૂઓની પણ ગોત્ર તરીકે સ્મૃતિ રાખે છે. અર્થાત વંશજો કિંવા શિષ્યો પોતાના પૂવજને કિંવા પૂર્વજના ગુરૂને ગોત્ર તરીકે માને છે. એથીજ ગોત્રોની સંખ્યા અનેકની ગણવામાં આવી છે. તેમજ ગોત્ર તરીકેની સંજ્ઞા અમુકને આપી શકાય અને અમુકને ગોત્રસંજ્ઞા ન આપી શકાય એમ તો નિશ્ચયપૂર્વક કહી

શકાય તેમ નથીજ. જેથી શિવજી વ્યાસે લખેલાં નામોને 'એ ન્યાયે' ગોત્ર સંજ્ઞામાંથી બહિર્ગત કરી શકાય તેમ નથી. તેમ છતા તેમાં પરંપરાગત સ્મૃતિની તો આવશ્યક્તા છેજ.

ક્ષત્રિયાદિ જાતિઓનાં ગોત્ર પ્રવર છે કે કેમ આ સમ્બન્ધે વિદ્વાનોમાં મતભેદ છે એમ પ્રતીત થાય છે. અર્થાત્ કેટલાક વિદ્વાનો માનેછે કે ક્ષત્રિયાદિ જાતિનાં ગોત્રપ્રવર નથી. આવી માન્યતા સમર્થ વિદ્વાન વિજ્ઞાનેશ્વરની પણ હતી. અર્થાત્ યાજ્ઞવલ્કય સ્મૃતિના પ્રસિદ્ધ એવં પ્રમાણિક ટીકાકાર વિજ્ઞાનેશ્વરે "મિતાક્ષરા"મા લખ્યુ છે કેઃ—

"यद्यपि राजन्यविशां प्रातिस्विक गोत्राभावात्प्रवराभावस्तथापि पुरोहितगोत्रप्रवरौ वेदितव्यौ ॥

याज्ञवल्क्य अ. १ प्र. ३ श्लो. ५३ टीकायां

જો કે ક્ષત્રિય અને વૈશ્યોનાં પોતપોતાનાં ગોત્રો નહિ હોવાથી પ્રવરો પણ નથી, તોપણ તેમના પુરોહિતનાં જે ગોત્ર તથા પ્રવર હોય, તેજ તેમનાં ગોત્ર તથા પ્રવર જાણવાં. અર્થાત્ ક્ષત્રિય તથા વૈશ્યે પોતાના પુરોહિતના ગોત્ર, પ્રવરનો ઉચ્ચાર કરવો. આ પ્રમાણે લખીને "ક્ષત્રિય અને વૈશ્યોનાં ગોત્ર પ્રવર નથી આવી પોતાની માન્યતા વિજ્ઞાનેશ્વરે વ્યક્ત કરી છે. તેમ છતાં વિજ્ઞાનેશ્વરે આ માન્યતા

શા આધારે સ્વીકારી છે તે જાણુવાની આવશ્યકતા છે. અત એવ તત્સમ્બન્ધે અવલોકન કરતાં જણાય છે કે ઉક્ત સ્મૃતિ અ. ૧. પ્ર. ૩. શ્લો. ૫૩ ની ટીકામાં "આશ્વલાયન શ્રૌત સૂત્રનાં"—"पौरोहित्यान् राजविशां प्रवृणीते" આ વચન ઉપરથી પોતાની માન્યતા સ્થિર કરી છે. પરંતુ ઉક્ત સૂત્ર ઉપર તેમણે કરેલો વિચાર અસંપૂર્ણ હોવાથી અસંદિગ્ધ નથી. અર્થાત્ "ક્ષત્રિય અને વૈશ્યોએ યજ્ઞાદિકમાં પોતાના પુરોહિતોનાં ગોત્ર પ્રવરનો ઉચ્ચાર કરવો." આ આશ્વલાયનના કથન ઉપરથી ક્ષત્રિય અને વૈશ્યોનાં ગોત્ર પ્રવર નથી એમ કેમ માની શકાય વારૂ?

કેમકે સૂત્રગ્રંથોમાં લખ્યું છે કેઃ—अथ येषां मंत्रकृतो न स्यु स पुरोहित प्रवरास्ते प्रवृणीरन् જેમને મંત્રદ્રષ્ટા ઋષિઓ ગોત્ર, પ્રવરો 'સ્મૃતિમાં' ન હોય, તેમણે પોતાના પુરોહિતનાં ગોત્ર પ્રવરોના નામનો ઉચ્ચાર કરવો.

अथ येषां स्युरपुरोहितप्रवरास्ते. ॥ પરંતુ જેમને પોતાના ગોત્ર પ્રવરની 'સ્મૃતિ' હોય તેમણે પુરોહિતનાં ગોત્ર પ્રવરનો ઉચ્ચાર કરવો નહિ.

मध्य यु. मा. भा. २ पृ. ७८.

આ ઉપરથી જણાશે કે ક્ષત્રિય તથા વૈશ્યોનાં ગોત્રપ્રવર નથી એવો કોઈ સૂત્રગ્રંથનો આશય નથી. કિન્તુ જેમને પોતાના ગોત્ર પ્રવરની સ્મૃતિ ન હોય તેમને માટે . પુરોહિતનાં ગોત્રપ્રવરના ઉચ્ચારનું લખ્યું છે.

કિમ્બહુના વિજ્ઞાનેશ્વરે લીધેલાં પ્રમાણવચન રૂપ આશ્વલાયન શ્રૌતસૂત્રના ઉક્ત વચનનો પણ ઉપર પ્રમાણેજ આશયછે.

આ ઉપરાંત વર્તમાનકાળ પર્યન્ત પ્રાપ્ત થયેલા શિલાલેખો ઉપરથી પણ જાણી શકાય છે કે ક્ષત્રિયોનાં ગોત્ર હતાં.

वसिष्ठ गोत्रोद्भव एप लोके ख्यातस्तदादौ 'परमार' वंशः।
उदेपुरप्रशस्ति मध्य युगी. भा. २ पृ. ५६.

विप्रश्रीवत्सगोत्रेऽभूदहिच्छत्रपुरे पुरा चाहमान ,,

मानव्यसगोत्राणां चालुक्यानाम् । ,,

भारद्वाजसगोत्राणां पल्लवानाम् ॥ ,, पृ. ५८

અર્થાત્ પરમાર જાતિનું ગોત્ર 'વસિષ્ઠ' છે. ચાહમાન જાતિનું ગોત્ર 'શ્રીવત્સ' છે. ચાલુકય જાતિનું ગોત્ર માનવ્યસ છે. અને પલ્લવ જાતિના ગોત્રનું નામ ભારદ્વાજ છે.

શ્રીકૃષ્ણ ભગવાન કણ્વશાખા ના હતા તેથી સૂર્યોદયથી પ્રથમ હોમ કરતા હતા. આમ ભાગવતના દશમસ્કંધના અધ્યાય ૭૦ શ્લોક ૬ માં લખ્યું છે.

ગોત્ર પુછવા પછી વેદ કિમ્વા વેદની શાખાનો ઉપદેશ કરવામાં આવતો હતો એમ છાન્દોગ્યાદિ ઉપનિષદોમાં અનેક ઠેકાણે લખેલું છે. તથાઃ—

जनकानां रघुणां च यत्कृत्स्नं गोत्रमंगलम् ।
उ. रा. च. अ. ६ श्लो. ४२.

જનક તથા રઘુવંશીઓનાં ગોત્રની વાર્તા ભવભૂતિએ પણ સ્વીકારી છે, જો કે 'ગોત્ર' શબ્દ આ ઠેકાણે 'કુલ'ના અર્થમાં વપરાયલો હશે, તો પણ સૂત્રગ્રંથો પ્રમાણે જોતાં ઉક્ત શબ્દો પર્યાય તરીકેજ મનાય છે અર્થાત્ કુલપતિ, કુલઋષિ, કિમ્વા ઋષિનેજ તે પછી વંશપ્રવર્તક કિમ્વા વિદ્યાપ્રવર્તક અને ગોત્રપ્રવર્તક કહેવામાં આવતા. છેવટે તેમનું કુલ, કિમ્વા ગોત્ર એટલુંજ નામ અવશિષ્ટ રહેવા પામ્યું છે.

એ ઉપરાંત ભાગવત સ્કં. ૯ અ. ૬ શ્લો. ૩માં લખવા પ્રમાણે ભગવત્પ્રસાદ રૂપ મનુના પુત્ર નભગના પૌત્ર અંબરીષના વંશજોમાંથી અમુક વંશજો તે વંશના પ્રવરો તરીકે ગણાયા છે, જેથી ગોત્ર પ્રવરો ક્ષત્રિયોના પણ છે એમ એથી પણ સિદ્ધ થઈ શકે છે.

તથા પ્રાચીન લેખમાળા ભાગ ૨ જો પૃ. ૧૭ તથા ૧૮, શિલાલેખ નંબર ૬૮ માં લખ્યું છે કે—

मानव्यसगोत्राणां हारीतिपुत्राणां कौशिकीनरप्रसादलब्ध राज्यानां .........चालुक्यानां.

એવાજ આશયના શિલાલેખો એજ ભાગના નં. ૭૭ તથા ૮૩ માં આવેલા છે. અર્થાત્ ચાલુક્ય જાતિના ઉપર્યુક્ત

ગોત્ર પ્રવર લખેલા છે અને કુરુકુલવશાવતંસ શ્રી જનમેજય રાજાનું શાસનપત્ર યુધિષ્ઠિર શકે ૮૯નું એટલે કે કલિગત ૮૯ વર્ષ પર કરેલા દાનલેખમાં લખેલું છે કે—

"वैयाग्रपद्य गोत्राय सांकृत्य प्रवराय च। अपुत्राय ददाम्येतज्जलं भीष्माय वर्मिणे। इति भीष्मार्यं दानमन्त्रे भीष्मस्य वैयाग्रपद्यगोत्रत्वोक्तेर्जनमेजयस्यापि तद्गोत्रत्व निश्चयात्।" प्राचीन लेखमाला भाग. २ पृ. ६८.

વૈયાઘ્રપદ્ય ગોત્ર અને સાકૃત્ય પ્રવરવાળા અને અપુત્ર સ્થિતિમાં પરલોકવાસી થયેલા ભીષ્મને આ દાન વિષક જળ આપુંછું. એમ જનમેજયે કહ્યુ હોવાથી એટલે કે ભીષ્મને આપેલા દાનપ્રદર્શક મંત્રોમાં ભીષ્મને વૈયાઘ્રપદ્ય કહેવાથી જનમેજય રાજાનુ પણ તેજ વૈયાઘ્રપદ્ય નામક ગોત્ર સંભવી શકે છે.

એ ઉપરથી ક્ષત્રિયોનાં ગોત્ર પ્રવર છે એમ સહજમા સિદ્ધ થઇ જાય છે. જેથી જ્ઞાનેશ્વરની "ક્ષત્રિય વૈશ્યોના ગોત્ર પ્રવર નથી." એ માન્યતા ભૂલભરેલી છે એમ સિદ્ધ થઇ જાય છે

इति श्रीगङ्गाधरात्मजनिखटावतनुज महो
पाध्यायेत्युपपदसमलंकृतदयारामशर्मविरचिते
श्रीरघुवंशी रत्नाकर अथवा आदर्श इतिहासे
गोत्रप्रवरादि विचार नाम नवम खण्ड ॥

---

# परिशिष्ट १ लुं.

## लोहाणा संज्ञक जातिने वैदिक कर्मनो अधिकार.

ધર્મશાસ્ત્રોનાં કલિવર્જ્ય પ્રકરણોમાં લખવા પ્રમાણે કળિયુગમાં અશ્વમેધાદિ યજ્ઞો કરવા નહિ, તેમજ સંન્યાસ તથા અગ્નિહોત્ર કરવાનો અધિકાર નથી, ઇત્યાદિ પરાશર સ્મૃતિ ઇત્યાદિમાં લખ્યુ છે તેમજ કળિયુગમાં આદિ અને અંત્ય વર્ણ રહેશે, અર્થાત્ ક્ષત્રિય તથા વૈશ્ય જાતિનો લોપ થઇ જઇ ફક્ત બ્રાહ્મણ અને શૂદ્ર આ બેજ જાતિ રહેશે, જેથી બ્રાહ્મણ શિવાયની જાતિને વૈદિક કર્મ કરવાનો અધિકાર રહેશે નહિ એમ તેમાંથી નિષ્પન્ન થાય છે.

પરંતુ વાસ્તવિક રૂપથી કલિયુગ ક્યારે પ્રવૃત્ત થશે તે સંબંધે 'મનુસ્મૃતિ શિવાય' કોઈ ઠેકાણે આવશ્યકતા પૂરતો ખુલાસો નથી.

તેમ છતાં ઉક્ત કર્મનો અધિકાર કળિયુગનાં અમુક વર્ષો વ્યતીત થવા પર્યંત છે અને તે પછી નથી, ઇત્યાદિ માટે જો કે ત્યાં વિચાર થયેલો છે, તથા તે કાલાવધિનો તે પછી પરિહાર આપી, સંન્યાસ તથા અગ્નિહોત્રની કાલાવધિને લંબાવવામાં આવી છે, તોપણ તે વિચાર સંદિગ્ધ

એવં અપૂર્ણતાવાળો અવશ્ય છે અત એવ તત્સમ્બન્ધે આપણે વિચાર કરવાની આવશ્યકતા છે

चत्वार्यब्दसहस्राणि चत्वार्यब्दशतानि च ।
कले र्यदा गमिष्यन्ति तदा त्रेता परिग्रहः ।
संन्यासश्च न कर्त्तव्यो ब्राह्मणेन विजानता ॥
धर्मसिंधु तृ. पू.

ધર્મસિંધુના 'कलौ निषिद्धानि' આ શીર્ષક નીચે લખ્યુ છે કે "કલિયુગનાં ૪૪૦૦ વર્ષ વ્યતીત થયા પછી જાણકાર બ્રાહ્મણે [1] સર્વાધાન અને સંન્યાસ કરવા નહિ.

આ ધર્મસિંધુમાં આવેલા પ્રમાણવચનની વાસ્તવિકતા કેટલી છે તે સમ્બન્ધે કાત્યાયન શ્રૌતસૂત્રનાં [2] અનન્ત ભાષ્યમા લખ્યુ છે કે—

ननु पठन्ति तत्रापि केचिद्वाक्यं स्वकल्पितं । 'चतुर्वर्ष-सहस्राणि यांति चतुःशतानि च । संन्यासमग्निहोत्रं च न

---

૧ સર્વાધાન—त्रेता परिग्रह सर्वाधानम् । अर्धाधान स्मृत श्रौतस्मार्ताग्न्योस्तु पृथक् इति । सर्वाधान तयोरैक्य कृति पूर्वे युगाश्रया ॥ धर्म तृ पू

૨ અનન્ત ભાષ્ય હસ્તલિખિત અણ્ણા શાસ્ત્રી વારે નાસિકકરને ત્યા છે. ઉક્ત ભાષ્ય વિસ્તૃત છે તેમાથી ઉપયુક્ત ભાગ લખી લીધો છે.

कुर्यात्कलिमध्यत ' इति तदपि न प्रमाणं निर्मूलत्वात् । महानिबन्धेषु न दृश्यन्ते प्रमाणानि इति मयूखे स्पष्टम् "

કેટલાક સ્વકલ્પિત વાક્યો બોલે છે કે ૪૪૦૦ વર્ષ પછી કલિયુગમાં સંન્યાસ અને અગ્નિહોત્ર કરવાં નહિ. એ વાક્ય પ્રમાણરૂપ નથી, કેમકે આ વચન નિર્મૂલ છે. મહા નિબંધ હેમાદ્રિ ઈત્યાદિમાં ઉક્ત પ્રમાણવચનો દૃષ્ટિગોચર થતાં નથી એમ મયૂખમાં સ્પષ્ટ રીતે લખેલું છે.

તથા ઉક્ત ભાષ્યમાં લખ્યું છે કે ઉપર્યુકત વચનો પ્રમાદી માણસોએ લખી નાંખ્યાં હોવાં જોઈએ અથવા સ્મૃતિઓમાં કોઈએ પ્રક્ષિપ્ત કરી દીધાં હશે. અથવા કોઈએ દ્વેષથી તેમ કર્યું હશે અને વર્તમાન કાળના માણસોએ તેવાં પ્રક્ષિપ્ત વચનોને પણ પ્રમાણરૂપ માની લીધાં હશે.

જો કે ઉપર દર્શાવેલાં પ્રમાણ વચનનો અપવાદ ધર્મસિંધુમાંજ થયેલો છે. અર્થાત્ ધર્મસિંધુમાં ત્યાંજ લખ્યું છે કેઃ—

यावद्वर्णविभागोऽस्ति यावद्वेदः प्रवर्तते ।
संन्यासं चाग्निहोत्रं च तावत्कुर्यात्कलौ युगे ॥

જ્યાં સુધી વર્ણ વિભાગ છે, જ્યાં સુધી વેદનુ યથાવિધિ પઠનપાઠન છે, ત્યાં સુધી કળિયુગમાં સંન્યાસ અને અગ્નિહોત્ર કરવાં.

આ કથનથી જો કે ઉપર કહેલા "૪૪૦૦ વર્ષ પછી સંન્યાસ અને અગ્નિહોત્ર નહિ કરવાં" આમ લખવારૂપ સીમા-કીલકનું ઉન્મૂલન થઇ જાય છે, તેમ છતાં અસંદિગ્ધ સિદ્ધાન્તની પ્રાપ્તિ થતી નથી. અર્થાત કેટલાં વર્ષ પર્યન્ત કલિયુગમાં વર્ણવિભાગ હોવો શકય છે તેમ વેદનું અસ્તિત્વ કેટલાં વર્ષ પર્યન્ત માનવું તેનો નિર્ણય થઇ શકતો નથી અત એવ વર્તમાન કાળમાં એ સંબંધે કેટલીક ગેરવ્યવસ્થા થવા પામી છે. અર્થાત સાંપ્રત સમય પર્યન્ત અગ્નિહોત્ર ચાલુ છે, એટલુંજ માત્ર નહિ કિન્તુ નવીન અગ્નિહોત્રીઓ થતા જાય છે. એટલે કે જેમના વડીલો અગ્નિહોત્રી નહિ હતા તેવા બ્રાહ્મણો પણ અગ્નિહોત્રને ગ્રહણ કરે છે. તેવીજ વ્યવસ્થા સંન્યાસ માટે છે. અર્થાત્ સંન્યાસદીક્ષા પણ લેવાય છે. તેમ છતાં તેઓ સાંપ્રત સમયમાં વર્ણ વિભાગ કાયમ છે એમ માનતા નથી તેમના કથન પ્રમાણે જો વર્ણ વિભાગ અદ્યાવધિ કાયમ ન હોય તો પછી તેઓ સંન્યાસ અને અગ્નિહોત્ર લઇ શકતા નથી પરંતુ તેમના કથન ઉપર તેમજ તેમના આચરણ ઉપર આધાર રાખી શકાતો નથી એજ એમણે કરેલી ગેરવ્યવસ્થાની નીશાની છે અર્થાત તેમના કથન પ્રમાણે-કલિયુગનાં પાંચ હજાર વર્ષ વ્યતીત થઇ ગયાં છે જેથી-હવે બ્રાહ્મણ શિવા યની સર્વ જાતિઓને શૂદ્ર તરીકે ગણવી જોઈએ, અને તેમ હોવાથી બ્રાહ્મણ જાતિ શિવાય વૈદિક કર્મનો અધિકાર કોઇ પણ જાતિને રહ્યો નથી.

આવી માન્યતા કેટલાક બ્રાહ્મણોએ દૃઢ કરી લીધી છે. તેથી બ્રાહ્મણ શિવાયના કોઈ પણ યજમાનને વૈદિક કર્મ કરાવતા નથી. વૈદિક કર્મ વેદોક્ત મંત્રો વડેજ જ્યાં કરવાની આવશ્યકતા હોય ત્યાં યજમાન પાસેથી 'દ્રવ્યોત્સર્ગ' કરાવી લઇ યજમાનના પ્રતિનિધિ તરીકે પોતેજ કર્મ કરે છે. પરંતુ ઉક્ત પ્રકારનું કર્મ સાક્ષાત્ યજમાનદ્વારા કરાવતા નથી. આ બનાવોનો અમોને અનેક પ્રસંગે અનુભવ થયો છે.

"બ્રાહ્મણો શિવાયની સર્વ જાતિઓ શૂદ્ર જેવી ગણવી અને તેમને વેદોક્ત મંત્રાવડે કર્મ કરવાનો અધિકાર નથી"

આવી માન્યતા મુખ્યત્વે દાક્ષિણાત્ય બ્રાહ્મણોમાં છે પરંતુ તેમની આ માન્યતા શાસ્ત્રપરામર્શ પૂર્વકની તો નથી જ કિન્તુ તેમાં મનસ્વીપણાની કિમ્વા યથેચ્છાચારનીજ પ્રધાનતા છે.

નહિ તો તેઓ જે પ્રમાણોને માને છે તે પ્રમાણો પ્રમાણે સાંપ્રત સમયમાં જો વર્ણવિભાગ ન હોય તો સંન્યાસ અને અગ્નિહોત્ર માટે પણ અધિકાર રહેવો ન જોઇએ. કદાચ સંન્યાસી ઉપર તેમનો અંકુશ ન હોય તો પણ અગ્નિહોત્ર લેનાર બ્રાહ્મણ ઉપરનો તેમનો જોઇએ તેટલો અધિકાર છે જ. એટલે વર્ણવિભાગ હવે યથાસ્થિત રહ્યો નથી એમ તેઓ માનતા હોય તો તેમણે કોઇને પણ આવસથ્યાધાન માટે રજા આપવીજ ન જોઇએ.

પરંતુ તે માટે તેઓ કોઇને પ્રતિબંધ કરતા નથી. તેમજ કલિવર્જ્ય પ્રકરણમાં લખ્યું છે તે પ્રમાણે પણ તેઓ

વર્તતા હોય એમ પ્રતીત થતું નથી. અર્થાત્:—

" आपदि क्षत्रवैश्यादि वृत्तिं विप्रः कलौ त्यजेत् ॥
धर्मसिंधु तृ. पू. "

કલિયુગમાં આપત્તિકાલ હોય છતાં પણ ક્ષત્રિય અને વૈશ્યાદિ પાસેથી બ્રાહ્મણે આજીવિકા સંપાદન કરવી નહિ, તથા

घृतदुग्धादिभिः पक्वमन्नं शूद्रात्कलौ त्यजेत् ॥
धर्मसिंधु तृ. पू.

કલિયુગમાં ઘૃત, દૂધ, કેળનો રસ અને નાળીયેરનું પાણી ઈત્યાદિ વડે શૂદ્રે પકાવેલું અન્ન બ્રાહ્મણે ખાવું નહિ આમ લખ્યું છે.

પરંતુ પરિસ્થિતિ જોતાં પ્રતીત થાય છે કે વર્ણવિભાગ નહિ માનનારા બ્રાહ્મણો શૂદ્ર પર્યન્તની જાતિઓ પાસેથી આજીવિકા સંપાદન કરે છે. તેમજ ઘૃત, દુગ્ધાદિમાં પકાવેલું અન્ન પણ લે છે. કેમકે તેમની માન્યતા પ્રમાણે બ્રાહ્મણ શિવાયની સર્વ જાતિઓ શૂદ્ર છે. તો પછી ક્ષત્રિય કે વૈશ્યનું ઘૃતાદિ પાચિત અન્ન લેવું તે તેમના મત પ્રમાણે શૂદ્ર પાચિત છે. જેથી તેમનાથી ગ્રહણ કરી શકાયજ નહિ. પરંતુ લે છે, અને ખાય છે આ વાર્તા પ્રસિદ્ધ છે.

જેથી કહી શકાય છે કે તેમનો શાસ્ત્રાચાર કિંવા શિષ્ટાચાર નહિ, પણ ઇચ્છાચાર છે. નહિ તો શાસ્ત્રની એક વાર્તા માન્ય રાખવી અને બીજી વાર્તા માન્ય ન રાખવી એ કેવો ન્યાય?

તે ગમે તેમ હોય છતાં આપણે પ્રથમ જણાવી આવ્યા છીએ તે પ્રમાણે "બ્રાહ્મણ શિવાયની સર્વ જાતિઓ શૂદ્ર જેવી છે. અને તેમને વેદોક્ત મંત્રો વડે કર્મ કરવાનો અધિકાર નથી" એવી તેમની માન્યતા ભૂલ ભરેલી છે કેમકે તેમણે જે પ્રમાણોના આધારે પોતાની ઉપર બતાવેલી માન્યતા સિદ્ધ કરી છે તે પ્રમાણો પણ નિર્મૂલ એવં પ્રક્ષિપ્ત હોવાથી અપ્રમાણિક છે તેમ છતાં તે પ્રમાણોમાં અલ્પ પણ તથ્યાંશ પ્રતીત થતો હોય તો પણ વેદ તુલ્ય મનુસ્મૃતિથી વિરુદ્ધ હોવાથી તે ત્યાજ્ય છે મનુસ્મૃતિમા લખ્યું છે કેઃ—

चत्वार्याहुः सहस्राणि वर्षाणां तत्कृतंयुगं ।
तस्य तावच्छतीसंध्या संध्यांशश्च तथा विधः ॥
इतरेपु ससंध्येपु ससंध्यांशेपु च त्रिपु ।
एकापायेन वर्तन्ते सहस्राणि शतानि च ॥

मनु. अ. १ श्लो. ६९–७०

દેવમાનનાં ચાર હજાર વર્ષ જેટલા સમયનો કૃતયુગ થાય છે એમ મનુ ઇત્યાદિ કહે છે. તે યુગની તેટલાં સો

વર્ષની સંધ્યા અને તેટલાં સો વર્ષનો સંધ્યાંશ થાય છે. અર્થાત ચાર હજાર વર્ષનો કૃતયુગ, તેની ચારસો વર્ષની સંધ્યા, અને ચારસેંવર્ષનો સંધ્યાંશ મળીને દેવમાનનાં ૪૮૦૦ વર્ષનો કૃતયુગ મનાય છે.

અને બીજા ત્રેતા, દ્વાપર અને કલિયુગમાંથી અનુક્રમે એક ચતુર્થાંશ ઘટાડીને વર્ષ સખ્યા થાય છે. અર્થાત દેવમાનનાં ત્રણ હજાર વર્ષનો ત્રેતાયુગ, તેની ત્રણસેં વર્ષની સંધ્યા, અને ત્રણસેં વર્ષનો સંધ્યાંશ મળીને કુલ ૩૬૦૦ વર્ષનો ત્રેતાયુગ થાય છે. તથા દેવમાનનાં બે હજાર વર્ષનો દ્વાપરયુગ, તેની બસેં વર્ષની સંધ્યા, અને બસેં વર્ષનો સંધ્યાંશ મળીને કુલ ૨૪૦૦ વર્ષનો દ્વાપરયુગ થાય છે. અને દેવમાનનાં એકહજાર વર્ષનો કલિયુગ, તેની એકસો વર્ષની સંધ્યા, અને એકસો વર્ષનો સંધ્યાંશ મળીને કુલ ૧૨૦૦ વર્ષનો કળિયુગ થાય છે.

આ પ્રમાણુવચનો આપીને કાત્યાયન શ્રૌતસૂત્રનાં અનંત ભાષ્યમાં લખવામાં આવ્યું છે કેઃ—

अत्र च सहसैव पूर्वयुगधर्मोच्छेदः परयुगधर्माणां शुद्धानां-प्रवृति र्न संभवत्येव ॥

તત્કાલમાંજ પૂર્વયુગના ધર્મનો ઉચ્છેદ થઇ આગામી યુગના યથાવર્ણિત ધર્મની પ્રવૃત્તિ થવી સંભવિત નથી.

यथा प्रकाशनिवृत्तिः सहसैव तमःप्रवेश इति न संभवति । कियान्कालो मध्यस्थो मिश्रीभूततमः प्रकाशयुक्तोप्यवश्यभावी ॥

જેમ એકજ વખતે પ્રકાશની નિવૃત્તિ અને અંધકારનો પ્રવેશ થઈ શકતો નથી, પણ કેટલોક સમય મધ્યસ્થ અર્થાત અંધકારથી મિશ્રિત થયેલો તેમજ પ્રકાશ યુક્ત થયેલો કેટલોક સમય અવશ્ય હોય છે.

तद्वदत्रापि युगांतरारंभपूर्वांतपराद्यंशाभ्यामेक-कियानुभय धर्मयुक्तः कालः संधिरस्त्येव ।

તે પ્રમાણે આ પ્રસંગે પણ બીજા યુગના આરંભમાં પૂર્વયુગના અંતિમ અંશે કરી તથા આગામી યુગના આદ્ય અંશે કરી કેટલોક સમય બને યુગોના મિશ્રિત ધર્મરૂપ સંધિકાળ અવશ્ય હોય છે.

यत्स्वरूपं युगपरिमाणकथनपूर्वमाभ्यां श्लोकाभ्यामुक्तं तत्परिगणनेन षष्ठोंशोयुगस्य संध्यासंध्यांशलक्षण उभय धर्मप्रवर्तकः ॥

જે યુગમાનનું સ્વરૂપ ઉપર લખેલા મનુસ્મૃતિના બે શ્લોકોથી કથન કર્યું છે તેની ગણના કરતાં યુગનો છઠો ભાગ સંધ્યા અને સંધ્યાંશ લક્ષણવાળો બને યુગના ધર્મનો પ્રવર્તક છે

तत्संख्यागणनेन कलेर्द्वासप्ततिसहस्राणि वर्षाणि संध्या संध्यांशभागे निपतन्ति । तेषामुभयतो निवेशे षट्त्रिंशत् सहस्राण्यादौ भवन्ति ॥

તે સંખ્યાને ગણતાં કલિયુગનાં ૭૨ હજાર વર્ષ સધ્યા અને સંધ્યાંશના ભાગમા આવે છે. તે વર્ષસંખ્યાને બન્ને બાજુએ નાખતાં ૩૬ હજાર વર્ષ કલિયુગના આદિમા મિશ્રિત ધર્મવાળાં થાય છે (અને ૩૬ હજાર વર્ષ કલિયુગ વ્યતીત થઇ જશે ત્યારે મિશ્રિત ધર્મવાળા પ્રવૃત્ત થશે )

तत्रादौ अष्टादशसहस्राणि संध्यामुभययुगयो धर्मप्रवृत्ति निमित्तं कालः ॥

'કલિયુગના આરંભકાળનાં ૩૬ હજાર વર્ષમાથી પ્રથમ ૧૮ હજાર વર્ષ પર્યન્તનો સંધ્યાકાળ બંને યુગો ( કલિ, દ્વાપર )ના ધર્મની પ્રવૃત્તિનો નિમિત્ત રૂપ છે

तदनु अष्टादशसहस्राणि संध्यांशोभागत्रयं कलेरेको द्वापरधर्मप्रवृत्तौ निमित्तं । तथा सति तत्र निषेद्धानुप्रवेशात् कथमेतत्प्रामाण्यं लभेत ॥

તે (૧૮ હજારના સધ્યાકાળ) પછી ૧૮ હજાર વર્ષનો સંધ્યાશકાળ ત્રણ ભાગ જેટલા કલિયુગના ધર્મની અને એક ભાગ જેટલા દ્વાપરયુગના ધર્મની પ્રવૃત્તિનો નિમિત્તરૂપ છે

આ પ્રમાણે ૩૬ હજાર વર્ષ વ્યતીત થયા પછી શુદ્ધ કલિયુગની પ્રવૃત્તિ થશે. અર્થાત કલિયુગમાં જે નિષેદ્ધ હોય તે (નિષેદ્ધ)નો કલિયુગની ૧૮ હજાર વર્ષની આરંભકાળની સંધ્યા તથા ૧૮ વર્ષનો સંધ્યાંશકાળ વ્યતીત થયા પછી પ્રવેશ થવાનો હોવાથી ધર્મસિંધુમાં આવેલા "चत्वार्यब्द सहस्त्राणि चत्वार्यब्दशतानि च।" કલિગત ૪૪૦૦ વર્ષ પછી તેવી નિષેદ્ધના પ્રવેશની વાર્તાને પ્રમાણિક કેમ માની શકાય? અર્થાત્ ન માની શકાય. કેમકે દ્વાપરયુગ તથા તે યુગની અંતિમ ભાગની સંધ્યા એવં તેનો સંધ્યાંશ વ્યતીત થયા પછી કલિયુગના સંધ્યા એવં સંધ્યાંશની પ્રવૃત્તિ થાય છે. તેવી યુગોના મિશ્રિત ધર્મવાળી સંધ્યા સંધ્યાંશની વર્ષ-સંખ્યા વ્યતીત થઈ ગયા પછી કલિયુગનાં નિષેદ્ધની વાર્તાનો પ્રવેશ થઇ શકે, કિંતુ તેથી અગાઉ કલિવર્જ્ય વસ્તુઓના પ્રવેશને અવકાશજ નથી.

કેમકે ૧૮ હજાર વર્ષની સંધ્યામાં બે ભાગે દ્વાપરયુગનો ધર્મ તથા બે ભાગે કલિયુગનો ધર્મ હોવાથી વર્ણ વિભાગ તથા વેદનું યથાશાસ્ત્ર પઠનપાઠન પણ પૂર્વયુગની અપેક્ષાએ અર્ધા ભાગ જેટલી પ્રજામાં અવશ્ય રહે એ સંભવનીય છે.

તથા તે પછી ૧૮ હજાર વર્ષનાં સંધ્યાંશમાં પણ એક ચતુર્થાંશ દ્વાપરયુગનો ધર્મ રહેવાથી-તેટલા પ્રમાણમાં વર્ણવિભાગ એવં વેદનું યથાશાસ્ત્ર પઠન પાઠનનું અસ્તિત્વ

અવશ્ય રહેવું જોઇએ. જેથી કલિયુગનાં ૩૬ હજાર વર્ષ વ્યતીત થયા પછીજ નિષેધની પ્રવૃત્તિ થઇ શકે છે.

પરંતુ હમણાંથીજ વર્ણવિભાગ નથી, કિમ્વા ક્ષત્રિય અને વૈશ્ય વર્ણનો સર્વથા લોપ થઈ ગયો છે. અર્થાત્ બ્રાહ્મણ શિવાયની સઘળી જાતિઓ શૂદ્ર જેવી છે, જેથી તેમને વેદમંત્રોવડે કર્મ કરવાનો અધિકાર નથી.

ઈત્યાદિ કોલાહલ-ગેરસમજ શાસ્ત્રાર્થપરામર્શવિકલ માણસોજ ફેલાવી રહ્યા છે તે અયોગ્ય એવં પ્રમાણશૂન્ય છે.

જો કે તેઓ એમ કહેતા હોય કે "અમુક પ્રમાણમાં પ્રજા, વર્ણવિભાગની શ્રેણીમાંથી પતિત થઇ ગઇ છે. અતએવ તે પતિત કોટિમાં પ્રવિષ્ટ થયેલી પ્રજાને વૈદિક કર્મનો અધિકાર નથી." આ વાર્તા તો સર્વમાન્યજ છે. અર્થાત્ શિષ્ટાચારથી રહિત થયેલા પ્રજાવર્ગને એવં દ્વિજોચિત એવાં સ્નાન, સંધ્યાદિ નિત્ય નૈમિત્તિકાદિ કર્મથી રહિત થયેલા પ્રજાવર્ગને ઉકત કર્મનો અધિકાર નથી. આ કથન તો યોગ્યજ છે. કિમ્બહુના સ્વવર્ણાશ્રમ ધર્મથી રહિત થયેલા સમુદાયને કિમ્વા તેવી વ્યકિતને ઉકત કર્મનો અધિકાર નથી આ કથનમાં જરા પણ અસત્ય નથી.

મૂલથી કેટલીક ક્ષત્રિય કિમ્વા વશ્ય જાતિઓ છે તે પણ વર્તમાન કાળમાં બ્રાહ્મણોના સંસર્ગ રહિત થઈ જવાથી વ્રાત્યપણાને પામી ગઈ છે. અતએવં તેવી જાતિઓને પણ

વૈદિક કર્મનો વૈદિકમંત્ર પૂર્વકનો અધિકાર રહ્યો નથી. આ વાર્તા સત્ય છે. તથાપિ સર્વ જાતિઓને શૂદ્ર ગણી લેવાની વાર્તા સત્ય નથી. અર્થાત્ જાતિઓ મૂલથી પ્રસિદ્ધ ક્ષત્રિય કે વૈશ્ય જાતિમાંથી ઉત્પન્ન થયેલી હોય તેમજ જે જાતિમાં મોટે ભાગે વૈદિક સનાતન ધર્મનું યથાશકય પાલન થતું હોય તેમજ બ્રાહ્મણોના સંસર્ગનું જે જાતિમાં આધિકય હોય તે જાતિઓને શૂદ્ર ગણી લેવી એ એક અસાધારણ ભુલ છે. એ દૃષ્ટિએ અવલોકન કરતાં પ્રતીત થાય છે કે લોહાણા સંજ્ઞક જાતિ મૂલ સૂર્યવંશી છે. અર્થાત્ સૂર્યવંશમાં ઉત્પન્ન થયેલા રઘુવંશમાંથી કિમ્વા શ્રીરામચંદ્રજીના પુત્ર લવના વંશમાં ઉત્પન્ન થયેલી શુદ્ધતર જાતિ છે. પ્રસ્તુત જાતિનો જગદ્વિખ્યાત સારસ્વત નામક બ્રાહ્મણ જાતિ સાથે પુરા કાલથી ઘનિષ્ઠ સંબંધ અદ્યાવધિ યથાસ્થિત છે.

તેમજ અપવાદ શિવાય ઉક્ત જાતિ વૈદિક સનાતનધર્મનું એવં શિષ્ટાચારનું યથાશકય પાલન કરે છે. અર્થાત સ્નાન સંધ્યાદિ નિત્યનૈમિત્તિક આદિ કર્મો ઉક્ત જાતિમાં આદરપૂર્વક થતાં રહે છે.

ઇત્યાદિ દૃષ્ટિએ જોતાં પ્રસ્તુત લોહાણા સંજ્ઞક સૂર્યવંશી ક્ષત્રિય જાતિને વૈદિકકર્મનો વૈદિક મંત્રોચ્ચારપૂર્વકનો અબાધિત રીતે અધિકાર છે. તેમ છતાં કેટલાક બ્રાહ્મણો

ઉક્ત જાતિને પણ વૈદિકકર્મનો અધિકાર નથી એમ માની લઈ વૈદિક મંત્ર પ્રયોગપૂર્વક કર્મ કરાવતા નથી આ તેમનો કેવળ દુરાગ્રહ છે એમજ સિદ્ધ થાય છે.

યદ્યપિ ઉક્ત જાતિમાં દેશકાળને અનુસરી એવં ઇતર સંકીર્ણ જાતિઓના સંસર્ગ તથા પાશ્ચિમાત્ય સંસ્કૃતિવાદવાળા વાતાવરણને લીધે તેમજ ઇતર જતિઓમાં ગુપ્ત રીતે થતાં અધમ એવં અસહ્ય દુષ્કૃત્યોને જોઇ તેવાં દુષ્કૃત્યો આપણી જ્ઞાતિમાં થવા ન પામે તે સારૂ આપત્તિધર્મ તરીકે શિષ્ટાચારથી રહિત અમુક વર્તનો પ્રવૃત્ત થવા પામ્યાં છે. તેમ છતાં તેવાં વર્તનોવાળી વ્યકિત તરફ ઉકત જ્ઞાતિની આદરબુદ્ધિ રહેતી નથી. તેમજ તેમની સાથે આચરણશીલ વ્યકિતઓનો કોઇ જાતનો સવિશેષ સંસર્ગ હોતો નથી.

ઇત્યાદિ ઉપરથી જોઇ શકાય છે કે અપવાદ શિવાય ઉકત સમસ્ત જ્ઞાતિસમુદાય શિષ્ટાચારનો પાલક હોવાથી વૈદિક કર્મનો અધિકારી અવશ્ય છે.

માત્ર અપવાદવાળી વ્યકિતઓનેજ ઉકત રીતે કર્મ કરાવવાં ન જોઈએ. ધર્મશાસ્ત્રોની દૃષ્ટિએ જોતાં કલિયુગમાં કર્તાના સંસર્ગનો ત્યાગ કરવા માટેના ઉલ્લેખો મળે છે.

त्यजेद्देशं कृतयुगे त्रेतायां ग्राममुत्सृजेत् ।
द्वापरे कुलमेकं तु कर्तारं च कलौ युगे ॥

कृते संभाष्य पतति त्रेतायां स्पर्शनेन तु ।
द्वापरे त्वन्नमादाय कलौ पतति कर्मणा ॥
त्यागो हि संसर्गपरिहारः ॥ धर्मसिंधु तृ. पू.

અર્થાત–સતયુગમા અયોગ્યાચરણવાળી વ્યકિતના દેશનો ત્યાગ કરવાનો ચાલ હતો ત્રેતામા ગામનો, દ્વાપરમાં કુલનો, અને કલિયુગમા તેવા આચરણવાળી વ્યકિતનાજ સસગનો ત્યાગ કરવો એમ લખ્યુ છે.

તથા કૃતયુગમા પતિત સાથે સંભાષણ કરનાર પતિત ગણાતો હતો. ત્રેતામા પતિતનો સ્પર્શ કરવાથી પતિતપણુ પ્રાપ્ત થતું હતુ, દ્વાપરયુગમા પતિતનું અન્ન લેવાથી પતિતત્વની પ્રાપ્તિ થતી હતી. પણ કળિયુગમા તો તેવુ કર્મ કરનાર વ્યકતિ પોતેજ પતિત થાય છે કિંતુ તેના કુલ ઈત્યાદિને પતિતપણા માટે કોઈ જાતનો પ્રત્યવાય (દોષ) પ્રાપ્ત થતો નથી

માટે તેવાને ત્યાગી દઈ અર્થાત્ શિષ્ટાચારથી વિરુદ્ધ વર્તન કરવાવાળી ઉકત જ્ઞાતિની વ્યકિતઓનો ત્યાગ કરી દઈ બાકીના પરપરાથી શુદ્ધ આચરણ કરવાવાળા ઉકત જ્ઞાતિના સમુદાયને યથોકત કર્મ કરાવવામા કોઇ જાતનો પ્રત્યવાય (દોષ) નથી એમ આપણે મનુસ્મૃતિ તથા કાત્યાયનશ્રૌતસૂત્રના ભાષ્ય ઈત્યાદિ ઉપરથી સિદ્ધ કરીજ આવ્યા છીએ

---

ઓછામાં ઓછાં ૨૪ વર્ષ પર્યન્ત અધ્યયન કરાવવાનો નિયમ જ્ઞાતિમાં સુદ્રઢ કરી પ્રચલિત કરો. કેમકે તેથી ઓછી વયના વિવાહિત યુવકોનાં સંતાનો પ્રાયઃ બુદ્ધિહીન દીન, મલીન અને બલહીન થાય છે. તેમ તેમનાં તેવાં સંતાનો અનારોગ્યના યોગે અલ્પાયુવાળાં થઈ અકાળે મૃત્યુના ગ્રાસ બને છે.

વૈદકીય શાસ્ત્રના આદેશ પ્રમાણે કુમારની પૂર્ણ યુવાવસ્થા ૨૫ વર્ષથી આરંભાય છે. તેટલી વયની અગાઉ થયેલા વિવાહના યોગે થયેલી સંતતિ દીર્ઘજીવી થઇ શકતી નથી. વિધવાઓની અધિક સંખ્યા થવાનું મુખ્ય કારણ પણ એજ છે. માટે તેવાં પ્રજાવિઘાતક કુમારોનાં બાળલગ્નને અટકાવી તમારા કુલધર્મ અનુસાર પૂર્ણ યુવાવસ્થાના આરંભ કાળથી કુમારોના વિવાહ કરવાનો હિતકારક એવં આશીર્વાદ રૂપ નિયમ બનતી ત્વરાએ બાંધો.

કન્યાઓના વિવાહકાળ માટે ઈતર દેશોનું અનુકરણ નહિ કરતાં આયુર્વેદ તથા ધર્મશાસ્ત્રની આજ્ઞા પ્રમાણે કુમારીઓને રજોદર્શન થયા આગાઉજ પરણાવી આપવાનો મોટા ભાગે પ્રચલિત એવં વિહિત નિયમ જ કાયમ રાખો.

લોહાણા જ્ઞાતિએ કન્યાવિક્રય જેવાં અધમ કૃત્યો ઉપર મુકેલા અંકુશ સદશ (જેવા) અન્ય પ્રાંતમાં સુદ્રઢ એવં તીક્ષ્ણ અંકુશના અભાવે તે તે પ્રાંતના તમારા કેટલાક મલિન બંધુઓ તેવાં અધમ કૃત્યોને સર્વથા ત્યાગી શકયા નથી. તેમને પણ તમારા ઓજસ એવં વર્ચસ (વર્ચસ્વ)થી બચાવી લેજો,

ક્રીતકન્યા—વેચાતી લીધેલી કન્યા દાસી કહેવાય છે. અને તે કન્યાનાં સંતાનો તે દાસીપુત્રજ થાય એ સ્વાભાવિક છે. માટેજ ક્ષુદ્ર કારણે મહા ભયંકર દાસકોટિમાં તણાઇ જતા તમારા મલિન બાંધવોનો ઉદ્ધાર કરજો.

કન્યાવિક્રય એ માંસમીમાંસાજ છે. કેમકે મજબૂત બાંધાની એવં સુંદર કન્યાના અધિક પૈસા લેનાર કિમ્વા અધિક પૈસા આપનાર વ્યક્તિઓ માંસમીમાંસકજ છે, એમ કહેવામાં જરાપણ અસત્ય નથી. જો કે વરવિક્રય રૂપી પાતક પણ એથી વધારે ઉતરતું ગણી શકાય તેમ નથી. તેમ છતાં કન્યાવિક્રય રૂપી પાપ તો અનર્થમાં અવધીજ છે. જાતીય ઉચ્ચતા કિમ્વા આચારવિચારની ગમે તેટલી ઉચ્ચતા પણ કન્યાવિક્રય રૂપ ઘોરતર પાપના ઓઘમાં તણાઇ જાય છે. અને ઉક્ત પાપ, તે જાતિને દાસકોટિની કક્ષામાં લાવી મૂકે છે. કેટલીક ઇતર જાતિઓમાં તો સવર્ણ-સમાન જાતિની કન્યાઓ માટે બહુ મૂલ્ય આપવું પડતું હોવાથી તેઓ હીન જાતિની કન્યાઓને અલ્પ મૂલ્યથી ખરીદી લાવે છે. આવા સ્વજાતિ વિનાશક પરિણામની

ઉત્પત્તિ પણ કન્યાવિક્રયથીજ છે. માટે કન્યાવિક્રય કરનાર ગમે તે પ્રદેશના તમારા જ્ઞાતિ બંધુઓને પાતાલતલમાંથી પણ શોધી કાઢી તેવી અધમ વૃત્તિથી તેમને બચાવી લેજો !

આ પ્રમાણે કન્યાઓની મુક્તિ અને સ્રીઓની પવિત્રતાજ પ્રજાની ઉન્નતિમાં આધારભૂત છે. અર્થાત્ સમાન વર્ણ કિંવા સમાન જાતિની સુશીલા પતિવ્રતા સ્રી અને સદાચારી-સંયમશીલ પુરુષથી ઉત્પન્ન થનાર પ્રજાજ પોતાના જાતીય ગુણોથી વિભૂષિત થઇ શકે છે. તેવી પ્રજા ઉત્પન્ન કરવા સારૂજ ગૃહસ્થાશ્રમનો સ્વીકાર છે. પરંતુ કેવળ રતિસેવન સારૂ દારપરિગ્રહ નથી આ વાર્તા ખાસ લક્ષમાં લેશો.

બ્રહ્મચર્યાશ્રમમાં શરીરની સાતમી ધાતુરૂપ વીર્યના સંરક્ષણ પૂર્વક વ્યાકરણની ધાતુઓનું અધ્યયન કરવું તે જેમ પ્રધાન કિમ્વા મુખ્ય કર્મ છે, તેમ ગૃહસ્થાશ્રમમાં ધર્મ-પૂર્વક દ્રવ્યોપાર્જન, અતિથિ સત્કાર, પરિજન પાલનરૂપ મુખ્ય કર્મ છે. અને તૃતીય તથા ચતુર્થાશ્રમમાં ત્રિવિધ તાપની સહિષ્ણુતા પૂર્વક પરોપકાર-લોકકલ્યાણ યથાશકય સાધવાનીજ સંભાવના રહેલી છે. તે સિદ્ધ કરવા રૂપ મુખ્ય કર્મ છે.

ઉક્ત આશ્રમોની સફલતા સારૂ દ્વિજત્વને પામ્યા પછી જીવન પર્યન્ત તમારા વર્ણાશ્રમને ઉચિત એવા ધર્મો એવં નિત્ય, નૈમિત્તિકાદિ કર્મોનું આગ્રહ પૂર્વક યથાશાસ્ત્ર પાલન

કરતા રહેશો. વર્તમાન કાળમાં યોગક્ષેમ માટે તમોએ પ્રાયઃ વૈશ્યવૃત્તિ સ્વીકારી છે, છતાં આત્મકલ્યાણ માટે તો ક્ષત્રિયોચિત સત્કર્મોનું અનુપાલન અવશ્ય કરતા રહેશો.

કુમારોની ઉન્નતિ તરફ લક્ષ આપવા પ્રમાણેજ કુમારીકાઓને ધાર્મિક શિક્ષણ આપવું. અર્થાત્ કુમારીકાઓને ગૃહિણી ધર્મની સાંગોપાંગ એવં અનન્ય ફરજ સરલ એવં સચોટ રીતે સમજાવવી. બાળકોને ઉછેરવા પૂરતું વૈદ્યકીય જ્ઞાન પાકશાસ્ત્રનું જ્ઞાન, શીવવા ગૂંથવા ઇત્યાદિ કળાઓનું જ્ઞાન અને કુલધર્મનું જ્ઞાન આપવું.

પતિસેવા, પતિના વડીલ વર્ગ, બંધુ વર્ગ અને અતિથિસત્કાર ઈત્યાદિ સમ્બન્ધી શિક્ષણ આપવાની સાથેજ સુશીલતાનું ગૌરવ ધર્મશાસ્ત્રોના અનુરોધે પ્રધાનપણે સમજાવવું.

પ્રાકૃતન કર્માનુસાર થતા સમ્બન્ધી જનના સંયોગવિયોગજન્ય હર્ષશોકને અંકુશમાં મૂકવા સારૂ તેમજ સુશીલતાને સાધ્ય કરવામાં સાધનરૂપ શમ, દમાદિકને ધારણ કરવા સારૂ અધ્યાત્મ શાસ્ત્રના ઉપદેશની અનિવાર્ય આવશ્યકતા છે જેથી તત્ત્વજ્ઞાનના 'અજ્ઞાન ગ્રંથિવિભેદક' સંસ્કાર બીજોને, કુમારીઓનાં હૃદય મંદિરમાં સ્થાપન કરવા પુરતા અધ્યાત્મશાસ્ત્રના શિક્ષણની પણ આવશ્યકતા છે

સ્ત્રીયોના હૃદયમાં શ્રદ્ધા, ભક્તિ અને આસ્તિકતાની એટલી બધી બલવત્તર માત્રા છે કે-જેનું માપ મનુષ્ય

હૃદયથી કરી શકાય તેમ નથી પરંતુ સ્ત્રીયોના હૃદયમાં યથાર્થ વિચારની માત્રા પ્રમાણમાં ન્યૂન હોવાથી ઉક્ત સાધનોના સદુપયોગના માર્ગોમા ભુલ થવાની ભીતિ રહે છે. તેથીજ કુમારીઓને-સ્રીશરીરોને નીતિના શિક્ષણની અત્યધિક આવશ્યકતા છે. તેમ સ્રીઓ તરફ આદરબુદ્ધિ રાખવાની પણ અપરિહાર્ય એવં અનિવાર્ય આવશ્યકતા છે

ઇત્યાદિ પ્રત્યેક આવશ્યકતાને પૂર્ણ કરવા રૂપ તમારો પરંપરાગત પ્રશસ્ત કુલધર્મ છે માતા, પિતા, ગુરૂ અને અતિથીને દેવતુલ્ય માની તેમની સેવા સત્કાર કરવા રૂપ તમારો કુલધર્મ છે. પરસ્રીને માતા તુલ્ય ગણવાનો તેમજ પરધનને વિષ તુલ્ય ગણવાનો પણ તમારો ઉકત પ્રકારનો કુલધર્મ છે

ક્રિશ્ચહુના વર્ણાશ્રમ ધર્મનું આચરણ, દૈવી સંપત્તિના ગુણની અંતઃકરણમા સ્થિતિ, પૂજ્ય વર્ગની સેવા, સમાન વર્ગ સાથે મૈત્રી, દીન જનો ઉપર દયા, દુષ્ટજનોની ઉપેક્ષા, શરણાગતની રક્ષા 'ઇત્યાદિ' કરવા રૂપ તમારો ઉપર્યુકત પ્રકારનો કુલધર્મ છે અર્થાત શિષ્ટજનોના આચરણ રૂપી તમારા કુલધર્મના પાલન સારૂ અને મોક્ષ પ્રાપ્તિ સારૂજ બલીષ્ઠ પ્રયત્ન-પુરુષાર્થની આવશ્યકતા છે. તેમા જરા પણ પ્રમાદ કરશો નહિ

પરંતુ દ્રવ્યપ્રાપ્તિ અને સુખોપભોગની પ્રાપ્તિ, પ્રાક્તન કર્માનુસાર થતી હોવાથી તે માટે ઉચિત પ્રયત્ન-

પુરુષાર્થ કરવા છતાં, પોતાના મનોરથ પ્રમાણે તેની પ્રાપ્તિ ન થાય તો પણ તે માટે શોકાતુર થશો નહિ. તેમ પ્રાક્તન કર્માનુસાર ઇશ્વર પ્રેરણાથી જે કાંઇ દ્રવ્ય અને સુખોપભોગની પ્રાપ્તિ થાય તે ભોગવ્યા કરજો. પણ તે દ્રવ્યાદિક માટે ઇચ્છા કરશો નહિ.

## અધ્યાત્મ વિચાર.

कुलं पवित्रं जननी कृतार्था विश्वंभरा पुण्यवती च तेन ।
अपारसंवित्सुखसागरेऽस्मिन् लीनं परे ब्रह्मणि यस्य चेतः ॥

આ ઉપશાંત મનુષ્ય જન્મને સાર્થક કરવા રૂપ અધ્યાત્મક વિચાર કરવો તે પણ તમારો તો કુલધર્મજ છે. ઉક્ત વિચાર વિના આત્મસાક્ષાત્કાર થવાનો સંભવજ નથી. તેમ આત્મસાક્ષાત્કાર વિના સંસારસાગરમાંથી તરી જવાનો બીજો કોઈ સરલ માર્ગજ નથી. અર્થાત્ મૃત્યુરૂપી સંસારચક્રમાંથી કિમ્વા ઘટમાળોપમ જન્મ મરણ રૂપી અસહ્ય દુઃખોદધિમાંથી મુક્ત થવા માટે અન્ય કોઇ સુગમ ઉપાયજ નથી, અત એવ આત્મસાક્ષાત્કાર સબંધી અધ્યાત્મ વિચાર કરવા સારૂ અનેક સુકૃતના યોગે મેળવેલા ઉત્તમ વર્ણાશ્રમવાળા મનુષ્ય દેહને તેમજ વંશપરંપરાના ઉચ્ચતર સંસ્કારાંકુરોને વ્યર્થ થવા દેશો નહિ.

નિષ્કામ ફલાભિલાષા રહિત વિહિત એવાં કર્માનુષ્ઠાન વડે અંતઃકરણની શુદ્ધિ કરી લીધાં પછી વિશુદ્ધ થયેલા

અંતઃકરણમાં પણ અનેક ફલશ્રુતિને લીધે ભિન્ન ભિન્ન પુણ્ય લોકની શ્રેષ્ઠતા સંબંધી યત્કિંચિત પણ વિપરીત પરિણામરૂપ વિક્ષેપની પ્રતીતિ થતી હોય તેને શાંત કરવા સારૂ નિષ્કામ કર્મ પ્રમાણેજ ભાવપૂર્ણ ઉપાસના પણ નિષ્કામપણે કરતા રહેશો.

તેમજ કર્મોપાસનાના યોગે અનુક્રમે પવિત્ર અને અચલ થયેલા અંતઃકરણમાં પણ અજ્ઞાન કિંવા માયા રૂપી યવનિકા વડે આત્મસ્વરુપ તિરોહિત થયેલું હોવાથી માયા કિંવા અજ્ઞાન રૂપ આવરણને દૂર કરવા સારૂ એવં અપરોક્ષ રીતે આત્મસાક્ષાત્કાર કરવા સારૂ અધ્યાત્મ વિચાર અવશ્ય કરતા રહેશો.

અને તદનુસાર નિર્મલ નિષ્પંદ અને નિરાવરણ થયેલા અંતઃકરણની વૃત્તિઓને સ્વસ્વરૂપના અનુસંધાનમાં નિયુક્ત કરી દેવાથી જે સુખાતિરેકનો અનુભવ થાય છે તેજ પરાકાષ્ઠા અને તેજ પરાગતિ છે. અત એવ પરમાનંદના અતિરેક રૂપ પરાકાષ્ઠા કિંવા પરાગતિને પ્રાપ્ત કરવા સારૂ વૃત્તિનો અભ્યાસ પણ અવશ્ય કરતા રહેશો.

કદાચિત્ ત્રૈકાલિક પ્રતિબંધના યોગે આત્મસમર્પણ રૂપા અંતિમ ભકિત કિંવા અપરોક્ષજ્ઞાનજન્ય સુખાતિશયનો અનુભવ ન થતો હોય તો પણ કાળે કરી-પ્રતિબંધના ક્ષય થયા પછી-ઉક્ત વિચારની સફલતા તો થવાનીજ. માટે વિચારમાં નિરાશ થવાનું કારણજ નથી.

જાગ્રદવસ્થામાં પ્રતીત થતા પદાર્થો પોતાના સ્વામીત્વના હોય તેમજ નિકટવર્તી હોય તેમ છતાં નેત્રસ્થાનનો ત્યાગ કરી 'વિશ્વ' નામક જાગ્રદવસ્થાનો અભિમાની પ્રદેશ (અંગુષ્ઠ અને તર્જનીના) પ્રાંત જેટલા અદૂર પ્રદેશમાં ગયા પછી અને તૈજસ એવા સ્વરૂપમાં પરિણત થયા પછી સ્વપ્નાવસ્થામાં પોતાના તેમજ સમીપસ્થ પદાર્થો તેને જેમ અલ્પ પણ સહાયતા કરી શકતા નથી, તેમ સ્વપ્નાવસ્થામા પ્રાપ્ત થયેલી દ્રવ્યાદિક વસ્તુઓ જાગ્રદવસ્થામાં જરા પણ આવશ્યક્તા સિદ્ધ કરી શકતી નથી.

તો પછી આસક્તિને લીધે સંગ્રહ કરી રાખેલી સંપત્તિ દેહાંતરને પામ્યા પછી શા ઉપયોગની? સંપત્તિનાં દાન, ભોગ અને નાશ એ ત્રણજ પરિણામ છે.

પ્રધાનપણે દાન અને ગૌણપણે ઉપભોગ નહિ કરનાર વ્યક્તિની સંપત્તિ તો નાશરૂપ તૃતીય પરિણામને પામે છે

માટેજ અધ્યાત્મ વિચારસરણિમાં આરૂઢ થઇ સંસારના સર્વ ભાવો સાથે અનાસક્તપણે વ્યવહાર કરવો. આસક્તિજ બંધન કરે છે, કિન્તુ સંસારના પદાર્થો બંધનકારક નથી. આસક્તિ, અધ્યાત્મવિચારવિમુખ મનુષ્યનેજ હોય છે. કિમ્વા કેવલ અધ્યાત્મ શાસ્ત્રના પ્રૌઢીવાદ માત્રના જ્ઞાતાને હોય છે, પરંતુ અધ્યાત્મ વિચારને આચરણમાં લઇ આવી વિચરનાર મહાપુરુષને આસક્તિનો ગંધ સુદ્ધાં હોતો નથી. તેથીજ આત્મરતિને સંપાદન કરી, આત્મક્રીડ થઇ

અને વિહિત કર્મોનું આચરણ કરતો હોય તેવા પુરુષને બ્રહ્મજ્ઞાનિઓમાં શ્રેષ્ઠતમ માનેલો છે

તેવો જ્ઞાનિ પુરુષ જેમ પ્રેક્ષકોને રંજન કરવા સારૂ વિલક્ષણ પ્રકારની ભૂમિકામાં આરૂઢ થયેલો નટ અનાસક્ત છતાં અનન્ય ભાવે ભૂમિકા રચે છે તથાપિ પોતાના સ્વસ્વરૂપને ભૂલતો નથી, તેમજ ત્રૈલોક્ય રંગસ્થળીમાં પ્રાક્તન કર્મવશાત્ પ્રાપ્ત થયેલાં શરીરાદિકોની અનન્ય ફરજ અનાસક્ત મનસા બજાવતો રહે છે. અતએવ જ્ઞાનિ પુરુષ સ્વસ્વરૂપને ભૂલતો નથી. જાગ્રત થયેલા પુરૂષને સ્વામરાજ્યની ઇચ્છાજ શી હોય?

જે પ્રમાણે વૃક્ષની શાખા, નીચે ખેંચનાર મનુષ્યને ફલ, પુષ્પ આપી દેવા જેટલા સમય પર્યન્ત નીચેના પ્રદેશમાં રહી પુનઃ પોતાના પૂર્વ નિર્ણિત ઉચ્ચ પ્રદેશમાં જઇ સ્થિત થઇ જાય છે. તે પ્રમાણેજ જ્ઞાનિ પુરુષની વૃત્તિઓ વ્યવહારિક કાર્યપરત્વે નીચે ઉતરી આવી (વ્યવહારાકાર થઈ) અનાસક્ત મનસા ઉંકત કાર્યને યથાવત્ પૂર્ણ કરે છે. પરંતુ તે કાર્યને અંતે પુનઃ પોતાની ઉચ્ચ ભૂમિકામાં આરૂઢ થઇ જાય છે. લોકસંગ્રહ શિવાય તેની કર્મમાં પ્રવૃત્તિજ ક્યાં છે?

તથા જેમ અગ્નિ સાથે તૃણ, કાષ્ટાદિકનો સંયોગ થવાથી જ્વાલા થાય છે, પરંતુ નિરિંધન થયેલો અગ્નિ પુન જે પ્રમાણે અંતર્મુખ થઇ રહે છે. તે પ્રમાણે જ્ઞાનિ પુરુષ

કાર્યના અંતે અંતર્મુખ થઇ સ્વસ્વરૂપના અનુસંધાનમાંજ રહે છે. અનાસક્તને અભિલાષા હોયજ ક્યાંથી ? અર્થાત્ કર્ત્તવ્યબુદ્ધિ પૂરતીજ તેની પ્રવૃત્તિ હોય છે.

જેમ એક નટ, ઉપરના ભાગમાં રજ્જુ ઉપર અવલંબન વિના પદસંચાર કરતી વખતે પોતાની દૃષ્ટિનો સૂક્ષ્મ પ્રવાહ ઉક્ત રજ્જુ ઉપર રાખી, દૃષ્ટિના સ્થૂલ પ્રવાહવડે પ્રેક્ષકો તરફ અભિનયનાં વિધાનો કરતો નાટ્યની અનેક ભૂમિકાઓ રચે છે કિમ્વા બજાવતો રહે છે તેમ જ્ઞાનિ પુરુષ, પોતાની વૃત્તિઓના સ્થૂલ પ્રવાહવડે 'પણ' આકર્ષક રીતે વ્યાવહારિક કાર્ય કરતો રહે છે. તેમ છતાં પોતાની વૃત્તિના સૂક્ષ્મ પ્રવાહને આત્માનુસંધાન રૂપા રજ્જુના સમીક્ષણમાંજ રોકે છે.

અર્થાત જ્ઞાનિ પુરુષ નિશ્ચયાત્મિકા એકજ દૃષ્ટિબિન્દુ રૂપા વર્ત્તિવડે કાકાક્ષિન્યાયે એકજ સમયાવચ્છેદે વ્યાવહારિક અને પારમાર્થિક કાર્યને સાધે છે.

પારમાર્થિક દૃષ્ટિએ ઐન્દ્રજાલિક સ્વરૂપે પ્રતીત થતા પદાર્થો સાથે વ્યાવહારિક દૃષ્ટિએ વ્યવહાર કરવા છતાં જ્ઞાનિ પુરુષ તેનાથી અલિપ્તજ રહે છે.

સ્વપ્નાવસ્થામાં પ્રાપ્ત થયેલાં રાજ્યાસન ઉપર અભિષિક્ત થવાની તેમજ ઉક્ત અવસ્થામાં પ્રાપ્ત થયેલી રાજકન્યાના એકાંત સેવનની કિમ્વા તેવા ઇતર સુખોપભોગની જાગ્રત થયેલો પુરૂષ અભિલાષા કરશે ખરો કે ! કદાપિ નહિ. અને

'ફલાભિલાષા રહિત થઈ સર્વ કાર્યો બ્રહ્માર્પણ બુદ્ધિથી કરે છે તેવો જ્ઞાનિ પુરુષ કમળ પત્રની માફક અલિપ્ત રહે છે એ તો સુપ્રસિદ્ધજ છે.

"સર્વ કામનાઓના ત્યાગ પૂર્વક ઈચ્છા, મમતા અને અહંકારનો જે ત્યાગ કરે છે તેવો પુરુષ શાંતિને પ્રાપ્ત કરી શકે છે" એ પણ તેટલીજ પ્રસિદ્ધ વાર્તા છે.

પરંતુ "જે પુરુષ કર્મેન્દ્રિયોનો સંયમ કરીને ઇન્દ્રિયોના વિષયોનું ચિંતન કર્યા કરે છે તે તો સુપ્રસિદ્ધ દાંભિકજ છે." તેને 'ઉક્ત પ્રતિબંધને લીધે' આત્મલાભજન્ય સુખાતિશયનો સાક્ષાત્કાર શી રીતે થાય વારૂ?

અતએવ જે પુરુષ બુદ્ધિના પ્રભુત્વમાં આવેલાં નિર્મલ મનવડે ઈન્દ્રિયોને નિયમમાં રાખી આસક્તિ ન રાખતાં કર્મેન્દ્રિય દ્વારા કર્મયોગનું આચરણ કરે છે તેનેજ શ્રેષ્ઠ પુરુષ સમજવો.

તેવા પુરુષના અધ્યાત્મવિચારના યોગે આત્મ—સાક્ષાત્કારજન્ય ઓજસની પ્રાપ્તિ થયા પછી આધિદૈવિક અને આધિભૌતિક દુઃખો સહજમાં ભોગવાઇ જાય છે. અર્થાત ઉક્ત દુઃખોની ભયંકરતા તેને દૃષ્ટિગોચર થતી નથી. કિમ્બહુના ઉક્ત દુઃખજન્ય શોકાશ્રુ કિમ્વા મનોવ્યથાની ઉત્પત્તિનો તેના અંતઃકરણમાં બહુધા લોપજ થઇ ગયેલો હોય છે. સ્વપ્નામાં પ્રાપ્ત થયેલા રાજ્યથી ભ્રષ્ટ થવાનો અકારણ શોક તજ્ઞને થાય ખરો કે?

# શુદ્ધિપત્ર.

અનુસ્વાર, કાનો, માત્રા, આ--એ, અને રકાર (ર્ક) ઇત્યાદિ કેટલીક અશુદ્ધિઓ સહજમાં સુધારી વાંચી શકાય તેવી સુધારી નથી.

| શુદ્ધ. | અશુદ્ધ. | પૃષ્ટ. | પંક્તિ |
|---|---|---|---|
| રશ્મિઓ. | મરીચિકાઓ | ૫ | ૫ |
| ,, | ,, | ,, | ૬ |
| अग्नेरापः। | अग्नेराप। | ૬ | ૧૯ |
| જ્યોતિષચક્ર | જ્યાતિષચક | ૮ | ૧૫ |
| જ્યોતિષ શાસ્ત્ર | જ્યોતિ શાસ્ર | ૧૦ | ૨ |
| ,, | ,, | ,, | ૩ |
| द्विवीव | द्विवीव | ૧૩ | ૨ |
| म्यो | म्योः | ૧૪ | ૬ |
| मेरु | मेरू | ,, | ૧૧ |
| તમો | તપો | ૧૬ | ૧૨ |
| મેરુ | મેરૂ | ૧૬ | ૧૪ |
| સૃષ્ટ | સૃષ્ટિ | ૨૮ | ૭ |
| (ઓળંભા) | (ખોળંભા) | ૪૧ | ૨૦ |
| વાસ્તવિક | વાસ્તિવક | ૪૩ | ૪ |

| શુદ્ધ. | અશુદ્ધ | | |
|---|---|---|---|
| ભાષ્ય | ભાષ્યક | | |
| वर्णिनि | यर्णिनि | | |
| સરસ્વતી અને અશ્વિની કુમારોથી લોહિ-તેન્દ્ર તથા સારસ્વતની ઉત્પત્તિની કથા છે- એમ વાંચવું. | | | ૧ |
| ગણાત્રાના | ગણત્રન | ૮૧ | ૧૦ |
| रुचिरप्रभम् | चिरप्रभम् | ૧૦૬ | ૧ |
| વૈવસ્વત | વવસ્વત | ૧૨૨ | ૧૧ |
| હતો | છે | ૧૩૮ | ૧ |
| ગોસ્વામી | ગોસ્સામી | ૧૮૧ | ૫ |
| કેવળ | કેપળ | ૧૯૫ | ૪ |
| માર્જન | માર્જનું | ૨૦૨ | ૧૭ |
| નીચેના | નાચેના | ,, | ૨૦ |
| 'અર્થાત્' શબ્દ મૂકી દેવો | | ૨૦૮ | ૧ |
| પ્રતાપ | પ્રતાપી | ૨૧૧ | ૧૯ |
| વંશજો | વંશના | ૨૧૮ | ૮ |
| તથા | તયા | ૨૨૪ | ૨૨ |
| યજુર્વેદની | ઋગ્વેદની | ૨૩૦ | ૫ |
| આશય | આશંક | ૨૮૨ | ૭ |

| શુદ્ધ. | અશુદ્ધ. | પૃષ્ટ. | પંક્તિ. |
|---|---|---|---|
| સાધો | સાથે | ૨૮૬ | ૧૫ |
| શબ્દના | શબ્દનો | ૩૨૩ | ૮ |
| अपरो | अपरे | ३५० | १ |
| વૈવસ્વત | વવસ્વત | ૩૭૨ | ૨૨ |
| મનુષ્યની | મનુષ્યના | ૩૭૫ | ૭ |
| મેળવવું | મેળવ્યું | " | ૮ |
| दृश्यते | दृश्येते | ३८२ | २० |
| पञ्च | पञ्चा | ३९४ | १४ |
| वार्द्ध | वार्द्ध | ३९५ | ७ |
| મનુથી ૫૨ | મનુથી ૫૪ | ૪૫૬ | ૧૧ |
| મનુથી ૬ | મનુથી ૧૬ | " | ૧૭ |
| નભગ | નગભ | ૪૬૩ | ૧ |
| अगस्त्य | आगस्त्य | ४७३ | १९ |
| વિજ્ઞાનેશ્વર | જ્ઞાનેશ્વર | ૪૮૦ | ૧૫ |
| धर्मो | धर्मो | ४८८ | १६ |
| पूर्वात | पूर्यात | ४८९ | ७ |